# વીણેલી રશિયન વાર્તાઓ





'રાદુગા' પ્રકાશન
મોસ્કો

આમુખનો લેખક — એન. યાકૂશિન
અનુવાદ — શ્રુતિ મહેતા
સજાવટ —

АНТОЛОГИЯ РУССКОГО РАССКАЗА
*на языке гуджарати*

ANTHOLOGY OF RUSSIAN SHORT STORIES
*In Gujarati*





A $\frac{4702010100-265}{031(01)-89}$ 157-89

ISBN 5-05-002085-9

# અનુક્રમણિકા

# આમુખ

ટૂંકી વાર્તા એ પ્રખ્યાત રચના અને શૈલી છે તથા વિશ્વ સાહિત્યમાં બહોળી ફેલાયેલી છે.

રશિયન ટૂંકી વાર્તાનો ઈતિહાસ રશિયામાં સામાજિક-રાજકીય અને સાહિત્યિક ચળવળ સાથે ગાઢ રીતે જોડાયેલો છે. ૧૮મી શતાબ્દીના અંતમાં ઉદ્‌ભવ પામેલી રશિયન ટૂંકી વાર્તા વિકાસની એક પણ પ્રક્રિયાને અનુસરેલી નહોતી અને વિશેષ તથા સ્વતંત્ર શૈલી તરીકે એકદમ તરત જ આકાર લીધો નહોતો. લાંબા વખત સુધી તે લઘુ નવલ-કથા, છૂટક પ્રસંગના બયાન, વિનોદ અને પરી કથા જેવાં "ગૌણ" ગદ્ય સ્વરૂપોમાં લોપ પામેલી હતી. "ટૂંકી વાર્તા" સન ૧૮૨૦ના અંત સુધી વાપરવામાં નહોતી આવી. ગમે તેમ, પણ આ પછી બે દાયકાઓ માટે આ બધાં ટૂંકાં ગદ્ય કાર્યો સામાન્યપણે લઘુ નવલ કથાઓ કહેવાતાં હતાં. માત્ર ૧૮૪૦ના અંતમાં છેવટે ટૂંકી વાર્તાએ એક શૈલી તરીકે પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી. જોકે પહેલાંની જેમ તેની અને લઘુ નવલકથાની વચ્ચેની વિભાજન રેખા અસ્પષ્ટ અને ઘટ્ટ હતી. તેથી કરીને તે ભાગ્યે જ આશ્ચર્યકારક છે કે ઘણા લેખકોએ ઘણીવાર પોતાની નાની નાની કૃતિઓનો લઘુ નવલકથાઓ તરીકે અને કેટલીક વખત ટૂંકી વાર્તાઓ તરીકે ઉલ્લેખ કર્યો હતો.

કલાત્મક વિગતો કહેતી સંક્ષિપ્ત, સર્વગ્રાહી વાર્તાસીમા, વિશેષ આંતરિક લયબદ્ધતા અને આલેખવામાં આવેલાં પાત્રો કે ઘટનાની જટિલતાને વાચક સુધી પહોંચાડતો ગૂઢ ગર્ભિતાર્થ—આ બધાં ટૂંકી વાર્તાનાં સૌથી વધુ લાક્ષ-ણિક અંગો છે. ટૂંકી વાર્તાની કલાત્મક રચના ઉપર કેટલાંક અત્યંત બારીક સ્પષ્ટીકરણો ત્વારદોવ્સ્કી દ્વારા કરવામાં આવ્યાં, જેમણે તેને મુક્ત અને અસામાન્ય સર્વગ્રાહી સાહિત્યક રચનામાં જોયાં. જે ચોક્કસપણે વર્ણન કાલ્પનિક કથાવસ્તુને વળગી રહેવાને ટાળે છે અને એવી રીતે ઉપર ઊઠી આવે છે જાણે તે જીવનમાં કે પાત્રમાં ઘટનાનાં કલાકારનાં નિરીક્ષણમાંથી જ

સીધું નીકળી આવ્યું હોય અને ખાસ કરીને ઊભી કરવામાં આવેલ સમસ્યા કે પ્રશ્નના સંપૂર્ણ નિવારણ પછી પૂર્ણવિરામ મૂકતો "મર્યાદિત" અંત ન હોય.

૧૯મી શતાબ્દીનાં રશિયન સાહિત્યમાં અને પ્રસંગોપાતપણે ત્યાર પછીના સમયમાં પણ ટૂંકી વાર્તાનો વિકાસ સ્થિર પ્રક્રિયા નહોતી. કેટલીક વખત બીજી સાહિત્યિક શૈલીએ તેને પડદામાં ધકેલી દીધી હતી અને કેટલીક વખતે અગ્રણી ભૂમિકા ભજવવાનું શરૂ કર્યું હતું. આ તદ્દન સમજાવી શકાય એવું છે. દરેક કાળમાં ન માત્ર નવા વિચારો પેદા કરાયા પણ સાથે સાથે ચોક્કસ સ્વરૂપો પણ અસ્તિત્વમાં આવ્યા જેમાં તે મૂર્તરૂપ પામેલા હતા. બેલીન્સ્કીએ નોંધ્યું હતું: "જો એક કાળના વિચારો છે તો પછી તે કાળના ચોક્કસ સ્વરૂપો પણ છે." ટૂંકી વાર્તા કેટલીક વખત એક કાળનું આવું સ્વરૂપ બની હતી. તે વિશેષ કરીને સમાજની સભાનતામાં આધ્યાત્મિક શોધતપાસ અને ફેરફારોના ગાળા દરમિયાન પ્રચલિત સાબિત થઈ હતી જ્યારે તે સૌથી મહત્ત્વની તાત્કાલિક સમસ્યાઓ—રાજકીય, તત્ત્વજ્ઞાની, કળા સુરુચિ ધરાવતી, કાનૂની અને એવી બીજી—નિવારવી જરૂરી હતી.

રશિયામાં ટૂંકી વાર્તાનો ઉદ્‌ભવ અને વિકાસ બીજા સ્વરૂપોની જેમ આકસ્મિક રીતે અજોડ પરિસ્થિતિઓમાં થયો હતો. લગભગ આખી ૧૯મી શતાબ્દી દરમિયાન રશિયન સાહિત્ય સામાજિક સભાનતાની રાજકીય પ્રવૃત્તિ માટેના પ્રગટીકરણનું એક માત્ર સંભવ સ્વરૂપ હતું. યોગ્ય કારણસર નિકોલાઈ ચેર્નીશેવ્સ્કીએ લખ્યું: "...આપણા માનસિક વિકાસમાં, તે (સાહિત્ય—એન. યાકૂશિન) ફ્રેંચ, જર્મન કે અંગ્રેજી સાહિત્ય કરતાં પેલાં લોકોની બૌદ્ધિક જિંદગીમાં વધારે સૂચક ભાગ ભજવે છે. અને તે બીજાં કોઈ પણ સાહિત્ય કરતાં વધારે કર્તવ્યો ઊઠાવે છે. અમારા માટે સાહિત્ય લોકોની લગભગ આખી માનસિક જિંદગીનું ચિત્ર સંક્ષિપ્તમાં રજૂ કરે છે અને તેથી કરીને તેની ફરજ બીજા દેશોમાં અત્યારે માનસિક પ્રવૃત્તિનાં જે બીજાં વલણો અંકુશમાં છે તેને ધ્યાનમાં રાખવાની છે."

ટૂંકી વાર્તાની શૈલી રચનાની પ્રક્રિયા શરૂ થવાની સાથે સાથે અઢારમી શતાબ્દીના અંતમાં નિકોલાઈ કારામઝીનની પહેલી સંવેદનશીલ લઘુ નવલકથાઓ પણ પ્રકાશિત થઈ જેમાં પહેલી વાર માનવ જીવનના આંતરિક જગતમાં રસ દેખાડવામાં આવ્યો તથા સંવેદનક્ષમતાની ભાવના જાહેર કરવામાં આવી હતી. કારામઝીનની લઘુનવલકથા 'બિચારી લીઝા', આખા રશિયન ગદ્યના વિકાસમાં સંપૂર્ણ અર્થનાં માર્ગસૂચક સિદ્ધિ છે. બહુ લાંબી



નહિ તેવી, સુઘડપણે યોજાયેલ ભૂમિકાવાળી અને "લાગણીશીલ" નાયકનાં રૂપમાં લખાયેલી આ વાર્તા શૈલીના નમૂના તરીકે ગણવામાં આવી હતી.

ગૌણ ગદ્ય રચનાઓમાં સાચાં અંકુરો ફૂટવાની શરૂઆત ૧૯મી શતાબ્દીની ૨૦મી કે ૩૦મી સાલના શરૂઆતમાં, જ્યારે રોમાન્ટીઝ્મ સાહિત્યમાં વર્ચસ્વ ધરાવનાર બની રહ્યું હતું ત્યારે, અસ્તિત્વમાં આવી. પશ્ચિમ યુરોપી ટૂંકી વાર્તા લેખનશૈલીની સિદ્ધિઓ ઉપર આકર્ષાતાં રશિયન રોમાન્ટિકોએ જીવનનાં અર્થઘટન તરફ પોતાનો રસ્તો શોધવાનો પ્રયત્ન કર્યો. ઉદાહરણ તરીકે, તેઓ એ પશ્ચિમી રોમાન્ટિક સાહિત્યનાં લાક્ષણિક એવા વ્યક્તિવાદ અને ગૂઢવાદનાં વિષયોને વિસ્તૃત રૂપે ન વિકસાવ્યાં પણ દૃઢપણે પોતાનાને જોડાઈ રહ્યાં. રશિયન રોમાન્ટિકોએ આત્મિક રીતે મુક્ત થયેલ વ્યક્તિનું રેખાચિત્ર દોરવા તરફ વિશેષ ધ્યાન આપ્યું. રશિયન રોમાન્ટિકોની રચનાઓમાં લાગણીશીલ ઉમદા નાયક જીવનમાં પોતાના સ્થાનને સમજવાનો અને વિચાર તથા વર્તનની સ્વતંત્ર ઢબ તરફ હક્ક પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરતો હતો.

રોમાન્ટિક "ગૌણ ગદ્ય"નાં ઉદાહરણની સાથે સાથે ૧૮૩૦ની શરૂઆતમાં મહાન રશિયન કવિ અલેક્ઝાન્દર પૂશ્કિન દ્વારા લખાયેલ વાસ્તવવાદી વાર્તાઓ પણ પ્રકાશનમાં આવી. જે 'મૃત ઇવાન પેત્રોવીચ બેલ્કિનની વાર્તાઓ' તરીકે પ્રકાશિત થઈ હતી. આ વાર્તાઓએ રશિયન જીવનના સૌથી વધુ વિવિધ પ્રકારનાં પાસાંઓની ગહન સમજ બતાવી અને આ વાર્તાઓ સાચી શબ્દીય લાગણીઓ વડે વ્યાપેલી છે.

પૂશ્કિનના ગદ્યના પોતાના સામાન્ય ખ્યાલો હતા. સન ૧૮૨૨માં, 'મૃત ઇવાન બેલ્કિનની વાર્તાઓ'ના પ્રકાશનનાં લગભગ દસેક વર્ષ પહેલાં તેમણે નોંધ્યું હતું: "ચોકસાઈ અને ટૂંકાણ—આ ગદ્યની પ્રાથમિક ખૂબીઓ છે. તે વિચારો અને હજી વધારે વિચારોની માંગ કરે છે—તેમના વિના હોશિયારીપૂર્વક અભિવ્યક્તિઓ કોઈ હેતુ પાર નથી પાડતી." તેમણે પોતાનાં સર્જનાત્મક કાર્યમાં આ સિદ્ધાંતો એકધારી રીતે લાગુ કર્યા હતા.

પૂશ્કિન અને ગોગલે ન માત્ર વ્યક્તિગત સમસ્યાઓ પણ રશિયન જીવન માટે સામાન્ય એવી બધી સમસ્યાઓને નિવારવા માટેની ઇચ્છાથી અંકાયેલ સૌથી પહેલી વાસ્તવવાદી "ગૌણ ગદ્ય" રચનાઓનું સર્જન કર્યું. આ સંપૂર્ણ ઘટનાક્રમની લેખનશૈલી તરફ દોરાયું જેમાં વાસ્તવિકતાને વાચકો સમક્ષ તેના બધા જ પાસાઓ અને જટિલતાઓમાં રજૂ કરવામાં આવી હતી. આના ઉદાહરણો છે પૂશ્કિનની 'મૃત ઇવાન બેલ્કિનની વાર્તાઓ',

ગોગલની 'પીટર્સબર્ગની વાર્તાઓ' અને લેરમોન્તોવની 'અમારા સમયના નાયક'. બીજા રશિયન લેખકોએ આ રીતે વાર્તાઓના ઘટનાક્રમનો "ડ્રીમર્સ" વિષેની વાર્તાઓ.

૧૮૪૦માં નોંધાયેલ જુદાંજુદાં સામાજિક સ્તરો અને વર્ગોનું પ્રતિનિધિત્વ કરનાર જિંદગીઓમાં રસ, લોકોની વાસ્તવિક રહેણીકરણીની પરિસ્થિતિઓ, નૈતિક જરૂરિયાતો અને આધ્યાત્મિક મહત્ત્વકાંક્ષાઓ જાણવાની ઈચ્છા ઘણાં બધાં "શરીરશાસ્ત્ર" સંબંધી નિબંધોમાં રશિયન સાહિત્યમાં પ્રકાશનમાં પરિણમી. હોશિયારીપૂર્વક આયોજાયેલ ભૂમિકા, અને પ્રમુખ ભૂમિકા ભજવવા બંધ કરવામાં આવેલ આકર્ષક વાર્તા અને આ કે બીજા સામાજિક પ્રકારની લાક્ષણિકતાઓને ઉઘાડી પાડવા ખસેડવામાં આવેલ દૃષ્ટિબિંદુ.

તુર્ગેનિવ શરીરશાસ્ત્ર સંબંધી સાહિત્યની સિદ્ધિઓ તરફ આકર્ષાઈ રહ્યા હતા. જ્યારે તેમનાં પ્રખ્યાત 'હન્ટર્સ સ્કેચીસ'માં તેમણે ટૂંકી વાર્તાના નવા પ્રકારનું સર્જન કર્યું જેમાં શૈલી વિષયોના વિગતવાર વર્ણનો, પાત્રોના વિસ્તૃત માનસશાસ્ત્રી અને રેખાચિત્ર વર્ણનોને તથા બહોળાં ક્ષેત્રને આવરતાં અને ઉચ્ચપણે કાવ્યાત્મક કુદરતી ચિત્રો તરફ મહત્ત્વ આપવામાં આવ્યું હતું. પણ 'હન્ટર્સ સ્કેચીસ'નો સૌથી મહત્ત્વપૂર્ણ ભાગ હતો તે દિવસોમાં રશિયામાં સૌથી મોટા વર્ગ દ્વારા જીવાયેલ જીવનની વધારે સમજ, ગુલામ પણ અખંડ રશિયન ખેડૂત વર્ગ અને તેનાં શક્તિશાળી અત્મિક બળોનું પ્રગટીકરણ.

સન ૧૮૫૦માં રશિયન સાહિત્યમાં એક માનવીના આંતરિક જીવનમાં વધારાયેલ રસને, સૌથી ગૂઢ માનસશાસ્ત્રીય અનુભવોના આલેખનમાં તે સ્પષ્ટપણે દેખીતું બની ગયું. કે પછી પ્રખ્યાત રશિયન લેખક-પુરસ્કર્તા ચેર્નીશેવ્સ્કીનું આવતરણ લેતાં, "આત્માની તાર્કિક ચર્ચા."

આ વલણ તુર્ગેનિવની લઘુ નવલકથાઓ અને ટૂંકી વાર્તાઓ, તથા લેવ તોલ્સ્તોયની 'સેવાસ્તોપોલની વાર્તાઓ'—જીવનચરિત્રાત્મક રચના, વગેરે વગેરેમાં દેખીતું હતું. આ ઉપરથી રસ્તો સીધો સમાજ-માનસશાસ્ત્રીય નવલકથાનાં સર્જન તરફ જતો હતો, જે ૧૯મી શતાબ્દીનાં બીજા ભાગમાં અગ્રણી સ્વરૂપ બની.

સન ૧૮૬૧માં રશિયામાં દાસત્વપ્રથા નાબૂદ કરવામાં આવી હતી. લાખો કરોડો ખેડૂતોને શતાબ્દીઓ જૂનાં ગુલામીનાં બંધનમાંથી મુક્ત કરવામાં આવ્યા. આ દેશમાં મૂડીવાદી સંબંધોના વિકાસમાં, સામાજિક



સભાનતાના ઉદ્‌ભવમાં પરિણમી. આ પરિસ્થિતિઓ હેઠળ ગૌણ ગદ્ય રચનાઓ ફરીથી આગળ આવી.

પંચાયત વિરોધી જન ક્રાંતિકારી આંદોલનના દમન અને પ્રચલિત મતોમાં વિશ્વાસ તૂટી જતાં ૮૦મા અને ૯૦મા દાયકાઓમાં સામાજિક ચેતના અને સામાજિક વાતાવરણમાં ઘણાં પરિવર્તનોને કારણે ઘણાં લેખકોની કૃતિઓએ વ્યક્તિ માત્રની આધ્યાત્મિક તથા દાર્શનિક શોધોમાં તથા વિશ્વવ્યાપી માનવ ખુશી અને સંપ માટેની શોધમાં ઊંચી માત્રામાં રસ દર્શાવ્યો. આ સમસ્યાઓનો જવાબ મોટાં વીરરસાત્મક કાર્યોમાં અને "ગૌણ ગદ્ય"માં એક જેવાં જ જોવામાં આવ્યો હતો.

નવી સમસ્યાઓ ટૂંકી વાર્તાનાં નવાં પ્રકારોનું કારણ બની: કબૂલાત સંબંધી (દોસ્તોયેવ્સ્કીની 'ધી મીક વન'), ભૂતકાળની પરંપરાઓ ('ધી સેન્ટી', એન. લેસ્કોવ) અને બીજા. જે તે સમયના સાહિત્યમાં મહત્ત્વની હતી. જન વાચકવર્ગને ઉદ્દેશ્યમાં સદતી કહેવાતી "લોકો માટેની વાર્તાઓ", જે જ્ઞાન અને સંસ્કૃતિ મેળવવા માટેની માત્ર હજી શરૂઆત જ હતી. લેવ તોલ્સ્તોય, નિકોલાઈ લેસ્કોવ અને બીજા આ ક્ષેત્રમાં અત્યંત સક્રિય હતા.

શતાબ્દીના અંતે રશિયા અને બીજા ઘણા દેશોમાં ટૂંકી વાર્તા અગ્રણી ગદ્ય રચના બની ગઈ. આ ઊંડી નિરાશાનો, પ્રાચીન પરંપરાઓના ઓસરવાનો, સમય હતો. આ એવો સમય હતો જ્યારે સામાજિક ક્રાંતિ આવવાનાં ભાવિસૂચનો અને સામાજિક અસ્તિત્વનાં નવાં સ્વરૂપો માટેની શોધો ચાલતી હતી. તે સમયમાં ટૂંકી વાર્તાના સૌથી વધુ જોમવાળા અને બુદ્ધિમાન લેખક હતા ચેખોવ. તેઓ સૌથી મહત્ત્વની સંભાવના અને ગહનતા સાથે પોતાની ટૂંકી વાર્તાઓ અને નવલકથાઓમાં રશિયામાં જીવનનાં સંપૂર્ણ ચિત્ર અને તેનાં સામાજિક સ્તરો અને સમૂહોના પ્રતિનિધિઓ દ્વારા દોરવાયેલ જીવનનું ચિત્રણ આપવા સમર્થ હતા. તેમણે છક કરી દે તેવી વિવિધતા ભર્યાં પાત્રોનું ચિત્રણ કર્યું: અસંસ્કારી લોકો જેઓ પોતાનાં "વંદાના ખૂણાઓમાં" પાછા હઠી ગયાં હતાં, તેમનાથી માંડી પવિત્ર, ભાવોન્માદવાળા અને ઉમદા વિચારોનાં વિશ્વમાં વિશ્વાસ સાથે નિખાલસ શેખચલ્લીઓ સુધીનાં.

ચેખોવનાં ગદ્યની પરંપરાઓ બૂનિન દ્વારા ચાલુ રખાઈ હતી અને અમારા સમયમાં તેમની સિદ્ધિઓ હતી અને સોવિયેત લેખકો જેવા કે વીકટર અસ્તાફયેવ, વાસીલી બેલોવ, યુરી કઝાકોવ, ગેઓર્ગી સેમ્યોનોવ ને બીજાંઓ દ્વારા બહોળા પ્રમાણમાં તેના ઉપર આધાર રાખવામાં આવ્યો છે.

૨૦મી શતાબ્દીની શરૂઆત ન માત્ર સામાજિક ઊથલપાથલો અને અથડામણો દ્વારા પણ શ્રેષ્ઠ વાસ્તવવાદનાં કેટલાંક સિદ્ધાંતોની સમાલોચના કરવાનાં પ્રયત્નો દ્વારા પણ ધ્યાનમાં લેવાઈ હતી. ટૂંકીવાર્તાની ભૂતપૂર્વ ચોકસાઈ અને બંધારણીય સ્થિરતા કંઈક અંશે અસ્પષ્ટ બની ગઈ હતી. રશિયન સાહિત્યમાં વાસ્તવવાદી વાર્તાઓની સાથે સાથે સ્પષ્ટપણે વ્યક્ત કરવામાં આવેલાં આધુનિકતાવાદી વલણોવાળી રચનાઓ પ્રકાશનમાં આવી (ફ્યોદોર સોલોગુબ, આલેક્સેઈ રેમીઝોવ અને મદદ અંશે લેઓનીદ આન્દ્રેયેવનાં લેખનકાર્યો). તેનાં બદલામાં વાસ્તવવાદી વાર્તાએ નવીનીકરણ માટેની ઈચ્છા દર્શાવવાનું શરૂ કર્યું.

આ શતાબ્દીના વળાંક પર જનવાદી પ્રવૃત્તિના સૌથી સારા લેખક બેશક મક્સીમ ગોર્કી જ હતા. ગોર્કીની કૃતિઓ ન માત્ર તે યુગની જટિલ-તાઓ અને સમગ્ર સામાજિક વર્ગની જન ચેતનામાં ધરમૂળનાં પરિવર્તનને પૂર્ણરૂપે પ્રતિબિંબિત કરે છે પણ તેમના ચિત્રણમાં સાચે જ એક નવો દૃષ્ટિકોણ પણ લાવે છે. રશિયન શ્રેષ્ઠ વાર્તાઓની પરંપરા ૬૦મા કે ૭૦મા દાયકાના લેખક જનવાદીઓ અને તેમનાં અત્યંત સમૃદ્ધ અનુભવોથી આકર્ષાઈને ગોર્કીએ સામાજિક અંતઃવિરોધોના યથાર્થને વધારે ઊંડાઈપૂર્વક ઉઘાડું પાડતાં, સામાયિક ઘટનાઓને નવી દિશા આપી અને એક એવી સચ્ચાઈને પ્રતિબિં-બિત કરી જે તેમના સમકાલીન લેખકોનાં ધ્યાન બહાર હતી — આ કમજોરી છે કામગાર વર્ગની નવજાગૃત ચેતના અને તેનો સામાજિક રાજનીતિક આંદોલનો પર વધતો પ્રભાવ.

ગોર્કીની ટૂંકી વાર્તાઓ અને લઘુનવલકથાઓ તેમના દ્વારા ચિત્રિત વ્યક્તિગત જટિલતાની વિશેષ લાગણી વડે સંપૂર્ણ રીતે ગુપ્ત છે. તેમનો કથા નાયક, જે આત્મકથાત્મક ખૂબી યુક્ત છે તે ન માત્ર પોતાની આસ-પાસ જે કંઈ બની રહ્યું છે તેના પ્રત્યે સંવેદનશીલતાપૂર્વક પ્રતિક્રિયા કરે છે પણ પોતે પ્રસંગોમાં પ્રવેશવા, કંઈક કરવા, કંઈક પરિવર્તનો લાવવા પ્રયત્ન કરે છે. ગોર્કીનો કથાનાયક જ્યારે પોતાને પ્રવૃત્તિની ચરમ સીમા ઉપર હોય છે ત્યારે તે એક સીમા સુધી લેખકનાં આદર્શો તથા મહત્ત્વાકાં-ક્ષાઓને દર્શાવે છે.

ગોર્કીની બુદ્ધિ પ્રતિભાનો લાભકારક પ્રભાવ આ શતાબ્દીની શરૂઆતમાં ઘણા વાર્તાલેખકોએ અનુભવ કર્યો, જેમાં મુખ્ય છે વેરેસાયેવ, કુપ્રીન, સેરા-ફિમોવિચ અને અન્ય. આ મહાન કામગાર વર્ગના લેખક (ગોર્કી)ની કૃતિઓ બીજાં બધાંથી જુદાં પડતાં રશિયન પ્રાચીન સાહિત્ય અને સોવિયેત



સાહિત્ય વચ્ચે જોડાણને સાંકળનારી કડી છે અને આ પ્રમાણે તે સોવિયેત ગદ્ય લેખનને વિકસિત કરવા અને તેને સ્વરૂપ પ્રદાન કરવાની આધારશિલા તરીકે કામ કરે છે.

આ વાર્તાસંગ્રહમાં જુદા જુદા સમયે, જુદાં જુદાં સાહિત્યિક વલણો ધરાવનારા લેખકો દ્વારા લખાયેલી વાર્તાઓ સમાવિષ્ટ છે. તેમની રચનાઓ ક્રાંતિ પહેલાના રશિયામાં જીવનની વિવિધતા અને જટિલતા પ્રતિબિંબિત કરે છે.

અમે આશા રાખીએ છીએ કે વાચક રશિયન લેખકોએ જુદા જુદા સમયે જે વિષયોમાં રસ દાખવ્યો છે તેની, તથા રશિયન સાહિત્યમાં ટૂંકી વાર્તા માટે શોધાયેલા વિકાસ અને વિવિધતાના સ્વરૂપોની, થોડીક છાપ મેળવી શકશે.

**એન. યાકુશિન**

## નિકોલાઈ કારામઝીન

(૧૭૬૬-૧૮૨૬)

નિકોલાઈ કારામઝીન રશિયન સાહિત્યના "સુવર્ણયુગ"ની સાથે પ્રકાશમાં આવ્યા. તેઓ બળવાખોર પ્રસંગો અને ક્રાંતિના સમયમાં રહ્યા હતા: તેમના પહેલાના પ્રકાશનો મહાન ફ્રેંચ ક્રાંતિના એકદમ ફાટી નીકળવા સાથે રચાયા હતા. જ્યારે નેપોલીયનની સેનાએ દેશની ઉપર હુમલો કર્યો ત્યારે રશિયન લોકોની દેશભક્તિની અભૂતપૂર્વ લહેરના તેઓ સાથી હતા. ૧૮૨૫માં શોષિત લોકોના રક્ષણમાં ઝારની વિરોધ છેડાયેલાં સશસ્ત્ર વિદ્રોહના રશિયન ક્રાંતિકારી શ્રેષ્ઠતાની બેજોડ હિમ્મતના પણ તેઓ સાથી હતા.

કારામઝીન તેજસ્વી શિક્ષણ અને સર્વતોમુખી બુધિ પ્રતિભાવાળા માણસ હતા. તેઓ 'મોસ્કોવ્સ્કીય જર્નલ' અને 'વેસ્તનિક યેવ્રોપી'ના સંપાદક હતા. આ ઉપરાંત તેઓ શેક્સપીઅર અને લેર્સીંગના પુસ્તકોના અનુવાદક, કવિ, લેખક, આલોચક, પત્રકાર અને સાથે સાથે વિદ્વાન પંડિત હતા. જેમનું ઘણાં ગ્રંથોમાં છપાયેલ પુસ્તક 'રશિયાના રાજ્યોનો ઈતિહાસે' દેશના ભૂતકાળ ઉપરના તેમના સમકાલીન વિદ્વાનોનાં દૃષ્ટિકોણોને અત્યંત પ્રભાવિત કર્યાં હતાં અને આજ દિવસ સુધી તેનાં વૈજ્ઞાનિક અને કલાત્મક મહત્ત્વને જાળવી રાખ્યું છે.

રશિયન સાહિત્યમાં કારામઝીને માનસિક વાર્તાની શૈલીનું સર્જન કર્યું. તેમની વાર્તાઓ અને 'રશિયાના મુસાફરનાં પત્રો' રશિયન વાચક વર્ગમાં માની ન શકાય તેટલાં પ્રચલિત છે. વાચક વર્ગે છેવટે એક એવો લેખક મેળવ્યો હતો કે જેણે સામાન્ય લોકોની લાગણીઓ વિષે લખ્યું. 'બિચારી લીઝા' એ ધોખો ખાધેલા પ્રેમ અને ભાંગી ગયેલી આશાઓની વાર્તા છે. આ વાર્તાએ તેમને તત્ક્ષણ અને કાયમી કીર્તિ આપી

# બિચારી લીઝા

મોસ્કોમાં રહેનાર કોઈ પણ વ્યક્તિ કદાચ શહેરના પરિસરને મારા જેટલી સારી રીતે નથી જાણતી કારણ કે કોઈપણ વ્યક્તિ મારા કરતાં વધારે દેશમાં ફરવા નથી જતી. અને કોઈપણ વ્યક્તિ મારા કરતાં વધારે બીડ, ઉપવનો, ટેકરીઓ અને મેદાનોમાં ભમતી નથી. જ્યાં મારી કલ્પનાશક્તિ મને લઈ જાય છે ત્યાં હું નિશ્ચિત ઉદ્દેશ્ય અને યોજના વિના ભમતો રહું છું. દરેક ઉનાળામાં હું નવી આનંદદાયક જગ્યાઓ કે જૂની જગ્યાઓમાં નવી સુંદરતા શોધું છું.

પણ બધી જ જગ્યાઓમાંથી જ્યાં સંત સીમોનના મઠનાં ગૉથિક સ્થાપત્યશૈલીનાં સૂનકાર મિનારાઓ ટટ્ટાર ઊભાં છે તે એક જગ્યાએ મને સૌથી વધુ ખુશ કર્યો છે. આ ટેકરી ઉપર ઊભાં રહી જમણી બાજુએ જોતાં લગભગ આખું મોસ્કો જોઈ શકાય છે, પેલાં ભવનો અને દેવળોનું વિશાળ દૃશ્ય જે દર્શકોને ભવ્ય રંગભૂમિ જેવું ભાસે છે: સાચે જ તે અદ્ભુત દૃશ્ય છે, ખાસ કરીને જ્યારે સૂરજ તેની ઉપર ચમકી રહ્યો હોય, જ્યારે તેનાં આથમતાં કિરણો હજી પણ અગણિત ગુંબજોને અને ઊંચે ઊંચે આકાશ તરફ ફેલાયેલાં અગણિત ક્રૉસોને ચળકાવી રહ્યાં હોય! નીચે વિપુલ લીલુંછમ ઘાસ અને ફૂલાચ્છાદિત ઘેરાં લીલાં બીડ મેદાનો બિછાયેલાં છે. તેમની પાછળ પીળી રેતી પર નિર્મળ નદી વહે છે. માછલાં પકડવાની નાની હોડીઓના હલકાં હલેસાંઓ દ્વારા તેનાં પાણીમાં તરંગો ઊઠી રહ્યાં હતાં કે પછી રશિયન સમ્રાજ્યનાં ફળદ્રૂપ પ્રદેશોમાંથી આવતાં લોભી મોસ્કો માટે ધાન લાવતી પેલી ભારે હોડીઓમાંથી સુકાનની નીચે ઘોંઘાટ સાથે

વલોવાતી હતી. નદીના સામેના બીજા કાંઠા ઉપર એક ઉપવન અને તેની નજીકમાં ચરતાં અસંખ્ય ધણો નજરે પડે છે. જુવાન ભરવાડો ત્યાં વૃક્ષોની છાયામાં બેસીને ઉનાળાના લાંબા કંટાળાજનક દિવસો વધારે ઝડપથી પસાર કરવા બનાવેલાં તેમનાં સરળ વિષાદપૂર્ણ ગીતો ગાય છે. ત્યાંથી થોડેક આગળ પ્રાચીન એલ્મ વૃક્ષોના ગીચ વેલાની વચ્ચે સંત દાનીલના મઠનાં સોનેરી ગુંબજો ચમકે છે. હજી થોડેક આગળ લગભગ બિલકુલ ક્ષિતિજ ઉપર જ વાદળિયા રંગના ધુમ્મસમાં ઢંકાયેલી વોરોબ્યોવી ટેકરીઓ ઊભી છે. હવે ડાબી બાજુ ઘઉંના વિશાળ ખેતરો, નાની ઝાડીઓ, ત્રણ કે ચાર નાનકડાં ગામો જોઈ શકાય છે. અને દૂર દૂર ઉદાત્ત મહેલવાળું કોલોમેન્સ્કોયે ગામ નજરે પડે છે.

હું વારંવાર આ જગ્યાએ આવું છું અને લગભગ હંમેશાં અહીં જ વસંતનું સ્વાગત કરું છું. હું અહીં પાનખરનાં ઉદાસ દિવસોમાં પ્રકૃતિની સાથે મળીને શોક કરવા પણ આવું છું. વેરાન મઠની અંદર, ઊંચા ઊંચા ઉગેલાં ઘાસવાળી કબરો વચ્ચે અને કોટડીઓની વચ્ચેથી પસાર થતાં અંધારિયાં રસ્તાઓમાં પવનનો ભયાનક સુસવાટો ફૂંકાય છે. ત્યાં કબરનાં પથ્થરોનાં ખંડેર અવશેષોના ઢાળ ઉપર હું સમયનાં પેટાળમાં દફનાવેલ યુગોનાં નિસાસા સાંભળું છું. આ નિસાસાને કારણે મારું હૃદય કાંપી ઊઠે છે અને થરથરી ઊઠે છે. ક્યારેક ક્યારેક હું કોટડીઓની અંદર જઈને ત્યાં એક વખત જે માણસો રહ્યાં હતાં તેમનાં ચિત્રોની કલ્પના કરવાનો પ્રયત્ન કરું છું. કેવા ખેદકારક ચિત્રો! હું ક્રૂસ પરની ખ્રિસ્તની મૂર્તિ સામે ઘૂંટણે પડતાં સફેદ વાળવાળાં ઘરડાં સાધુને જોઉં છું. તે સંસારી બંધનોથી પોતાને ઝડપથી મુક્ત કરવા પ્રાર્થના કરે છે કારણ કે તેના માટે જીવવાની બધી જ ખુશીઓ મરી પરવારી છે, જતી રહી છે, તેની બધી જ લાગણીઓ મરી ચૂકી છે, માત્ર માંદગી અને જીર્ણતાની લાગણી બચી છે. ત્યાં નિસ્તેજ ચહેરા અને સ્વપ્નશીલ દેખાવવાળો જુવાન સાધુ જાળીવાળી બારીમાંથી દુનિયા તરફ એકી નજરે જોઈ રહ્યો છે. તે હવાનાં મહાસાગરમાં મુક્તપણે વિહરતાં આનંદિત નાનાં પક્ષીઓને જુએ છે અને તેની આંખોમાંથી કડવાશ ભરેલા આંસુ વહે છે. તે તલસી રહ્યો છે, દુઃખ અનુભવી રહ્યો છે, તેનું જીવનફૂલ કરમાઈ રહ્યું છે અને હું ઘંટનાં શોકાતુર અવાજમાં તેના અકાળ મોતનો ઘંટારવ સાંભળું છું. ક્યારેક ક્યારેક હું દેવળનાં દરવાજાઓ સામે ઊભો રહું છું અને આ મઠમાં બની ગયેલાં ચમત્કારોનાં ચિત્રો ધ્યાનથી જોઉં છું: અહીં દુશ્મનો દ્વારા ઘેરાયેલાં મઠનાં રહેવાસીઓને ખવડાવવા માટે



આકાશમાંથી માછલાં પડે છે. ત્યાં ઈશુની જનની કુમારી મેરી દુશ્મનોને ઉડાડી મૂકે છે. આ બધાં જ ચિત્રો અમારાં દેશના કરુણ ઇતિહાસને મારા સ્મરણોમાં ફરીથી સજીવિત કરે છે જ્યારે ક્રૂર તાતારો અને લિથુઆનીઅનોએ રશિયાની રાજધાનીનાં ઘેરો ઘલાયેલ પરિસરને આગ લગાડીને તથા તલવારના બળે વેરાન કરી દીધું હતું અને કમનસીબ મોસ્કો મરણિય અવસ્થામાં જેને માત્ર ભગવાન તરફથી મદદની આશા છે તેવી અસહાય વિધવાની જેમ પ્રાર્થના કરી રહ્યું હતું.

પણ સંત સિમોનના મઠની દીવાલો તરફ મને ખેંચી જનાર મુખ્યત્વે કરીને લીઝાનાં દુઃખી ભાગ્યનું સ્મરણ છે. બિચારી લીઝા! અરે પ્રિય, મારા હૃદયને સ્પર્શતી અને સૌમ્ય ઉદાસીનતાનાં આંસુ વહેવડાવનારી વાર્તાઓને હું કેટલી ચાહું છું!

મઠની દીવાલથી ૭૦ સાઝેન* જેટલો દૂર, નાના બર્ચના ઉપવનની નજીક લીલાંછમ બીડની મધ્યમાં એક ખાલી ઝૂંપડી ઊભી છે. જેને ન તો કોઈ બારણાં છે, ન તો કોઈ બારીઓ કે ન તો ભોંયતળિયું છે. અને છાપરું લાંબા સમયથી ક્ષીણ થયેલું અને ઢળી પડેલું છે. આ ઝૂંપડીમાં લગભગ ત્રીસેક વર્ષ પહેલાં ખૂબસુરત, સોહામણી લીઝા પોતાની ઘરડી મા સાથે રહેતી હતી.

લીઝાના પિતા સારા એવા સધ્ધરસ્થિતિવાળા ગ્રામવાસી હતા. સધ્ધરસ્થિતિવાળા એટલા માટે કે તેઓને કામ કરવું ગમતું હતું, પોતાની જમીનને સારી રીતે ખેડી હતી અને હંમેશાં દારૂ પીધા વિના જીવન જીવતા હતા. પણ તેઓ મૃત્યુ પામ્યા અને થોડા જ સમયમાં તેમની વિધવા અને પુત્રીની સામે દારુણ ગરીબાઈ આવી ઊભી. તેમના ભાડૂતી મજૂરોનાં આળસુ હાથોએ જમીનની યોગ્ય રીતે સાંભળ ન લીધી અને તેથી બહુ જ થોડો પાક ઊતર્યો. લીઝા તથા તેની મા પાસે જમીનને ભાડે આપવા સિવાય બીજો કોઈ રસ્તો નહોતો. વળી વધારામાં પોતાનાં પતિની ખોટ ઉપર સતત રીતે રડતી રહેતી ગરીબ વિધવા સમયની સાથે વધારે અને વધારે અશક્ત થતી ગઈ કારણ કે ખેડૂત સ્ત્રીઓ પોતાનાં સાચાં અને સંપૂર્ણ હૃદયથી પણ ચાહી શકે છે. તે કોઈપણ કામ કરવા માટે અસમર્થ હતી. જ્યારે લીઝાના પિતા મૃત્યુ પામ્યા ત્યારે તે પંદર વર્ષની હતી. તે પોતાની કોમળ જુવાનીની પરવા અને અદ્ભુત સુંદરતાની સંભાળનો વિચાર સુદ્ધાં કર્યા વિના એકલી જ

*પ્રાચીન રશિયન માપનું એકમ જે ૨.૧૩ મીટર જેટલું હોય છે.

2-985

દિવસ અને રાત સખત મહેનત કરતી રહેતી. તે લિનન વણતી રહેતી, મોજાં ગૂંથતી રહેતી, વસંતમાં ફૂલો અને ઉનાળામાં બેરી ચૂંટતી, તથા તેમને શહેરમાં વેચવા માટે લઈ જતી. લીઝાના અથક અથાગ પ્રયત્નો દ્વારા વિચલિત થયેલી પ્રેમાળ ઘરડી મા તેને પોતાનાં અશક્ત ધબકતાં હૈયા સરસી દબાવતી. પોતાની દીકરીને તે દેવાલોક દ્વારા મોકલાયેલ આશીર્વાદ, પોતાનાં ઘડપણમાં પોષક અને આશ્વાસન માનતી હતી. તે ભગવાન પાસે તેને પોતાની મા માટે તે જે પણ બધું કરી રહી હતી તેનો બદલો આપવા યાચના કરતી.

લીઝા કહેતી: "ભગવાને મને હાથ કામ કરવા આપ્યા હતા. જ્યારે હું નાની હતી ત્યારે તેં મને તારું દૂધ પીવડાવીને ઊછેરી અને મારી સંભાળ લીધી. હવે તારી સંભાળ લેવાનો મારો વારો આવ્યો છે. માત્ર મહેરબાની કરીને પસ્તાવો કરવો રહેવા દે. મહેરબાની કરીને રડવાનું છોડી દે. આપણાં આંસુ પિતાને પાછા નહીં લાવે..."

પણ ઘણી વખત કોમલ લીઝા જ પોતાનાં આંસુ ખાળી નહોતી શકતી. અરેરે, તેને પણ બહુ સારી રીતે યાદ હતું કે એક વખત તેના પણ પિતા હતા, જે હવે હયાત નથી. પણ તે પોતાની માને ખાતર પોતાના દિલના દુઃખને છુપાવવાનો અને શાંત તથા આનંદી દેખાવાનો પ્રયત્ન કરતી હતી.

તેની અતિ શાકોકુલ ઘરડી મા જવાબ આપતી: "વ્હાલી લીઝા, હવે તો બીજી દુનિયામાં જ મારું રડવાનું બંધ થશે એમ કહેવાય છે કે ત્યાં દરેકેદરેક ખુશ રહે છે. હું પણ, જ્યારે તારા પિતાને જોઈશ ત્યારે ખુશ થઈશ. માત્ર હું હમણાં મરવા નથી ઇચ્છતી. મારા વિના તારું શું થશે? હું તને કોને ભરોસે સોંપું? ના, ભગવાનની ઈચ્છા, હું સૌથી પહેલાં તને કોઈ ઠેકાણે સ્થિર થયેલી જોઈશ. કદાચ કોઈ સારા માણસ થોડાં જ સમયમાં આવશે. પછી વ્હાલાં બાળકો હું તમને આશીર્વાદ આપીશ અને શાંતિમય પ્રગાઢ નિંદ્રામાં પોઢી જઈશ."

લીઝાના પિતાના મૃત્યુ થયાને બે વર્ષ વીતી ગયાં. બીડમાં પુષ્કળ પ્રમાણમાં ફૂલો હતા. લીઝા ખીણના લિલિ ફૂલોનાં ઝૂમખાં લઈને તેને વેચવા માટે મોસ્કો ગઈ. સારાં કપડાં પહેરેલો અને દેખાવડો જુવાન શેરીમાં તેની પાસે આવ્યો. તેણે જુવાનને ફૂલ બતાવ્યાં અને શરમથી તેનું મોં લાલ થઈ ગયું. જુવાને સસ્મિત પૂછ્યું. "છોકરી, આ વેચવા માટે છે?" "હા, સાહેબ," તેણે જવાબ આપ્યો. "અને આના કેટલા પૈસા છે?" "પાંચ કોપેક." "એમ, ના, તે તો બહુ ઓછા છે, લે આ એક રૂબલ



લઈ લે." લીઝા એટલી નવાઈ પામી હતી કે તેણે જુવાન તરફ જોવાની હિંમત કરી અને પછી શરમને કારણે મુખ પર વધારે લાલાશ આવતાં, પોતાની આંખો નીચી કરી લેતા તેને કહ્યું કે તે ફૂલ માટે એક રૂબલ નહીં લે. "પણ શા માટે નહીં?" "હું તેમની કિંમત કરતાં વધારે લેવા નથી ઇચ્છતી." "અને હું વિચારું છું કે સુંદર છોકરીનાં હાથો વડે ચૂંટાયેલાં આકર્ષક ફૂલોની કિંમત વાસ્તવમાં રૂબલ જેટલી છે," તેણે કહ્યું. "પણ જો તું મારો એક રૂબલ નહીં લે તો લે આ પાંચ કોપેક. મને હંમેશાં તારી પાસેથી ફૂલ ખરીદવા ગમશે. તું તેમને માત્ર મારા માટે જ ચૂંટે તો મને ગમશે." લીઝાએ તેને ફૂલ આપ્યાં, ફૂલનાં પાંચ કોપેક લીધાં, નમન કરીને જવા માટે પાછી ફરી. પણ અપરિચિતે તેનો હાથ પકડી લીધો. "હવે તું ક્યાં જશે?" "ઘરે." "તારું ઘર ક્યાં છે?" લીઝા તેને પોતે ક્યાં રહે છે તે કહીને પોતાના રસ્તે ચાલી. જુવાને તેને રોકવાનો પ્રયત્ન ન કર્યો. કદાચ એ કારણે કે ત્યાંથી પસાર થનારાં લોકોએ તેની તરફ જોઈને રોકાઈને મનમાં ને મનમાં હસવાનું શરૂ કર્યું હતું.

જ્યારે લીઝા ઘેર આવી ત્યારે તેણે પોતાની માને તેના વિષે બધું જ કહ્યું. "તેનો એક રૂબલ ન લઈને તેં સારું કર્યું. કદાચ તે ખરાબ પણ હોય, કોણ જાણે છે..." "અરે, ના, મા! હું એમ નથી માનતી, તેનો એવો તો ભલો ચહેરો હતો, કેવો મધુર અવાજ..." "તો પણ લીઝા, પોતાની મહેનતથી જે કમાઈએ તેના ઉપર જ જીવવું અને કોઈની પણ પાસેથી મફતમાં કોઈપણ વસ્તુ ન લેવી, વધારે સારું છે. તું હજી નથી જાણતી, વ્હાલી દીકરી, કે કેવી રીતે નિષ્ઠુર દુષ્ટ લોકો ગરીબ છોકરીને બરબાદ કરી શકે છે. જ્યારે જ્યારે તું શહેરમાં જાય છે ત્યારે ત્યારે મારા દિલમાં ઉચાટ રહે છે. હું હંમેશાં ભગવાનની મૂર્તિ સામે દીવો પ્રગટાવું છું અને ભગવાનને બધાં જ પ્રકારનાં અનિષ્ટો અને આફતો સામે તને સલામત રાખવા માટે પ્રાર્થના કરું છું." લીઝાની આંખોમાં આંસુ ઊભરાઈ આવ્યાં. તેણે લાડમાં પોતાની માને બચી ભરી.

બીજા દિવસે લીઝાએ ખીણનાં સૌથી સુંદર લિલિનું ઝૂમખું ઉપાડ્યું અને ફરીથી શહેરમાં તે જ જગ્યાએ ગઈ. તે ત્યાં ચોરી ચોરી ડાબી જમણી બાજુ જોતી ઊભી રહી જાણે કોઈને શોધતી હોય. ઘણાં લોકો તેનાં ફૂલ ખરીદવા ઇચ્છતાં હતાં પણ બધાંને તેણે કહ્યું કે તે વેચવા માટે નથી. અને શેરીમાં આમતેમ ફાંફાં મારતી જોતી રહી. સાંજ પડી. ઘેર જવાનો સમય થઈ ગયો હતો. રસ્તામાં તેણે બધાં જ ફૂલ નદીમાં ફેંકી દીધાં.

"કોઈની પણ પાસે તમે ન હોવાં જોઈએ," દિલમાં વિચિત્ર ઉદાસીનતા અનુભવતાં તેણે કહ્યું.

બીજા દિવસે સાંજ પડતાં તે કાંતતી કાંતતી ધીમા અવાજે ગીત ગાતી બેઠી હતી. ત્યાં જ અચાનક તે એકદમ સફાળી ઊછળી. આશ્ચર્યમાં તેનું મોં પહોળું થઈ ગયું: "અરે!" જુવાન સદ્‌ગૃહસ્થ તેની બારી નીચે ઊભો હતો.

"શું થયું?" લીઝાની બાજુમાં બેઠેલી તેની માએ ગભરાટમાં પૂછ્યું. "કંઈ નહિ, મા. તે તો માત્ર મેં તેને જોયો," લીઝાએ શરમાળ અવાજે જવાબ આપ્યો. "કોને જોયો?" "જેણે મારાં ફૂલ ખરીદ્યાં હતાં તે સદ્‌ગૃહસ્થને." ડોસીએ બારીમાંથી બહાર જોયું. જુવાને એટલી નમ્રતાથી નમન કર્યું અને તેનો એટલો તો સુંદર દેખાવ હતો કે તેના વિષે કોઈ ખોટો વિચાર તેના મનમાં ન આવી શક્યો. "કેમ છો, ભલાં બાઈ." તેણે કહ્યું. "હું બહુ થાકેલો છું. જો તમારી પાસે વધારે તાજું દૂધ હોય તો મને ખુશી થશે." માના જવાબની રાહ જોયા વગર લીઝા કોટડી તરફ દોડી, કદાચ એ કારણે કે તેણે અટકળ કરી લીધી હતી કે તે શું હશે. તેણે શેકેલી માટીનો સ્વચ્છ લાકડાની તબકડી વડે ઢંકાયેલ કૂંજો કાઢ્યો. પ્યાલો ઉપાડ્યો અને તેને ધોઈને સાફ ટુવાલ વડે સૂકો કરીને દૂધથી ભરી દીધો. તેણે તે આંખ પણ ઊંચી કર્યા વિના બારીમાંથી અપરિચિતના હાથમાં આપ્યો. તેણે દૂધ પી લીધું. હેબેનાં હાથનું મધ પણ વધારે મીઠું હોઈ શકતું નહોતું. એ કહેવાની જરૂર નથી કે ત્યારબાદ તેણે લીઝાનો આભાર માન્યો, તેના શબ્દો કરતાં તેની નજરો વધારે છટાથી બોલતી હતી. તે સમય દરમિયાન લીઝાની મા જુવાનને પોતાનાં દુઃખ અને સાન્તવન વિષે બધું કરી રહી હતી. એટલે કે પોતાના પતિના મૃત્યુ વિષે અને પોતાની દીકરીનાં સદ્‌ગુણ, તેનાં ઉદ્યમીપણાં, તેની ભલમનસાઈ વગેરે વગેરે વિષે. તે તેને ધ્યાનથી સાંભળતો હતો પણ તેની નજરો ભટકતી હતી—મારે કહેવાની જરૂર છે કે ક્યાં? અને લીઝા, શરમાળ લીઝા પણ વારંવાર તેની તરફ જોતી હતી, જેટલી ઝડપથી વાદળામાં વીજળીનો ચમકારો પ્રકાશિત થતાં પહેલાં જ અદૃશ્ય થઈ જાય છે તેટલી જ ઝડપથી તેની નીલી આંખો યણ જ્યારે તેને મળતી ત્યારે ઝૂકી જતી હતી.

"તમારી દીકરી પોતાનું કામ મારા સિવાય બીજા કોઈને ન વેચે તો મને ગમશે," જુવાને લીઝાની માને કહ્યું. તેને વારંવાર શહેરમાં જવાની



જરૂર નહીં રહે. અને તમે તેનાથી જુદાં નહીં પડો. થોડા સમયે હું પોતે જ અહીં આવી શકું છું."

આ શબ્દો સાંભળીને થયેલો આનંદ કે જેને છૂપાવવાનો લીઝાએ વ્યર્થ પ્રયત્ન કર્યો હતો તે તેની આંખોમાં ચમકી ઊઠ્યો. ઉનાળાની નિરભ્ર સાંજે ઉપરનાં સૂર્યાસ્તની જેમ તેનાં ગાલ તપી ઊઠ્યાં. તેણે પોતાની ડાબી બાંય તરફ જોયું અને પોતાનાં જમણાં હાથની આંગળીઓ વડે તેની ઉપર ચૂંટલી ભરી. તેની માએ જુવાનની માંગણી ખુશીથી સ્વીકારી લીધી. તેમાં તેને કોઈ ખરાબ ઈરાદાની શંકા પણ ન આવી. જુવાન સદ્‌ગૃહસ્થને તેણે ખાતરી આપી કે લીઝાએ વણેલું લિનન બીજાં બધાંનાં કરતાં સૌથી સુંદર અને ટકાઉ હતું. અંધારું વધી રહ્યું હતું. જુવાને કહ્યું કે તેણે જવું જોઈએ. "અમે તમને શું કહીને બોલાવીએ, ભલા સાહેબ?" લીઝાની માએ તેને પૂછ્યું. તેણે જવાબ આપ્યો: "મારું નામ એરાસ્ત છે." "એરાસ્ત, એરાસ્ત!" લીઝા મનમાં ને મનમાં ગણગણી. તેણે નામનું પાંચ વખત પુનઃઉચ્ચારણ કર્યું જાણે કે તેને યાદ કરવાનો પ્રયત્ન ન કરતી હોય. જ્યાં સુધી ફરીથી મળે ત્યાં સુધી જુદા પડવાં એરાસ્તે આજ્ઞા માંગી. લીઝા તેને પાછળથી જતો જોતી રહી જ્યારે તેની માએ લીઝાનો હાથ હાથમાં લઈને કહ્યું: "ઓહ, લીઝા! કેવો સારો અને ભલો છે તે! જો તું તેના જેવાં માણસને પરણી હોય તો!" લીઝાનું દિલ એકદમ ફફડી ઊઠ્યું. "મા, મા તે કેવી રીતે સંભવ થઈ શકતું હતું! તે પ્રતિષ્ઠિત સદ્‌ગૃહસ્થ છે અને ખેડૂતોની વચ્ચે..." તે પૂરું ન કરી શકી.

હવે વાચકને એ જાણવાની જરૂર છે કે આ જુવાન, આ એરાસ્ત અતિ વિવેકશીલ અને ભલા દિલનો શ્રીમંત ઉમરાવ હતો. તે સ્વભાવે માયાળુ હતો પણ કમજોર અને ચંચળ હતો. તે ઉડાઉ જીવન જીવતો હતો. માત્ર પોતાની જ ખુશીનો વિચાર કરતો હતો. ટાપટીપિયા સમાજના ભોગવિલાસ યુક્ત મનરંજનમાં તે એ ખુશી જોતો હતો. પણ ઘણી વાર તે શોધવામાં તેને નિષ્ફળતા મળી. તેથી ઉદાસ થઈ ગયો અને પોતાના નસીબને માટે રડતો. પહેલી જ નજરે લીઝાની સુંદરતા તેના દિલને હલાવી ગઈ. તે નવલકથાઓ અને કાવ્યો વાંચવા ટેવાયેલો હતો. તેનામાં મહદ્ અંશે આબેહૂબ કલ્પનાશક્તિ હતી. અને વિચારોમાં તે ઘણી વાર પેલાં સમયમાં પોતાનાં કાબૂમાંથી બહાર થઈ જતો, (પછી ભલેને તેઓ કદી હતા કે નહીં), જ્યારે આવે તો બધાં જ લોકો ચિંતામુક્ત મેદાનોમાં ભમતાં હતાં, નિર્મળ ઝરણાંઓમાં નહોતાં હતાં, કબૂતરની જેમ ધીમો સૌમ્ય

અવાજ કરતાં હતાં, ગુલાબ અને મેંદીનાં છોડની નીચે આરામ કરતાં હતાં, અને પોતાનાં દિવસો તદ્દન આળસમાં ગાળતાં હતાં. તેણે કલ્પ્યું કે તેનું દિલ લાંબા સમયથી જેના માટે તલપાપડ થઈ રહ્યું હતું તે બધું તેને લીઝામાં મળી ગયું હતું. "કુદરત મને નર્યાં આનંદની અનુભૂતિ કરવા માટે તેના આલિંગન તરફ બોલાવી રહી છે." તે વિચારતો હતો અને ઓછામાં ઓછા થોડા સમય માટે ટાપટીપવાળો સમાજ છોડવાનો નિર્ણય કર્યો.

ચાલો આપણે લીઝા ઉપર પાછા આવીએ. રાત પડી. લીઝાની માએ તેને આશીર્વાદ આપ્યાં અને શાંતિપૂર્ણ નીંદર માટે ઇચ્છા કરી. પણ આ વખતે તેની ઇચ્છા સાચી ન પડી: લીઝા ખૂબ ખરાબ રીતે ઊંઘી. તેના દિલના નવઆગંતુક, એરાસ્તની છબિ એટલી તો આબેહૂબ રીતે તેને દેખાતી હતી કે દર બીજી મિનિટે તે જાગી જઈને નિસાસો નાખતી. તે સૂર્યોદય પહેલાં જ ઊઠી ગઈ. મોસ્કો નદી તરફ ગઈ. ઘાસવાળા કિનારા ઉપર બેસી ગઈ. અને ઉદાસપણે પાણીની ઉપર મંડરાતા સફેદ ધુમ્મસ તાકતી રહી, પછી તે ધુમ્મસ હવામાં ઉપર આવીને લીલા ગાલીચા ઉપર ઓસનાં ભળકતાં ટીપાં છોડતું હતું. લીઝા ઉપર એકદમ ચૂપકીદી છવાઈ ગઈ હતી. પણ થોડી જ વારમાં ઉગતાં સૂરજે આખી સૃષ્ટિને જગાડી દીધી: ઉપવન અને ઝાડવામાં જીવંતતા આવી ગઈ, પક્ષીઓ ગગનમાં મુક્તપણે વિહરવા લાગ્યાં, તેમના ગીતોનો કલરવ ગૂંજી ઊઠ્યો, અને પુષ્પોએ પ્રકાશમાં જીવન પ્રદાન કરતાં કિરણોને આત્મસાત કરવા પોતાનાં ચહેરાં ઊંચા કર્યાં. પણ લીઝા હજી પણ ઉદાસીનતામાં ડૂબેલી ત્યાં જ બેઠી હતી. અરે લીઝા, લીઝા, તારી ઉપર શી આફત આવી પડી? અત્યાર સુધી પક્ષીઓનાં જાગતાંની સાથે તું તેમની સાથે જ મળીને સવારે આનંદિત થતી હતી. સૂર્યમાં ચળકતાં ઓસનાં ટીપાંઓની જેમ જ તારાં નયનોમાં નર્યો આનંદિત ઉત્સાહ ચમકતો હતો, પણ હમણાં તું વિચારોમાં ખોવાયેલી છે અને કુદરતના સામાન્ય આનંદદાયક વાતાવરણમાં ભાગ નથી લેતી.

તે સમય દરમિયાન એક જુવાન ભરવાડ પોતાનાં ધણને કિનારે કિનારે હાંકી રહ્યો હતો અને પોતાનો પાવો વગાડતો હતો. તેને જોતાં લીઝાએ વિચાર્યું: "જો માત્ર અત્યારે મારાં બધાં જ વિચારો ઉપર હકૂમત ધરાવનાર તે સામાન્ય ખેડૂત કે ભરવાડ તરીકે જન્મ્યો હોત અને જો તે હમણાં મારી પાસેથી પોતાનાં ધણને હાંકી જઈ રહ્યો હતો તે હોત! ઓહ! મેં સસ્મિત તેનું અભિવાદન કરતાં કહ્યું હોત: 'કેમ છે ભલા



ભરવાડ! તું તારા ધણને ક્યાં હાંકીને લઈ જઈ રહ્યો છે! તારાં ઘેટાં માટે અહીં પણ એટલું લીલુંછમ ઘાસ ઊગેલું છે અને તારી ટોપી માટે હાર ગૂંથી શકાય તેવાં ફૂલો અહીં પણ સુંદર છે!' અને આંખોમાં કોમળતા ભરી મારી તરફ જોયું હોત કે કદાચ મારો હાથ પણ પકડી લીધો હોત... આહ, કેવું સુંદર સ્વપ્ન!" પોતાનો પાવો વગાડતો ભરવાડ તેના ધણની સાથે લીઝાની નજીકથી પસાર થઈ ગયો અને સૌથી નજીકના ટેકરાની પાછળ અદૃશ્ય થઈ ગયો.

હલેસાંની છબ છબના અવાજે લીઝાને ચોંકાવી. તેણે નદી તરફ જોયું તો એક હોડી દેખાઈ. તે હોડીમાં એરાસ્ત હતો.

તે આખીને આખી ધ્રુજી ઊઠી, ભયના કારણે નહિ. શેના કારણે કહેવાની જરૂર નથી. તે જવા માટે ઊઠી પણ પગ ન ઊઠાવી શકી. એરાસ્ત કિનારા પર કૂદી ઝડપથી લીઝા તરફ ગયો અને લીઝાનું સ્વપ્ન મહદ્અંશે સાચું પડ્યું. કારણ કે એરાસ્તે નયનોમાં કોમળતા સાથે તેની તરફ જોયું. તેનો હાથ હાથમાં લીધો... અને લીઝા, પ્યારી લીઝા, ભોંય જડેલાં નયનો, ધગધગતાં ગાલો, અને ધડકતાં હૃદય સાથે, ત્યાં જ ઊભી રહી ગઈ. તે પોતાનો હાથ પાછો ખેંચવા અસમર્થ હતી, જ્યારે એરાસ્ત પોતાનાં હોઠ તેના હોઠની નજીક લાવ્યો ત્યારે પોતાનો ચહેરો દૂર કરવા અસમર્થ હતી... આહ! તેણે તેને ચૂંબન કર્યું, તેણે તેને એટલી તો ઉષ્માથી ચૂંબન કર્યું કે લીઝાને સમગ્ર વિશ્વ સળગતું લાગ્યું! "પ્યારી લીઝા," તેણે કહ્યું, "પ્યારી લીઝા, હું તને ચાહું છું." અને આ શબ્દો તેના આત્માના ઊંડાણમાં સ્વર્ગીય શ્રેષ્ઠ સંગીતની જેમ ગૂંજી ઊઠ્યાં, તેણે પોતાના કાન ઉપર વિશ્વાસ કરવાની મહામુશ્કેલીએ હિમ્મત કરી, પણ... હું મારી પેન પડતી મૂકું છું. મારે માત્ર એટલું જ કહેવું જોઈએ કે હર્ષ-વશની તે ક્ષણોમાં લીઝાનું શરમાળપણું લોપ થઈ ગયું. એરાસ્ત જાણી ગયો કે તેને તે પ્રેમ કરતી, આ દ્વારા આવેશપૂર્ણતાથી પ્રેમ કરતી હતી. જે તેના માટે નવું, સ્પષ્ટ અને ખુલ્લા હૃદયનું હતું.

તેઓ એકબીજાની એકદમ નજીક ઘાસ ઉપર બેઠાં, એકબીજાની આંખોમાં જોવા લાગ્યાં અને કહ્યું: "મને ચાહો!" બે કલાક એક પળની જેમ વીતી ગયાં. લાંબા સમય પછી છેવટે લીઝાને યાદ આવ્યું કે કદાચ તેની મા તેની ચિંતા કરતી હશે. તેઓએ જુદા પડવું જ પડે એમ હતું. લીઝાએ પૂછ્યું: "ઓહ, એરાસ્ત, તું હંમેશાં મને ચાહશે?" તેણે જવાબ આપ્યો, "હંમેશાં, વ્હાલી મીઠી લીઝા, હંમેશાં!" "તું ક્રૂસ ઉપર તેનું

વચન આપશે?" "હું વચન આપીશ, વ્હાલી લીઝા, હું વચન આપીશ!" "ના, મને તારા શપથની જરૂર નથી. હું તારી ઉપર વિશ્વાસ રાખું છું, એરાસ્ત, હું તારી ઉપર વિશ્વાસ રાખું છું. ચોક્કસપણે તું ગરીબ લીઝાને નહીં છેતરે ને? તે શક્ય નથી, કેમ ખરું ને?" "ના, લીઝા, તે શક્ય નથી, ના!" "હું બહુ જ ખુશ છું અને જ્યારે હું મારી માને કહીશ કે તું મને ચાહે છે ત્યારે તે પણ બહુ ખુશ થશે!" "અરે, ના, લીઝા, તું તારી માને કંઈપણ ન કહેતી." "પણ શા માટે નહીં?" "ઘરડાં લોકો શંકાશીલ વલણવાળાં હોય છે. અને કદાચ તે આમાં કંઈક ખરાબ વિચારે." "ના, તે એમ કરી શકતી નહોતી." "તેમ છતાં પણ હું તેને એક શબ્દ પણ ન કહેવા વિનંતી કરું છું." "ભલે, મારે તારી આજ્ઞા પ્રમાણે કરવું જ જોઈએ, માત્ર હું એટલું ઇચ્છું છું કે તેનાથી છૂપું રાખવા જેવું મારી પાસે કંઈ નહોતું." તેઓએ જુદાં પડવાં ચુંબન કર્યાં અને દરરોજ સાંજે અહીં કિનારા ઉપર કે બર્ચનાં ઉપવનમાં કે લીઝાની ઝૂંપડીની નજીકમાં ક્યાંક મળવાનું વચન આપ્યું. પણ તે મળશે એ ચોક્કસ હતું. લીઝા ઘર તરફ ગઈ પણ હજી કિનારા ઉપર ઊભા ઊભા પાછળથી તાકતા એરાસ્ત તરફ જોવા સો વાર પાછળ ફરી.

તે વહેલી સવારે લીઝા ઘરેથી નીકળી તે વખતમાં મિજાજથી બિલકુલ જુદા મિજાજમાં પાછી ફરી. તેનો ચહેરો અને તેની બધી જ પ્રવૃત્તિઓ તેના હૃદયમાંની ખુશીને પ્રતિબિંબત કરતી હતી. તે વિચારોમાં આનંદ પામતા વિચારતી હતી: "તે મને ચાહે છે." હમણાં જ જાગેલી તેની માને તેણે કહ્યું: "ઓહ, મા, કેવી મઝાની સવાર છે! ઓહ, મા, બહાર ખુલ્લામાં કેટલું આનંદદાયક છે! લાવરીઓએ કદી આટલું સરસ ગાયું નથી, સૂર્ય કદી આટલો તેજસ્વી પ્રકાશ્યો નથી, ફૂલો કદી આવાં સુગંધિત થયા નથી!" તેની મા પોતાની કાખઘોડીને સહારે લીઝાએ વર્ણવેલ આવી આકર્ષક સવારનો આનંદ લેવા બહાર ગઈ. સાચે જ, તેણે વિચાર્યું તે અદ્‌ભુત છે, કારણ કે તેની વ્હાલી દીકરીએ પોતાનાં જ ખુશમિજાજમાં તેના માટે આખી કુદરતને ઉલ્લાસિત કરી હતી. "અરે, લીઝા!" તેણે નિસાસો નાખ્યો. "ભગવાનની દુનિયામાં બધી વસ્તુ કેટલી સુંદર છે! હું આ ધરતીને લગભગ ૬૦ વર્ષથી ખૂંદી રહી છું. પણ હજી સુધી મેં ભગવાનની સારી રચનાઓને પેટ ભરીને જોઈ નથી, મેં ઉપર સ્વચ્છ આકાશ તરફ પેટ ભરીને જોયું નથી, દરકે વર્ષે નવા ઘાસ અને નવા ફૂલોથી આચ્છાદિત થતી જમીન તરફ જોયું નથી. સ્વર્ગના પિતાએ કેટલી સુંદર રીતે દુનિયાને



માણસને માટે શણગારી છે તે જોતાં એમ લાગે છે કે ભગવાન માણસને ખૂબ જ ચાહતો હોવો જોઈએ. અરે લીઝા! જો આપણે કોઈ વખત દુઃખ ન સમજીએ તો આપણામાં કોણ એવું છે જે મારવા ઇચ્છતું હોય? તેવી રીતે થવું જ જોઈએ, એમ હું ધારું છું. જો આપણી આંખોમાંથી કદી આંસું ન વહે તો કદાચ આપણે આપણાં ચિરંજીવ આત્મા વિષે ભૂલી ગયાં હોત." અને લીઝા વિચારી રહી હતી: "હું એકદમ જલદી જ મારા વ્હાલા પ્રેમી કરતાં મારાં ચિરંજીવ આત્માને ભૂલવાની હતી!"

ત્યાર બાદ એરાસ્ત અને લીઝા તેમનાં વચનનાં પાકા રહ્યાં. દરરોજ સાંજે (જ્યારે લીઝાની મા રાત્રે સૂઈ જતી) નદીના કિનારે કે બર્ચનાં ઉપવનમાં મળતાં, પણ ઘણી વાર પ્રાચીન ઓક વૃક્ષોની નીચે, (જે ઝૂંપડીથી લગભગ ૮૦ સાજેન દૂર હતાં) જે સ્વચ્છ ઊંડા તળાવ ઉપર તેમનાં પ્રતિબિંબો પાડતાં હતાં, આ તળાવ પ્રાચીન સમયમાં ખોદી કાઢવામાં આવ્યું હતું. લીલી શાખાઓમાંથી આવતાં ચંદ્રનાં કોમળ કિરણો પ્રેમીના વ્હાલા હાથો દ્વારા અને પવનની આહ્‌લાદક મંદ લહેરો દ્વારા પંપોળાતા લીઝાનાં સુંદર વાળને રૂપેરી બનાવતાં હતાં. ઘણી વાર ચંદ્ર લીઝાની આંખોમાં ચમકતાં પ્રેમનાં આંસુને પ્રકાશિત કરતો અને પછી એરાસ્ત તેમને ચુંબન કરતો. નિશંકપણે તેઓ નિર્દોષતાથી આલિંગન ભરતાં હતાં. ચંદ્રની દેવી શરમાળ સીન્થીઆ તેમનાથી દૂર વાદળમાં છૂપાઈ જતી નહોતી. તેમનાં આલિંગનો નિષ્કપટ અને પવિત્ર હતાં. "જ્યારે તું મને કહે છે: 'સૌથી વ્હાલી, હું તને ચાહું છું,' જ્યારે તું મને તારા દિલની એકદમ નજીક પકડીને પ્રેમાળ નયનોથી મારી તરફ જુએ છે, ત્યારે, ઓહ, મારા માટે બધી જ વસ્તુ એટલી સારી થઈ જાય છે. એટલી સારી કે હું માત્ર એરાસ્ત સિવાય બધું જ ભૂલી જાઉં છું," લીઝાએ તેને કહ્યું. "કેટલું વિચિત્ર, વ્હાલી હવે તે કેટલું વિચિત્ર લાગે છે કે તને જાણ્યા વિના હું થોડેક સંતોષ અને ખુશીથી રહી શકતો હતો. હવે હું તે સમજી નથી શકતો. હું હવે વિચારું છું કે તારા વિનાનું જીવન જીવન જ નથી—માત્ર ઉદાસીનતા અને નીરસતા જ છે. જ્યારે હું તારા નયનો નથી જોતો ત્યારે પ્રકાશિત ચાંદ પણ ઘેરો થઈ જાય છે, જ્યારે હું તારો અવાજ નથી સાંભળતો ત્યારે બુલબુલનું ગીત નીરસ ભાસે છે, જ્યારે હું તારાં શ્વાસનો અનુભવ નથી કરતો ત્યારે મંદ હવાની લહેરી પણ મને ત્રાસ આપે છે." એરાસ્ત પોતાની નાનકડી ભરવાડણથી અત્યાનંદ પામ્યો હતો. તે તેને આમ કહીને બોલાવતો હતો. અને બીજું કારણ એ

કે લીઝા એટલો બધો પ્રેમ કરતી હતી કે તેણે પોતાને વધારે સારી વ્યક્તિ તરીકે અનુભવી. તેણે આ નિષ્કપટ આત્માની લાગણીસભર મિત્રતા દ્વારા જે પવિત્ર આનંદ પ્રાપ્ત કર્યો હતો તેની સરખામણીમાં ટાપટીપવાળી દુનિયાનાં ચળકાટ ભરેલાં બધાં જ મનરંજનો તુચ્છ લાગ્યા. તેણે તિરસ્કાર પાત્ર વિલાસીપણાં વિષે કંટાળા સાથે વિચાર્યું, જેનો તેની ઈન્દ્રિયો ઉપભોગ કરવાં ટેવાયેલી હતી. તે વિચારી રહ્યો હતો. "મારે લીઝા સાથે ભાઈ બહેનની જેમ રહેવું જોઈએ. મારે તેના પ્રેમનો દુરુપયોગ ન કરવો જોઈએ અને હંમેશાં ખુશ રહેવું જોઈએ!" કેવું અવિચારી વચન છે, જુવાન! શું તું તારા પોતાના જ હૃદયને સાચે જ ઓળખે છે? તેનાં આવેગો માટે તું હંમેશાં જવાબ આપી શકે છે? તારી લાગણીઓ ઉપર વિવેક બુદ્ધિ હંમેશાં વર્ચસ્વ ધરાવશે?

લીઝાએ માંગણી કરી કે એરાસ્તે તેની માને વારંવાર મળવું જોઈએ. "હું તેને ચાહું છું અને તેનું ભલું ઈચ્છું છું. હું વિચારું છું કે કોઈપણ માટે બક્ષિસ તને જોવું તે સૌથી શ્રેષ્ઠ છે." સાચે જ તેની ઘરડી મા એરાસ્તને જોવાં હંમેશાં ઉત્કટ રહેતી. તેને એરાસ્ત સાથે પોતાનાં મૃત પતિ વિષે વાત કરવી ગમતી હતી. તેને પોતાનાં જુવાનીનાં દિવસો વિષે, સૌથી પહેલીવાર પોતાનાં પ્યારા ઈવાનને કેવી રીતે મળી હતી, તે તેની સાથે કેવી રીતે પ્રેમમાં પડ્યો, અને કેવાં પ્રેમ અને સુમેળથી તેઓ જીવ્યાં હતાં તે વિષે કહેવું ગમતું હતું. "અમે એક બીજાને મન ભરીને કદીયે જોઈ શક્યાં નહોતાં. જ્યારે મૃત્યુએ મારી પાસેથી આટલી ક્રૂરતાથી તેને લઈ લીધો ત્યારે તે છેલ્લા કલાક સુધી આ પ્રમાણે હતું. તું જાણે છે, તે મારાં હાથોમાં જ મૃત્યુ પામ્યો હતો." અને એરાસ્ત તેને સાચી મરજીથી સાંભળતો હતો.

લીઝાએ બનાવેલી બધી જ વસ્તુઓ તેણે તેની પાસેથી ખરીદી. હંમેશાં તેણે પોતાના કામ માટે નક્કી કરેલ કિંમતથી દસ ગણી વધારે કિંમત ચૂકવવા ઈચ્છી પણ ડોસીએ કદી વધારાનો કોપેક પણ તેની પાસેથી ન સ્વીકાર્યો.

આ પ્રમાણે કેટલાંક અઠવાડિયાં પસાર થઈ ગયાં. એક સાંજે એરાસ્ત લીઝાની રાહ જોઈ રહ્યો હતો, તેમનાં નક્કી કરેલાં સમયથી ઘણાં લાંબા સમય સુધી રાહ જોતો હતો. છેવટે તે આવી પણ તે એટલી ઉદાસ દેખાતી હતી અને તેના પોપચાં રડવાને કારણે એટલાં લાલ સૂઝેલાં હતાં કે તે સાચે જ ભયગ્રસ્ત થઈ ગયો. "લીઝા, લીઝા, શું થયું?" "અરે,



એરાસ્ત, હું રડતી રહી છું." "કેમ? શા માટે?" "મારે તને બધું જ કહેવું જોઈએ. પડોશનાં ગામમાંથી શ્રીમંત ખેડૂતનાં દીકરાએ માગું મોકલ્યું છે અને મારી મા મને તેની સાથે પરણાવવા ઈચ્છે છે." "અને તેં માની લીધું?" "નિષ્ઠુર માનવી! કેવી રીતે તું પૂછી શકે છે? ચોક્કસપણે મને મા માટે દુઃખ છે. તે રડી રહી છે અને કહી રહી છે કે હું તેના મનની શાંતિની પરવા નથી કરતી અને જો તે જીવતી છે ત્યાં સુધી મને નહીં પરણાવી દે તો તે માનસિક તીવ્ર વેદનામાં જ મરી જશે. અરેરે, પણ મા જાણતી નથી કે મારો આટલો પ્રેમાળ પ્રેમી છે!" એરાસ્તે એમ કહેતાં લીઝાને ચુંબન કર્યું કે તેના માટે લીઝાની ખુશી દુનિયામાં બીજી કોઈપણ વસ્તુ કરતાં વધારે મહત્ત્વની છે. જ્યારે તેની મા મરી જશે ત્યારે તે લીઝાને એક પળ પણ વિખૂટાં પડયાં વિના તેણીની સાથે સ્વર્ગીય આનંદમાં રહેશે. પછી ભલેને તે ગામડું હોય કે ગીચ જંગલ. "પણ તું મારો પતિ નહીં બની શકે," લીઝાએ નિસાસો નાખતાં કહ્યું. "શા માટે નહીં?" "કારણ કે હું ખેડૂત છોકરી છું." "તું મને અન્યાય કરી રહી છે," તેણે કહ્યું. "મારા માટે સૌથી મહત્ત્વની વસ્તુ છે જેને મેં પ્રેમ કર્યો છે, તેનો આત્મા, તેનો ભાવગ્રાહી, નિષ્કપટ આત્મા અને તેથી લીઝા હંમેશાં મારા હૃદયની સૌથી નજીક રહેશે!"

તે તેના હાથમાં એકદમ ઉતાવળે ધસી ગઈ — તે કલાકમાં પાવિત્ર્ય નાશ પામવા સજ્જ પામેલું હતું! એરાસ્તે પોતાનાં લોહીમાં અસામાન્ય આવેશ અનુભવ્યો. લીઝા તેને આ પહેલાં આટલી સુંદર પ્રેમાળ કદી નહોતી લાગી. તેનાં લાડપંપાળોએ તેને કદી આટલી જબરદસ્ત રીતે હલાવી નાંખ્યો નહોતો. તેનાં ચુંબનો કદી આટલાં ઉષ્માભર્યા નહોતાં. અને લીઝા કંઈપણ જાણતી નહોતી. તેણે કોઈપણ શંકા નહોતી કરી, કોઈપણ જાતનો ભય નહોતો લાગ્યો. રાત્રિના અંધકારે ઈચ્છાને વધારે પ્રબળ બનાવી — આકાશમાં એક પણ તારો ચમકતો નહોતો. તેના મોહને દૂર કરવાં પ્રકાશનું કોઈ કિરણ નહોતું. એરાસ્તે ઉત્તેજના અનુભવી અને લીઝાએ પણ. શા માટે અને આ શા કારણે તે જાણ્યા વિના, તેનું શું પરિણામ આવવાનું હતું તે જાણ્યા વિના... અરેરે, લીઝા, લીઝા! ક્યાં હતો તારો રક્ષક ફિરસ્તો? ક્યાં છે તારું નિર્દોષપણું?

મોહ એક મિનિટમાં જ પસાર થઈ ગયો. લીઝા નવી લાગણીઓને સમજી ન શકી. તે વ્યાકુળ થઈ ગઈ હતી. તેણે એરાસ્તનો તેને કહેવા જણાવ્યું પણ તે પ્રયત્ન કરતા યોગ્ય શબ્દો ન જડતાં તે ચૂપ રહ્યો. "હું

બી ગઈ શું છું, આપણને શું થઈ ગયું છે તેના દ્વારા હું બી ગઈ છું! મેં વિચાર્યું કે હું મરી રહી હતી, મારી આત્મા... ના, તે કેવી રીતે કહેવું તે હું નથી જાણતી. શા માટે તું કંઈક નથી કહેતો, એરાસ્ત? તું શા માટે નિસાસો નાખે છે? ભગવાનને ખાતર કહે કે તે શું છે?" આકાશમાં વીજળીઓ ચમકી અને મેઘનો ગડગડાટ થયો. લીઝા પગથી માથા સુધી થરથરી ઊઠી. "એરાસ્ત, એહ, એરાસ્ત, મને બીક લાગે છે, વીજળીનો કડાકો મને મારા ગુનેગાર હોવાને કારણે મારી નાંખશે!" મેઘગર્જના સૂચક રીતે ગરજતી રહી, કાળાં વાદળામાંથી ધોધમાર વરસાદ પડવા લાગ્યો. એમ લાગતું હતું કે જાણે કુદરત પોતે લીઝાની ખોવાયેલી દિંષતા ઉપર રડી રહી હતી. એરાસ્તે તેને ધીરજ આપવાનો પ્રયત્ન કર્યો. અને તેને ઝૂંપડી તરફ લઈ આવ્યો. જ્યારે લીઝાએ તેને આવજો કહ્યું ત્યારે તેણે ડૂસકાં ભર્યાં. "એરાસ્ત, મને કહે કે આપણે પહેલાં જેટલાં જ સુખી થઈશું?" "આપણે થઈશું, લીઝા, આપણે થઈશું." "ભગવાનથી આશા કરું છું કે આપણે થઈએ! હું તને ચાહું છું એરાસ્ત, તેથી તું જે કહે તે મારે માનવું જ જોઈએ. પણ મારા દિલને દિલમાં જ... ના, ના, વધારે! મને માફ કરી દે! તો પછી આવતી કાલ સુધી, આવતી કાલ રાત સુધી."

તેમની મુલાકાતો ચાલુ રહી પણ બધી જ વસ્તુ કેવી રીતે બદલાઈ ગઈ હતી! એરાસ્ત લીઝાનાં માત્ર લાડ લડાવવાથી, માત્ર તેની પ્રેમાળ નજરોથી, માત્ર તેના હાથના સ્પર્શથી, માત્ર ચુંબનોથી કે માત્ર નિષ્કપટ આલિંગનોથી વધારે લાંબો સમય સંતોષ પામી શકતો નહોતો. તે વધારે અને વધારે ઇચ્છતો હતો. છેવટે ઇચ્છવા માટે કંઈ વધારે નથી રહેતું. કોઈપણ વ્યક્તિ જે પોતાના હૃદયને જાણે છે, કોઈપણ વ્યક્તિ જેણે પોતાનાં સૌથી આનંદદાયક ખુશીઓના પરિણામ ઉપર વિચાર્યું છે તે ચોક્કસપણે મારી સાથે સહમત થશે કે પોતાની બધી જ ઇચ્છાઓની પૂર્તિ પ્રેમનો સૌથી વધુ જોખમભરેલી કસોટી છે. એરાસ્ત માટે લીઝા હવે નિર્દોષતાની ફરિસ્તો નહોતી રહી. જેણે તેની કલ્પનાઓને ઉત્તેજિત કરી હતી અને તેના આત્માને હર્ષાવેશથી ભરી દીધી હતી. તેનો સાત્વિક પ્રેમ વાસનામય પ્રેમમાં બદલાઈ ગયો હતો જેનો તે ગર્વ નહોતો કરી શકતો. અને વધારામાં તેના માટે તેની કોઈ નવાઈ નહોતી. જ્યારે લીઝા માટે, તેણે સંપૂર્ણપણે પોતાને તેને સોંપી દીધી હતી, તે લીઝાના જીવનનો શ્વાસ હતો, તે આજ્ઞાધીન ઘેટાંનાં બચ્ચાંની જેમ એરાસ્તની બધી જ ઇચ્છાઓ મુજબ વર્તતી હતી. તેની ખુશીને પોતાની ખુશી માનતી હતી. ગમેતેમ પણ



લીઝાએ ઓરાસ્તમાં પરિવર્તન જોયું અને ઘણી વાર કહ્યું: "તું પહેલાં વધારે ખુશમિજાજ હતો, આપણે વધારે ખુશ અને સંતુષ્ટ હતાં. અને મને તારો પ્રેમ ખોઈ બેસવાનો આટલો ડર નહોતો." અવારનવાર રાત્રે છૂટાં પડતી વખતે ચુંબન કરતાં તેણે કહ્યું: "લીઝા, આવતી કાલે હું તને મળવા નહીં આવી શકું, ઘણું જ અગત્યનું કામ આવી પડ્યું છે. "અને આમ બનતું ત્યારે દરેક વખતે લીઝા પ્રતિક્રિયામાં નિસાસો નાખતી.

પછી તે સળંગ પાંચ દિવસો ન આવી શક્યો. લીઝા અત્યંત બેચેન થઈ ગઈ. છઠ્ઠા દિવસે તેણે વ્યથાભર્યો ચહેરો લઈ આવીને લીઝાને કહ્યું: "લીઝા, વ્હાલી લીઝા, થોડા સમય માટે મારે તારાથી જુદું પડવું જ પડશે. તું જાણે છે કે અમે યુદ્ધ લડી રહ્યાં છીએ. હું ફરજ ઉપર છું અને મારી ટુકડી જંગમાં જઈ રહી છે." લીઝા એકદમ ફિક્કી પડી ગઈ અને લગભગ બેહોશ જ થઈ ગઈ.

એરાસ્તે તેને પંપોળતાં કહ્યું કે તે પોતાની વ્હાલી લીઝાને હંમેશાં પ્રેમ કરશે અને આશા રાખશે કે જ્યારે તે ઘેર પાછો ફરે ત્યારે ફરીથી કદી તેઓ જુદાં નહીં પડે. લીઝા લાંબો સમય કંઈ જ ન બોલી અને પછી એકદમ રડી પડી. લીઝાએ એરાસ્તનાં હાથ પકડી લીધાં અને પ્રેમસભર નાજુકતાથી તેની તરફ જોતાં પૂછ્યું: "તું રોકાઈ શકે તેમ સંભવ નથી?" અને તેણે જવાબ આપ્યો: "હું રોકાઈ શકતો હતો પણ માત્ર મારાં સૌથી ઘોર શરમજનક વર્તનની કિંમતે અને મારી પ્રતિષ્ઠા ઉપર સૌથી મોટાં કલંકની કિંમતે. દરેક જણ મને ધિક્કારશે, દરેક જણ જેવી રીતે કાયરની તરફથી ફરી જાય અને માતૃભૂમિ માટે નકામા દીકરાની તરફથી મોં ફેરવી લે છે તેવી જ રીતે મારી તરફથી અણગમા સાથે મોં ફેરવી લેશે." "ભલે, તો તેવી વાત હોય તો જ્યાં પણ ભગવાન તને જવાનું કહે ત્યાં જા," લીઝાએ કહ્યું. "પણ કદાચ તું મરી પણ શકે છે!" "લીઝા વ્હાલી, માનવી કદી પોતાના દેશ માટે મરતા ડરતો નથી." "ઓહ, જ્યારે તું જીવતો નહીં રહે તે જ ક્ષણે હું પણ મરી જઈશ." લીઝા રડવા લાગી. "શા માટે તેવું વિચારે છે? હું જીવતા રહેવાની આશા રાખું છું, હું તારી પાસે પાછા આવવાની આશા રાખું છું, મારી વ્હાલી લીઝા!" "ભગવાન તેમ જ કરે! ભગવાન તેમ જ કરે! હું દિવસમાં દર કલાકે તારા માટે પ્રાર્થના કરીશ. અરેરે, શા માટે હું વાંચી કે લખી નથી શકતી! તારા ઉપર શું વીતી રહ્યું હતું તેના વિષે બધી જ વિગતો તું મને લખતો અને મેં તારા માટેનાં મારા આંસુઓ વિષે તને લખ્યું હોત!" "ના, લીઝા, ના, તારે

માને ખાતર પોતાની સંભાળ લેવાની છે, લીઝા. જ્યારે હું દૂર હોઉં ત્યારે હું એમ નથી ઈચ્છતો કે તું રડે." "નિષ્ઠુર માનવી! તું મને તે આરામ માટે પણ ના પાડશે? ના, તારા જવાની સાથે, મારું હૃદય એકદમ સૂકાઈ જશે તો જ માત્ર હું રડવાનું બંધ કરીશ. અને એરાસ્તે કહ્યું: "જ્યારે આપણે ફરીથી એકબીજાને જોઈએ તે આનંદદાયક ક્ષણનો વિચાર કરજે." "ઓહ, મારે કરવો જોઈએ, મારે તેના વિષે વિચાર કરવો જોઈએ જો તે માત્ર વહેલામાં વહેલી આવે તો! વ્હાલા, પ્રિય એરાસ્ત, તારી ગરીબ લીઝાને યાદ રાખજે. જે તને પોતાની જતથી પણ વધારે ચાહે છે."

ના, તે રાત્રે તેઓએ એકબીજાને શું કહ્યું તેનું હું વર્ણન નથી કરી શકતો.

બીજા દિવસે તેમની છેલ્લી મુલાકાત થવાની જ હતી.

એરાસ્ત લીઝાની મા પાસે વિદાય લેવા આવ્યો. જ્યારે લીઝાની માએ સાંભળ્યું કે આ ભલા, સુંદર સદ્‌ગૃહસ્થને યુદ્ધ માટે જવું પડે તેમ હતું ત્યારે તે રડવાનું રોકી નહોતી શકી. એરાસ્તે તેને થોડાંક પૈસા સ્વીકારવા આગ્રહ કરતાં કહ્યું: "જ્યારે હું દૂર ગયો હોઉં ત્યારે આપણાં કરાર મુજબ મારી વસ્તુઓ હું નથી ઈચ્છતો કે લીઝા વેચે." ઘરડી મા એ એના ઉપર આશીર્વાદોની ઝડી વરસાવી. "ભગવાનની ઈચ્છાથી તું સહીસલામત અમારી પાસે પાછો આવે અને ફરીથી એકવાર હું તને આ સાંસારિક જીવનમાં જોઉં. મને આશા છે મારું હૃદય બંધ થતાં પહેલાં મારી લીઝા કદાચ પોતાના માટે યોગ્ય વર શોધશે. અરેરે, જો તું તેનાં લગ્નમાં આવ્યો હોત તો મેં ભગવાનનો કેટલો આભાર માન્યો હોત! અને જ્યારે લીઝાનાં બાળકો થાય ત્યારે તેમની સામે તમારે ધર્મપિતા જેમ ઊભા રહેવું જોઈએ, ભલા સાહેબ! જો હું માત્ર તે જોવા જીવતી રહી શકી હોત તો!" માની બાજુમાં ઊભેલી લીઝાની તેની મા તરફ જોવાની હિંમત નહોતી ચાલતી. વાચક સહેલાઈથી કલ્પી શકે છે કે તે ક્ષણે લીઝા શું અનુભવી રહી હતી.

પણ કલ્પના કરો જ્યારે પેલી છેલ્લી વખત એરાસ્તે લીઝાને આલિંગન ભર્યું હતું ત્યારે શું અનુભવ્યું, તેને પોતાની છાતી સરસી ચાંપતાં કહ્યું: "લીઝા, મને માફ કરી દે." કેવું હૃદયસ્પર્શી દૃશ્ય હતું! પૂર્વ દિશામાં આસમાન ઉપર કિરમજી દરિયાની જેમ પરોઢ ફેલાઈ રહ્યું હતું. એરાસ્ત એક ઊંચા પ્રાચીન ઓક વૃક્ષની નીચે પોતાની નિસ્તેજ, હિમ્મત હારેલી અને શોકગ્રસ્ત લીઝાને હાથમાં પકડીને ઊભો હતો. જ્યારે તેણે એરાસ્તને વિદાય આપી ત્યારે એમ લાગતું હતું કે તેનો આત્મા શરીરથી જૂદો



પડી રહ્યો હતો. સમગ્ર સૃષ્ટિ ઉપર ચૂપકી છવાઈ ગઈ હતી.

લીઝાએ ડૂસકાં ભર્યાં, એરાસ્ત રડયો અને જ્યારે તે લીઝાને છોડી ગયો ત્યારે તે ઘૂંટણે પડી પોતાનાં હાથ આકાશ તરફ ફેલાવીને દૂર દૂર નજરોથી ઓઝલ થયો ત્યાં સુધી તેને જોતી રહી. સૂરજ ઊગ્યો અને ગરીબ નિરાધાર લીઝા નિશ્ચેષ્ટ બેશુદ્ધિમાં પડી ગઈ.

જ્યારે તે ભાનમાં આવી ત્યારે સમગ્ર વિશ્વ વેરાન અને ઉદાસ ભાસ્યું: પ્રકૃતિની બધી જ સુંદરતા તેના હૃદય સ્વામીની સાથે સાથે જ અલોપ થઈ ગઈ. "અરેરે, શા માટે હું આ અરણ્યમાં પાછળ રોકાઈ ગઈ!" લીઝા વિચારતી હતી. "મારા એરાસ્તની પાછળ ઊડી જવાથી રોકનાર ત્યાં શું છે? મને યુદ્ધથી કોઈ ભય નથી: પણ ભયંકર એ છે કે જ્યાં તેનું અસ્તિત્વ નથી ત્યાં રહેવું. હું તેની સાથે જીવવા ઈચ્છું છું, તેની સાથે મરવા ઈચ્છું છું કે મારી જિંદગીની સાથે તેની જિંદગી બચાવવા ઈચ્છું છું! રાહ જો, વ્હાલા, રાહ જો, હું તારી પાસે આવું છું." તે એરાસ્તની પાછળ લગભગ દોડવામાં જ હતી, પણ માનાં વિચારે તેને રોકી. લીઝાએ નિસાસો નાંખ્યો અને ઉદાસ ધીમે ધીમે ઘર તરફ ચાલી ગઈ.

તે સમયથી તેનાં દિવસો આતુરતા અને વ્યથાનાં દિવસો બની ગયાં. જેને તેણે પોતાની પ્રેમાળ માથી છુપાવવાનો પ્રયત્ન કર્યો. તેનાં દિલમાં વધારે દર્દ થતું હતું. જ્યારે જંગલની ઝાડીઓમાં એકલીઅટૂલી તે મુક્તપણે પોતાના દિલને રોવા દઈ શકતી હતી, તે પોતાનાં પ્રેમી માટેની આતુરતા સાથે નિસાસા નાખી શકતી અને ડૂસકાં ભરી શકતી હતી ત્યારે જ માત્ર તેને થોડીક રાહત મળતી હતી. ઘણી વાર ટર્ટલ કબૂતરી પોતાની શોકાતુર ચીસો લીઝાનાં નિસાસાઓમાં ઉમેરતી હતી. પણ જવલ્લે જ—તે સાચું છે—કે ક્યારેક આશાનું કોઈ સોનેરી કિરણ, આશ્વાસનનું કિરણ, તેના દુ:ખના અંધકારમાં ચમકી ઊઠતું હતું. જ્યારે તે પાછો આવશે ત્યારે પોતે કેટલી ખુશ થશે, તેની આંસુ ભરેલી ધૂંધળી દૃષ્ટિ સામેથી બધી જ વસ્તુઓ કેટલી સ્પષ્ટપણે જુદી જુદી થઈ જશે, આવાં વિચાર માત્ર તેના ગાલની ગુલાબી પાછી લાવતાં હતાં. તેને તોફાની રાત પછીનાં મે મહિનાની સવાર જેટલું જ પ્રફૂલ્લિત સ્મિત કરતી કરી મૂકતાં હતાં. આ પ્રમાણે બે એક મહિના વીતી ગયાં.

એક દિવસ લીઝાને પોતાની માની આંખો ધોવા માટે ગુલાબ જળ ખરીદવા માટે મોસ્કો જવું પડ્યું. મોટી મોટી શેરીઓમાંથી એકમાં તેણે

ભવ્ય ઘોડાગાડી અને તે ઘોડાગાડીમાં એરાસ્તને જોયાં. "અરે!" લીઝા એકદમ બરાડી ઊઠી અને તેની તરફ ધસી. પણ ઘોડાગાડી તેની પાસેથી પસાર થઈ જઈને આંગણામાં વળી. એરાસ્ત ઘોડાગાડીમાંથી નીચે ઊતર્યો. તે વિશાળ હવેલીના દ્વારામંડપનાં પગથિયા ઉપર હજી ચઢી ગયો હતો ત્યાં જ અચાનક તેણે પોતાને લીઝાની પકડમાં અનુભવ્યો. તેનો ચહેરો એકદમ ફિક્કો પડી ગયો અને પછી લીઝાનાં ઉદ્‌ગારનાં પ્રત્યુત્તરમાં એક શબ્દ પણ કહ્યા વિના તેનો હાથ પકડીને પોતાના અધ્યયન કક્ષમાં લઈ આવી બારણું બંધ કરતાં કહ્યું: "લીઝા, સંજોગો બદલાઈ ગયાં છે. હું લગ્ન કરવા માટે બંધાઈ ગયો છું. તારે મને એકલો છોડવો જ પડશે. અને તારા પોતાના મનની શાંતિ માટે મને ભૂલી જા. મેં તને પ્રેમ કર્યો હતો અને હજી પણ હું તને પ્રેમ કરું છું. મારો કહેવાનો ભાવાર્થ છે કે હું તારા માટે શુભેચ્છાઓની કામના કરું છું. આ લે સો રૂબલ, લઈ લે," અને એરાસ્તે પૈસા લીઝાનાં ખિસ્સામાં મૂક્યા. "મને છેલ્લી વખત તને ચુંબન કરવા દે અને પછી ઘેર પાછી જા." લીઝા પોતાના હોશમાં આવી શકી તે પહેલાં જ તે તેને કક્ષમાંથી બહાર લઈ ગયો અને ગણવેશધારી નોકરને આદેશ આપ્યો: "આ છોકરીને બહાર કર."

આ ક્ષણે મારા દિલમાં દયા ઉદ્‌ભવી હું ભૂલી જાઉં છું કે એરાસ્ત બધા જ માનવસહજ દોષોવાળો માનવી છે, હું તેના માથે દુર્ગતિ પડવાનો શાપ આપવા તૈયાર છું પણ મારી જીભ હાલશે નહીં. હું આસમાન તરફ જોઉં છું અને મારાં ચહેરા ઉપર આંસુનાં રેલા ઊતરી આવે છે. અરેરે, શા માટે હું નવલકથાને ન લખતાં ખેદકરક સાચી વાર્તા લખું છું!

તેનો અર્થ શું એ છે કે જ્યારે એરાસ્ત લીઝાને કહ્યું કે તે યુદ્ધમાં જઈ રહ્યો હતો ત્યારે તેણે તેને જૂઠ્ઠું કહ્યું હતું? ના, વાસ્તવમાં પોતાની લશ્કરી ટૂકડીમાં જોડાયો હતો પણ દુશ્મનોની સામે લડવાને બદલે તે પત્તા રમ્યો અને લગભગ પોતાની બધી જ સંપત્તિ ગુમાવી બેઠો. થોડાં જ સમયમાં શાંતિ સ્થપાઈ ગઈ હતી. એરાસ્ત ઋણમાં ગળાબૂડ ડૂબેલો મોસ્કો પાછો ફર્યો. તેના માટે શ્રીમંત પણ બહુ યુવાન નહીં તેવી વિધવા સાથે પરણવા સિવાય બીજો કોઈ રસ્તો ન રહ્યો. જે લાંબા વખતથી એરાસ્ત સાથે પ્રેમમાં પડી હતી. એરાસ્તે આ નિર્ણાયક પગલું લીધું અને પશ્ચાતાપનાં દુ:ખનાં ખરા દિલનાં નિસાસા સાથે પોતાની લીઝાને છોડીને વિધવાના ઘરમાં રહેવા માટે આવ્યો પણ તે બધું જ તેને વાજબી પુરવાર કરી શકે છે?

લીઝાએ પોતાને એવી સ્થિતિમાં બહાર શેરીમાં ઊભેલી જોઈ કે જેનું



કોઈ કલમ વર્ણન ન કરી શકે. "તેણે, તેણે મને દરવાજો બતાવ્યો! તે બીજી સ્ત્રીને પ્રેમ કરે છે! અરેરે, મારું સત્યાનાશ થઈ ગયું! આવાં હતાં તેનાં વિચારો અને લાગણીઓ. નિશ્ચેટ મૂર્છા તેમની વચ્ચે થોડા સમય માટે આડે આવી. શેરીમાં આવતી ભલા હૃદયની સ્ત્રી જમીન ઉપર ઢળી પડેલી લીઝાની બાજુમાં રોકાઈ ગઈ અને તેને પાછી હોંશમાં લાવવા પ્રયત્ન કર્યો. ગરીબ છોકરીએ પોતાની આંખો ઉઘાડી. આ ભલી સ્ત્રીને ઊઠીને આભાર માનીને ચાલવા લાગી. પણ તે પોતે જ નહોતી જાણતી કે ક્યાં. તે પોતાનાં મનમાં કહી રહી હતી, "હું જીવી નહીં શકું. ના, હું નહી જીવી શકું. અરેરે, જો માત્ર આભ મારી ઉપર તૂટી પડે તો, જો ધરતી મને પોતાનામાં સમાવી લે તો! પણ ના, ન તો આભ તૂટી પડવાનું હતું કે ન તો ધરતીમાં ચિરાડ પડવાની હતી. ચોમેર દુ:ખ જ દુ:ખ છે મારા માટે!"

તેણે શહેર પાછળ છોડ્યું. આચાનક તેણે જોયું કે તે ઊંડા તળાવના કિનારા પર ઊભી હતી. જે પ્રાચીન ઓકની છાયામાં પડતું હતું. માત્ર થોડાં જ અઠવાડિયાઓ પહેલાં જે તેમનાં હાર્ષવિશની મૂક સાક્ષી બન્યું હતું. યાદ માત્રથી તેનો અંતર આત્મા હાલી ઊઠયો. તેનો ચહેરો ભયંકર વ્યથાથી અક્કડ થઈ ગયો. ગમે તેમ પણ ક્ષણ બે ક્ષણમાં તેણે પોતાનાં વિચારો દૃઢ કરી લીધાં અને પોતાની આસપાસ જોતા તેણે પડોશીની દીકરીને (પંદર વર્ષની છોકરીને) રસ્તા ઉપર ચાલતી આવતી જોઈ. લીઝાએ તેને બૂમ પાડીને બોલાવીને પોતાના ખિસ્સામાંનાં સો રૂબલ તેને આપતાં કહ્યું: "અન્યૂતા વ્હાલી, મારી સારી, પ્યારી સખી, આ પૈસા મારી મા પાસે લઈ જા—આ ચોરેલા પૈસા નથી—અને તેને કહેજે કે લીઝાને કોઈક નિષ્ઠુર સદ્‌ગૃહસ્થ માટેના પોતાના પ્રેમને તેનાથી છૂપો રાખવા બદલ ગ્લાનિ છે, તે સદ્‌ગૃસ્થ છે એ... પણ શા માટે તારે એનું નામ જાણવું જોઈએ? માને કહેજે કે તેણે મને છેતરી. માને કહેજે તે મને માફ કરે. કદાચ ભગવાન તેને મદદ કરે, અને હું હમણાં તારાં હાથને જેવી રીતે ચૂંબન કરું છું તેવી જ રીતે તેના હાથ ચૂમજે—તેને કહેજે કે ગરીબ લીઝાએ તને ચૂમવા માટે કહ્યું હતું, તેને કહેજે કે હું..." અને આ શબ્દો સાથે જ તે તળાવમાં કૂદી ગઈ. અન્યૂતા ચીસ પાડી ઊઠી પણ તે લીઝાને બચાવી ન શકી. પછી તે ગામમાં દોડી ગઈ, માણસો આવ્યા અને લીઝાને બહાર ખેંચી કાઢી પણ તે પહેલાં જ મરી ચૂકી હતી.

આ પ્રમાણે જુવાન છોકરીએ, તન અને મનથી સુંદર છોકરીએ,

પોતાના જીવનનો અંત આણ્યો. જ્યારે આપણે આપણાં આવતાં નવાં જીવનમાં મળીશું ત્યારે હું તને ઓળખી જઈશ વ્હાલી, નમ્ર લીઝા!

તેને અંધકારવાળા એક વૃક્ષની નીચેના તળાવ નજીક દફનાવવામાં આવી અને તેની કબર ઉપર લાકડાનો ક્રૂસ મૂકવામાં આવ્યો. હું ઘણી વાર ત્યાં બેસું છું, લીઝાના મૃતદેહના રહેઠાણ ઉપર અઢેલીને વિચારોમાં ખોવાઈ જાઉં છું. મારી આંખો સામે પાણીનાં ઝળઝળિયાં ઊભરાઈ આવે છે અને પાંદડાં મારી ઉપર ખડખડાટ કરે છે...

જ્યારે લીઝાની માએ પોતાની દીકરીના ભયંકર મૃત્યુ વિષે સાંભળ્યું ત્યારે ભયના કારણે તેનું લોહી જ થીજી ગયું. તેની આંખો હંમેશાં માટે બંધ થઈ ગઈ. ખાલી ઝૂંપડીની દીવાલોમાં પવન આક્રંદ કરે છે. વહેમી ગામવાસીઓ રાત્રે બિહામણાં અવાજો સાંભળી કહે છે: "મૃતકો તેવી રીતે નિસાસા નાખે છે: તે ગરીબ લીઝા નિસાસા નાખી રહી છે." એરાસ્ત પોતાના અંતિમ દિવસ સુધી દુખી રહ્યો હતો. જ્યારે તેણે લીઝાના મૃત્યુ વિષે સાંભળ્યું ત્યારે તે અતિ શોકાકુલ થઈ ગયો હતો. અને પોતાને ખૂની કહેતો.

તે મૃત્યુ પામ્યો તેના એક વર્ષ પહેલાં હું તેને મળ્યો હતો. તેણે પોતે જ મને આ વાર્તા કહી હતી અને મને લીઝાની કબર પાસે લઈ ગયો હતો. હવે કદાચ તેઓ એકબીજાને મળી ચૂક્યાં હશે!

૧૭૯૨



# અલેક્સાન્દર પૂશ્કિન

## અલેક્ઝાન્દર પૂશ્કિન

(૧૭૯૯-૧૮૩૭)

અલેક્ઝાન્દર પૂશ્કિન રશિયન સાહિત્ય અને રશિયન રાષ્ટ્રના આધ્યાત્મિક વિકાસમાં વિશેષ સ્થાન ધરાવે છે. પૂશ્કિને તેમના જમાનાનાં સારામાં સારાં લોકોની લાગણીઓ અને વિચારો દર્શાવ્યા. અને એ ઘટનાક્રમનાં પ્રવાહની વ્યાખ્યા કરી કે જેની સાથે સાથે રશિયન સાહિત્ય દાયકાઓ સુધી આગળ વધવાનું હતું. નિકોલાઈ ગોગોલ, લેવ તોલ્સ્તોય અને ફ્યોદોર દોસ્તોયેવ્સ્કી જેવા મહાન લેખકો પૂશ્કિનની દૈવી પ્રતિભાને કારણે તેમને ખૂબ મહત્ત્વ આપતા હતા.

નિકોલાઈ પહેલાની સેવામાં કામ કરતાં એક ફ્રેંચ વ્યક્તિ જ્યોર્જ દ'અન્તેસના હાથે દ્વંદ્વમાં પૂશ્કિન માર્યા ગયા. નિકોલાઈ પહેલાના આદેશ ઉપર પૂશ્કિનની મૃતકાયા સાથેનું કફન રાત્રે જ ગુપ્ત રીતે પીટર્સબર્ગથી હટાવવામાં આવ્યું હતું અને તેને તેમની કૌટુંબિક જાગીર મિખાઇલોવ્સ્કોયે નજીક દફનાવવામાં આવ્યું.

પૂશ્કિનની કૃતિઓમાં દંગ કરી દે તેવી વિભિન્ન શૈલી હતી: કવિની ભાવનાઓ અને વિચારવ્યક્ત કરતાં પદ્યો, પદ્યમાં નવલકથા 'યેવગેની ઓનેગિન', ગદ્યવાર્તાઓ 'દુબ્રોવ્સ્કી', 'કપ્તાનની દીકરી,' 'મૃત ઇવાન પેત્રોવીચ બેલ્કિનની વાર્તાઓ', પ્રવાસ પ્રસંગો 'આર્ઝરુમનો પ્રવાસ', ટૂંકી કરુણ ઘટનાઓ 'પ્લેગ દરમિયાન ઉજાણી', 'પત્થરનો અતિથિ' અને 'કંજૂસ યોદ્ધો', ઐતિહાસિક નાટક 'બોરીસ ગોદુનોવ', બાળવાર્તાઓ, 'પુગાચેવ બળવાનો ઇતિહાસ', અધૂરી નવલકથા 'મહાન ઝારનો હબસી'. આ તો તેમની રચનાઓની માત્ર ટૂંકી યાદી જ છે જેનું મહત્ત્વ રશિયન સાહિત્યના વિકાસમાં વાસ્તવમાં અમૂલ્ય હતું. નિકોલાઈ ગોગલે લખ્યું હતું: "અમારા કવિઓમાં પૂશ્કિનથી ચઢિયાતો કવિ કોઈ નથી અને હવે કદી કોઈ કવિને સાચા અર્થના રાષ્ટ્રીય કવિ તરીકે ઓળખાવી નહિ શકાય કારણ કે આ ખિતાબ માત્ર પૂશ્કિનને જ માટે યોગ્ય છે, સાચો છે."

'ટપાલ કચેરીનો વડો' 'બેલ્કિનની વાર્તાઓ' (૧૮૩૦) સંગ્રહની એક વાર્તા છે જેમાં "નાના માણસ"ના વિષયો રૂસી સાહિત્યમાં પહેલી વાર અસાધારણ શક્તિથી ઊભરાઈને સામે આવ્યો.

# ટપાલકચેરીનો વડો

તે હતો શહેરનો સલાહકાર, અને
ટપાલકચેરીનો આપખુદ રાજવી.

પ્રિન્સ વ્યાઝેમ્સ્કી*

કોણ એવો માણસ છે કે જેણે ટપાલકચેરીના વડાને કદી ગાળો ન આપી હોય; એવો કોઈ માણસ મને બતાવો કે જેણે કદી તેની સાથે ઝઘડો ન કર્યો હોય; કોણ એવો માણસ છે જેણે ગુસ્સાના આવેશમાં ફરિયાદ પોથીની માંગણી ન કરી હોય, જેમાં તેનાં આપખુદી વર્તાવ, ઉદ્ધતાઈ, અને અનિયમિતતાની નકામી ફરીયાદ લખી દે; કોણ તેને માણસના રૂપમાં હેવાન જેવો નથી સમજતું, કેટલાંક સાવ ગયા ગુજર્યા અધિકારીઓ જેવો કે ઓછામાં ઓછાં "મૂરોમના લૂટારા" જેવો નથી સમજતાં. ગમેતેમ પણ આપણે ન્યાયથી પ્રયત્ન કરવો જોઈએ, પોતાને તેની જગ્યા ઉપર રાખી જોવું જોઈએ અને ત્યાર પછી જ કદાચ આપણે તેના વિષે વધારે નિખાલસતાથી ન્યાય કરી શકીશું. ટપાલકચેરીનો વડો એ છે શું? તે કર્મચારીઓમાંનો એક સાચો શહીદ છે જેના નસીબમાં યાતના જ યાતના છે અને જો તે લાતો અને ધૂંસાના મારથી બચી પણ જાય છે તો માત્ર એટલા માટે કે સરકારી કર્મચારી છે. તે પણ હંમેશાં નહીં. (મારા વાચકો પોતાની આત્મામાં ઝાંકે.) પ્રિન્સ વ્યઝેમ્સ્કીએ મશ્કરીમાં જેને આપખુદ રાજવી કહ્યો છે તે વળી ક્યાંનો રાજવી છે? શું વાસ્તવમાં તેનું

---

*પ્યોતર વ્યાઝેમ્સ્કીની (૧૭૯૨-૧૮૭૮) કવિતા 'ટપાલકચેરી'માંથી અંશ.

કામ કાળી મજૂરી કરવા જેવું નથી? ન દિવસે ચેન કે ન રાત્રે આરામ. કંટાળાભરી યાત્રા દરમિયાન યાત્રીને જે અગવડો વેઠવી પડે છે તેનો બધો જ ગુસ્સો ટપાલકચેરીના વડા ઉપર ઊતરે છે. મોસમ ખરાબ છે, સડક તૂટેલી ફૂટેલી છે, ગાડીવાન જિદ્દી છે, ઘોડા અડિયલ છે—આ બધાં માટે દોષી ટપાલકચેરીનો વડો છે. તેના સામાન્ય એવા ઘરની અંદર પ્રવેશતાં જ આગંતુક એક દુશ્મનની જેમ તેની તરફ જુએ છે. આ વણ નોતર્યા અતિથિથી જો તેને જલ્દી જ છૂટકારો મળી જાય તો તે બહુ ભાગ્યશાળી છે. પણ જો ઘોડા તૈયાર ન મળે તો?.. હે ભગવાન, કેવી કેવી ગાળો અને કેવી કેવી ધમકીઓની ઝડી તેના ઉપર વરસે છે! વરસાદ અને કાદવકીચડમાં તેને ઘેર ઘેર ભટકવું પડે છે, ક્રોધે ભરાયેલાં યાત્રીની બૂમરાણો અને ધક્કામુક્કીથી ક્ષણભર ચેન લેવા તેને તોફાન અને કડકડતી ઠંડીમાં પ્રવેશદ્વારમાં જઈ સંતાવું પડે છે. કોઈ જનરલ આવી પહોંચે છે તો થરથર કાંપતો ટપાલકચેરીનો વડો તેને છેલ્લી બે ત્રોઈકા* પણ આપી દે છે જેનાથી એક ટપાલ માટે અનામત રાખેલી હોય છે. જનરલ તો આભારનો એક શબ્દ પણ કહ્યા વિના જતો રહે છે. પાંચ મિનિટ પછી ઘંટડી રણકી ઊઠે છે... અને સરકારી હલકારો તેની મેજ ઉપર તાજગીભર્યા ઘોડા માટેનો આદેશપત્ર પટકી જાય છે... આ બધી પરિસ્થિતિઓને સરખાવતાં ગુસ્સાને બદલે આપણું હૃદય સાચી સહાનુભૂતિથી ભરાઈ ઊઠશે. આ વિષય ઉપર થોડા વધારે શબ્દો: વીસ વર્ષો દરમિયાન હું રશિયાની લગભગ બધી જ દિશાઓમાં પ્રવાસ કરી ચૂક્યો છું. લગભગ બધાં જ રસ્તાઓ જાણું છું. ગાડીવાનોની ઘણી પેઢીઓથી પરિચિત છું. કદાચ જ કોઈ એવો ટપાલકચેરીનો વડો હશે જેને હું જાણતો ન હોઉં, કદાચ જ કોઈ એવો હશે જેની સાથે મારે કામ ન પડ્યું હોય. નજીકનાં ભવિષ્યમાં હું યાત્રાનાં અનુભવો પ્રકાશિત કરવાની આશા રાખું છું. હમણાં માત્ર હું એટલું કહીશ કે સામાન્યપણે ટપાલકચેરીના વડાને બહુ ખોટી રીતે લોકો સમક્ષ રજૂ કર્યો છે. આટલી બધી નિંદા પામેલા આ ટપાલકચેરીના વડા સામાન્યપણે શાંત સ્વભાવનાં લોકો હોય છે, હંમેશાં બીજાના કામમાં આવવા તત્પર હોય છે, તેમનામાં બીજા લોકો સાથે મળતાવડાપણાંવાળો સ્વભાવ હોય છે, તેમને એ ગેરસમજ નથી હોતી

* ત્રણ ઘોડાવાળી ગાડી.



કે બીજું કંઈ જોઈએ અને તેઓ બહુ લોભિયા પણ નથી તેમની વાતચીતથી, જેને કેટલાક આગંતુકો બકવાસથી વધારે કંઈ નથી સમજતા, ઘણું બધું નવાઈ પમાડે તેવું અને બોધપ્રદ જ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે. જ્યાં સુધી મારી વાત છે, હું ઊંચા હોદ્દાના કોઈ સરકારી કર્મચારીની અપેક્ષાએ તેમની વાતચીતને ઘણી વધારે સારી માનું છું.

આ વાતનું અનુમાન સરળતાથી લગાડી શકાય છે કે ટપાલકચેરીના વડાની સમ્માનિત શ્રેણીમાં મારા પણ કેટલાક મિત્રો છે. વાસ્તવમાં તેઓમાંથી એકની સ્મૃતિને હું બહુ કિંમતી સમજું છું. પરિસ્થિતિ અમને એકબીજાની અત્યંત નિકટ લઈ આવી અને મારાં કૃપાળુ વાચકો સાથે હવે હું તેની જ ચર્ચા કરવા ઇચ્છું છું.

૧૮૧૬ના મે મહિનાની વાત છે. મને *** પ્રાંતના તે રસ્તા ઉપર યાત્રા કરવી પડી જે હવે નથી રહ્યું. હું નીચા ધોરણનો અધિકારી હતો. એક ટપાલકચેરીથી બીજી ટપાલકચેરી સુધી જતો હતો અને બે ઘોડાથી વધારે ભાડે લેવાં જેટલાં પૈસા મારાં ખિસ્સામાં નહોતાં રહેતાં. પરિણામે ટપાલકચેરીના વડા પણ મારું કોઈ વાતનું ધ્યાન નહોતા રાખતા અને લગભગ હંમેશાં મારે બળજબરી તે લઈ જવું પડતું હતું જેને હું મારો હક્ક સમજતો હતો. ત્યારે હું જુવાન અને ગરમ મિજાજી હતો. પેલા ટપાલકચેરીના વડાઓની કાયરતા અને નીચતાથી તમતમી ઊઠતો હતો, જેઓ મારા માટે તૈયાર કરેલા ઘોડા ઊંચા દરજ્જાના ઓફિસરોને સોંપી દેતા હતા. તેવી જ રીતે હું લાંબા સમય સુધી એ વાતથી ટેવાઈ નહોતો શક્યો કે રાજ્યપાલની મેજ ઉપર ખાવાનું પીરસતી વખતે મોટાં લોકોનું ધ્યાન રાખવાવાળો હજૂરિયો મારી અવગણના કરતો હતો. હવે તો બંને વાતો મને યોગ્ય લાગે છે. તમે પોતે જ વિચારો, જો સામાન્ય રૂપે સ્વીકારેલ આ નિયમ કે "નીચા દરજ્જાવાળા ઊંચા દરજ્જાવાળા સામે ઝૂકે" તેની જગ્યાએ એ નિયમ લાગુ થઈ જાય કે "ઓછી સમજવાળા સમજદારોની સામે માથુ નમાવે," તો શું થતું? ખાસ્સી એવી વિડંબના ઊભી થઈ જતી. નોકરચાકર પહેલાં કોની સેવા કરવા દોડતા? ભલે જવા દો, હું મારી વાત સંભળાવું છું.

બહુ ગરમ દિવસ હતો. ચોકીથી ત્રણ વેર્સ્તા દૂર વરસાદનાં છાંટાં પડવાનું શરૂ થઈ ગયું અને એક મિનિટ પછી એટલો મુશળધાર વરસાદ પડવા લાગ્યો કે હું એકદમ પલળી ગયો. ટપાલચોકી ઉપર પહોંચતાં

જ મેં જલ્દી જલ્દી કપડાં બદલ્યાં અને ચા લાવવા કહ્યું. "અરે, દૂન્યા!" વીરાએ બૂમ પાડી. "સમોવાર ગરમ કર અને થોડું ક્રીમ લઈ આવ!" આ શબ્દોની સાથે જ વચ્ચેની દીવાલની પાછળથી લગભગ ચૌદેક વર્ષની છોકરી સામે આવીને પ્રવેશદ્વાર તરફ ભાગી ગઈ. તેની સુંદરતાથી હું દંગ થઈ ગયો. "આ તમારી દીકરી છે?" મેં કચેરીના વડાને પૂછ્યું. "હા, મારી દીકરી છે," તેણે ગર્વથી પ્રસન્નતાપૂર્વક જવાબ આપ્યો, "બહુ સમજદાર, ખૂબ સ્ફૂર્તિલી છે, બિલકુલ પોતાની સ્વર્ગસ્થ મા જેવી." તે રજિસ્ટરમાં મારું યાત્રાપત્ર નોંધવા લાગ્યો અને હું ચિત્રો જોવા લાગ્યો જેનાથી તેનું સાધારણ પણ સ્વચ્છ સુઘડ ઘર સજાયેલું હતું. તે ચિત્રોમાં એક ઉડાઉ દીકરાનો પ્રસંગ વર્ણવેલો હતો. પહેલા ચિત્રમાં સિંગ ગાઉન અને રાતની ટોપી પહેરેલો ડોસો એક ચંચળ કિશોરને વિદાય કરી રહ્યો હતો જે ઉતાવળથી પિતાના આશીર્વાદ અને તેમના હાથમાંથી ધનની થેલી લઈ રહ્યો હતો. બીજા ચિત્રમાં તે નૌજુવાનના વિલાસને ઉભારવામાં આવ્યો હતો—તે સ્વાર્થી મિત્રો અને બેશરમ સ્ત્રીઓથી વીંટ-ળાયેલો મેજ ઉપર બેઠો હતો. ત્રીજા ચિત્રમાં બરબાદ થઈ ગયેલા આ જ યુવાનને ફાટેલો ઝભ્ભો પહેરી, માથા પર ત્રિકોણી ટોપી રાખી ડુક્કર ચરાવતો અને તેમની જ સાથે ભોજન કરતો દર્શાવવામાં આવ્યો હતો. તેના ચહેરા ઉપર ઘેરા સંતાપ અને પશ્ચાતાપની છાપ હતી. છેલ્લા ચિત્રમાં પોતાના પિતાની પાસે પાછો ફરતો ચિતરવામાં આવ્યો હતો—ભલો વયોવૃદ્ધ તે જ ડ્રેસિંગ ગાઉન અને રાતની ટોપી પહેરીને દીકરાનું સ્વાગત કરવા બહાર દોડી આવે છે. ભટકેલ દીકરો પિતાના પગે પડ્યો છે, ચિત્રની પાર્શ્વભૂમિકામાં રસોઇયો એક મોટા તાજા બકરાને કાપી રહ્યો છે અને મોટો ભાઈ નોકરોને આ આનંદોત્સવનું કારણ પૂછી રહ્યો છે. દરેક ચિત્રની નીચે તેને બંધબેસતી જર્મન ભાષામાં લખેલી કવિતા પણ મેં વાંચી આ બધું જ મારી સ્મૃતિમાં આજે પણ એવી જ રીતે સજીવ છે, જેવી રીતે ફૂલોવાળાં કુંડા, પલંગ અને ઘેરાં રંગના પડદા તથા મારી આસપાસની બધી જ વસ્તુઓ. ઘરના સ્વામીને પણ જેમનો તેમ મારી આંખો સમક્ષ જોઉં છું—ઉંમર કોઈ પચાસ વર્ષ, પ્રફુલ્લ અને તાજગીવાળો, લીલા રંગનો ફ્રૉક-કોટ પહેરેલો, જેની ઉપર ઝાંખા પડેલા ફિતાઓ ઉપર ત્રણ ચંદ્રકો લટકતાં હતાં.

મેં હજી પાછલી ટપાલકચેરીના ગાડીવાનના પૈસા ચુકવ્યા જ હતા કે દુન્યા સમોવાર લઈને આવી ગઈ, તે ચંચળ કિશોરીને એ ભાંપી લેતાં



વાર ન લાગી કે તેણે મારી ઉપર કેવો જાદૂ કરી દીધો છે. તેણે પોતાની મોટી મોટી ભૂરી આંખો નીચી કરી લીધી. હું તેની સાથે વાતચીત કરવા લાગ્યો અને તે કોઈપણ જાતના ખમચાટ વિના દુનિયાનાં રંગઢંગથી પરિચિત છોકરીની જેમ મારીને વાતચીત કરવા લાગી. મેં તેના પિતાની તરફ શરાબનો ખાલો ધર્યો, દૂન્યાને ચાનો પ્યાલો આપ્યો અને અમે ત્રણે એવા એતપ્રોત થઈને વાતો કરવા લાગ્યા જાણે વરસોથી એકબીજાને જાણતાં હોઈએ.

ઘોડા ક્યારના તૈયાર કરી દેવામાં આવ્યા હતા પણ ટપાલકચેરીના વડા અને તેની દીકરીથી વિદાય લેવાનું મારું મન નહોતું થતું. છેવટે મેં તેમની વિદાય લીધી, પિતાએ મારા માટે શુભયાત્રાની કામના કરી અને દીકરી મને ઘોડાગાડી સુધી પહોંચાડવા મારી સાથે થઈ ગઈ. હું પ્રવેશદ્વારમાં રોકાઈ ગયો અને મેં તેનાથી ચુંબન લેવાની અનુમતિ માંગી. દૂન્યા તેના માટે માની ગઈ... ચુંબનોના વિષે ઘણું બધું કહી શકું છું હું ત્યારથી, **જ્યારથી મેં આ ખેલ શરૂ કર્યો છે.**

પણ એક ચુંબને પણ એવી અમીટ અને મધુર છાપ મન પર નથી છોડી.

ઘણાં વર્ષો વીતી ગયાં અને પરિસ્થિતિઓ મને ફરીથી તે જ રસ્તે, તે જ જગ્યા પર લઈ ગઈ. મને ઘરડો ટપાલકચેરીનો વડો અને તેની દીકરીની યાદ આવી ગઈ અને એ વિચારે મારું મન આનંદિત થઈ ગયું કે ફરી તેમનાથી મુલાકાત થઈ શકશે. પણ એ વિચાર પણ મનમાં આવ્યો કે કદાચ ઘરડા ટપાલકચેરીના વડાને નોકરીમાંથી કાઢી મૂક્યો હોય, દુન્યાનાં લગ્ન થઈ ગયાં હોય. બેમાંથી કોઈ એકના મૃત્યુનો વિચાર પણ મારા મનમાં ઊઠયો અને હું બધી જ જાતના સારા ખોટા વિચારો લઈને ટપાલ-કચેરી પાસે પહોંચ્યો.

ઘોડાગાડી ટપાલકચેરીના નાનકડા ઘરની સામે જઈને રોકાઈ ગઈ. ઓરડામાં પ્રવેશ કરતાં જ મેં ઉડાઉ દીકરાની વાર્તાનું વર્ણન કરતાં ચિત્રોને ઓળખી લીધા. મેજ અને પલંગ પોતાની પહેલાવાળી જગ્યાઓ ઉપર જ હતા. પણ બારીની લાદી ઉપર ફૂલોનાં કુંડા નહોતાં અને ચારેબાજુ ગરબડ તથા ઉપેક્ષા સ્પષ્ટપણે દેખાતી હતી. ટપાલકચેરીનો વડો ઘેટાંનાં ચામડાનો કોટ ઓઢીને સૂઈ રહ્યો હતો, મારા આવવાથી તેની આંખો ખુલી ગઈ, અને તે થોડેક ઊંચો થયો... આ તો તે જ સમ્સોન વીરિન હતો, પણ

કેટલો ઘરડો થઈ ગયો હતો તે! જ્યાં સુધી તે મારું યાત્રાપત્ર નોંધતો રહ્યો હું તેના ધોળા વાળ, લાંબા સમયથી વધેલી દાઢીવાળા ચહેરાની કરચલીઓ અને તેની વાંકી વળેલી પીઠને જોતો રહ્યો તથા એ વાતથી નવાઈ પામતો રહ્યો કે ત્રણ-ચાર વર્ષોમાં પ્રફુલ્લ મરદ કેવી રીતે જાણે જીર્ણ વૃદ્ધમાં બદલાઈ ગયો છે. "મને ઓળખ્યો?" મેં તેને પૂછ્યું. "આપણે તો જૂના પરિચિત છીએ." "હોઈ શકે છે," તેણે ઉદાસીનતાથી જવાબ આપ્યો. "આ રસ્તો બહુ અવરજવરવાળો છે. ઘણાં લોકો મારે ત્યાં આવી ચૂક્યાં છે." "તમારી દૂન્યા તો સારી છે?" મેં મારી વાત ચાલુ રાખતાં પૂછ્યું. વૃદ્ધનાં માથા પર કરચલીઓ પડી ગઈ. "ભગવાન જાણે," તેણે જવાબ આપ્યો. "તો પછી તેના લગ્ન થઈ ગયાં?" મેં પૂછ્યું. વૃદ્ધે એવો ઢોંગ કર્યો જાણે મારો સવાલ સાંભળ્યો જ ન હોય. અને ગુસપુસ કરતો યાત્રાપત્ર વાંચતો રહ્યો. મેં સવાલ પૂછવાનું બંધ કર્યું. અને ચા માટે કીટલી ગરમ કરવા કહ્યું. જિજ્ઞાસા મને બેચેન કરવા લાગી અને મારા મનમાં આશા ઉદ્ભવી કે શરાબ પીધા પછી મારા જૂના પરિચિતની જીભ ખૂલી જશે.

મારું અનુમાન સાચું નીકળ્યું. વૃદ્ધે શરાબનો પ્યાલો લઈ લીધો અને મેં જોયું કે તેની ઉદાસીનાં કાળાં વાદળ દૂર હટી ગયાં છે. શરાબનો બીજો પ્યાલો પીધા પછી તે વાતો કરવા લાગ્યો. તેને મારી યાદ આવી ગઈ કે પછી તેણે એ ઢોંગ કર્યો કે તેને મારું સ્મરણ થઈ આવ્યું છે. તેણે મને એ કિસ્સો સંભળાવ્યો જે તે સમયે મારા દિલોદિમાગ ઉપર છવાઈ ગયો અને તેણે મારા મર્મસ્થાનને સ્પર્શી લીધું.

"તો તમે મારી દૂન્યાને જાણતા હતા?" તેણે કહેવાનું શરૂ કર્યું. "કોણ નહોતું જાણતું એને? અરે દૂન્યા! દૂન્યા! કેવી છોકરી હતી તે પણ! જે કોઈ પણ અહીં આવતું તેનાં વખાણ કરતું, કોઈ પણ તેને સારું ખોટું ન કહેતું. સન્નારીઓમાંથી કોઈ તેને રૂમાલ ભેટ આપી જતી કે કોઈ કાનનાં ઝુમકા. અહીંથી પસાર થનારાં મોટાં લોકો જાણીબૂઝીને બપોર કે રાતનું ખાણું ખાવા માટે અહીં રોકાઈ જતાં, પણ વાસ્તવમાં તેમનો ધ્યેય એ જ હોતો કે વધારે વાર સુધી તેને જોતા રહે. એવું પણ થતું હતું કે કોઈ મહાનુભાવ ભલેને ગમે તેટલો ક્રોધે ભરાયેલો ન આવ્યો હોય, પણ તેની સામે શાંત થઈ જતો અને મારી સાથે સારી રીતે વાતચીત કરતો. તમે ભાગ્યે જ માનશો શ્રીમાન—સરકારી અને સૈનિક હલકારાઓ



અડધો અડધો કલાક તેની સાથે વાતો કરતા રહેતા હતા. આખું ઘર પણ તે જ સંભાળતી હતી—કચરાં વાળવાં, રાંધવું, બધું જ કરી લેતી હતી તે. હું વૃદ્ધ મૂરખ તો તેને જોતા ધરાતો નહોતો. મારી ખુશીનો તો કોઈ પારાવાર જ નહોતો—કેવાં જી-જાનથી પ્રેમ નહોતો કરતો મારી દીકરીને. મારી દીકરીનું શું હેતથી લાલનપાલન નહોતો કરતો? કોઈ કષ્ટ શું તેની ઉપર પડવા દેતો હતો હું? પણ ના, પ્રાર્થનાઓથી કોઈ મુસીબતથી નથી બચી શકાતું, નસીબમાં જે લખાયું છે તે થઈને જ રહે છે." ત્યાર બાદ તે સવિસ્તાર પોતાની દર્દભરી વાર્તા સંભળાવવા લાગ્યો.

ત્રણ વર્ષ પહેલાં શિયાળાની એક સાંજે જ્યારે ટપાલકચેરીનો વડો પોતાના નવા રજિસ્ટરમાં લાઈનો ખેંચી રહ્યો હતો અને તેની દીકરી વચ્ચેની દીવાલની પાછળ પોતાના માટે ફ્રૉક સીવતી હતી ત્યારે ત્રણ ઘોડાવાળી ગાડી આવીને દરવાજા પાસે રોકાઈ. ચેર્કેસી ઢબની ટોપી અને મોટા ફોજી કોટ પહેરી તથા શાલ લપેટેલો એક માણસ ઓરડામાં પ્રવેશ્યો. અને તેણે ઘોડા માંગ્યા. તે સમયે બધા ઘોડા ગયેલા હતા. આ સમાચાર સાંભળતાં જ યાત્રીએ પોતાનો અવાજ અને ચાબુક ઊંચાં કર્યાં. પણ દૂન્યા, જે આવાં દૃશ્યોથી ટેવાઈ ગઈ હતી તે, વચ્ચેની દીવાલની પાછળથી ભાગીને સામે આવી અને ખૂબ સ્નેહથી તેણે યાત્રીને પૂછ્યું કે તમે કંઈ ખાવાનું પસંદ નહીં કરો. દૂન્યાના સામે આવવાની જે અસર થવી જોઈતી હતી તે થઈ. આગંતુકનો ગુસ્સો ઠંડો પડી ગયો, તે ઘોડાની રાહ જોવા રાજી થઈ ગયો અને ખાવાનો આદેશ આપ્યો. ફરની ભીની બરછટ ટોપી ઉતારતાં, પોતાનું મફલર ખોલતાં અને મોટો ફોજી કોટ ઉતારતાં નાની કાળી મૂછોવાળો એક સુઘડ સુડોળ હુસ્સાર ઓફિસર નજરે પડ્યો. ટપાલકચેરીના વડાના ઘરમાં આરામથી બેસી તે તેની તથા તેની બેટીની સાથે હસી હસીને વાતો કરવા લાગ્યો. ખાવાનું પીરસવામાં આવ્યું. આ દરમિયાન ઘોડા પણ આવી ગયા અને ટપાલકચેરીનાં વડાએ આદેશ આપ્યો કે તેમને ચારોપાણી આપ્યા વિના જ બરફગાડી સાથે જોડી દે. પણ ઘરમાં પાછાં ફરતાં જ તેણે નૌજવાન ઓફિસરને બાંકડા ઉપર બેહાલ જેવો પડેલો જોયો. તે બેભાન થઈ રહ્યો હતો, તેના માથામાં સખત દુ:ખાવો હતો અને તેના માટે યાત્રા આગળ ચાલુ રાખવી અસંભવ હતી... હવે બીજો કોઈ રસ્તો નહોતો! ટપાલકચેરીના વડાએ પોતાનો પલંગ તેને આપ્યો અને એ

નક્કી થયું કે જો માંદી વ્યક્તિની તબિયત સારી નહીં થઈ જાય તો કાલે સવારે ***નગરથી દાક્તરને બોલાવવામાં આવે.

બીજા દિવસે હુસ્સારની તબિયત વધારે ખરાબ થઈ ગઈ. તેની નોકર ઘોડા પર સવાર થઈ દાક્તરને લાવવા શહેર તરફ જતો રહ્યો. દૂન્યાએ સિરકામાં ડૂબાવેલો રૂમાલ તેના માથા પર રાખ્યો અને પોતાનું સિલાઈકામ લઈને તેના પલંગ પાસે બેસી ગઈ. ટપાલકચેરીના વડાની હાજરીમાં રોગી હાયવોય કરતો, મોંમાંથી લગભગ એક શબ્દ પણ ન કાઢતો, તો પણ તે કૉફીના બે પ્યાલા પી ગયો અને હાય હાય કરતાં તેણે પોતાના માટે બપોરના ખાણાનો પણ આદેશ આપ્યો. દૂન્યા પાસે જ બેસી રહેતી હતી. તે વારંવાર પીવા માટે કંઈક આપવા કહેતો અને દૂન્યા જાતે બનાવેલા લેમોનાડનો પ્યાલો તેને આપતી. રોગી પોતાનાં હોઠ ભીનાં કરતો અને દરેક વખતે પ્યાલો પાછો આપતાં કૃતજ્ઞતા દર્શાવવા માટે પોતાના ક્ષીણ હાથ વડે તેનો હાથ દબાવતો. બપોરના ખાણાના સમય સુધી દાક્તર પણ આવી ગયો. તેણે રોગીની નાડી જોઈ તેની સાથે જર્મન ભાષામાં વાતચીત કરી અને રૂસી ભાષામાં જણાવ્યું કે તેને માત્ર આરામની જરૂર છે. અને બે દિવસ પછી તે પોતાની યાત્રા આગળ ચાલુ રાખવા લાયક બની જશે. હુસ્સારે દાક્તરને પચ્ચીસ રૂબલ ફીના રૂપમાં આપ્યા અને તેને પોતાની સાથે બપોરના જમવા માટે આમંત્રણ આપ્યું. દાક્તર તૈયાર થઈ ગયો, બંનેએ ખૂબ મજેથી ભોજન કર્યું. શરાબની આખી બોતલ પી લીધી અને ખૂબ ખુશી ખુશી એક બીજાથી વિદાય લીધી.

એક દિવસ બીજો પસાર થયા પછી હુસ્સાર એકદમ સાજોમાજો થઈ ગયો. તે બહુ ખુશમિજાજમાં હતો. સતત રીતે ક્યારેક દૂન્યા અને ક્યારેક ટપાલકચેરીના વડા સાથે ટીખળ કરતો, સીટી વગાડતાં ધૂન ગણગણતો, યાત્રીઓ સાથે વાતચીત કરતો, રજિસ્ટરમાં તેમનાં યાત્રાપત્રો નોંધતો અને આ રીતે તેણે ટપાલકચેરીના વડાનું મન એવું તો મોહી લીધું કે ત્રીજા દિવસે સવારે પોતાના આટલા સારા મહેમાનથી વિદાય લેતાં તેના દિલમાં કંઈક થઈ રહ્યું હતું. રવિવારનો દિવસ હતો અને દૂન્યા પ્રાર્થના કરવા દેવળમાં જવા માટે તૈયાર થઈ રહી હતી. હુસ્સારની બરફગાડી દરવાજાની સામે લાવવામાં આવી. તેણે ટપાલકચેરીના વડાથી વિદાય લીધી અને પોતાને ત્યાં રહેવા દેવા તથા ખવડાવવા પીવડાવવા માટે ખૂબ ખૂબ પુરસ્કાર આપ્યો. તેણે દૂન્યાથી પણ વિદાય લીધી અને કહ્યું કે તેને તે



પોતાની ઘોડાગાડીમાં દેવળ સુધી પહોંચાડી દેશે જે ગામના છેડે હતું. દૂન્યા વિમાસણમાં પડી જઈ જ્યાંની ત્યાં જ ઊભી રહી ગઈ... "અરે, તું ડરી કેમ રહી છે?" પિતાએ તેને કહ્યું, "આ મહાનુભાવ કોઈ વરુ તો નથી જે તને ખાઈ જાય. દેવળ સુધી તેની ગાડીમાં જતી રહે." દૂન્યા હુસ્સારની ગાડીમાં તેની બાજુમાં બેસી ગઈ. નોકર બોક્સવાળી બેઠક ઉપર જઈ બેઠો, ગાડીવાને સીટી વગાડી અને ઘોડા પૂરપાટ દોડવા લાગ્યા.

બિચારો ટપાલકચેરીનો વડો એ સમજવા માટે અસમર્થ હતો કે કેવી રીતે તેણે પોતાની દૂન્યાને હુસ્સારની સાથે જવા દીધી, કેવી રીતે તેની આંખો પર પડદો પડી ગયો હતો અને તેની અક્કલ ક્યાં ઘાસ ચરવા ચાલી ગઈ હતી. અડધો કલાક પણ નહોતો વીત્યો કે તેના દિલમાં ઉચાટ થવા લાગ્યો. અને તેની પરેશાની એટલી હદ સુધી વધી ગઈ કે દીકરીને શોધવા પોતે જાતે દેવળમાં ગયો. દેવળની નજીક પહોંચતાં જોયું કે લોકો જઈ રહ્યા છે પણ દૂન્યા ન તો આંગણામાં હતી કે ન તો દેવળના પ્રવેશદ્વારમાં હતી. તે ઝડપી ડગલાં ભરતો દેવળમાં પહોંચ્યો: પાદરી દેવમંડપમાંથી બહાર નીકળી રહ્યા હતા. દેવળની દેખભાળ કરનાર મીણબત્તીઓ બુઝાવી રહ્યો હતો. બે ઘરડી સ્ત્રીઓ એક ખૂણામાં હજી સુધી પ્રાર્થના કરી રહી હતી. પણ દૂન્યા દેવળમાં નહોતી. અભાગી પિતાએ છેવટે મન મારીને દેવળનાં ચોકીદારને એ પૂછ્યું કે દૂન્યા પ્રાર્થનામાં આવી હતી કે નહીં: તેણે જવાબ આપ્યો કે નહોતી આવી. ટપાલકચેરીનો વડો અધમૂઆ જેવો ઘેર પાછો જતો રહ્યો. માત્ર એક જ આશા તેના દિલમાં રહી ગઈ: સંભવ છે કે જવાનીની મસ્તીમાં આવીને દૂન્યાએ આગળની ટપાલકચેરી સુધી જવાનો નિર્ણય કર્યો હોય, જ્યાં તેની ધર્મમાતા રહેતી હતી. તે ખૂબ જ વ્યાકુળતાથી વિહ્વળ થઈને પેલી ત્રોઈકા ગાડીની રાહ જોવા લાગ્યો, જેના ઉપર તેણે પોતાની દીકરીને જવા દીધી હતી. ગાડીવાન પાછો ન આવ્યો. છેવટે રાત પડતાં નશામાં ચૂર એકલો જ તે પાછો આવ્યો અને તેણે એ ભયાનક ખબર સંભળાવી કે આગલી ટપાલકચેરીથી દૂન્યા હુસ્સારની સાથે ચાલી ગઈ.

પોતાનાં દુર્ભાગ્યની આ ચોટ વૃદ્ધ સહન ન કરી શક્યો, તે જ સમયે તેણે તે ખાટલો પકડ્યો જેના ઉપર પેલો ઢોંગી જુવાન છેલ્લાં દિવસોમાં પડી રહ્યો હતો. બધી પરિસ્થિતિઓ ઉપર વિચાર કરતાં ટપાલકચેરીનો

વડો સમજી ગયો કે તે જુવાને માંદગીનું નાટક કર્યું હતું. વૃદ્ધ બિચારા ભયંકર તાવમાં પટકાયો. તેને *** નગરમાં ઈલાજ માટે લઈ જવામાં આવ્યો અને તેની જગ્યાએ કોઈ બીજાને કામચલાઉ રીતે નિયુક્ત કરવામાં આવ્યો. હુસ્સારનો ઈલાજ કરનાર દાક્તરે જ તેની ચિકિત્સા કરી. તેણે ટપાલકચેરીના વડાને વિશ્વાસ આપ્યો કે નૌજુવાન ઓફિસર એકદમ સ્વસ્થ હતો, તેના ખરાબ ઈરાદા વિષે તેણે ત્યારે જ જાણી લીધું હતું, પણ તેની ચાબુકના ડરે તે ચૂપ રહ્યો હતો. જર્મન દાક્તરે સાચું કહ્યું હતું કે પોતાની દૂરંદર્શીની બડાઈ હાંકવા ઈચ્છી હતી, તે તો ભગવાન જાણે પણ બિચારા રોગીને તેનાથી કોઈ સંતોષ ન થયો. પોતાની માંદગીમાંથી થોડા સારા જ ટપાલકચેરીના વડાએ *** નગરના ટપાલ અધિકારી પાસેથી બે મહિનાની રજા લીધી અને કોઈની પણ સાથે પોતાના ઈરાદાની ચર્ચા કર્યા વિના પગપાળા જ પોતાની દીકરીની શોધમાં નીકળી પડયો. યાત્રાપત્ર ઉપરથી તે જાણતો હતો કે કપ્તાન મીન્સ્કી સ્મોલ્યેન્સકથી આવ્યો હતો અને પીટર્સબર્ગ ગયો હતો. કપ્તાનને લઈ જનાર ગાડીવાને જણાવ્યું કે દૂન્યા આખે રસ્તે રોતી રહી, તેમ છતાં એમ લાગતું હતું કે તે ગઈ હતી પોતાની સ્વેચ્છાએ. "કદાચ હું મારા તે રસ્તો ભૂલેલા બચ્ચાને પાછું લાવી શકીશ." મનમાં આ આશા લઈને તે પીટર્સબર્ગ પહોંચ્યો. ઈઝમાઈલોવ પલટનની બેરેકમાં પોતાના એક જૂના સેવાનિવૃત્ત નૉન્-કમિશન્ડ ઓફિસરને ત્યાં રોકાયો અને તેણે પોતાની શોધ શરૂ કરી દીધી. થોડા જ સમયમાં તેને ખબર પડી ગઈ કે કપ્તાન મીન્સકી પીટર્સબર્ગમાં છે અને દેમુતોવ હૉટલમાં રોકાયો છે. ટપાલકચેરીના વડાએ તેને ત્યાં જવાનો નિર્ણય કર્યો.

તે વહેલી સવારે જ તેના બારણે પહોંચી ગયો અને નોકરને એ સૂચના આપવાની વિનંતી કરી કે એક વૃદ્ધ સૈનિક સાહેબને મળવા ઈચ્છે છે. ઘૂંટણ સુધીના પગરખાંને એક ખોખા ઉપર રાખી સાફ કરી રહેલ ફોજી નોકરે તેને કહ્યું કે સાહેબ ઊંઘી રહ્યા છે અને અગિયાર વાગ્યા પહેલા તેઓ કોઈને પણ નથી મળતા. ડ્રેસિંગ ગાઉન પહેરી અને સાથે લાલ ટોપી રાખેલ મીન્સ્કી પોતે બહાર આવ્યો. "કહો ભાઈ, શું જોઈએ છે તમને?" તેણે પૂછ્યું. વૃદ્ધનું દિલ લાગણીથી ભરાઈ આવ્યું, તેની આંખો ડબડબાઈ ગઈ. અને કાંપતા સ્વરે માત્ર એટલું જ કહી શક્યો, "સાહેબ, ભગવાનને ખાતર, સાહેબ!.." મીન્સ્કીએ ઝટપટ તેની તરફ જોયું, તેનાં ગાલો પર લાલી આવી ગઈ, તેનો હાથ પકડીને તે તેને પોતાના ઓરડામાં



લઈ ગયો અને બારણુ અંદરથી બંધ કરી દીધું. "સાહેબ," વૃદ્ધે ફરીથી કહ્યું. "જે પણ ગુમાવ્યું છે તે કદી પાછું નહિ આવે, પણ ઓછામાં ઓછી મને મારી બિચારી દૂન્યા પાછી સોંપી દો! તમે તેનાથી પોતાનું દિલ તો બહેલાવી દીધું પણ હવે વ્યર્થમાં તેનું જીવન તો નષ્ટ ન કરો." "જે થઈ ગયું છે તે ન થયું નથી બની શકવાનું." મૂંઝવણમાં પડી ગયેલા જુવાન ઓફિસરે કહ્યું: "હું તમારી સમક્ષ દોષી છું અને ક્ષમા યાચું છું, પણ તમે એ ન વિચારો કે હું દૂન્યાને દગો દઈશ. સમ ખાઈને કહું છું કે તે સુખી રહેશે. તમે તેને લઈ જઈને શું કરશો? તે મને પ્રેમ કરે છે, તેને પોતાની પહેલાંની સ્થિતિની ટેવ નથી રહી, જે પણ બની ગયું છે તે ન તો તમે કે ન તો તે ભૂલી શકવાની છે." ત્યારબાદ ટપાલકચેરીના વડાની બાંયોમાં કંઈક ઠૂંસતા તેણે બારણું ખોલ્યું અને તે કંઈ સમજી શકે તે પહેલાં બહાર રસ્તા ઉપર આવી ગયો.

વૃદ્ધ લાંબો સમય નિશ્ચલ ઊભો રહ્યો. છેવટે તેનું ધ્યાન ગયું કે તેની બાંયોનાં કફની નીચે કાગળની થપ્પી હતી. તેણે તે કાઢીને ખોલી તો તેનાં પાંચ અને દસ-દસ રૂબલની કરચલીઓ પડેલી ઘણી નોટો હતી. તેની આંખોમાં ફરી આંસુ ઊભરાઈ આવ્યાં—ઉદ્વેગનાં આંસુ! તે નોટોને મસળીને તેનો ગોળો બનાવીને જમીન ઉપર ફેંકી, જૂતાંની એડીથી ચગદી ને આગળ ચાલવા લાગ્યો... થોડાંક ડગલાં આગળ જઈને તે રોકાઈ ગયો, તેણે થોડી વાર વિચાર કર્યો અને પાછો ફર્યો... પણ નોટો અલોપ થઈ ગઈ હતી. સારાં કપડાં પહેરેલ એક નૌજુવાન તેને પોતાની તરફ આવતો જોઈને દ્રોઝ્કી* તરફ લપક્યો, જલ્દી તેમાં બેસી ગયો અને તેણે બૂમ પાડીને ગાડીવાનને કહ્યું: "ગાડી હાંક!.." ટપાલ કચેરીના વડાએ તેનો પીછો ન કર્યો. તેણે પોતાની ટપાલકચેરી ઉપર પાછા જવાનો નિર્ણય કર્યો. પણ એમ કરતાં પહેલાં પોતાની બિચારી દૂન્યાને એક વાર જોવાની ઈચ્છા થઈ. બે દિવસ પછી તે ફરીથી મીન્સ્કીને ત્યાં પાછો આવ્યો. પણ ફોજી નોકરે અતિ કઠોરતાથી તેને કહ્યું કે માલિક કોઈને નથી મળતા, ધક્કો મારીને તેને ઉંબરમાંથી બહાર કાઢ્યો અને જોરથી બારણાં બંધ કરી દીધાં. ટપાલકચેરીનો વડો થોડીક વાર ત્યાં ઊભો રહ્યો અને પછી પાછો જતો રહ્યો.

---

*લાકડાની હલકી ગાડી.

વૃદ્ધ તે જ દિવસે સાંજે દેવળમાં પ્રાર્થના કર્યા પછી લિતેયનાયા સડક પર જઈ રહ્યો હતો. અચાનક તેની સામેથી એક સુંદર ઘોડાગાડી પસાર થઈ અને તેણે તેમાં બેઠેલા મીન્સ્કીને ઓળખી લીધો. ઘોડાગાડી ત્રણમાળના મકાનની સામે રોકાઈ અને હુસ્સાર ભાગીને ઓસરીમાં સરકી ગયો. ટપાલકચેરીના વડાના મગજમાં એક સરસ વાત સૂઝી. તે પાછો ફર્યો અને ગાડીવાનની પાસે જઈને તેણે પૂછ્યું: "કોની ઘોડાગાડી છે આ, ભાઈ? મીન્સ્કીની તો નથી?" "તેમની જ છે," ગાડીવાને જવાબ આપ્યો. "પણ તારે તેની સાથે શા લેવા દેવા?" "વાત એમ છે કે તારા સાહેબે દૂન્યાની પાસે પહોંચાડવા માટે ચિઠ્ઠી આપી હતી અને હું ભૂલી ગયો છું કે આ દૂન્યા ક્યાં રહે છે." "અહીં જ રહે છે, બીજા માળે. મોડું કરી દીધું તમે, ભાઈ, ચિટ્ઠી લઈને આવવામાં. હમણાં તો સાહેબ પોતે જ તેની પાસે છે."—"તેનાથી કોઈ ફેર નથી પડવાનો," દિલમાં વિચિત્ર ધડકન અનુભવતાં વૃદ્ધે ગાડીવાનની વાત કાપી. "સૂચના આપવા માટે આભાર. હું મારું કર્તવ્ય પૂરું કરી આવું છું." એટલું કહીને તે નિસરણી પર ચઢી ગયો.

બારણું બંધ હતું. તેણે ઘંટડી વગાડી અને તેના માટે પ્રતીક્ષાની ભારે બે ક્ષણો વીતી ગઈ. ચાવીને તાળામાં નાંખવાનો અવાજ થયો અને બારણું ખુલ્યું. "અવ્દોત્યા સમ્સોનોવ્ના શું અહીં જ રહે છે?" તેણે પૂછ્યું. "હા," જુવાન નોકરાણીએ જવાબ આપ્યો. "તમારે એનાથી શું કામ છે?" ટપાલકચેરીના વડાએ કોઈ જવાબ ન આપ્યો અને અંદરની તરફ આગળ વધ્યો. "તમે અંદર નહીં જઈ શકો!" નોકરાણીએ પાછળથી બૂમ પાડી. "અવ્દોત્યા સમ્સોનોવ્નાને ત્યાં હમણાં મેહમાન છે." પણ ટપાલ કચેરીનો વડો વાત સાંભળી ન સાંભળી કરી આગળ ચાલતો ગયો. પહેલાં બે ઓરડામાં અંધારું હતું. ત્રીજા ઓરડામાં અજવાળું હતું. ઉઘાડા બારણાની પાસે આવીને રોકાઈ ગયો. ખૂબ અદ્‌ભુત રીતે સજાયેલાં ઓરડામાં મીન્સ્કી વિચારોમાં ડૂબેલો બેઠો હતો. અત્યાધુનિક ફેશનની પૂતળી જેવી બનેલી દૂન્યા તેની આરામખુરશીના હાથા પર એવી રીતે બેઠી હતી જેવી રીતે કોઈ નારી ઘોડેસ્વાર અંગ્રેજી જીન પર સવાર થઈ હોય. તે મુગ્ધ ભાવથી મીન્સ્કીને જોતી હતી, તેના કાળા વાંકડિયા વાળોને પોતાની હીરાથી ચમકતી આંગળીઓની ફરતે લપેટી રહી હતી. બિચારો ટપાલકચેરીનો વડો! તેને પોતાની દીકરી કદી આટલી ખૂબસૂરત નહોતી લાગી, તે આભો બની અનિમેષ દૃષ્ટિએ તેને જોતો જ રહી ગયો. "કોણ છે ત્યાં?" દૂન્યાએ



માથું ઊંચું કર્યા વગર જ પૂછ્યું. વૃદ્ધ બાપ ચૂપ રહ્યો. કોઈ જવાબ ન મળતાં દૂન્યાએ માથું ઊંચું કર્યું... અને તે ચીસ મારી નીચે ગાલીચા ઉપર પડી ગઈ. મીન્સ્કી ગભરાઈને તેને ઉઠાવવા સરક્યો, અચાનક ટપાલકચેરીના વડાને બારણા પાસે ઊભેલો જોઈને તેણે દૂન્યાને ત્યાં જ છોડી દીધી અને ગુસ્સાથી થર થર કાંપતો તેની પાસે ગયો. "શું જોઈએ છે તને?" તેણે દાંત પીસતા પૂછ્યું. "ચોરની જેમ દરેક જગ્યાએ મારો પીછો શા માટે કરી રહ્યો છે? કે પછી તું મારો જીવ લેવાની વેતરણમાં પડ્યો છે? દૂર થઈ જા અહીંથી!" અને તેણે પોતાના મજબૂત હાથ વડે વૃદ્ધનો કોલર પકડીને તેને નિસરણી તરફ ધકેલી દીધો.

વૃદ્ધ બેરેકમાં પાછો આવ્યો. તેના મિત્રએ તેને સૂઝાવ આપ્યો કે તે મીન્સ્કીની વિરુદ્ધ ફરિયાદ કરે, પણ ટપાલકચેરીના વડાએ થોડી વાર વિચાર કરીને પોતાનો હાથ હલાવીને એ વિચારને રદ્દબાતલ કર્યો. બે દિવસ પછી તે પીટર્સબર્ગથી પોતાની ટપાલકચેરી તરફ પાછા જવા નીકળી પડ્યો અને ફરીથી તે જ જૂનું કામ કરવા લાગ્યો. "ત્યારથી આ વાતનું ત્રીજું વરસ ચાલી રહ્યું છે." તેણે અંતમાં કહ્યું, "હું દૂન્યા વિના જીવી રહ્યો છું અને તેના વિષે મને કોઈ ખબર અંતર નથી. તે જીવે છે કે મરી ગઈ—ભગવાન જાણે! બધું જ સંભવ છે આ દુનિયામાં. કોઈ આવતા જતા ફૂલફટાકના ચક્કરમાં પડવા વાળી તે ન તો પહેલી છે કે ન તો છેલ્લી, જેની સાથે મોજ માણીને પછી તેને ત્યજી દેવામાં આવે છે. પીટર્સબર્ગમાં આવી એના જેવી ઘણી બધી મૂરખ યુવતીઓ છે જે આજે મખમલ અને રેશમનાં કપડામાં લદાયેલી છે અને કાલે મવાલીઓની સાથે રસ્તા વાળતી દેખાય છે. કેટલીક વખત જ્યારે કદી પણ આવો વિચાર મનમાં આવે છે કે દૂન્યાની પણ આવી દુર્દશા થઈ શકે છે, ત્યારે ન ચાહતાં પણ મારું મન તેના મોતની કામના કરવા લાગે છે..."

તો આ હતી દર્દભરી વાર્તા મારા મિત્ર, વૃદ્ધ ટપાલકચેરીના વડાની, જે સંભળાવતાં સતત રીતે તેની આંખોમાંથી આંસુ વહી રહ્યાં વહી. પોતાના આંસુ તે એવી જ અદાથી કોટની કોરથી લૂછતો હતો જેવી રીતે દ્મીત્રિયેવની સુંદર કવિતામાં ઉદ્યમી તેરેન્તિયચ કરે છે. તેના આંસુ થોડી હદ સુધી શરાબના પ્રભાવને પરિણામે પણ હતા, જેના વાર્તા સંભળાવતી વખતે તે પાંચ ગ્લાસ પી ગયો હતો. કંઈ પણ કેમ ન હો

પણ તેનાં આંસુઓએ મારા મર્મસ્થાનને અત્યધિક સ્પર્શી લીધું હતું. તેનાથી જુદા પડયા પછી હું લાંબા અરસા સુધી વૃદ્ધ ટપાલકચેરીના વડાને ભૂલી નહોતો શક્યો, બિચારી દૂન્યાના વિષે પણ બહુ લાંબા સમય સુધી મારાં મનમાં વિચાર આવતાં રહ્યાં...

થોડાં જ સમય પહેલાં ***નગરમાંથી પસાર થતાં મને મારા એક મિત્રની યાદ આવી ગઈ. પૂછતાછ કરવાથી જાણ્યું કે જે ટપાલકચેરીનો તે વડો હતો તેને ક્યારની બંધ કરી દેવામાં આવી છે. કોઈપણ મને એ પ્રશ્નનો સંતોષકારક જવાબ ન આપી શક્યું હતું કે વૃદ્ધ ટપાલકચેરીનો વડો જીવે છે કે નહિ. મેં મારા સુપરિચિત સ્થાનને જોવા જવાનો નિર્ણય કર્યો. ભાડાની ઘોડાગાડી લીધી અને ***ગામ તરફ નીકળી પડયો.

તે પાનખરનાં દિવસોની વાત છે. આસમાની આકાશમાં ભૂખરાં વાદળ છવાયેલાં હતાં, પાક કાપેલાં ખાલી ખેતરોમાંથી ઠંડી હવા ચાલી રહી હતી. અને રસ્તામાં આવનારાં વૃક્ષોનાં લાલ પીળાં પાંદડાં પોતાની સાથે ઉડાવીને લાવી રહી હતી. સૂર્યાસ્ત સમયે હું ગામમાં પહોંચ્યો અને ટપાલકચેરીના વડાના ઘરની સામે રોકાયો. તે પ્રવેશદ્વારમાં (જ્યાં કદી બિચારી દૂન્યાએ મને ચુંબન કર્યું હતું) એક કસાયેલી ખડતલ સ્ત્રી સામે આવી અને મારા સવાલના જવાબમાં તેણે કહ્યું કે વૃદ્ધ ટપાલકચેરીનાં વડાને મરી ગયે એક વર્ષ વીતી થઈ ગયું. આ તેના ઘરમાં એક બીયર બનાવવાળો રહેવા લાગ્યો છે અને પોતે તેની પત્ની છે. મને પોતાની વ્યર્થમાં નકામી કરેલી યાત્રા અને વ્યર્થમાં ખર્ચેલા સાત રૂબલને માટે અફસોસ થયો. "તેનું મૃત્યું શા કારણે થયું?" મેં બિયર બનાવવાળાની પત્નીને પૂછ્યું "શરાબમાં ડૂબી ગયો હતો, ભાઈ." તેણે જવાબ આપ્યો. "તેને ક્યાં દફનાવવામાં આવ્યો છે?" "ગામના છેડે, તેની પત્નીની બાજુમાં"— "કોઈ મને ત્યાં સુધી પહોંચાડી શકે છે?"—"શા માટે નહીં, ચોક્કસ પહોંચાડી શકશે! એય વાન્કા, બિલાડીનો પીછો છોડ. આ સાહેબને કબ્રસ્તાન લઈ જઈને ટપાલકચેરીના વડાની કબર બતાવી આવ."

આ શબ્દ સાંભળતાં જ ફાટેલાં તૂટેલાં કપડાં પહેરેલ લાલ ગાલવાળો કાણો છોકરો દોડતો મારી પાસે આવ્યો અને મને ગામના છેડાની તરફ લઈ આવ્યો.



"તું ટપાલકચેરીના વડાને જાણતો હતો?" મેં રસ્તામાં તેને પૂછ્યું.

"અરે, હાં, હું તેમને જાણતો હતો! તેણે જ મને સીટી બનાવતાં શિખવાડી હતી. જ્યારે તે પીઠાંમાંથી બહાર આવતાં (ભગવાન તેમની આત્માને શાંત બક્ષે!) ત્યારે અમે તેમની પાછળ પાછળ દોડતાં અને કહેતાં 'કાકા! કાકા! અખરોટ આપો!' અને તેઓ અમને બધાં જ અખરોટ આપી દેતાં. તે અમારી સાથે હંમેશાં રમતા રહેતા."

"યાત્રીઓ કદી તેમના વિષે પૂછે છે કે નહિ?"

"યાત્રીઓ તો હવે અહીં બહુ જ થોડાં આવે છે. કોઈ અદાલતી ઓફિસર આવી જાય તો આવી જાય, પણ તેઓ મરી ગયેલાંઓના વિષે પૂછતાછ નથી કરતાં. હા, ઉનાળાના દિવસોમાં એક સન્નારી આવી હતી, તેણે કચેરીના વૃદ્ધ વડા વિષે પૂછતાછ કરી અને તેમની કબર ઉપર ગઈ હતી."

"કેવી હતી તે સન્નારી?" મેં કુતૂહલવશ પૂછ્યું.

"ખૂબ જ સુંદર હતી," છોકરાએ જવાબ આપ્યો. "તે છ ઘોડા-વાળી ગાડીમાં અહીં આવી, તેની સાથે ત્રણ બાળકો, આયા અને એક નાનો કાળો કૂતરો પણ હતો. જ્યારે તેમને એ જણાવવામાં આવ્યું કે ટપાલકચેરીનો વડો હવે આ દુનિયામાં નથી રહ્યો ત્યારે તે રડી પડી અને બાળકોને કહ્યું:'ચૂપચાપ અહીં બેસી રહેજો, હું કબ્રસ્તાન જઈ આવું છું.' મેં તેની સાથે જવા ઇચ્છયું. પણ તે બોલી, "હું પોતે રસ્તો જાણું છું." અને તેમણે મને ચાંદીનાં પાંચ કોપેકનો સિક્કો આપ્યો એટલી સારી હતી તે!.."

અમે કબ્રસ્તાનમાં પહોંચી ગયા. એકદમ ઉજ્જડ વેરાન જગ્યા હતી જેની આસપાસ વાડ નહોતી, દરેક જગ્યાએ લાકડાનાં ક્રુસ લાગેલાં હતાં અને છાયા આપવા વાળું એક પણ વૃક્ષ નહોતું. મારી આખી જિંદગીમાં કદી આટલું ભયાનક કબ્રસ્તાન મેં નથી જોયું.

"આ છે ટપાલકચેરીના વૃદ્ધ વડાની કબર," છોકરાએ માટીના નાના ટેકરા ઉપર સરકતાં કહ્યું, જેમાં પિત્તળનું દેવની પ્રતિમાવાળું કાળુ ક્રુસ ધસેલું હતું.

"તે સન્નારી અહીં આવી હતી?" મેં પૂછ્યું.

"હા, આવી હતી," વાન્કાએ જવાબ આપ્યો. "હું તેને દૂરથી જોતો હતો. તે અહીં આવીને માથું અઢેલી આડી પડી અને બહુ વાર

સુધી એમને એમ જ પડી રહી. ત્યારબાદ તે ગામમાં ગઈ, તેમણે પાદરીને બોલાવ્યા, તેને પૈસા આપ્યા અને ચાલી ગઈ. મને ચાંદીનાં પાંચ કોપેકનો સિક્કો આપ્યો. બહુ સારી હતી તે મહિલા.

મેં પણ છોકરાને પાંચ કોપેકનો સિક્કો આપ્યો. અને હવે મને ન તો અહીં સુધીની યાત્રા કરવાનો અને ન તો પેલા ખર્ચેલા સાત રૂબલ માટે અફસોસ થતો હતો.

૧૮૩૧

18



# નિકોલાઈ ગોગોલ

## નિકોલાઈ ગોગોલ

### (૧૮૦૯-૧૮૫૨)

રશિયન સાહિત્ય ઉપર ગોગોલના પ્રભાવનું મૂલ્યાંકન ભાગ્યે જ કરી શકાય તેમ છે. તેમનું સૌથી પહેલું પુસ્તક — વાર્તાઓનો સંગ્રહ 'દિકાન્કાની નજીકનાં ગામડાની સાંજો'ને (૧૮૩૧-૩૨) દરેકે દરેક વાચકે એકદમ સહર્ષ વધાવી હતી. 'મિરગોરોદ' (૧૮૩૫) અને 'પીટર્સબર્ગની વાર્તાઓ'નાં પ્રકાશનની સાથે જ ગોગલ એક અગ્રણી રશિયન લેખકોની શ્રેણીમાં આવી ગયા.

વિવેચક નિકોલાઈ ચેરનિશેવ્સ્કીએ કહ્યું હતું: "ઘણાં લાંબા સમયથી વિશ્વમાં એક એવો લેખક પેદા નથી થયો જે પોતાના રાષ્ટ્ર માટે એટલો જ મહત્ત્વનો હોય જેટલો ગોગલ રશિયા માટે હતો."

જ્યારે ગોગોલે સૌથી પ્રથમ વાર લખવાનું શરૂ કર્યું ત્યારે અલેક્સાન્દર પૂશ્કિને તેમને પ્રોત્સાહિત કર્યા હતા અને ટેકો આપ્યો હતો. તેઓ તેમની લાક્ષણિક સર્જનાત્મક શૈલી અને જીવનમાં જે અસંસ્કારીપણું હતું તેને આબેહૂબ રીતે રજૂ કરવાની તેમની બુદ્ધિપ્રતિભા દ્વારા અત્યંત પ્રભાવિત થયા હતા. ગોગોલ સાવ નાલાયકની નાલાયકતા એટલી જોરદાર રીતે રજૂ કરતા હતા કે આ બધાનું અતિ સામાન્યપણું તરત જ વાચકની આંખો સામે તરી આવતું.

ગોગોલનો વારસો પ્રચંડ અને વિવિધ છે: તેમનું મોજીપણું પ્રગટે છે 'દિકાન્કાની નજીકનાં ગામડાની સાજો'માં. તેમની 'પીટર્સબર્ગની વાર્તાઓ', ('નેવ્સ્કી પ્રોસ્પેક્ત', 'મહાનકોટ' અને 'માદામની ટિપ્પણીઓ') નાના માણસ માટે દર્દ અને દયાની ઊંડી લાગણીથી ભરેલી છે. રશિયાના અમલદારશાહીને ઉઘાડી પાડતી હાસ્ય કૃતિઓ 'ઇન્સ્પેક્ટર' અને 'મૃત આત્માઓ' છે. જેને કદાચ રશિયન જીવનની ઓગણીસમી સદીના મધ્ય ભાગના સંદર્ભગ્રંથ તરીકે ગણાવી શકાય તેમની શૈલીની વિવિધતા અને ઢબ સાચે જ દંગ કરી દે તેવી છે.

ગોગોલે વારસાગત રીતે સાહિત્યમાં પૂશ્કિનની પરંપરાને જાળવી રાખી. તેમના સમયમાં નિશંકપણે જુદા જુદા લેખકો જેવા કે દોસ્તોયેવ્સ્કી, સાલ્તી-કોવ-શ્ચેદ્રીન, લેસ્કોવ, નેક્રાસોવ, ગ્રીગોરોવિચ, અન્દ્રઈ બેલીય અને આલેક્સેઈ રેમીઝોવ તેમનાથી પ્રભાવિત થયા હતા.

# નાક

### ૧

૨૫મી માર્ચે પીટર્સબર્ગમાં એક સૌથી વધુ વિલક્ષણ ઘટના ઘટી. વોઝ્નેસેન્સ્કી વીથિનો રહેવાસી હજામ ઇવાન યાકોવ્લેવિચ (તેની કોઈ અટક નહોતી, તેની દુકાનના નામના પાટિયા ઉપર પણ તે દેખાતી ન હોતી કે જે સાબુના ખૂબ ફીણથી ખરડાયેલ ગાલવાળા સદ્‌ગૃહસ્થ હોવાનું ચિત્રણ અને એ વાક્ય નહોતું દર્શાવતું: "લોહી પણ વહેવડાવવામાં આવે છે.") વહેલી સવારે જાગી ગયો અને ગરમ પાઉંરોટીની સુગંધ અનુભવી. પથારીમાં જ થોડાક ઊંચા થઈને તેણે જોયું કે તેની ગૃહસ્વામિની, સારી એવી આદરણીય અને કોફીની શોખીન એવી તે, ભઠ્ઠીમાંથી તાજી જ શેકેલી પાઉંરોટીઓ કાઢી રહી હતી.

ઇવાન યાકોવ્લેવિચે જાહેર કર્યું: "પ્રાસ્કોવ્યા ઓસિપોવ્ના, આજે હું કોફી નહીં પીઉં. તેના બદલે હું ગરમ પાઉંરોટી સાથે ડુંગળી ખાવાનું પસંદ કરીશ.

(વાસ્તવમાં ઇવાન યાકોવ્લેવિચને પણ કોફી પીવી બહુ ગમતી હતી, પણ તે જાણતો હતો કે બંને વસ્તુઓની એક સાથે માંગણી કરવી વ્યર્થ હતી. કારણ કે પ્રાસ્કોવ્યા ઓસિપોવ્ના આવાં તરંગોને બહુ જ ઓછાં ધ્યાનમાં લેતી.) "ભલે ઘરડો મૂરખ પાઉંરોટી ખાય તે જ મારા માટે વધારે સારું છે," તેની પત્નીએ વિચાર્યું. "મને કોફીનો એક વધારાનો પ્યાલો પીવા મળશે." અને તેને પાઉંરોટી મેજ ઉપર ફેંકી.

શિષ્ટાચારને ખાતર ઇવાન યાકોવ્લેવિચે પોતાના રાત્રિના ખમીસ ઉપર કોટ પહેર્યો અને મેજ પાસે બેસતાં થોડુંક મીઠું કાઢ્યું, બે કાંદા છોલ્યા, ચપ્પુ હાથમાં લીધું. પછી અત્યંત ગંભીરતાભર્યા દેખાવ સાથે પાઉંરોટીને કાપવા બેઠો. તેને બે ભાગમાં કાપીને તેણે અંદર નજર નાખી

તો તેના અતિ આશ્ચર્ય વચ્ચે કોઈક સફેદ વસ્તુ જોઈ. તેણે પોતાના ચપ્પુને સાવધાનીથી તેને અડાડીને જોયું અને આંગળી વડે ગોદો માર્યો. "કંઈક કઠણ લાગે છે..." તેણે વિચાર્યું. "આવું તે શું હોઈ શકે છે?"

તેણે આંગળીઓ તેમાં ખૂંપાવીને બહાર ખેંચી કાઢ્યું—નાક!.. આ સાથે જ તેના હાથ પોતાની ડાબે-જમણે બંને બાજુ નીચા પડી ગયા. પછી તેણે પોતાની આંખો ચોળીને વસ્તુને સ્પર્શ કર્યો: હા, નાક જ છે, તેમાં કોઈ શંકા નથી! અને વળી એમ લાગતું હતું કે તે પરિચિત નાક છે. ઈવાન યાકોવ્લેવિચના ચહેરા ઉપર ભયના ભાવો પ્રસરી ગયા. પણ આ ભય તેની ગૃહસ્વામિનીએ પકડી પાડેલા પેલા પુણ્ય પ્રકોપની સરખામણીમાં કંઈ જ નહોતો.

"ઓ કસાઈ, પેલું નાક તું ક્યાંથી કાપી લાવ્યો છે? ગુસ્સાથી લાલપીળી થતાં તેણે ચીસ પાડીને કહ્યું: "તું દુષ્ટ માણસ! દારૂડિયા! હું પોતે જ પોલીસને તારી ફરીયાદ કરીશ. તદ્દન અપરાધી! મને પહેલાં જ ત્રણ લોકોએ કહ્યું છે કે જ્યારે તું તેમની હજામત કરે છે ત્યારે તેમના નાકોને એટલી જોરથી ખેંચે છે કે તેમ છતાં તેઓ તેની જગ્યાએ ચોંટેલાં રહે છે તેનું આશ્ચર્ય છે."

પણ ઈવાન યાકોવ્લેવિચ એકાએક ગૂંગો થઈ ગયો હતો. તે ઓળખી ગયો હતો કે આ નાક બીજા કોઈનું નહિ પણ કોલેગીએટ એસ્સેસર* કોવાલેવનું હતું. જેમની તે દર બુધવારે અને રવિવારે હજામત કરતો હતો.

"થોભી જા, પ્રાસ્કોવ્યા ઓસિપોવ્ના! હું તેને કપડામાં લપેટીને ત્યાં પેલા ખૂણામાં મૂકીશ: થોડીવાર તેને ત્યાં પડ્યું રહેવા દે પછી હું તે લઈ જઈશ."

"બીજો કોઈ શબ્દ નહિ! તું વિચારે છે કે હું મારા ઓરડામાં તને કાપેલું નાક મૂકવાની રજા આપીશ?.. તું મૂરખ! તું તારાં અસ્ત્રાને ટપટપી પર ઘસવામાં તો પૂરેપૂરો પાવરધો છે અને થોડી જ વારમાં તું તારું કામ યોગ્ય રીતે કરવા બિલકુલ અસમર્થ થઈ જાય છે, તું જડ મૂરખ! તું હરામખોર! તું વિચારે છે કે તારા માટે હું પોલીસ સામે ઊભી રહેવાની છું?.. મને કોઈ ડર નથી, ઓ સાવ નકામા બુડથલ માણસ! તેને અહીંથી

---

*દરજ્જાઓના કોઠા પ્રમાણે કોલીગીએટ એસ્સેસર આઠમા દરજ્જે અને મેજરના લશ્કરી દરજ્જાની સરખામણીવાળો હતો.



દૂર લઈ જા! દૂર! જ્યાં પણ તું ઇચ્છે ત્યાં લઈ જા, પણ માત્ર ફરી તેને મારી આંખો સામે ન લાવતો!"

ભોંઠો પડેલો ઈવાન યાકોવ્લેવિચ ત્યાં જ ઊભો રહ્યો. અતિ મૂંઝવણ અનુભવતાં તેણે પોતાનું માથું ખંજવાળ્યું.

"શેતાન જાણે છે કે કેવી રીતે તે બન્યું," છેવટે પોતાના કાનની પાછળ ખંજવાળતાં તેણે કહ્યું. "કદાચ ગઈ કાલે રાત્રે હું ઢીંચીને પાછો ઘેર આવ્યો હોઈશ કે કદાચ નહિ, હું કહી નથી શકતો. પણ ઉપરઉપરથી જોતાં પણ આ સંપૂર્ણપણે હાસ્યાસ્પદ છે. મારો ભાવાર્થ છે પાઉંરોટી શેકો એ તો કોઈક કામ છે. પણ નાક કોઈ તેવા પ્રકારનું નથી. મારા માટે તો તે રહસ્યમય છે!.."

ઈવાન યાકોવ્લેવિચ શાંત થઈ ગયો. નાક સાથે તેને શોધતી અને ધરપકડ કરતી પોલીસના વિચાર માત્રથી તે થથરી ઊઠયો. તે મનસ્પટ ઉપર ચળકતા રૂપેરી વાળવાળા લાલ કોલર અને તલવારને સ્પષ્ટપણે જોઈ શકતો હતો... અને તે પગથી માથા સુધી કાંપી ઊઠયો. છેવટે તેણે પોતાનું ખમીસ અને જૂતા ઉપાડીને પહેર્યાં. તથા પ્રાસ્કોવ્યા ઓસિપોવ્નાની દ્વેષપૂર્ણ તાકીદોની સાથે તેણે નાક કપડામાં વીંટ્યું અને શેરીમાં બહાર નીકળી પડયો.

તે તેને ક્યાંક દૂર સંતાડવા ઇચ્છતો હતો. કદાચ દરવાજાઓ સામેની પથ્થરની કોરની પાછળ તેને ચોંટાડીને કે દુર્લક્ષતાથી તેને ક્યાંક પડવા દઈને કે પછી સૌથી નજીકની શેરીમાં એકદમ ચાલ્યા જઈને તે તેને છુપાવવા ઇચ્છતો હતો. પણ તેને નાઉમેદ કરવા તેને રસ્તામાં પરિચિતો મળતાં રહ્યાં. જેઓ તેનો જીવ ખાતાં હતાં: "તું ક્યાં જઈ રહ્યો છે?" કે "આટલી વહેલી સવારે તું કોની હજામત કરવા જઈ રહ્યો છે?" ઈવાન યાકોવ્લેવિચને પોતાની યોજના કામયાબ કરવાની કોઈ તક ન મળી. એક વખત તે તેને ફેંકવામાં સફળ થયો પણ ફરજ ઉપરનાં પોલિસે ફરસીના ભાલા વડે ચીંધતા તેને બૂમ પાડી બોલાવ્યો: "એય, ભાઈ! તારી વસ્તુ પડી ગઈ છે!" અને ઈવાન યાકોવ્લેવિચને નાકને ઉપાડીને ખિસ્સામાં ઠાંસવું જ પડ્યું. તેણે આશા છોડી દેવાનું શરૂ કર્યું કારણ કે જેવી દુકાનો અને હાટડીઓ દિવસ થતાં ખુલી કે તરત જ શેરી લોકોથી ભરાવા લાગી હતી.

તેણે ઈસાકીએવ્સ્કી પુલ તરફ જવાનો નિર્ણય કર્યો. જ્યાં સદ્નસીબે તે નાકને નેવામાં ફેંકવામાં સફળ રહ્યો... પણ હું અહીં થોડીક નજરચૂકને માટે દોષી છું, તેમાં મેં અત્યાર સુધી ઈવાન યાકોવ્લેવિચ વિષે

તમને કંઈપણ કહેવાનું છોડી દીધું છે. તે વ્યક્તિ ઘણી બાબતોમાં પ્રભાવી અભિપ્રાયો ધરાવતો હતો.

દરેક સ્વાભિમાની રશિયન કારીગરની જેમ જ ઈવાન યાકોવ્લેવિચ ભયંકર દારૂડિયો હતો. જોકે આમ તો તે અઠવાડિયાંનાં દર દિવસે લોકોની દાઢીઓની હજામત કરતો હતો તેમ છતાં પણ તેની પોતાની દાઢી લગભગ હંમેશાં વગર હજામત કરેલી રહેતી. ઈવાન યાકોવ્લેવિચના કોટના પાછળના લાંબા સ્કર્ટ (કારણ કે ઈવાન યાકોવ્લેવિચ કદી વિલાયતી અંગરખો નહોતો પહેરતો) કાબર ચીતરાં હતાં એટલે કે તે હતો તો કાળો પણ તે પીળાશ પડતાં કથ્થઈ રંગ અને ભૂખરા રંગનાં ડાઘાંથી ઢંકાયેલો હતો, તેનો કોલર મેલથી ચળકતો હતો. અને આગળની તરફ ત્રણ બટનોના બદલે માત્ર દોરાં લટકતાં હતાં. ઈવાન યાકોવ્લેવિચ અતિ વક્રદૃષ્ટિવાળો માણસ હતો. જ્યારે પોતાની હંમેશની ટેવ મુજબ કોલેગીએટ એસ્સેસર કોવાલેવ હજામત દરમિયાન ટીકા કરતાં કહેતા: "ઈવાન યાકોવ્લેવિચ, તારા હાથ હંમેશાં ગંધાય છે!" ઈવાન યાકોવ્લેવિચ સણસણતો સામો જવાબ આપતો: "હું નથી જાણતો કે કેવી રીતે તે શક્ય હતું." "હું નથી જાણતો, ડોસા, પણ તેમ છે," કોલીગીએટ એસ્સેસર કહેતા. ઈવાન યાકોવ્લેવિચ ચપટી ભરી છીંકણી સૂંઘતાં આનો જવાબ તેનાં ગાલ ઉપર, નાકની નીચે, કાનની પાછળ અને હડપચીની નીચે, એટલે કે બીજા શબ્દોમાં જ્યાં પણ તેના મનમાં આવતું ત્યાં સાબુ લગાડીને આપતો.

આ અમારો નાગરિક હમણાં ઈસાકીએવ્સ્કી પુલ પર પહોંચી ગયો હતો. સૌથી પહેલાં તેણે આસપાસ ચારેબાજુ જોયું; પછી તે જાણે પુલની નીચે જોઈ ખાતરી કરતો હોય કે ત્યાં તે દિવસે પુષ્કળ માછલાં છે કે નહીં તેવી રીતે કઠેરાની ઉપર ઝૂક્યો અને ચૂપચાપ નાકવાળું કપડું ફેંકી દીધું. તેણે અનુભવ્યું કે જાણે ટન જેટલો ભાર તેના માથા ઉપરથી ઊતરી ગયો હતો: ઈવાન યાકોવ્લેવિચ વળી હરખથી મનમાં ને મનમાં હસ્યો પણ: સભ્ય સેવકોની દાઢીઓની હજામત કરવા પાછા જવાને બદલે તેણે 'ખોરાકની વસ્તુઓ અને ચા' નામના સૂચક પાટિયાવાળી દુકાન તરફ પૂંશ*નો પ્યાલો પીવા પગલાં વાળ્યાં. ત્યાં જ અચાનક પુલના બીજે છેડે તેણે પ્રભાવી દેખાવવાળા, પહોળા થોભિયાવાળા, ત્રિકોણટોપી અને

---

*પાણી, લીંબુનો રસ, મસાલો વગેરે દારુમાં ભેળવીને કરેલું પીણું.



તલવાર સાથેના પોલીસ સુપરિન્ટેન્ડેન્ટને જોયો. તે ત્યાં ને ત્યાં જ થીજી ગયો. તે દરમિયાન પોલીસ સુપરિન્ટેન્ડેન્ટે પોતાની આંગળી તેની તરફ ચીંધતાં કહ્યું: "અહીં જ રોકાઈ જા, ભલા માણસ!"

આવાં સંજોગોમાં સાચી પદ્ધતિ જાણતાં ઈવાન યાકોવ્લેવિચે હજી એકદમ દૂરથી પોતાની ટોપી ઉતારી ચપળતાથી આગળ ડગલાં ભરતાં કહ્યું: "સાહેબ, સલામ!"

"ના, ના, મિત્ર, સાહેબ રહેવા દે પણ હવે મને જરા કહે કે ત્યાં પુલ ઉપર તું કરી રહ્યો હતો, હેં?"

"ભગવાનના સમ, સાહેબ, હું તો માત્ર મારા ઘરાકો પાસે જઈ રહ્યો હતો. અને મેં વિચાર્યું કે મારે એક નજર નાંખી જોવું જોઈએ કે નદી કેટલી ઝડપથી વહેતી હતી."

"તું જૂઠ્ઠું બોલે છે! એમ ન વિચારતો કે તું તેનાથી છૂટી જશે. ચાલ તો પછી હવે સત્ય શું છે તે અમને કહે!"

"સાહેબ, અઠવાડિયામાં બે વખત કે વળી ત્રણ વખત પણ જરાપણ ગણગણાટ કર્યા વિના તમારી હજામત કરવામાં મને ખુશી થશે, ઈવાન યાકોવ્લેવિચે જવાબ આપ્યો.

"ના, મારા મિત્ર, તે પૂરતું નથી. મારી પાસે પહેલાં જ ત્રણ હજામો મારી હજામત કરવા માટે છે. તેઓ બધાં જ તેનો મોટા માનની જેમ આદર કરે છે. પણ હવે જરા અમને સાંભળાવ કે તું ત્યાં શા માટે ઊભો હતો?"

ઈવાન યાકોવ્લેવિચ ફિક્કો પડી ગયો... પણ આ વખતે કાર્યવાહી ધુમ્મસમાં ઢંકાયેલી થઈ ગઈ. અને અમે કશું જ ન જાણી શક્યાં કે તેનું પરિણામ શું થયું.

## ૨

કોલેગીએટ એસ્સેસર કોવાલેવ એકદમ વહેલા જાગ્યા અને જોરથી ઉચ્છ્વાસ કાઢ્યો: "ઘર્ર્ર્!.." તે જાગીને હંમેશાં આ પ્રમાણે કરતા જેનું કોઈ દેખીતી રીતે સ્પષ્ટ કારણ તેમના માટે પણ નહોતું. તેમણે આળસ મરડી અને મેજ ઉપર પડેલા નાના તકતાને લાવવા કહ્યું. તેઓ ગઈ કાલે રાત્રે તેમના નાક ઉપર દેખાયેલા ખીલને જોવા ઇચ્છતા હતા: પણ તેમનાં અચંબા વચ્ચે તેમણે જોયું કે જ્યાં તેમનું નાક હોવું જોઈતું હતું ત્યાં તદ્દન સપાટ જગ્યા હતી! એકદમ ધ્રાસ્કો પડતાં તેમણે થોડું

પાણી માંગ્યું અને ટુવાલ વડે પોતાની આંખો ઘસી: તે સત્ય હતું, નાક નહોતું! તે હજી ઊંઘતા તો નથી તેની ખાતરી કરવા તેમણે પોતાને ચૂંટલી ખણી. પણ જોયું કે તે ઊંઘતા નહોતા. કોલેગીએટ એસ્સેસર કોવાલેવે પથારીમાંથી ઊતરી આવી પોતાની જાતને હલાવી: નાક નહોતું!.. તત્ક્ષણ તેમણે પોતાના કપડાં મંગાવ્યા અને પોલીસ કમિશ્નરના કાર્યાલયની દિશા તરફ ધસી ગયા.

પણ તે દરમિયાન આપણે વાચકને પરિચિત કરવો જોઈએ. જેથી કરીને તે પોતાના માટે આપણા કોલેગીએટ એસ્સર કેવા પ્રકારના માણસ હતા તે જાણી શકે. જુદા જુદા શૈક્ષણિક પ્રમાણપત્રોની મદદથી આ દરજ્જો મેળવેલા કોલેગીએટ એસ્સેસરની પેલા કૉકેસસમાં* પોતાનો દરજ્જો પ્રાપ્ત કરનારા કોલેગીએટ એસ્સેસરો સાથે તુલના કરવા માટે કોઈ કારણ નહોતું. આ બંને સંપૂર્ણપણે જુદાં પ્રકારનાં લક્ષણોવાળાં વર્ગો હતાં. અનુભવી કોલેગીએટ એસ્સેસરો... પણ રશિયા એટલી વિલક્ષણ જગ્યા છે કે જો તમે એક કોલેગીએટ વિષે કંઈક કહો તો રીગાથી કામચત્કા સુધીના બધા જ કોલેગીએટ એસ્સેસરો ચોક્કસપણે તેને વ્યક્તિગત રીતે લેવાનાં. બધાં જ દરજ્જાઓ અને કાર્યાલયો માટે પણ તે સાચું છે—કોવાલેવ કૉકેસસના કોલેગીએટ એસ્સેસર હતા. તેમને માત્ર હમણાં જ બે વર્ષ માટે આ દરજ્જો મળ્યો હતો. પદવીથી સંપૂર્ણપણે ગાંડા થઈ ગયા હતા. પોતાને વળી વધારે મહત્ત્વ અને સત્તા આપવા માટે તેઓ હંમેશાં પોતાને કોલેગીએટ એસ્સેસર કરતાં પણ વધારે મેજર કહેતા હતા. શેરીમાં પરચુરણ વસ્તુઓ વેચનારને મળતાં તેઓ કહેતા: "સાંભળો, ભલી દેવી, મારા ઘર તરફ આવો: મારો ફ્લેટ સદોવાયા શેરીમાં છે. કોઈને પણ પૂછશો કે મેજર કોવાલેવ ક્યાં રહે છે તો તે તરત જ બતાવશે." જો ખાસ કરીને સુંદર દેખાવવાળી છોકરી તેમની નજરે પડતી તો તેઓ તેને વધારામાં ગુપ્ત દલાલી આપતા અને કહેતા: "મારી લાડી, તું માત્ર મેજર કોવાલેવના ફ્લેટ માટે જ પૂછજે." આ કારણે હવેથી આપણે પણ આપણા કોલેગીએટ એસ્સેસરને મેજર કહીને બોલાવવા જોઈએ.

મેજર કોવાલેવને નેવ્સ્કી પ્રોસ્પેક્ટ ઉપર દરરોજ લટાર મારવાની ટેવ હતી.

*૧૯મી સદીના પૂર્વાર્ધમાં રશિયા કૉકેસસને વસાહતમાં જોડી રહ્યું હતું. ત્યાં બઢતી અનિયમિતતા અને સ્થાનીય સત્તાઓના પક્ષ તરફથી ભ્રષ્ટાચારો દ્વારા સરળ બનાવવામાં આવી હતી. આમ તેઓ આ નવી મળેલી.



તેમના ખમીસનો કોલર હંમેશાં બરફ જેવો સફેદ અને આર ચઢાવેલો રહેતો. તેમના થોભિયા કંઈક એવા પ્રકાર નાહતા કે જે હજી પણ પ્રાંતીય મોજણીદારનાં, સ્થપતિઓનાં, લશ્કરી ટુકડીઓનાં દાક્તરોનાં, એક પ્રકારના પોલીસોનાં અને બીજાંઓનાં ગાલો ઉપર જોઈ શકાય છે. સામાન્ય રીતે બધાં જ સદ્‌ગૃહસ્થો સંપૂર્ણ સુરખીદાર ગાલો અને બૉસ્ટન પત્તાની રમત માટે યોગ્યતા ધરાવતાં ગણાતાં: આ થોભિયા ગાલની એકદમ મધ્ય સુધી ફેલાય છે અને પછી સીધા નાક પાસે પહોંચે છે. મેજર કોવાલેવ પાસે ખૂબ જ અકીકની મહોરો હતી. જેમાંની કેટલીક ચિહ્નોવાળી અને બીજી લખાણવાળી હતી: બુધવાર, ગુરુવાર, સોમવાર અને એ જ પ્રમાણે આગળ, વગેરે વગેરે. મેજર પીટર્સબર્ગ કોઈક ખાસ હેતુસર આવ્યા હતા અને તે હેતુ હતો પોતાના દરજ્જા માટે યોગ્ય સ્થાન જોવાનો. જો તેઓ સફળ થયા હોત તો તે ઉપરાજ્યપાલના સ્થાને હોત. જો સફળ ન થયા તો તેઓને કોઈક મહત્ત્વપૂર્ણ વિભાગમાં વહીવટી કામકાજ માટે નિયુક્ત કરવામાં આવ્યા હોત. મેજર કોવાલેવે લગ્ન કરવાના વિચારનો કદી વિરોધ નહોતો કર્યો, પણ માત્ર એક શરત એ હતી કે તેની પરણનાર વધૂ પાસે બે લાખની મૂડી હોવી જોઈએ. તેથી હવે વાચક અંદાજો લગાવી શકે છે કે જ્યારે કોવાલેવે મધ્યમસરના અને દેખાડવા યોગ્ય નાકને બદલે હાસ્યાસ્પદ, ખાલી, સપાટ જગ્યા જોઈ ત્યારે મેજરના મનની સ્થિતિ કેવી હશે.

કમનસીબે શેરીમાં એક પણ ઘોડાગાડી દેખાતી નહોતી. તેમને નાકમાંથી લોહી નીકળતું હોય તેની જેમ પોતાના ચહેરાને રૂમાલ વડે ઢાંકી ખૂલતા ડગલામાં લપેટાઈ પગપાળાં જવાની ફરજ પડી. "પણ કદાચ હું એકદમ કલ્પના જ કરી રહ્યો છું: નાક કંઈ એકદમ આવી રીતે અદૃશ્ય થઈ જઈ શકે?" તે તકતામાં એ વસ્તુને જોવા માટે પેસ્ટ્રીની દુકાનમાં ગયાં. સદ્‌ભાગ્યે દુકાનમાં કોઈ નહોતું: નોકરો ઓરડાઓમાં કચરો વાળી રહ્યાં હતાં અને ખુરશીઓ ગોઠવી રહ્યાં હતાં. તેમનામાંનાં કેટલાંક ગરમ પાઈની દેખાય એવી રીતે ટ્રે લઈ જઈ રહ્યાં હતાં. ગઈકાલનાં કોફીથી ખરડાયેલાં છાપાંઓ મેજો અને ખુરશીઓ ઉપર આમતેમ પડયાં હતાં. કોવાલોવે કહ્યું: "હાશ, ભગવાનનો મોટો પાડ કે અહીં કોઈ નથી. હવે હું નજરે જોઈ શકીશ." તેમણે ડરતાં ડરતાં તકતા નજીક જઈને તેમાં જોયું: "કેવી ગૂંચવડા ભરી ઉપદ્રવી ઘટના છે!" તે થૂંકતાં અચાનક બૂમ પાડી ઊઠયા... "જો માત્ર નાકની જગ્યાએ કંઈક હોત તો, પણ કંઈપણ વિનાની ખાલી જગ્યા તે તો!.."

સંતાપથી પોતાનાં હોઠ કરડતાં તેણે પેસ્ટ્રીની દુકાન છોડીને પોતાના રિવાજથી જુદા પડવાનો અને કોઈની પણ સામે ન જોવાનો કે ન હસવાનો નિર્ણય કર્યો. અચાનક તે એક ઘરના બારણા નજીક જ ચાલતા ચાલતા રોકાઈ ગયા. જાણે કોઈ સૌથી વધુ, અવિશ્વસનીય ઘટના તેમની આંખો સામે ખુલી પડી હતી. બારણા પાસે ઘોડાગાડી રોકાઈ. બારણાં ઊઘડયાં. વાંકા વળેલ ગણવેશધારી અધિકારી તેમાંથી બહાર નીકળીને દાદરાનાં પગથિયાઓ ઉપર દોડી ગયા. જ્યારે કોવાલેવ પોતાના જ નાકને ઓળખી ગયા ત્યારે તેમના ભય અને વિસ્મયની કલ્પના કરો. આ વિલક્ષણ તમાશાએ તેમને આશ્ચર્ય સહિત ઘૂમરીઓમાં છોડી મૂક્યા. તેઓ મહા-મુશ્કેલીથી પોતાના પગ ઉપર ઊભા રહેવા સમર્થ હતા. પણ કોઈપણ ભોગે તેમણે નાકના ગાડીમાં પાછા આવવાની રાહ જોવાનો નિર્ણય કર્યો અને જાણે તાવમાં ધ્રૂજતા હોય તેમ ત્યાં જ રહ્યા. પૂરતી ખાતરીપૂર્વક બે મિનિટ પછી નાક દેખાયું. તેણે ઊંચા અક્કડ કોલરવાળો સોનેરી સૂતરથી ગૂંથેલો ગણવેશ પહેર્યો હતો. તેણે મૃગચર્મની સુરવાળ પહેરી હતી. અને તેના પડખામાં તલવાર લટકતી હતી. તેની પીંછાંની કલગીવાળી ટોપીમાંથી એ સ્પષ્ટ દેખાતું હતું કે તે રાજ્ય કાઉન્સિલર*ના દરજ્જાનો હોવાનો ડોળ કરી રહ્યો હતો. તેની ચાલઢાલથી પણ સ્પષ્ટ હતું કે તે મુલાકાત માટે અહીંથી પસાર થઈ રહ્યો હતો. તેણે ચારેબાજુ નજર નાંખી ગાડીવાનને બોલાવ્યો: "અહીં આવ!" તેઓ અંદર ચઢીને આગળ વધી ગયા.

બિચારા કોવાલેવ તો લગભગ ભાન જ ભૂલી ગયા હતા. તે જાણતા નહોતા કે આ સૌથી વિલક્ષણ ઘટનાનો શો અર્થ કાઢવો. અને સાચે જ તમે એ હકીકત કેવી રીતે સમજાવી શકવાના હતા કે સવારી કરવા કે ચાલવા માટે અસમર્થ નાક, કે જે ગઈકાલે હજી તો તેના ચહેરા સાથે જોડાયેલું હતું તેણે હવે ગણવેશ પહેરેલો હતો! તેઓ ઘોડાગાડીની પાછળ નીકળી પડયા. સદ્ભાગ્યે ઘોડાગાડી કઝાન ચર્ચથી વધારે દૂર નહોતી ગઈ.

તેઓ એકદમ ઉતાવળથી માત્ર આંખો માટે બે પટ્ટીઓ છોડીને ચીંથરાઓમાં લપેટાયેલા ચહેરાવાળી અતિ દરિદ્ર ઘરડી સ્ત્રીઓની હરોળમાંથી રસ્તો કરતાં ચર્ચમાં પ્રવેશ્યાં. આ દૃશ્ય પહેલાં હંમેશાં તેમના માટે હાસ્ય-વિનોદનું કારણ હતું. અંદર વધારે પૂજારીઓ નહોતાં. તેઓ બધાં પ્રવેશ-દ્વારની ફરતે ટોળે વળેલાં હતાં. કોવાલેવ દુ:ખથી એટલાં બધાં વિહ્વળ

*પાંચમી શ્રેણીનો ઉચ્ચ સરકારી દરજ્જો.



થઈ ગયા હતા કે પ્રાર્થના કરવા માટે તેઓ એકદમ અસમર્થ હતા. તેમણે ગણવેશધારી સદ્ગૃહસ્થની ઝલક જોવાની આશા કરતાં આતુરતાથી ચર્ચના દરેક ભાગનું નિરીક્ષણ કર્યું. છેવટે તેમણે તેમને એક બાજુ ઊભેલા જોયા. ઊંચા કડક કોલરમાં તેમના નાકે ચહેરાને એકદમ છુપાવી દીધો હતો. તે અતિ ધર્મનિષ્ઠાના હાવભાવ સાથે પ્રાર્થના કરી રહ્યા હતા.

"કેવી રીતે હું તેમની પાસે જઈ શકીશ?" કોવાલેવે વિચાર્યું. "તેમના ગણવેશ અને ટોપા ઉપરથી જોતાં એમ લાગે છે કે તે ચોક્કસ રાજ્ય કાઉન્સિલર હોવા જોઈએ. શેતાન જાણે હું શું કરું!"

જ્યારે તે તેમની નજીક આવ્યા ત્યારે તેમણે ખોંખારો ખાધો. પણ નાકે દેવળનાં છેડાનાં ટેબલ તરફ ગહન નમન કરતાં ધાર્મિકતાના ડોળની પરિસ્થિતિ જાળવી રાખી.

"સાહેબ..." નાછૂટકે હિમ્મત બાંધતાં કોવાલેવે કહ્યું: "સાહેબ..."

પાછળ જોતાં નાકે પૂછ્યું: "શું છે?"

"મને આશ્ચર્ય થાય છે સાહેબ... હું માનું છું... તમારે તમારી જગ્યા જાણવી જોઈએ. અને જુઓ તો જરા, મેં તમને ક્યાં જોયાં—ચર્ચમાં. તમારે માનવું જ જોઈએ..."

"માફ કરજો, પણ તમે શું કહી રહ્યા છો તે સમજી શકવા હું એકદમ અસમર્થ છું. જરા તમે જાતે જ સમજાવો."

"હું કેવી રીતે સમજાવી શકું?" કોવાલેવે વિચાર્યું. ફરી એક વખત પોતાની જાતને મક્કમ કરતા શરૂ કર્યું: "ચોક્કસ હું... વાસ્તવમાં હું મેજર છું. અને મને ખાતરી છે કે તમે સમ્મત થશો કે મારા માટે નાક વિના ફરવું જરાક અનુચિત છે. વોસ્ક્રેસેન્સ્કી પુલ ઉપર છાલ કાઢેલી નારંગીઓ વેચતી કોઈ બજારની સ્ત્રી, માટે તે ઠીક હતું કે તેઓ વિના નાક ત્યાં બેસે, પણ બઢતીની આશા કરતો હું... અને વળી વધારેમાં રાજ્ય કાઉન્સિલર ચેખતાર્યોવની પત્ની અને બીજાંઓ જેવી ઘણાંબધાં પ્રતિષ્ઠિત ઘરોની સ્ત્રીઓ સાથે પરિચિત હોવાને કારણે... તમે પોતે જ વિચારો... હું નથી જાણતો કે તેને કેવી રીતે કહેવું, સાહેબ..." (જેના ઉપર મેજર કોવાલેવે પોતાનાં ખભા ઊંચક્યાં.) "મને ક્ષમા કરો, પણ જો તમે ફરજ અને માનના દૃષ્ટિકોણથી આ તરફ જુઓ તો... તમારે ચોક્કસપણે સહમત થવું જોઈએ..."

નાકે જવાબ આપ્યો: "હું વસ્તુ નથી સમજ્યો. પોતાને સ્પષ્ટપણે સમજાવવા જેટલા ભલા બનો."

કોવાલેવે ગર્વીલા સ્વરમાં કહ્યું, "ભલા સાહેબ, હકીકતમાં વાત એમ છે કે તમારાં શબ્દોને સમજવાં મને બહુ મુશ્કેલ લાગે છે... મને તો તે બધું જ ઘણું સરળ ને સ્પષ્ટ લાગે છે... કે તમે ઇચ્છો છો... મુદ્દો એ છે કે તમે મારું પોતાનું નાક છો!"

નાકે મેજરની તરફ જોયું. તેના ચહેરા ઉપરનાં ભવાં થોડાંક ચઢી ગયાં.

"તમે ભૂલ કરો છો, મારા ભલા સાહેબ. હું પોતે સાચો વ્યક્તિ છું. વધારામાં આપણી વચ્ચે કોઈ નજીકનાં સંબંધો ન સંભવી શકે કારણ કે તમારાં ગણવેશનાં બટન ઉપરથી નિર્ણય કરતાં તમે બીજા વિભાગમાં કામ કરતા હોવા જોઈએ." આટલું કહેતાં નાકે પાછા ફરી પ્રાર્થના કરવાનું ચાલુ રાખ્યું.

કોવાલેવ હવે સંપૂર્ણપણે મૂંઝવણમાં પડી ગયા કે હવે શું કરવું અને શું વિચારવું. તે જ ક્ષણે તેમણે સુંદરીનાં પરિધાનનો કર્ણપ્રિય ખડખડાટ સાંભળ્યો: કસબની કોરમાં શણગારાયેલી, અધેડ સ્ત્રી ચાલી આવી. તેની સાથે પાતળી સુડોળ કાયા ઉપર અદ્ભુત રીતે બંધ બેસતા સફેદ વસ્ત્રોમાં સજ્જ અને પેસ્ટ્રી જેવી હલકી ઝાંખા પીળા રંગની ટોપીવાળી દૂબળી સ્ત્રી હતી. તેમની પાછળ મોટા થોભિયાવાળો લાંબો ગણવેશધારી નોકર અને સારા ડઝન કોલરોવાળો ઊભો હતો. તે છીંકણીની દાબડી ખોલવા આગળ વધ્યો.

કોવાલેવ થોડાંક વધારે નજીક ખસ્યા. પોતાના શણના કપડાંના ખમીસનો કોલર આંચકો મારી ખેંચ્યો. ઘડિયાળની સોનાની સાંકળ ઉપરની મહોરોને ગોઠવી. ડાબીને જમણી બાજુ જોઈ હસતાં પોતાનું ધ્યાન પાતળી બાનુ તરફ દોર્યું. જ્યારે સ્ત્રીએ કમળ જેવા સફેદ હાથની લગભગ પારદર્શક આંગળીઓ પોતાની ભ્રૂકુટી તરફ ઊંચી કરી ત્યારે તે વસંતઋતુમાં પુષ્પની જેમ થોડીક આગળની તરફ નમી. જ્યારે કોવાલેવે તેની ટોપીની નીચે ગોળ મલાઈ જેવી હડપચી અને વસંત ઋતુનાં પહેલાં ગુલાબનાં રંગ વડે રંગાયેલ ગાલ જોયા ત્યારે તેનું હાસ્ય વધારે પહોળું થઈ ગયું. પણ અચાનક તેઓ જાણે કે દાઝી ન ઊઠયા હોય તેમ પાછા હઠી ગયા. તેમને યાદ આવી ગયું કે તેમને નાકની જગ્યાએ બિલકુલ કશું જ નહોતું. તેમની આંખોમાંથી આંસુ સરી આવ્યાં. તેઓ ગણવેશધારી સ દ્ગૃહસ્થને ઘણાં બધાં શબ્દોમાં એ કહેવા માટે પાછળ ઊછળ્યા કે તે તેઓ માત્ર રાજ્ય કાઉન્સિલર હોવાનો ઢોંગ કરતા હતા. તેઓ ધુતારા અને દુષ્ટ હતા. તેઓ તેમના પોતાના નાક સિવાય બીજું કંઈ નહોતા... પણ નાક અદૃશ્ય થઈ ગયું



હતું: મધ્યાંતરમાં તે પાછું હઠી ગયું હતું. રસ્તે પાછા ફરતાં તે ફરીથી બીજી મુલાકાતે આવે તેમાં કોઈ શંકા નહોતી.

આથી કોવાલેવ નિરાશામાં ડૂબી ગયા. તેઓ બહાર જઈને પળવાર માટે થાંભલાની હાર નીચે નાકને શોધી કાઢવાની આશામાં ચારે બાજુ ડોકિયાં કરતાં ઊભા રહ્યા. તેમને તેનું નોખાંપણું યાદ આવી ગયું કે તેણે પીંછાવાળી ટોપી અને સોનેરી સૂતરવાળો ગણવેશ પહેર્યા હતા. પણ તેમણે ન તો તેના કોટ કે પછી ઘોડાગાડીનો રંગ કે ઘોડાઓની પ્રત્યે ધ્યાન આપ્યું હતું. કે વળી તે કોઈ નોકર સાથે હતા કે કેમ તે પણ જોયું નહોતું અને જો હોય તો કેવાં ગણવેશમાં હતો. વધારામાં એટલી બધી ઘોડાગા-ડીઓ એટલી ઝડપથી આમતેમ દોડી રહી હતી કે એક ઘોડાગાડીને બીજીથી જુદી પાડી શકતા નહોતા. કોઈપણ સંજોગોમાં તેમાંથી કોઈ એકને પણ રોકી ન શક્યા હોત. તે સૂર્યપ્રકાશથી ચળકતો દિવસ હતો. નેવ્સ્કી પ્રોસ્પેકટ ઉપર લોકોનાં ટોળેટોળાં હતાં, પોલીત્સેઈસ્કી પુલથી આનીચકોવ પુલ સુધીનો રસ્તો ખૂબસૂરત બાનુઓના જાણે પ્રવાહથી ઊભરાઈ આવ્યો હતો, ત્યાં એક પરિચિત રાજ્યના કાઉન્સિલર હતા. તેમને તેઓ ખાસ કરીને અપરિચિતોની સામે લેફટનન્ટ-કર્નલ કહીને સંબોધતા હતા. અહીં તેમણે સૌથી સારા મિત્ર સેનેટના વડા યારીગિનને જોયા. જ્યારે તેઓ બોસ્ટનની રમત રમતાં ત્યારે હંમેશાં ભૂલો કરતા હતા. નજીકમાં જ બીજો મેજર હતો. તેમણે પણ કૉકેસસમાં ન્યાયાધીશના સલાહકારનું પદ પ્રાપ્ત કર્યું હતું. તેઓએ તેમને ઈશારો કરીને બોલાવ્યા.

"શેતાન, લેતો જા!" કોવાલેવે કહ્યું, "એય ગાડીવાન, મને સીધો પોલીસ કમિશ્નર પાસે લઈ જા!"

કોવાલેવ દ્રોઝ્કીમાં ચઢી ગયા અને બેસીને ગાડીવાનને બૂમો પાડી કહેતા હતા: "હવે બમણી ઝડપથી લઈ જા!"

પ્રાંગણમાં જોતાં તેમણે બૂમ પાડી: "કમિશ્નર ઘેર છે?"

દ્વારપાળે જવાબ આપ્યો: "ના, હમણાં જ તેઓ બહાર ગયા."

"તે તો ગોટાળો થઈ ગયો!"

દ્વારપાળે આગળ કહ્યું, "હા, તેઓ બહુ વાર પહેલાં નથી ગયા, પણ જતા રહ્યા. લગભગ એક કે બે મિનિટ પહેલાં જ તેઓ ગયા છે અને તમે તેમને રસ્તામાં પકડી પાડી શકશો."

આખો વખત પોતાના ચહેરા ફરતે હાથરૂમાલ રાખી રહેલ કોવાલેવ

દ્રોઝ્કીમાં ચઢી ગયા અને નિરાશાભરેલાં અવાજે બૂમ પાડી ઊઠયા: "આગળ હાંક!"

"ક્યાં?" ગાડીવાને પૂછ્યું.

"આગળ સીધા!"

"હું કેવી રીતે હાંકું? ત્યાં રસ્તો ફંટાય છે, ડાબી કે જમણી બાજુ?"

આ સવાલે કોવાલેવને રોકાઈને વિચારવા માટે મજબૂર કર્યા. તેમની પરિસ્થિતિમાં પબ્લિક ઓર્ડરના બોર્ડ* તરફ જવું સૌથી શ્રેષ્ઠ હતું. એટલાં માટે નહીં કે તે સીધેસીધું પોલીસ સાથે જોડાયેલું હતું પણ એટલા માટે કે તે બીજાં સત્તાવાળાઓ કરતાં વધારે ઝડપથી કામ કરતું હતું. નાક ક્યાં છે તે જગ્યાને સંતોષપૂર્ણ રીતે સત્તાવાળાઓ તરફથી શોધવા દાવો કરવો તે દેખીતી રીતે ડહાપણ વિનાનું હોત. નાકના પોતાના નિવેદન ઉપરથી તે સ્પષ્ટ હતું કે આ પ્રાણી માટે કોઈ વસ્તુ પવિત્ર નથી અને એમ પણ સંભવ હોત કે હવે પહેલાંની જેમ જ તે જૂઠ્ઠું કહેતાં દાવો કરત કે તેણે કદી મેજર કોવાલેવને જોયા જ નહોતા. કોવાલેવ ગાડીવાનને પબ્લિક ઓર્ડરના બોર્ડ તરફ આગળ વધવાનો ઓદશ આપવા જઈ જ રહ્યા હતા કે ત્યાં જ તેમના મનમાં બીજો વિચાર એ ઊદ્‌ભવ્યો કે આ પહેલી મુલાકાતમાં જ આવી નિર્લજતાથી વર્તનાર અવિનયી અને ધૂતારો કદાચ અત્યાર સુધીમાં શહેરમાંથી છટકી જવામાં સફળ થઈ ગયો હશે. આ સ્થિતિમાં તેને શોધવા માટેનાં બધાં જ પ્રયત્નો કાં તો સંપૂર્ણપણે વ્યર્થ હતા અથવા તો, ન કરે નારાયણ, કદાચ આખા મહિના સુધી ચાલે. છેવટે જાણે ઉપરથી દૈવી માર્ગદર્શન મળ્યું હોય તેમ તેમણે સીધા સમાચાર પત્રના કાર્યાલય તરફ જવાનો અને ઝડપથી પોતાના આરોપીની વિગતવાર માહિતી આપતી જાહેરખબર કરવાનો નિર્ણય કર્યો. જેથી કરીને જે કોઈ પણ તેને જુએ તો કદાચ તેના માટે પાછો લઈ આવે કે ઓછામાં ઓછાં તેનાં ઠામઠેકાણાં વિષે જણાવે. આ નિર્ણય ઉપર પહોંચતાં તેણે ગાડીવાનને સમાચારપત્રના કાર્યાલય તરફ આગળ વધવાનો આદેશ આપ્યો. આખા રસ્તે તેઓ ગાડીવાનની પીઠ પાછળ મુક્કા અને બૂમોની ઝડી વરસાવતા રહ્યા: "વધારે ઝડપથી, ઓ હરામખોર, વધારે ઝડપથી! બદમાશ, વધારે ઝડપથી હાંક!" "હમણાં જ સાહેબ!" પોતાનું માથું હલાવતાં ઘોડાની લગામ વીંઝતા ગાડીવાન મોટેથી બોલ્યો. આ ઘોડાના વાળ વાંકડિયા વાળવાળા

*પબ્લિક ઓર્ડરનું બોર્ડ શહેરની પોલીબસના કબજામાં હતું.



પાળેલા કૂતરાના જેટલા લાંબા હતા. લાંબા સમય પછી છેવટે દ્રોઝ્કી રોકાઈ. કોવાલેવ હાંફતાં હાંફતાં નાના પૂછતાછ માટેના ઓરડામાં દોડી ગયા. ત્યાં જૂના ટેઈલ કોટમાં ભૂખરા વાળવાળો તથા ચશમાવાળો કારકુન મેજની પાછળ બેઠો હતો. તેણે દાંત વચ્ચે પીંછાની બનાવેલી કલમ પકડી હતી અને તેની સામે પડેલાં તાંબાનાં સિક્કાંની ઢગલી ગણતો હતો.

"અહીં જાહેરખબરો કોણ લે છે?" કોવાલેવે બૂમ પાડી. "ઓ, કેમ છો!"

"કેમ છો," પળ વાર માટે પોતાની આંખો ઊંચી કરતાં ભૂખરા વાળવાળા કારકુને કહ્યું અને પછી ફરીથી પૈસાના ઢગલા તરફ આંખો નીચે ઢાળી દીધી.

"હું કંઈક છપાવવા ઇચ્છું છું..."

"એક મિનિટ. જો તમને રાહ જોવામાં વાંધો ન હોય તો," જમણા હાથ વડે આંકડાં લખતાં અને ડાબા હાથે બે મણકાંને ઘોડીમાં ખસેડતા કારકુને કહ્યું.

રેશમનાં ફીતાથી શણગારાયેલ કોટ પહેરેલ અને ઉમરાવના ઘરમાં તેના દરજ્જાને શોભે એવા દેખાવવાળો ગણવેશધારી નોકર ચિઠ્ઠી પકડીને મેજની બાજુમાં ઊભો હતો. કોઈક સૌજન્ય દાખવવાની પોતાની ફરજ અનુભવતાં તે પહેલો બોલ્યો: "સાહેબ, મારું માનો, ભયાનક નાનો કૂતરો ૮૦ કોપેકની કિંમતનો નથી. જ્યાં સુધી મારી વાત છે, હું તેના માટે પિત્તળનું બટન ન આપત; પણ કાઉન્ટની પત્ની તેને ચાહે છે, તેને કંઈક અત્યંત ભયાનક રીતે ચાહે છે. અને તેથી તેમણે જે પણ તે કૂતરાને શોધી લાવે તેને સો રૂબલ આપવાની જાહેરાત કરી છે. જો મારો પ્રમાણિક મત જાણવા ઇચ્છતા હો તો, જે માત્ર તમારી અને મારી વચ્ચે જ રહે, તે એ છે કે લોકોની અભિરુચિઓને ગણતરીમાં ન લેતાં: હવે તમારા શિકારીને જ લો. તે શિકારી પોઈન્ટર કૂતરા કે રીટાયવર કૂતરાને માટે પાંચસો કે વળી હજાર રૂબલ ચૂકવતાં પણ નહિ ખચકાય. પણ તે વખતે તે સારા કૂતરા માટે ચૂકવી રહ્યો છે."

માનનીય કારકુને તેના આ ભાષણને ગંભીરતાથી સાંભળ્યું. તે જ સમયે તેણે પોતાની ગણતરીનું અને જોઈ લીધેલા કાગળોની સંખ્યાઓને ગણવાનું ચાલુ રાખ્યું. ચિઠ્ઠીઓ લઈને ઘણી બધી ડોસીઓ, દુકાનના મદદનીશો અને દરવાનો તેની ચારે બાજુ ફરતે વીંટળાઈ વળ્યાં. એક શાંત સૌમ્ય આદતોવાળો ગાડીવાન કામની શોધમાં ઊભો હતો. બીજો થોડે

વપરાયેલી ૧૮૧૪માં પૅરિસથી લાવેલી બે પૈડાવાળી ઘોડાગાડી વેચવા ઊભો હતો; બીજા કોઈક ઠેકાણે ધોબણ તરીકે કેળવાયેલી પણ બીજા કામ માટે પણ યોગ્ય હોય તેવી ૧૯ વર્ષની છોકરી કામની શોધમાં ઊભી હતી; ખરીદારો એક સ્પ્રિંગ વિનાની મજબૂત દ્રોઝ્કીને માટે ઊભા હતા; કાળા ટપકાં અને ભૂખરા રંગનાં નિશાનોવાળો લગભગ ૧૭ વર્ષનો જુવાન સ્ફૂર્તિલો ઘોડો; લંડનથી આયાત કરેલ સલગમ અને મૂળાના બીજ; ખુલ્લી જમીન સાથેની ગામડાની મઢૂલી: જેમાં બે ઘોડાઓ માટે તબેલો અને તેની જમીન ઉપર અદ્‌ભુત બર્ચ કે ફરનું ઉપવન ઊગાવી શકાય તેમ છે; જૂના જૂતાના તળિયા ખરીદવા આતુર લોકોને વેચવાના ઓરડામાં સવારે આઠ વાગ્યાથી બપોરે ૩ વાગ્યા સુધીમાં આવવા આમંત્રણ આપતી બીજી જાહેરાત ધ્યાન ખેંચતી હતી. આ મંડળી જ્યાં એકત્રિત થયેલી હતી, તે ઓરડો નાનો હતો, તેનું વાતાવરણ અતિશય ગૂંગળામણભરેલું હતું. પણ કોલેજીએટ એસ્સેસર આ વાતાવરણથી સભાન નહોતાં કારણ કે તેમણે પોતાના ચહેરા ઉપર હાથરૂમાલ રાખેલો હતો અને ગમે તેમ પણ તેમનું નાક તે ક્ષણે માત્ર ભગવાન જ જાણે છે કે ક્યાં હતું.

"મારા ભલા સાહેબ, સાચે જ, તમારે કરવું જ જોઈએ... આ બહુ મહત્ત્વનું છે." તેમણે અધિરાઈથી સ્પષ્ટ કર્યું.

"એક મિનિટ! બે રૂબલ ત્રેતાલીસ કોપેક! સાચું! એક રૂબલ ચોસઠ કોપેક!" ડોસી અને દરવાનના ચહેરાઓ તરફ કાગળની ચબરખીઓ ઉછાળતાં ભૂખરા વાળવાળા કારકુને આદેશ આપ્યો. "તમે શું ઇચ્છો છો?" છેવટે કોવાલેવ તરફ ફરતાં તેણે પૂછ્યું.

કોવાલેવે કહ્યું: "હું ઇચ્છું છું... છળકપટી યુક્તિબંધ કામ કરવામાં આવ્યું છે, હું હજી સુધી સમજી નથી શક્યો. હું તમારી પાસે છપાવવા ઇચ્છું છું કે આ બદમાશને મારી પાસે લાવનારને ઉદારતાથી ઇનામ આપવામાં આવશે."

"હું તમારું નામ જાણી શકું છું?"

"ના, તમને મારા નામની શી જરૂર હતી? હું તેને જાહેર ન કરી શકું. મારાં ઘણાં બધાં પરિચિતો છે: રાજ્ય કાઉન્સિલર ચેખ્તારુઅવની પત્ની, પાલાગેયા ગ્રીગોરીયેવ્ના પોદ્‌તોચીના, કર્મચારી અધિકારીની પત્ની... ન કરે નારાયણ અને કદાચ તેઓ જુએ તો! તમે સીધે સીધું લખી શકો છો: કોલીગીએટ એસ્સેસર કે હજી વધારે સારું રહેશે કે મેજરના દરજ્જાનો સદ્‌ગૃહસ્થ."



"અને તમારાં ગુલામોમાંથી ભાગી ગયેલ માણસ કોણ છે?"

"શું, મારાં ગુલામોમાંથી એક? અરેરે ના, તેના કરતાં પણ વધારે ખરાબ! તે મારું... નાક, ભાગી ગયું છે..."

"હંઅ! કેવી આશ્ચર્યકારક અટક. અને શું આ શ્રીમાન નાકે તમારી મોટી રકમ ઠગી લીધી છે?"

"ના, નાક, ના... તમે ખોટું સમજ્યા છો! મારું નાક, મારું પોતાનું નાક જતું રહ્યું છે. અદૃશ્ય થઈ ગયું છે. તે મારી સાથે કોઈ શેતાનિયત ભરેલી યુક્તિ રમી રહ્યું!"

"પણ તે કેવી રીતે અદૃશ્ય થઈ ગયું? હું આ બધું ઠીક રીતે સમજી નથી શકતો."

"એ તો હું પોતે પણ નથી જાણતો; પણ મુખ્ય વાત એ છે કે હમણાં તે રાજ્ય કાઉન્સિલર તરીકે પોતે શહેરમાં જતું રહ્યું છે. તેથી હું તમને એ વિનંતી કરતી જાહેરાત કરવા કહું છું કે જે પણ તેને પકડી પાડે તે તત્કાળ જરાપણ સમય ગુમાવ્યા વિના મારી પાસે લઈ આવે. તમે પોતે સમજી શકો છો: મારી શરીરરચનાના આવા મહત્ત્વના ભાગ વિના હું કેવી રીતે જઈ શકું છું? તે કંઈ પગનો અંગૂઠો ગુમાવ્યા જેટલી નાની અમથી વાત નથી. બીજું કોઈપણ જુએ કે તે ખોવાયેલો હતો તે પહેલાં તો હું ઝડપથી મારો પગ જૂતામાં સરકાવી શકું છું. ગુરુવારે રાજ્ય કાઉન્સિલર ચેખ્તાર્યોવની પત્નીએ મને બોલાવ્યો છે, પાલાગેયા ગ્રીગોર્યેવ્ના પોદ્‌તોચિના કર્મચારી અધિકારીની પત્ની છે અને તેને સુંદર દીકરી છે. તેઓ બંને મારાં બહુ સારાં મિત્રો છે. તેથી તમે પોતે જ સમજી શકો છો કે કેવી કપરી દશામાં છું... હું હવે તેમની સામે જઈ નથી શકતો."

કારકુનનાં સખત રીતે બીડેલાં હોઠ ઉપરથી સ્પષ્ટ દેખાતું હતું કે તે પળવાર માટે વિચારમગ્ન થઈ ગયો હતો.

"ના, આવી જાતની જાહેરાત હું છાપામાં ન છાપી શકું." લાંબી ચૂપી પછી છેવટે તેણે કહ્યું.

"શું? શા માટે નહિ?"

"હું ન છાપી શકું. તેનાથી છાપું પોતાની પ્રતિષ્ઠા ગુમાવી શકતું હતું. જો બધાં જ લખવાનું શરૂ કરી દે કે તેમનાં નાક ભાગી ગયાં હતાં તો, જરાક તો વિચાર કરો... લોકો કહી રહ્યા છે કે છાપા ઘણી બધી વાહિયાત અને ખોટી અફવાઓ છાપે છે."

"પણ આમાં વાહિયાત શું છે? તે તો દીવા જેટલું સ્પષ્ટ છે."

"તે તમને લાગે છે. પણ ગયા અઠવાડિયાનો જ પ્રસંગ લો. આજે તમે જેવી ચિઠ્ઠી સાથે આવ્યા છો તેવી જ રીતે એક અધિકારી આવ્યો. એની કિંમત બે રૂબલ તોંત્તેર કોપેક પડી. તે જાહેરાત કહેતી કે કાળા વાળવાળું પાલતું કૂતરું ભાગી ગયું હતું. ઉપર ઉપરથી તેમાં સામાન્ય સિવાય કંઈ બીજું નહોતું. પણ તે બધું બદનક્ષીની સાથે પૂરું થયું કારણ કે આ પાળેલું કૂતરું કોઈક સંસ્થાનો ખજાનચી હતો, કઈ સંસ્થા મને યાદ નથી."

"પણ હું કોઈ પાળેલા કૂતરા વિષે જાહેરાત નથી કરતો. આ તો મારા પોતાના નાક વિષે છે. જે વ્યાવહારિક રીતે મારી પોતાની જાત જેટલું જ કિંમતી છે."

"માફ કરશો, હું આવી જાહેરાત નહીં છાપી શકું."

"જો વાસ્તવમાં જ મારું નાક ખોવાયું હોય તો પણ!"

"જો તેમ જ હોય તો તે દાક્તરોનું કામ છે. એમ કહેવાય છે કે તમારી મનપસંદનું નાક બંધબેસતું બેસાડી શકે તેવાં લોકો છે. પણ ગમે તેમ હું જોઉં છું કે તમે કંઈક મશ્કરા છો અને કોઈક વ્યવહારકુશળ મશ્કરી કરવાનાં શોખીન છો."

"હું સમ ખાઈને કહું છું તે બધું જ સાચું છે! કારણ કે આવી વાત બની ગઈ છે, હું તમને બતાવીશ!"

"શા માટે ભાઈ!" છીંકણીનો સૈડકો તાણતાં કારકુને આગળ ચાલું રાખ્યું. "વાસ્તવમાં, જો કે તે બહુ મુશ્કેલ પણ નથી," કુતૂહલમાં ઉપર જોતાં તેણે ઉમેર્યું. "કદાચ હું જોઈ શકું છું."

કોલેગીએટ એસ્સેસરે ચહેરા ઉપરથી હાથરૂમાલ દૂર કર્યો.

"સરસ, આ તો સૌથી વધુ વિલક્ષણ છે!" કારકુને કહ્યું. "જગ્યા તો સંપૂર્ણપણે તાજી બનાવેલી પાતળી કેકની જેમ સપાટ છે. હકીકતમાં અપવાદરૂપ સપાટ છે!"

"હવે મને આશા છે તમે તમારાં વિરોધોને બાજુ પર મૂકશો! તમે પોતે જ જોઈ શકો છો કે જાહેરાત થવી જ જોઈએ. હું તમારો ખૂબ ખૂબ આભારી થઈશ. મને બહુ ખુશી છે કે આ પ્રસંગે મને તમારી સાથે પરિચય કરવાના આનંદની તક આપી..."

આપણે જોઈ શકીએ છીએ કે મેજરે આ વખતે થોડીક ખુશામત કરવા પ્રયત્ન કરવાનો નિર્ણય કર્યો હતો.



"ચોક્કસપણે તે છાપવું તો બહુ સરળ હોત," કારકુને કહ્યું. "માત્ર હું એ નથી સમજ્યો કે આનાથી તમને શું ફાયદો થશે. જો તમને બહુ ઇચ્છા હોય તો પછી શબ્દોની આવડતવાળા કોઈને શોધો અને કુદરતનાં અસામાન્ય પ્રસંગ તરીકે તેના વિષે તેની પાસે લખાવો અને આ લેખ 'નોર્ધન બી'માં છપાવો (અહીં તેણે છીંકણીનો બીજો સૈડકો ભર્યો) આપણા જુવાન લોકોમાં બોધ માટે (અહીં તેણે પોતાનું નાક સાફ કર્યું) કે સાચે જ સામાન્ય જનતાના રસ માટે."

આ સૂઝાવ એ છેલ્લો ઝટકો હતો. કોલેગીએટ એસ્સેસરે છાપા તરફ આંખ નીચી કરી. જ્યાં થીએટરનું કોલમ નજરે પડતું હતું. જ્યારે તેમણે આકર્ષક જુવાન નટીનું નામ જોયું ત્યારે તેમના ચહેરા ઉપર મલકાટ ઊભરાઈ આવવામાં જ હતો અને તેમનો હાથ પાંચ રૂબલ હતા કે નહીં તે જોવા માટે ખિસ્સા સુધી પહોંચ્યો કારણ કે કોવાલેવની માન્યતા મુજબ કર્મચારી અધિકારીઓએ માત્ર ખુરશીઓ ઉપર જ બેસી રહેવું જોઈએ પણ પછી તેમને પોતાનું નાક યાદ આવતાં તેમનું દિલ બેસી ગયું!

એમ લાગતું હતું કે કારકુન પણ કોવાલેવની દશાથી વિચલિત થઈ ગયો. થોડીક સાંત્વના આપવાની ઇચ્છા કરતાં તેને માન આપી થોડાંક શબ્દોમાં પોતાની સહાનુભૂતિ દર્શાવી:

"મને સાચે જ અત્યંત દુઃખ છે કે તમે આવા વિચિત્ર અકસ્માતના ભોગ બન્યા છો. કદાચ તમે છીંકણીની ચપટી લેશો? તે માથાના દુઃખાવાથી રાહત અને મનને હિંમત આપે છે, તે હરસમસા ઉપર પણ લાભદાયક અસર કરે છે."

અને પછી કારકુને ટોપીવાળી સ્ત્રીની મુખાકૃતિ દર્શાવતાં છીંકણીની ડબ્બીને ઢાંકણું હોશિયારીપૂર્વક નીચેની તરફ વાળતાં કોવાલેવની સામે ધરી.

આ અવિચારી ચેષ્ટાઓ કોવાલેવની ધીરજ ટકી શકે તેના કરતાં વધારે હતી.

"હું સમજી નથી શકતો કે તમે કેવી રીતે આને મજાક ભરેલી હકીકત તરીકે વિચારી શકો છો," તેમણે ગુસ્સાથી કહ્યું, "તમે તે ચોક્કસપણે જોઈ શકો છો કે વાસ્તવમાં મારી પાસે છીંકણીનો સૈડકો લેવા માટે જરૂરી સાધન નથી? શેતાન તમારી છીંકણી લે! હું તે વસ્તુ તરફ જોવાનુંય સાંખી શકતો નથી, સૌથી સારી છાપવાળી કે પછી પેલી બેરેઝીન્સ્કી તમાકુ તરફ પણ નહીં."

આટલું કહેતા તેઓ ખૂબ ગુસ્સે થઈને સમાચારપત્રના કાર્યાલયમાંથી

બહાર નીકળી આવ્યા અને સાકરના અતિ પ્રેમી પોલીસ સુપરિન્ટેન્ડેન્ટને મળવા નીકળી પડ્યા. તેનો આગળનો ઓરડો, જે ભોજનકક્ષ પણ હતો તે, ખાંડના ગાંગડાઓનાં પ્રદર્શનને માટે જ હતો. દુકાનદારો તેને માટે મૈત્રીના પ્રતીક રૂપે લાવ્યા હતા. તે ક્ષણે રસોઈયણ સુપરિન્ટેન્ડેન્ટના ઘૂંટણ સુધીનાં બૂટ ઉતારવામાં વ્યસ્ત હતી. તેમની તલવાર અને બધી જ લશ્કરી સામગ્રી પહેલાં જ ઓરડાના ખૂણામાં શાંતિથી લટકી રહ્યાં હતાં. તેમનો ત્રણ વર્ષનો દીકરો પિતાની, ધાક બેસાડતી, ત્રિકોણ ટોપી સાથે રમતો હતો, જ્યારે લડવૈયો પોતે આખા દિવસના સાહસિક, લડાયક જીવન પછી શાંતિનો આનંદ માણવાની તૈયારી કરી રહ્યો હતો.

કોવાલેવ બિલકુલ તે જ ક્ષણે અંદર પ્રવેશ્યા જ્યારે સારી રીતે લાંબુ તાણી ડરકાટ કર્યા પછી તેમણે જાહેર કર્યું: "આહ, બે કલાકની ઊંઘ ખેંચી લઉં તો કેવું!" આ પ્રમાણે આપણે જોઈ શકીએ છીએ કે કોલેગીએટ એસ્સેસર એકદમ કેટલા ખરાબ સમયે આવી પહોંચ્યાં હતાં. અને મને શંકા છે કે પોતાની સાથે થોડાં પાઉન્ડ ચા કે કપડાનું બંડલ લાવ્યા હોત તો પણ હજી તેમને વિશેષ સ્નેહ ઉભારતો આવકાર ન મળ્યો હોત. સુપરિન્ટેન્ડેન્ટ કલા અને વાણિજ્ય બંનેમાં તેમનાં બધાં જ રૂપોમાં કુશળ ખેલાડી હતા: પણ બધાંમાં તેમની સૌથી વધુ પ્રિય હતી રાજ્ય બેંકનૉટ. તેમને કહેવાની ટેવ હતી: "હવે મને તે ગમે છે, તમે આમાંથી કોઈને પણ માત નથી કરી શકતાં: તેને કોઈ પોષણની જરૂર નથી, તે થોડીક જગ્યા લે છે. ખિસ્સામાં તેના માટે હંમેશાં જગ્યા હોય છે. અને તમે તેને ફેંકો તો તે તૂટશે પણ નહીં."

સુપરિન્ટેન્ડેન્ટે કોવાલેવને મહદ્‌અંશે ઠંડા દિલે આવકાર્યા અને ટીકા કરતાં કહ્યું કે જમ્યા પછી કોઈ શોધતપાસ કરવાનો સમય નથી કુદરત પોતે જ હુકમ આપે છે કે પેટ ભરીને ખાધા પછી આપણે થોડો આરામ કરવો જોઈએ (તેથી કોલેગીએટ એસ્સેસર જોઈ શકતાં હતાં કે પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ પ્રાચીન ઋષિઓના ઉચ્ચારોથી પરિચિત હતાં), કે આદરણીય વ્યક્તિ પોતાના નાકથી આ પ્રમાણે ઉદ્ધતાઈથી જુદી નહીં પડી જાય અને એ કે આ દુનિયામાં ઘણી જાતના મેજરો હતા, જેમાંના કેટલાક પાસે તો પોતાનું શોભે એવું આબરૂદાર ખમીસ પણ નથી અને સૌથી વધુ અપ્રતિષ્ઠિત જગ્યાઓએ વારંવાર આવજા કરે છે.

અફસોસ, આ કોવાલેવની હુમલા સામે રક્ષણ વિનાની જગ્યા હતી! આપણે ધ્યાનમાં લેવું જોઈએ કે કોલેગીએટ એસ્સેસર અત્યંત નાજુક



મનવાળી વ્યક્તિ હતાં. તેઓ તેમનાં વ્યક્તિત્વ વિષે કહેતી કોઈપણ વાતને માફ કરી શકતા હતા પણ પોતાના હોદ્દા કે દરજ્જાનો અનાદર નહોતા સાંખી શકતા. તે દલીલ પણ કરતા કે માત્ર નાટકી ભજવણીમાં કોઈપણ સનદી લશ્કરી અમલદારોનો ઉલ્લેખ કરી શકાય પણ કર્મચારી અધિકારીઓ વિષે ટીકાઓ ચોક્કસપણે નહીં ચાલે. સુપરિન્ટેડન્ટના આવકારથી તેઓ એટલા તો હતાશ થઈ ગયા કે તેમણે પોતાનું માથું ધુણાવ્યું અને પોતાનાં હાથને થોડાક ઠીક કરતાં ગૌરવભર્યા સ્વરમાં બોલ્યા: "મને ખેદ છે કે તમારા પક્ષેથીય આવી અપમાનકારક ટીકાઓ પછી આગળ કોઈપણ ટિપ્પણી કરવા હું અસમર્થ છું..." અને તેઓ ત્યાંથી નીકળી ગયાં.

પોતાના પગ ઉપર મહામુસીબતે પોતાની જાતને ટકાવવા સમર્થ અએવા તેઓ ઘેર પાછા ફર્યાં. સંધ્યાકાળનું અંધારું પહેલાં જ ફેલાઈ ગયું હતું. આટલી વ્યર્થ શોધ પછી તેમનો ફ્લેટ તેમને એકદમ એકલવાયો અને સંપૂર્ણપણે અનાકર્ષક ભાસ્યો. જ્યારે તેઓ દીવાનખાનામાં પ્રવેશ્યા ત્યારે તેમણે પોતાના નોકર ઈવાનને મેલા ચામડાના સોફા ઉપર પડેલો જોયો. તે થૂંકનાં ગળફાનું છતની એક જગ્યા તરફ નિશાન તાકી રહ્યો હતો. લક્ષ્યબિંદુ ઉપર તેણે થોડીક સફળતાથી માર્યું. માણસની જડતાએ કોલેગીએટ એસ્સેસરને ગુસ્સે કર્યાં, પોતાની ટોપીથી તેના માથા ઉપર મારતાં તેમણે બૂમ પાડી: "તું સૂવર, તું હંમેશાં આળસમાં સમય વિતાવે છે!"

ઈવાન એકદમ ઊછળ્યો અને પોતાના માલિકને ડગલો કાઢવા મદદ કરવા માટે તેની બાજુમાં દોડી ગયો.

પોતાનાં ઓરડામાં પ્રવેશતાં થાકેલાં અને દુઃખી મેજર આરામ ખુરશીમાં ફસડાયા. થોડાક નિસાસા નાંખ્યા પછી છેવટે તેમણે કહ્યું:

"ભગવાન, અરેરે મારા ભગવાન! આ સજા ભોગવવા જેવું મેં શું કર્યું છે? જો મેં માત્ર મારો હાથ કે પગ ગુમાવ્યો હોત તો પણ વધારે સારું થયું હોત, કે પછી મારાં કાન—જો કે તે મુશ્કેલ થયું હોત પણ તેમ છતાં સહન તો કરી શકાયું હોત. પણ પોતાના નાક વિના માણસ કશું જ નથી: ન તો માણસમાં કે ન તો જાનવરમાં, પણ ભગવાન જ જાણે છે કે આ બધું શું છે! માત્ર નકામી વસ્તુને બારીમાંથી ફેંકવા જેવું અને વળી જો મેં તે લડાઈમાં કે પછી દ્વંદ્વયુદ્ધમાં ગુમાવ્યું હોત કે પછી જો તે મારી પોતાની કોઈ ભૂલને કારણે ખોવાયું હોત તો; પણ તે તો કોઈ ઠેકાણા વિના જ અદૃશ્ય થઈ ગયું હતું, બસ માત્ર આમ જ! પણ ના, તે શક્ય નથી," પળવાર વિચાર્યા પછી તેમણે ઊમેર્યું, "તે તો એકદમ અસંભવ

છે કે નાક અદૃશ્ય થઈ જાય, સંપૂર્ણપણે અસંભવ. હું કાંતો સ્વપ્ન જોઈ રહ્યો છું કે પછી તેની કલ્પના કરી રહ્યો છું. કદાચ પાણીને બદલે મેં વોદકા પી લીધી હતી જેનો હું હજામત પછી ચામડી ઉપર ઘસવા ઉપયોગ કરું છું. પેલા મૂરખ ઈવાને તે સાફ કર્યું નહોતું અને મેં કદાચ તે ઉપાડીને પી લીધી છે."

પોતે પીધેલ નથી તેની એકદમ ચોક્કસ ખાતરી કરવા મેજરે એટલી તો દર્દનાક રીતે પોતાને ચૂંટલી ખણી કે તેઓ એકદમ જોરથી ચીસ પણ પાડી ઊઠયા. આ દર્દથી તેમને વિશ્વાસ થઈ ગયો કે તેઓ સંપૂર્ણપણે જાગૃત હતા. તેઓ તકતાની તરફ સરક્યા. એ આશા સાથે પોતાની આંખો ચૂંચરી કરીને જોયું કે તેમનું નાક પોતાની યોગ્ય જગ્યાએ પાછું આવી ગયું હોય; પણ પ્રતિબિંબ જોતાં તેઓ એમ કહેતાં પાછા હઠી ગયા. "કેવું હાસ્યાસ્પદ દૃશ્ય!"

તે સાચે જ સમજી ન શકાય તેવું હતું. આ કંઈ બટન, ચાંદીની ચમચી, ઘડિયાળ કે એવી જ કોઈક વસ્તુ ખોવાયા જેવું નહોતું પણ પોતાનું નાક અને વધારામાં પોતાના જ ફ્લેટમાં તે ખોવું!.. મેજર કોવાલેવે બધી જ પરિસ્થિતિ ઉપર વિચાર કર્યો. અને નિર્ણય કર્યો કે આ બધાં કાવતરાંની પાછળ ઘણું કરીને બીજું કોઈ નહિ પણ કર્મચારી અધિકારી પોદ્તોચીનની પત્ની હતી જેઓ પોતાની દીકરીને તેમની સાથે પરણાવવા ઈચ્છતાં હતાં. વાસ્તવમાં તેમને તેની સાથે ચેનચાળાં કરતાં ફરવામાં મજા આવતી હતી પણ સાવધાનીથી કોઈ ચોક્કસ વચનબદ્ધ જવાબદારી માથે લેવાનું ટાળતા હતા. જ્યારે કર્મચારી અધિકારીની પત્નીએ ઘણાં બધાં શબ્દોમાં જાહેર કર્યું કે તેઓ પોતાની દીકરીને તેમની સાથે પરણાવવા ઈચ્છતી હતી ત્યારે તેમણે સાવધાનીથી પ્રશંસાના વરસાદ પોતાની જાતને એમ કહેતાં છોડાવી કે લગ્ન માટે તેઓ હજી ઘણા નાના છે, જ્યાં સુધી તેઓ પૂરાં ૪૨ વર્ષના ન થઈ જાય ત્યાં સુધી તેમણે હજુ બીજા પાંચ વર્ષ ફરજ બજાવવી જોઈતી હતી. દેખીતી રીતે તેમનાથી બદલો વાળવા ઈચ્છતી કર્મચારી અધિકારીની પત્નીએ તેમનો સર્વનાશ કરવાનો નિર્ણય કર્યો. અને આ હેતુ માટે ચુડેલોની મદદ ભાડે લીધી કારણ કે તે કંઈક ન માની શકાય તેવું હતું કે તેમનું નાક કાપી નાંખવામાં આવ્યું હતું: કોઈપણ તેમના ઓરડામાં આવ્યું નહોતું; તેમનો હજામ ઈવાન યાકોવ્લેવિચ છેલ્લે બુધવારે તેમની હજામત કરી ગયો હતો. આખો બુધવાર અને વળી ગુરુવારે પણ તેમનું નાક જેમનું તેમ જ હતું—આ તેમને યાદ હતું. અને



ચોક્કકપણે ખાતરી હતી; વળી વધારામાં તેમને દુ:ખાવો થયો હોત અને ઘાવનો આટલી ઝડપથી રૂઝાઈ જઈને પાતળી કેક જેટલો સપાટ થઈ જવાનો તો કોઈ પ્રશ્ન જ નહોતો. તેમણે યોજનાઓ ઘડવાની શરૂ કરી: તેમણે કર્મચારી અધિકારી પત્નીને અધિકૃત સાધનો દ્વારા અદાલતમાં લઈ જવી જોઈએ કે પછી સીધા જ તેની સામે જઈને દોષારોપણ કરવું. આ વિચારોમાં બારણાંની તરાડોમાંથી દેખાતા પ્રકાશને કારણે ખલેલ પડી. તેમને જણાવવામાં આવ્યું કે ઈવાને હવે દીવાનખાનામાં મીણબત્તી સળગાવી હતી. થોડી જ વારમાં ઈવાન પોતે મીણબત્તી લઈને તેમની સામે દેખાયો અને આખા ઓરડાને પ્રકાશિત કર્યો. કોવાલેવની સૌથી પહેલી પ્રતિક્રિયા હાથરૂમાલને ઝડપીને પેલી ખાલી જગ્યા ઢાંકવાની હતી, જ્યાં માત્ર એક દિવસ પહેલાં જ નાક હતું, જેથી કરીને તેમનો તદ્દન મૂરખ નોકર મોં ફાડીને ત્યાં ઊભો ન રહે.

જેવો ઈવાન ઓરડામાં આવ્યો કે તરત દીવાનખાનામાં પૂછતાછ કરતાં અપરિચિત અવાજ સંભળાયો: "આ કોલેજીએટ એસ્સેસર કોવાલેવનું રહેઠાણ છે?"

"અંદર આવો. મેજર કોવાલેવ આપની સેવામાં હાજર છે," પોતાનાં પગ ઉપર એકદમ ઊછળીને બારણું ખોલતાં કોવાલેવે કહ્યું.

બારણામાંથી રૂઆબદાર પોલીસ કોન્સ્ટેબલ અંદર આવ્યા. તેમના થોભિયા ન તો બહુ ઝાંખા રંગના કે ન તો બહુ ઘેરા રંગના હતા. તેમનાં ગાલ ઠીકઠાક ફૂલેલાં હતાં. તેઓ જેમને આપણે વાર્તાની શરૂઆતમાં ઈસાકીયેવ્સ્કી પુલ ઉપર મળ્યા હતા તે જ અધિકારી હતા.

"એ વિચારવામાં હું સાચો છું કે માલિકે પોતાનું નાક ગુમાવ્યું છે?"

"તમે સાચા છો."

"હવે તે મળી ગયું છે."

"તમે શું કહો છો?" મેજર કોવાલેવ બૂમ પાડી ઊઠયા. પછી આનંદને કારણે મૂક્ થયેલા કોવાલેવે પોતાની સામે ઊભેલા પોલીસ કોન્સ્ટેબલ તરફ ડોળા ફાડીને તાક્યું. પોલીસ કોન્સ્ટેબલનાં ભરાવદાર હોઠ અને ગાલ મીણબત્તીના તેજસ્વી પ્રકાશમાં નાચતા દેખાતાં હતા. "તમને તે કેવી રીતે મળ્યું?"

"બિલકુલ આકસ્મિક રીતે: જ્યારે અમે તેને રસ્તામાં જ પકડી પાડ્યું ત્યારે તે બસ અલોપ થવામાં જ હતું. તે પહેલાં જ મજલ દર મજલ જનાર ગાડી પર ચઢી ગયેલું હતું અને રીગા તરફ જવા ઊપડવામાં જ

હતું. તેનો પાસપોર્ટ કોઈક અધિકારીના નામે જૂનો હતો. બીજી વિચિત્ર વાત એ બની કે સૌથી પહેલાં તો મને તે માણસ લાગ્યો. પણ સદ્‌નસીબે મારાં ચશ્માં મારી પાસે હતાં. અને તે જ વખતે જોયું કે તે નાક હતું. તમે જાણો છો હું લઘુદૃષ્ટિવાળો છું અને જો તમે મારી એકદમ સામે ઊભા હો તો હું માત્ર એ જ જોઈ શકું કે તમારો ચહેરો હતો પણ નાક કે દાઢી જેવી બીજી કોઈ વસ્તુ ઓળખી નહોતો શકતો. મારી સાસુ એટલે કે મારી પત્નીની મા તો બંનેમાંથી એકે વસ્તુ જોઈ નથી શકતી."

કોવાલેવ આવેશને કારણે ભાન ભૂલી ગયા હતા. 'પણ તે ક્યાં છે? ક્યાં? હું હમણાં જ ત્યાં તેને લેવા જઈશ."

"ચિંતા કરવાની જરૂર નથી. તમને તેની જરૂર હતી તે જાણતાં હું મારી સાથે જ તેને લઈ આવ્યો છું. અને વિચિત્ર વાત એ છે કે આ કાવતરાનો મુખ્ય દોષી પેલો વોઝ્નેસેન્સ્કાયા શેરીનો બદમાશ હજામ છે. જે હમણાં પોલીસ થાણામાં બેઠો છે. મને તેની ઉપર દારૂડિયાપણા અને ચોરી માટે લાંબા વખતથી શક હતો. માત્ર બે દિવસ પહેલાં જ તેણે દુકાનમાંથી મોટું બટનનું પત્તું ચોરી કર્યું હતું. તમારું નાક તમને છોડ્યું ત્યારે હતું તેવું ને તેવું જ છે."

આટલું કહેતાં કોન્સ્ટેબલે પોતાના હાથ ખિસ્સામાં નાંખી કાગળમાં લપેટાયેલું નાક બહાર કાઢ્યું.

"આ જ તો છે! મારું જ છે એ નાક! આજે તમે મારી સાથે ચાનો પ્યાલો પીવા નહીં બેસો?" કોવાલેવ અચાનક મોટેથી બોલી ઊઠ્યા.

"ખૂબ ખૂબ આભાર, પણ મને ડર છે કે હું તેમ નહીં કરી શકું: મારે અહીંથી પ્રાયશ્ચિત્તાલય સુધી જવાનું છે... કિમતો ભયંકર રીતે વધી રહી છે... સાસુ એટલે કે પત્નીની મા અમારી સાથે રહે છે અને વળી બાળકો પણ છે. સૌથી મોટો ખાસ કરીને નામ કાઢે એવો છે: એટલો તેજસ્વી છોકરો પણ અમારી પાસે તેના ભણતર માટે પિત્તળની કોપેક પણ નથી."

કોવાલેવ તે જ ક્ષણે કળી ગયા કે તેનો કહેવાનો અર્થ શો હતો. તેમણે મેજમાંથી દસ રૂબલની નોટ કાઢી કોન્સ્ટેબલનાં હાથમાં દબાવી દીધી. ત્યારબાદ તે નમન કરી બારણામાંથી બહાર જતો રહ્યો. બીજી જ ક્ષણે કોવાલેવ બહાર શેરી ઉપર તેનો અવાજ સાંભળી શકતા હતા. તે કોઈક મૂરખ ખેડૂતને ભૌતિક તાકીદ આપી રહ્યો હતો. તે ખેડૂતે ગાડી એકદમ ફૂટપાથ ઉપર હાંકી દીધી હતી.



કોન્સ્ટેબલના ચાલ્યા ગયા પછી કોલેગીએટ એસ્સેસર થોડી ક્ષણો માટે બેશુદ્ધિમાં બેસી રહ્યા. આ સદ્‌નસીબના અચાનક ઝટકાને કારણે તેઓ ભાવનામાં એટલા બધા ડૂબી ગયા હતા કે પોતાના આસપાસના સંજોગોનું ભાન પાછું મેળવવામાં તેમને થોડોક સમય લાગ્યો. છેવટે તેમણે પાછા મેળવેલા નાકને સંભાળીને હાથમાં લીધું અને ફરી એકવાર તેને ઝીણવટપૂર્વક તપાસ્યું.

"તે તે જ છે, મારું પોતાનું જ નાક છે!" તેમણે કહ્યું. "ડાબી બાજુએ ગઈકાલે જ નીકળી આવેલ ખીલ છે."

મેજર ખુશીનાં મારે બસ હસવામાં જ હતા.

પણ જીવનમાં કોઈપણ આનંદ લાંબો ટકતો નથી. બીજી જ સેકંડે આપણાં આનંદનો હર્ષવિશ કદી પહેલી ક્ષણ જેટલો ઉત્કટ નથી હોતો. ત્રીજી મિનિટે તે એકદમ ઘટી જાય છે અને આપણો આત્મા ફરીથી પોતાની સામાન્ય સ્થિતિમાં પાછો આવી જાય છે. બિલકુલ પાણીની સપાટી ઉપર પ્રસંગોપાત પથ્થર પડતાં તેની ફરતે સર્જાતા તરંગની જેમ જ. કોવાલેવે વિચાર કરવાનો શરૂ કર્યો અને અનુભવ્યું કે મામલો હજુ ઉકેલાયો નહોતો: નાક મળી ગયું હતું પણ હજી તેને ચોંટાડવાનું હતું, તેની યોગ્ય જગ્યાએ પાછું મૂકવાનું હતું.

"અને જો તે ન ચોંટ્યું તો?"

જેવો આ પ્રશ્ન તેમની સામે ઊઠ્યો તેવા જ મેજર ફિક્કા પડી ગયા. તેઓ ગભરાટમાં ડ્રેસીંગ ટેબલ સામે ધસ્યા અને તકતો વધારે નજીક ખેંચ્યો. અને ખાતરી કરી કે તેઓ નાકને સીધું ચોંટાડે. ખૂબ જ સંભાળપૂર્વક નાકને પોતાની જગ્યાએ ભૂતપૂર્વ સ્થિતિમાં મૂકતાની સાથે તેમનાં હાથ કાંપી ઊઠ્યાં, અરેરે! નાક ચોંટતું જ નહોતું!.. તેમણે તેને મોં પાસે રાખી શ્વાસોચ્છવાસ વડે થોડુંક હૂંફાળું કર્યું. અને ફરી એક વખત પોતાનાં બે ગાલ વચ્ચેનાં સપાટ વિસ્તાર ઉપર તેને મૂક્યું; પણ નાક તે જગ્યાએ એક ક્ષણ માટે પણ ન ટક્યું.

"હવે, તું... ટકી જા, ઓ મૂરખ!" તેમણે તેને ઓદેશ આપ્યો પણ નાક લાકડા જેટલું જ કડક હતું. તે વિચિત્ર અવાજ સાથે મેજ ઉપર પડી ગયું જાણે કે કોઈ બૂચનું ન બન્યું હોય. મેજરનો ચહેરો થરથરાટને કારણે ખેંચાઈ ગયો. "તે નક્કી ચોંટશે," તેમણે ભયમાં કહ્યું. પણ ગમે તેમ તેમણે ઘણી વાર તેને તેની જગ્યાએ મૂક્યું. પણ તેમનાં બધાં જ પ્રયત્નો વ્યર્થ ગયાં.

તેમણે ઈવાનને બોલાવ્યો અને દાક્તરને બોલાવવા મોકલ્યો. દાક્તર તે જ મકાનમાં પહેલા માળે સરસ ફ્લેટ ભાડે લઈને રહેતા હતા. આ દાક્તર નામાંકિત માણસ હતા. તેમના અદ્ભુત કોલસા જેવા કાળા થોભિયા હતા અને સુંદર ભર જોબનવાળી પત્ની હતી. તેઓ સવારે તાજાં સફરજન ખાતા હતા અને પોતાના મોંને નોંધપાત્ર રીતે સ્વચ્છ રાખતા હતા. દરરોજ સવારે લગભગ દર પોણા પોણા કલાકે કોગળા કરતા હતા. અને પાંચ જુદાં જુદાં પ્રકારનાં ટુથબ્રશ વડે પોતાનાં દાંત ચમકાવતા હતા. દાક્તર તરત જ દેખાયા. આ આપત્તિ કેટલા સમય પહેલાં ઘટી હતી તે પૂછયા પછી તેમણે મેજર કોવાલેવનું માથું હડપચી દ્વારા ઊંચું કર્યું અને પોતાનો અંગૂઠો એટલી જોરથી તેમના ચહેરાના પહેલાં જ્યાં નાક હતું તે ભાગમાં ઘુસાડયો કે મેજર પાછા હઠી ગયા અને તેમનું માથું દીવાલ સાથે અથડાયું. દાક્તરે કહ્યું કે આ તો કંઈ નથી, અને દીવાલથી દૂર ખસી આવવા તેમને સલાહ આપી. ત્યારબાદ તેમણે તેમને સૌથી પહેલાં માથું જમણી તરફ વાળવા કહ્યું અને નાક ક્યાં હતું તે અનુભવ્યા પછી તેમણે કહ્યું: "હંઅ!" પછી તેમણે માથું ડાબી બાજુ વાળવા કહ્યું. બીજી વાર "હંઅ" કર્યા પછી તેમણે પોતાનાં અંગૂઠા વડે બીજો ગોદો માર્યો. તેના કારણે મેજર કોવાલેવનું માથું દાંત તપાસાવડાવતાં ઘોડાની જેમ ઊછળ્યું. આ તપાસ્યા પછી દાક્તરે પોતાનું માથું ધુણાવ્યું અને કહ્યું: "ના, તે નહીં કરી શકાય. વધારે સારી સલાહ તમને એ આપું છું કે જેમ છે તેમનું તેમ જ છોડી દો. નહીં તો કદાચ તે વધારે ખરાબ થઈ જશે. તેને ચોક્કસપણે ચોંટાડી તો શકાય તેમ છે અને તે હું હમણાં જ કરી શકતો હતો; પણ તમને ખાતરી આપું છું કે તે તમારા માટે માત્ર વધારે ખરાબ જ હશે."

"તમે શું બોલો છો! નાક વિના હું કેવી રીતે જાઉં?" કોવાલેવે વિરોધ કર્યો. "અત્યારે છે તેનાં કરતાં તો વધારે ખરાબ નહીં જ થાય. માત્ર શેતાન જ જાણે છે કે આ શું છે? આવી બેહૂદી સ્થિતિમાં હું મારો ચહેરો ક્યાં બતાવી શકીશ? હું સૌથી સારા લોકોમાં ઊઠું બેસું છું અને આજે રાત્રે પણ મારે બે ઘેર જવાનું છે. મારાં ઘણાં પરિચિતો છે: રાજ્ય કાઉન્સિલર ચેખ્તાર્યોવની પત્ની, પોદ્તોચીના, કર્મચારી અધિકારીની પત્ની પત્ની... જોકે તેના આ પરાક્રમ પછી મારે તેની સાથે પોલીસ મારફત કરવાના કામ સિવાય બીજા કોઈ લેવા દેવા નથી, હું તમને કરગરું છું." કોવાલેવે આજીજી કરી, "શું કોઈપણ રીતે નાક ચોંટાડી શકાય તેમ નથી?



તેને કોઈપણ રીતે ચોંટાડો, પછી ભલેને તે વધારે સલામત ન હોય, માત્ર જેટલો સમય ટકી રહી શકે તેટલો સમય ટકી રહે, હું પોતે ભયજનક ક્ષણોમાં મારા હાથે તેને ટેકો આપી શકું છું. મારે ઉમેરવું જોઈએ કે હું કદી નાચ નહીં કરું જેથી મારી બેદરકારીની ક્ષણોમાં તે નીકળી નહીં આવે. હું તેમને ખાતરી આપું છું કે હું મારી આયાતની મર્યાદાઓમાં તમારી મુલાકાત માટે નિશ્ચિતપણે મારી કૃતજ્ઞતા દર્શાવીશ..."

દાક્તરે ન તો મોટા અને ન તો ધીમા પણ અસાધારણ ફરજ પાડતાં અને મોહક અવાજે કહ્યું: "મારી ઉપર વિશ્વાસ રાખો કે મેં કદી લોકોનો મારી વ્યક્તિગત પ્રાપ્તિની ઇચ્છાને વશ થઈને ઈલાજ નથી કર્યો. એ મારા સિદ્ધાંતો અને મારી કલાથી વિપરીત છે. હું મુલાકાતો માટે ફી સ્વીકારું છું, પણ તે માત્ર દરદીઓના મારા ઇનકારથી મનની લાગણી ન દુભવવા માટે ચોક્કસપણે હું તમારા નાકને ચોંટાડી શકું છું. પણ હું તમને મારી તરફથી ખાતરી આપું છું કે જો તમે મારાં શબ્દોમાં વિશ્વાસ નહીં રાખો તો તે સ્થિતિમાં પરિણામ વધારે ખરાબ આવશે . તમારે માટે કુદરતના કાર્ય ઉપર વિશ્વાસ કરવો વધારે સારો છે. વારંવાર ઠંડા પાણીથી ધુઓ અને હું તમને ખાતરી આપી શકું છું કે નાક વિના પણ તમે હતા તેવા જ તંદુરસ્ત રહેશો. હું તમને નાકને સ્પીરીટની બરણીમાં સંગ્રહવાની સલાહ આપું છું. કે હજી વધારે સારું એ રહેશે કે તેમાં બે મોટા ચમચાં પીપર વોદકા અને ગરમ વીનેગર ઊમેરી દો—અને પછી તમે તેના માટે યોગ્ય કિંમત મેળવી શકશો. જો તમારા ભાવ બહું ઊંચા નહીં હોય તો હું પણ મારા પોતાના માટે લઈ શકું છું."

"ના, ના, કોઈ પણ કિંમતે હું તેને વેચી નહીં શકું! વધારે સારું થશે કે તેને અદૃશ્ય થવા દો!" મેજર કોવાલેવ નાસીપાસ થતાં બૂમ પાડી ઊઠયા.

નમન કરતાં દાક્તરે કહ્યું: "ખૂબ જ દિલગીર છું. હું માત્ર તમારી સેવા કરવા ઇચ્છતો હતો... ભલે તો પછી! કોઈપણ ભોગે તમે એ નહીં કહી શકો કે મેં પ્રયત્ન નહોતો કર્યો."

આટલું કહેતાં ગૌરવભર્યા હાવભાવ સાથે ઓરડામાંથી બહાર નીકળી આવ્યા. કોવાલેવે તેમના ચહેરા સામે જોયું પણ નહોતું અને પોતાની બેભાન જેવી અવસ્થામાં માત્ર તેમના ખમીસના બરફ જેવા સફેદ અને સ્વચ્છ કફ જ જોયા હતા, જે તેમના કાળા ટેઇલ-કોટની બાંયોમાંથી ડોકાતા હતા.

બીજા જ દિવસે અધિકૃત ફરિયાદ કરતાં પહેલાં કોવાલેવે કર્મચારી

અધિકારીની પત્નીને લખીને પૂછવાનો નિર્ણય કર્યો કે જે તેમના હક્કનું હતું તે તેમને સલાહસંપથી પાછું કરવા માટે સમ્મત હતી કે નહીં. પત્ર નીચે પ્રમાણે હતો:

"પ્રિય બાનુ અલેક્સાન્દ્રા ગ્રીગોર્યેવ્ના,

"હું તમારી રીતભાતની વિચિત્રતા સમજવા અસમર્થ છું. તમને કદાચ ખાતરી થશે કે આ રીતે વર્તીને તમને કંઈ મળવાનું નથી અને કોઈ પણ રીતે તમારી દીકરી સાથે પરણવા માટે મને બળજબરી નહીં કરી શકો. મારી ઉપર વિશ્વાસ કરો, મારા નાકની પાછળનાં આખાં કાવતરાંથી હું સંપૂર્ણપણે માહિતગાર છું અને સાથે એ પણ કે તમારા સિવાય બીજું કોઈ આ કામનું મુખ્ય વ્યક્તિ નથી. તેની જગ્યાએથી અચાનક તેનું જુદાં પડવું, તેનું ઉડાણ અને વેષપલટો, પહેલાં સરકારી અધિકારી તરીકે અને પછી પોતે હતું તેવું જ તે તમારા પોતાના દ્વારા કે તેવી જ રીતે વિનય સંપન્ન પીછાઓમાં વ્યસ્ત પેલાં લોકો દ્વારા ભજવાયેલા જાદુઈ કૃત્યોના પરિણામોથી વધતું ઓછું બીજું કંઈ નથી. મારી તરફથી હું તમને એ ચેતવણી આપવાની ફરજ માનું છું કે જો આજે મારું ઉપર જણાવેલું નાક તેની યોગ્ય જગ્યાએ પાછું નહીં આવે તો મને મુરબ્બીવટનો આશરો લેવાની અને કાયદાનું રક્ષણ લેવાની ફરજ પડશે.

"તેમ છતાં પણ અતિ આદર સાથે, તમારા વિનયશીલ નોકર થવાનું અભિમાન છે.

પ્લાતોન કોવાલેવ".

"મારા પ્રિય પ્લાતોન કુઝમીચ,

"તમારા પત્ર દ્વારા હું એકદમ દંગ થઈ ગઈ. બધાં જ નિખાલસપણાંમાં કંઈક અણધારેલું હતું, ખાસ કરીને તમારા તરફથી અણછાજતી નામોશીને સંબંધિત. હું તમને ખાતરી આપી શકું છું કે તમે જણાવેલા કોઈ અધિકારીને હું મારા ઘરમાં ન તો તેને વેશપલટામાં કે ન તો તેના સાચા પાસામાં કદી મળી છું. હું સ્વીકારું છું કે ફિલિપ્પ ઈવાનોવિચ પોતાન્ચીકોવ અમારી પાસે મળવા આવે છે. જોકે તે સાચું છે કે તે મારી દીકરીના હાથની ઈચ્છા રાખતા હતા. તેઓ પોતે સારી, ઠરેલ પ્રકૃતિ ધરાવતાં અને મહાન વિદ્વત્તા છે. ગમે તેમ પણ મેં કદી તેમને કોઈ પ્રોત્સાહન આપ્યું નહીં. તમે તમારા નાકનો પણ ઉલ્લેખ કર્યો છે. દ્વારા જો તમે એ કહેવા માંગતા હો કે હું તમને તુચ્છ ગણું છું એટલે કે



તમારો બિલકુલ અસ્વીકાર કરું છું: તો પછી મને આશ્ચર્ય છે કે તમે તમારી જાતે જ તેને ઉપર લાવો છો, તમે કહ્યું તે પ્રમાણે તમે માહિતગાર છો કે હું એકદમ ઊલટા મતની હતી તેના કારણે અને જો તમે હવે કાયદેસર રીતે મારી દીકરીનો હાથ માંગતાં હો તો તમારી વિનંતીને માનવા માટે એકદમ તૈયાર થઈશ. કારણ કે આ હંમેશાં મારી ખરા દિલની ઈચ્છાનો વિષય છે. હંમેશાં હંમેશાં આપની સેવામાં રહું તેવી આશા સાથે.

અલેક્ઝાન્દ્રા પોદ્તોચીના".

"ના," પત્ર વાંચીને કોવાલેવે કહ્યું. "તે ચોક્કસપણે દોષી નથી. તે ન હોઈ શકે! કોઈ ગુનો કરનાર ગુનેગાર પોતે આવો પત્ર લખી નહોતો શકતો!" કોલેજીએટ એસ્સેસર આવી જાતની હકીકતો વિષે જાણતા હતા કારણ કે જ્યારે તેઓ કાકેશસમાં કામ કરી રહ્યા હતા ત્યારે તેમણે કેટલાંક કેસ ચલાવ્યા હતા. છેવટે નિરાશ થતાં તેઓ બોલી ઊઠયા: "આ બધું કેવી રીતે બની ગયું? શેતાન માત્ર જ જાણે છે!"

તે દરમિયાન હંમેશની જેમ જ આ વિલક્ષણ બનાવ વિષેની મીઠાં મરચાં ભભરાવેલી અફવા આખા શહેરમાં ચોમેર ફેલાઈ ગઈ. તે સમયે લોકોના મનમાં આ વિલક્ષણ ઘટનાનાં બધાં જ પાસાંઓને લગતાં નવાં નવાં વિચારો આવવા લાગ્યાં, જેમાં ખાસ કરીને આ બનાવનાં થોડાં સમય પહેલાં જ આખું શહેર જાદુનાં પ્રયોગોની અસરમાં હતું. વધારામાં હાલમાં જ કોન્યૂશેન્ની શેરીમાં નાચતી ખુરશીઓ વિષેની વાર્તા ફેલાયેલી હતી. આમ તેમાં ભાગ્યે જ આશ્ચર્યકારક હતું કે થોડા જ વખતમાં એ અફવા ફેલાઈ ગઈ કે એસ્સેસર કોવાલેવનું નાક દરરોજ બરાબર ત્રણ વાગે નેવ્સકી પ્રોસ્પેક્ટે લટાર મારે છે. જિજ્ઞાસુ લોકોનું મોટું ટોળું દરરોજ ભેગું થતું. કોઈકે કહ્યું કે નાક યૂન્કેરની દુકાને દેખાયું હતું અને લોકોની એટલી તો ભારે ભીડ એ દુકાન પાસે જમા થઈ ગઈ કે પોલીસને બોલાવવી પડી. થીએટરનાં પ્રવેશદ્વાર પાસે જુદા જુદા પ્રકારની સૂકી મિઠાઈઓ વેચનાર, પ્રામાણિક દેખાવવાળા અને થોભિયાવાળાએ ખાસ સુંદર મજબૂત બાંકડા બનાવ્યા જ્યાં તેણે ઊભા રહેવા માટે જિજ્ઞાસુ એવા લોકોને માણસ દીઠ ૮૦ કોપેકની ફી રાખી બોલાવ્યાં. એક નામાંકિત કોલોનેલ વિશેષ કરીને ઘેરથી વહેલા નીકળ્યા અને મહામુશ્કેલીએ લોકોની ભીડમાંથી રસ્તો કરતાં આગળ ગયા. પણ તેમના અતિ સંતાપમાં દુકાનની બારીમાં નાક નહિ પણ ઊનનું સામાન્ય જાકીટ અને પોતાના પગના મોજાં ઠીક કરતી છોકરીને

ઝાડની પાછળથી જોઈ રહેનાર નાની દાઢીવાળા અને ટૂંકી બંડી પહેરેલા ફક્કડ જુવાનને દર્શાવતું લિથો ચિત્ર દેખાયું. આ ચિત્ર છેલ્લા લગભગ દસ વર્ષ કરતાં પણ વધારે સમયથી તે જ જગ્યાએ લટકતું હતું. રૂઆબભેર ચાલી નીકળતાં તેણે ગુસ્સાથી જાહેર કર્યું: "કેવી રીતે લોકોને આવી હાસ્યાસ્પદ અને અસ્વાભાવિક અફવાઓ ફેલાવવાની છૂટ આપવામાં આવી શકાય?"

પછી એ અફવા ઊછળી કે મેજર કોવાલેવનું નાક નેવ્સ્કી પ્રોસ્પેક્ટ નહીં પણ તાત્રીચેસ્કી બાગીચામાં લટાર મારતું હતું. અને તે એટલા લાંબા સમય માટે ચાલી કે જ્યારે પારસી રાજદૂત ખોઝરેવ મિર્ઝા ત્યાં રહેતા હતા ત્યારે તેઓ કુદરતની આ વિચિત્ર ઘટનાથી દંગ થઈ ગયા હતા. સર્જીકલ અકાદમીમાંથી કેટલાંક વિદ્યાર્થીઓ આ જગ્યાએ આવી પહોંચ્યા હતા. ઉમરાવ કુળની કોઈક પ્રતિષ્ઠિત સ્ત્રીએ બગીચાના રક્ષણ અધિકારીને પોતાનાં બાળકોને આ અદ્ભુત ઘટના બતાવવા માટે વિશેષ પત્ર લખ્યો. અને જો સંભવ હોય તો જુવાન લોકોના લાભ માટે તાલીમ અને શિખામણનો ખુલાસો પૂરો પાડે.

સ્ત્રીઓનું મનરંજન કરનારા પેલાં બધાં જ સ્વાગત પ્રેમીઓ અને બીજા અમીરો આ બનાવોથી અત્યંત ખુશ થયાં હતાં કારણ કે તેમનાં આનંદપ્રમોદનાં બધાં જ સાધનો સંપૂર્ણપણે ખૂટી ગયાં હતાં. ઘણાં ઓછાં પ્રતિષ્ઠિત તથા કાયદાનું પાલન કરનાર નાગરિકો અત્યંત નાખુશ હતાં. એક સદ્‌ગૃહસ્થે ત્રાસ અનુભવતાં જાહેર કર્યું કે તેઓ એ સમજી નથી શકતા કે આજના સંસ્કારસંપન્ન જમાનામાં આવી મૂર્ખામીભરેલી કલ્પનાઓ કેવી રીતે પ્રસાર મેળવી શકતી હતી. તેમને આશ્ચર્ય હતું કે સરકાર આ હકીકત પ્રત્યે લક્ષ નહોતી સેવતી. આ સદ્‌ગૃહસ્થ સ્પષ્ટપણે એ નાગરિકોના વર્ગમાં હતાં કે જેઓ દરેકે દરેક વસ્તુમાં, તેમનાં પોતાની પત્ની સાથેનાં દરરોજનાં ઝઘડાઓમાં પણ, સરકારને સંડોવવા ઇચ્છતા હતા. આ પછી... પણ અહીં પ્રસંગ વચ્ચે જ ઢાંકી દેવામાં આવ્યો અને તેમાંથી એકદમ કંઈક નવું જ નીપજી આવ્યું.

## ૩

જીવનમાં ઘણી હાસ્યાપદ વસ્તુઓ બને છે. કેટલીક વખત તેઓ સંભાવનાનાં બધાં જ નિયમોને પડકારે છે: એક દિવસ આ જ નાક કે જે રાજ્ય કાઉન્સિલરના દરજ્જા સાથે ચોમેર સવારી કરી રહ્યું હતું અને શહેરમાં



આવી ખળભળ મચાવી રહ્યું હતું તે, જાણે કશું જ ન બન્યું હોય તેમ તેની નિશ્ચિત જગ્યાએ, એટલે કે મેજર કોવાલેવના બે ગાલોની વચ્ચે, ફરીથી પાછું દેખાય. ૭મી એપ્રિલે આ બન્યું. સવારે ઊઠતાં અચાનક પોતાને તકતામાં જોતાં તેમણે જોયું પોતાનું નાક! તેમણે તેને પકડમાં લીધું—હા, તેમનું નાક! "હેએ!.." કોવાલેવ આશ્ચર્યમાં એકદમ બોલી ઊઠયા. આનંદને કારણે તેઓ ઓરડામાં ઉઘાડા પગે જ કઝ્ઝાક ત્રેપાકનો નાચ નાચવા લાગત પણ ઇવાનના પ્રવેશ દ્વારા તેઓ રોકાયા. તે જ વખતે તેમણે પોતાની બધી ધોવા માટેની વસ્તુઓ મંગાવીને પોતાને ધોઈને ફરીથી એક વખત તકતામાં જોયું: નાક હતું. ટુવાલ વડે પોતાને લૂછીને તેમણે હજી ફરી એક વાર તકતામાં જોયું: તે તેમનું નાક ત્યાં હતું!

"ઇવાન, જો તો જરા, હું માનું છું કે મારા નાક ઉપર ખીલ છે," તેમણેકહ્યું પણ મનમાં વિચારતાં જ: "જો ઇવાન કહે કેમ નહિ, સાહેબ, ન માત્ર ખીલ પણ, નાક પણ નથી! તો શું પરિણામ આવત."

પણ ઇવાને કહ્યું: "ના, કોઈ ખીલ નથી, તમારું નાક તો વાંસળી જેટલું સ્પષ્ટ છે!"

"સરસ!" પોતાના મનમાં જ બોલતાં મેજરે પોતાની આંગળીઓના ટચાકા બોલાવ્યા. આ જ ક્ષણે હજામ ઇવાન યાકોવ્લેવિચે હમણાં જ માંસ ચોરવા માટે ચાબુક ખોધેલ બિલાડીની જેમ ભીરુતાથી બારણામાંથી છાનામાના જોયું.

જ્યારે હજી તે થોડોક દૂર હતો ત્યારે કોવાલેવે બૂમ પાડી: "પહેલાં મને કહે કે તારાં હાથ ચોખ્ખાં છે?"

"ચોખ્ખાં છે."

"જૂઠ્ઠો!"

"સાહેબ, હું સમ ખાઈને કહું છું તે ચોખ્ખાં છે."

"સારું, તો જો તો જરા."

કોવાલેવ બેઠા. ઇવાન યાકોવ્લેવિચે તેમને ટુવાલમાં વીંટયા અને એક જ ક્ષણમાં બ્રશની મદદ વડે તેમને આખી દાઢી અને ગાલોને એવાં ફીણવાળાં ક્રીમમાં પરિવર્તિત કરી દીધાં જે વેપારી કુટુંબોમાં જન્મદિવસની મિજબાનીમાં આપવામાં આવે છે. "ઠીક તો એમ છે!" નાકને જોતાં ઇવાન યાકોવ્લેવિચે મનમાં જ કહ્યું. પછી પોતાનું માથું બીજી બાજુ ફેરવીને નાકને બાજુએથી જોયું: "તેના તરફ જુઓ! કોણે તે વિચાર્યું હોત!" નાકની તરફ તાકતાં તેણે આગળ કહ્યું. છેવટે કોઈપણ વિચારી શકતું હતું

તેટલી ધીમી અને સાવધાનીભરેલી હલચલ દ્વારા તેને નાકની ટોચને પકડવા માટે બે આંગળીઓ ઊંચી કરી ઈવાન યાકોવ્લેવિચની આવી પદ્ધતિ હતી.

"હવે, હવે, સાવધાન!" કોવાલેવે બૂમ પાડી. આ સાંભળી ઈવાન યાકોવ્લેવિચનાં હાથ ગભરાટને કારણે હેઠાં પડી ગયાં અને પોતાની જિંદગીમાં પહેલાં કદી નહોતો મૂંઝાયો તેટલો મૂંઝાઈ ગયો. છેવટે તેણે મેજરની હડપચીની નીચે અસ્ત્રાથી કાળજીપૂર્વક સાફ કરવાનું શરૂ કર્યું. જોકે પોતાના ગ્રાહકની ઘ્રાણેન્દ્રિયનું અંગ પકડમાં લીધા વિના હજામત કરવી તેની માટે સહેલી કે ફાવે એમ નહોતી. તેમ છતાં ગમે તે રીતે બધી અડચણોને દૂર કરવા પોતાનો સખત અંગૂઠો મેજરના ગાલ અને નીચેનાં અવાળા ઉપર ટેકવીને કામ પાર પાડ્યું અને હજામતનું કામ પૂરું કર્યું.

જ્યારે ક્રિયા પૂરી થઈ ગઈ ત્યારે કોવાલેવે તૈયાર થવાની ઉતાવળ કરી અને ઘોડાગાડી બોલાવીને સીધાં પેસ્ટ્રીની દુકાન તરફ હાંકી ગયા. હજી તેઓ પ્રવેશદ્વારમાં જ હતા કે ત્યાંથી જ તેમણે બૂમ પાડી: "વેટર, એક કપ ચોકોલેટ લાવ!" અને તે જ ક્ષણે તકતા તરફ ગયા: નાક ત્યાં હતું. તેઓ આત્મસંતુષ્ટતાપૂર્વક પાછળ ફર્યા અને પોતાની આંખો ઝીણી કરતાં બે અધિકારીઓ તરફ ઉપાહાસાત્મક નજર નાખી. તેઓમાંથી એકનું નાક બંડીના બટણ જેટલું નાનું હતું. ત્યાર બાદ તેઓ જ્યાં ઉપગવર્નરના પદ માટે કે તેમાં નિષ્ફળ જતાં વ્યવસ્થાપક માટે વાતચીત કરી રહ્યા હતા તે વિભાગના કાર્યાલય માટે નીકળી પડ્યા. મુખ્ય ઓરડામાંથી પસાર થતાં તેઓએ તકતામાં નજર નાખી: નાક તેની જગ્યાએ હતું. પછી તેઓ જોડીદાર મેજર અને મહાન કટાક્ષ કરનાર બીજા કોલેગીએટ અસ્સેસરને મળવા ગયા. તેમની ઈર્ષાળુ ટીકાઓનો સામાન્યપણે તેઓ જવાબ આપતા: "હવે જરા ડંખ મારવા રહેવા દો!" રસ્તામાં તેમણે વિચાર્યું: "જો જોતાં જ મેજરનું પેટ હસીને ફાટી ન જાય તો તે એ વાતની ચોક્કસ નિશાની છે કે દરેક વસ્તુ જેમ હોવી જોઈએ તેમ જ અને તેની યોગ્ય જગ્યાએ હશે." પણ કોલેગીએટ એસ્સેસરે આંખ પણ ઊંચી ન કરી. "સરસ, હવે જવા દો તે બધું!" કોવાલેવે મનમાં વિચાર્યું. રસ્તામાં તેમને બાનુ પોદ્તોચીના અને તેમની દીકરી મળ્યાં. તેમણે તેમને અભિવાદન કર્યાં અને હર્ષનાદ સાથે તેમનું અભિવાદન કરવામાં આવ્યું: સ્પષ્ટ હતું કે તેમના દેખાવે વિપરીત અસર નહોતી કરી. કોવાલેવે તેમની સાથે લાંબી વાતચીત કરી અને ખાસ ધ્યાન રાખીને પોતાની છીંકણીની દાબડી બહાર કાઢી. તેમણે કાળજીપૂર્વક વિચાર કરીને છીંકણી નાકનાં બંને નસકોરામાં ભરી.



તે સમયે તેઓ વિચારી રહ્યા હતા. "તમારાં બંને માટે આટલું ઘણું છે, મુરઘીઓની યોગ્ય જોડી! અને મારે તેની દીકરીને પરણવું ન જ જોઈએ. બધી જ રીતે પ્રેમસંબંધનો ધબ્બો માત્ર છે!" અને ત્યાર પછીથી મેજર કોવાલેવ જાણે કશું જ નથી બન્યું તેમ પોતાના કામકાજ અંગે જતા, નેવ્સ્કી પ્રોસ્પેક્ટ પર ચાલતા, થીએટરોમાં જતા અને પોતાનો ચહેરો દરેક જગ્યાએ બતાવતા અને તેમનું નાક પણ જાણે કદી કશું જ બન્યું ન હોય તેમ તેમના ચહેરા ઉપર ચોંટેલું રહ્યું અને એક વાર પણ ઊખડી જવાનું ચિહ્ન ન આપ્યું. આ પછી મેજર કોવાલેવ હંમેશાં ખુશમિજાજમાં રહેતા, હસતા રહેતા, બધી જ સુંદર બાનુઓનો પીછો કરતા. અને વળી એકવાર તો ગોસ્તીની દ્વોરમાં એક દુકાન પાસે રોકાઈને ચંદ્રક માટે રીબન ખરીદતા હતા. જોકે તે ચોક્કસ ખાતરી નથી કે શા માટે, કારણ કે તેમને પોતાને તો કોઈ દરજ્જા માટે ઈલકાબ નહોતો મળ્યો.

અને આવી હકીકત અમારા વિશાળ દેશની ઉત્તરી રાજધાનીમાં બની! માત્ર હવે, જ્યારે આખી વાર્તા ઉપર ઊંડો વિચાર કરીએ ત્યારે આપણે જોઈ શકીએ છીએ કે તે ખૂબ જ અવિશ્વસનીય છે. નાકના વિચિત્ર અસ્વાભાવિક છૂટાપણા અને રાજ્ય કાઉન્સિલરના વેશમાં જુદી જુદી જગ્યાએ તેના દેખાવાને જો એક બાજુ છોડી દઈએ તો કોવાલેવ એ કેવી રીતે ન સમજી શક્યા કે નાકના ખોવાવાને લગતી જાહેરખબરો છાપામાં આપવાની નથી હોતી? તેના દ્વારા મારો કહેવાનો અર્થ એ નથી કે હું છાપાની જાહેરખબરોને અર્થહીન મૂર્ખામીભર્યા કથન તરીકે ગણું છું—તે વાહિયાત વાત છે. અને હું કોઈ પણ રીતે ચિંગૂસ વ્યક્તિ નથી. પણ તે અનુચિત, અઘટિત, અસભ્ય છે! અને પછી ફરીથી: કેવી રીતે નાક તાજી શેકેલી પાઉંરોટીમાં આવી પડ્યું અને કેવી રીતે સૌથી પહેલાં ઈવાન યાકોવ્લેવિચ આવ્યો?.. ના, હું તે ન સમજ્યો જરા પણ નહિ! પણ હજી સુધી એ વાત વિચિત્ર અને બધાંને સમજવા માટે બહુ મુશ્કેલ છે કે શા માટે લેખકોએ આવાં પ્રસંગોને તેમના વિષયવસ્તુ તરીકે લેવા જોઈએ. મને તે સ્વીકારવા માટે ફરજ પાડવામાં આવે છે કે મને તે તદ્દન ન સમજી શકાય તેવું લાગે છે. હું માત્ર... ના, હું બિલકુલ નથી સમજતો. સૌથી પહેલાં તો રાષ્ટ્રને બિલકુલ કોઈ લાભ નથી થતો; બીજું... ના, અને બીજો કોઈ લાભ પણ નથી. હું સીધેસીધું એ નથી જાણતો કે તેનો અર્થ શો છે...

પણ તે જ સમયે બધી જ વસ્તુઓ માનવામાં આવી, આપણે કદાચ

આ કે પેલું તેમ કબૂલ કરી શકીએ, અને વિચિત્ર વસ્તુ અહીં અને ત્યાં અને વળી કદાચ... એટલે કે દરેક સમયે કોઈ વિચિત્ર વસ્તુઓ બને છે, શું તે નથી બનતી? અને તમારે ચોક્કસપણે માનવું જોઈએ, જ્યારે તમે તેના વિષે વિચારો ત્યારે આ બધામાં કંઈક છે, શું તે સાચું નથી? તમે કદાચ ભલે ગમે તે કહો, આવી વસ્તુઓ બને છે, કદાચ ભાગ્યે જ, પણ તે બને છે.

૧૮૩૫-૧૮૪૨



# ઈવાન તુર્ગેનેવ

## ઈવાન તુર્ગેનેવ
## (૧૮૧૮-૧૮૮૩)

ઈવાન તુર્ગેનેવની સર્જનાત્મક કૃતિઓને ૧૯મી શતાબ્દીના મધ્યની સંપૂર્ણ ઘટનાવલિ તરીકે ગણાવી શકાય છે. તેમની કૃતિઓ સન ૧૮૩૦થી ૧૮૭૦ સુધીમાં રશિયામાં સામાજિક પ્રસંગોનાં સૌથી વધુ મહત્ત્વપૂર્ણ પ્રસંગોના પગલાંને પ્રતિબિંબિત કરતી હતી. તુર્ગેનેવની સર્જનાત્મક કૃતિઓ શતાબ્દીની સૌથી વધુ મહત્વપૂર્ણ સમસ્યાઓ સાથે ગાઢ રીતે સંકળાયેલી હતી. સમાલોચક દોબ્રોલ્યૂબોવે લખ્યું હતું: "પોતાના સમકાલીનોની ઈચ્છાઓ અને વિચારોને કલ્પી લેવામાં તેઓ હંમેશાં પહેલા રહેતા. અને તેમણે હંમેશાં લોકોનું ધ્યાન તે બધી જ સમસ્યાઓ પ્રતિ આકર્ષ્યું હતું કે જેણે હજી લોકોને વ્યગ્ર કરવાનું શરૂ જ કર્યું હતું.

તુર્ગેનેવની શરૂઆતની પ્રકાશિત કવિતાઓથી તેમને ખાસ ખ્યાતિ ન મળી. સન ૧૮૪૭ની શરૂઆતથી તુર્ગેનેવની વાર્તાઓ અને પ્રસંગો સામયિક 'સોવ્રેમેન્નિક'માં પ્રકાશિત થવાનાં શરૂ થયાં જેનું શીર્ષક હતું 'શિકારીના ચિત્રણો'. આ વાર્તાઓ પુસ્તક રૂપે ૧૮૫૨માં પ્રકાશિત થઈ. જેમાં લેખકે ગઈ મધ્ય શતાબ્દીમાં રશિયન ગુલામોના જીવનનું વિસ્તૃત ચિત્રણ રજૂ કર્યું હતું.

ઈવાન તુર્ગેનેવ તેમની શતાબ્દીના વિલક્ષણ લેખક હતા અને કલામાં વાસ્તવવાદી વલણના અગ્રણી ટીકાકારોમાંના એક હતા. તેમની નવલકથાઓ 'રૂદિન' (૧૮૫૬), 'સંધ્યાકાળે' (૧૮૬૦) અને 'પિતાઓ અને પુત્રો' (૧૮૬૨) અત્યંત પ્રચલિત હતી.

તુર્ગેનેવની કૃતિઓને તેમની કોમળ, સ્પષ્ટ અને સાદીસરળ ભાષા દ્વારા સહેલાઈથી ઓળખી શકાય છે. જે આબેહૂબ દૃષ્ટાંતોથી ભરપૂર અને અત્યંત અર્થપૂર્ણ છે. લેનિને એમ વ્યર્થમાં જ નથી લખ્યું કે "તુર્ગેનેવ, તોલ્સ્તોઇ, દોબ્રોલ્યૂબોવ, અને ચેરનિશેવ્સ્કીયની ભાષા ખૂબ જ સરળ અને સહેલી છે..."

તુર્ગેનેવે યુરોપમાં રશિયન સાહિત્ય અને સંસ્કૃતિના પ્રચાર માટે ઘણું કામ કર્યું. તેમણે પોતે સૌથી વધુ મહત્ત્વપૂર્ણ રશિયન પુસ્તકોનો વિદેશી ભાષાઓમાં અનુવાદ કર્યો અને તેમના પ્રકાશનને વિકસિત કર્યું. તુર્ગેનેવે ગર્વ સાથે કહ્યું: "મને અત્યંત ખુશી છે કે મેં મારી જિંદગીમાં અમારા સાહિત્ય અને માતૃભૂમિને પશ્ચિમી દેશો માટે વધારે સારી રીતે સમજી શકાય તેવી બનાવી."

# ગાયક

કોલોતોવ્કા નામનું એક નાનકડું ગામ છે. તે એક જમાનામાં પોતાના ઝઘડાળુ સ્વભાવને કારણે પડોશનાં ગામોમાં ડાકણના નામે પ્રચલિત જમીનદારણની મલિકીમાં હતું. (તેનું સાચું નામ વિસ્મૃતિના ગર્ભમાં ખોવાઈ ગયું છે.) પણ હમણાં છેલ્લાં કેટલાંક વર્ષોથી તે ગામ પીટર્સબર્ગના એક જર્મનની માલિકીમાં આવી ગયું. છે આ ગામ ઉસર જમીનવાળી ટેકરીના ઢોળાવ ઉપર વસેલું છે. એક ખૂબ જ મોટી ખીણ આ ટેકરીને ઉપરથી નીચે સુધી બે ભાગોમાં કાપે છે. આ ખીણમાં મોટી ફાટ છે. જેની બાજુઓ પવન અને પાણીને કારણે પોલી થઈ ગઈ છે. આ ખીણ ગામના રસ્તાની બરાબર વચ્ચેથી જ વળાંક લેતી આગળ વધે છે. અભાગી ગામનાં બે ભાગોને તેણે નદી કરતાં પણ વધારે ખરાબ રીતે જુદાં પાડી નાખ્યાં છે કારણ કે નદીને તો ઓછામાં ઓછું પુલ બાંધીને પણ પાર કરી શકાય છે. કેટલાંક ક્ષીણકાય નેતરનાં વૃક્ષ તેની રેતાળ બાજુઓ સાથે ચોંટેલાં છે. એકદમ નીચે સૂકી અને તાંબા જેવા પીળા તળિયા પર માટીની ભીમાકાર શિલાઓ પડી છે. એમાં કોઈ શક નથી કે આ દૃશ્ય અતિ ખિન્નતા ભરેલું છે. તેમ છતાં પણ આસપાસનાં બધાં રહેવાસીઓ કોલોતોવ્કાના રસ્તાથી સારી રીતે પરિચિત છે. તેઓ ત્યાં અવારનવાર હોંશે હોંશે જાય છે.

ખીણના એકદમ આરંભ ઉપર જ્યાંથી તે એક સાંકડી ચિરાડના રૂપમાં શરૂ થાય છે ત્યાંથી થોડાંક ડગલાં દૂર એક નાનકડી ચોરસ ઝૂંપડી ઊભેલી છે. તે બીજાં બધાંથી અલગથલગ એકલી અટૂલી ઊભી છે. તે પરાળના છાપરાવાળી છે અને તેમાં ચીમની પણ છે. એક બારી તીક્ષ્ણ આંખની જેમ ખીણની તરફ જોતી રહે છે. શિયાળાની સાંજે જ્યારે ઝૂંપડીમાં પ્રકાશ હોય છે. ત્યારે હિમનાં ધુમ્મસની વચ્ચે તે દૂર દૂરથી દેખાય છે અને તેનો

પ્રકાશ રસ્તે જનારાં ઘણાં ખેડૂતોને માટે માર્ગદર્શક તારાની જેમ ટમટમતો રહે છે. તેના દરવાજા ઉપર ખીલ્લીઓ વડે એક વાદળી તકતી જડેલી છે. આ ઝૂંપડી એક દારૂનું પીઠું છે, જે 'સ્વાગત-ગૃહ'ના નામે પ્રચાલિત છે. અહીં દારૂ વેચાય છે. અને કદાચ સામાન્ય કિંમત કરતાં સસ્તો નથી મળતો પણ પાસ પડોશની આવી બીજી જગ્યાઓની સરખામણીમાં અહીં ઘણા બધા લોકો આવે છે. તેનું કારણ દારૂપીઠાંનો માલિક નિકોલાઈ ઇવાનોવિચ છે.

નિકોલાઈ ઇવાનોવિચ એક જમાનામાં દૂબળો પાતળો, વાંકડિયા વાળવાળો અને ગુલાબી ગાલવાળો જુવાન હતો. હવે તે અત્યંત હૃષ્ટપુષ્ટ, સફેદ વાળવાળો, ભરાવદાર ચેહરાવાળો લૂચ્ચી ઝીણી આંખોવાળો, ચળકતાં લલાટ ઉપર કરચલીઓવાળો વયસ્ક છે. તે વીસ વર્ષ કરતાં પણ વધારે લાંબા સમયથી કોલોતોવ્કામાં રહે છે. નિકોલાઈ ઇવાનોવિચ અધિકાંશ દારૂપીઠાંના માલિકોની જેમ હોશિયાર અને ચાલાક માણસ છે. જોકે તે લોકોને ખુશ કરવા કે તેમની સાથે વાતચીત કરવાનો ખાસ કોઈ પ્રયત્ન નથી કરતો. તેમ છતાં તે પોતાના ગ્રાહકોને આકર્ષિત કરવાની અને વશમાં રાખવાની કળા જાણે છે. ગ્રાહકોને પણ પોતાના આ સુસ્ત યજમાનની શાંત અને કોમળ પણ ચકોર નજરની નીચે તેના દારૂપીઠામાં સમય ગાળવામાં ખાસ આનંદ આવે છે. તેનામાં ઘણી સૂઝબૂઝનો ભંડાર છે. તે ભૂસ્વામીઓ, ખેડૂતો અને શહેરવાસીઓના જીવનની પરિસ્થિતિઓને સંપૂર્ણપણે સમજે છે. મુશ્કેલીભર્યાં મુદ્દાઓમાં જો તે ઇચ્છે તો યથાયોગ્ય સલાહ આપી શકતો. પણ એક સાવધ અને અહંકારી માણસની જેમ તે જુદા એકલા અટૂલા રહેવાનું પસંદ કરે છે. અને વધારેમાં વધારે અને તે પણ માત્ર પોતાના માનીતા ગ્રાહકોને જ ઊડતા ઇશારાઓથી યોગ્ય રસ્તો સૂઝાડે છે જાણે એકદમ અજાણ્યે અને અનાયાસ જ હોય. રૂસીઓને માટે દિલચસ્પ કે મહત્ત્વની દરેક વસ્તુની જાણકારી પોતાની પાસે રાખે છે— ઘોડા કે પ્રાણીઓની, ઇમારતી લાકડાં અને ઈંટોની, માટીનાં વાસણોની, કપડા, ચમડા તથા નાચ અને ગાયનોની. જ્યારે તેને ત્યાં ગ્રાહક ન હોતા ત્યારે તે સામાન્યપણે પોતાની ઝૂંપડીના બારણાં સામે કોથળાની જેમ બેસી રહે છે. દૂબળી પાતળી ટાંગોને શરીરની નીચે સમેટી રસ્તે જનાર દરેકની સાથે અભિવાદનના મીઠા બોલ બોલતો રહે છે. પોતાના જીવનમાં તેણે ઘણું બધું જોયું છે, ઘણા બધા નાના ઉમરાવો તેને ત્યાં "શુદ્ધ" દારૂ લેવા આવતા હતા. તેણે તેમને કાળગ્રસ્ત થતાં જોયા છે. સો માઈલના



વિસ્તારમાં જે પણ બનતું તેની તેને ખબર રહે છે પણ કોઈના ભેદ નહોતો જણાવતો. અને કદી અણસારો પણ નહોતો આવવા દેતો કે તે તે વસ્તુઓને પણ જાણે છે જેનું અત્યંત ચતુર પોલીસ ઓફિસર પણ ગર્વ નહોતો કરી શકતો. તે પોતાનો ભેદ છુપાવી રાખે છે, હસે છે અને પોતાનો પ્યાલો ખાલી કરે છે. તેનાં પડોશી તેનો આદર કરે છે. જિલ્લામાં જમીનદારોમાં જેનો દરજ્જો સૌથી ઊંચો છે તે જનરલ શ્ચેરેપેતેન્કો જ્યારે પણ તેની નાનકડી ઝૂંપડીની પાસેથી પસાર થાય છે ત્યારે ઊડતી નજરે જોઈ માથું હલાવીને તેનું અભિવાદન કરે છે. નિકોલાઈ ઇવાનોવિચ પ્રભાવશાળી માણસ છે. ઉદાહરણ માટે, એક ઘોડાનો નામીચો ચોર હતો. તેણે નિકોલાઈ ઇવાનોવિચના એક મિત્રના તબેલામાંથી ઘોડો ચોરી લીધો. નિકોલાઈ ઇવાનોવિચના પ્રભાવને કારણે તે ઘોડો પાછો આવી ગયો. નજીકના એક ગામના ખેડૂતોએ જ્યારે નવા કારભારીને પોતાની ઉપર માનવાનો ઇનકાર કરી દીધો હતો ત્યારે તેણે તેમની અક્કલ ઠેકાણે આણી હતી, વગેરે, વગેરે. જોકે એમ ન વિચારવું જોઈએ કે આ બધું તે પોતાની ન્યાયપ્રિયતાને કારણે, પડોશી પ્રત્યે પોતાના આદર ભાવને કારણે કરે છે— ના! તે તો માત્ર દરેક તે વસ્તુને જે કોઈપણ પ્રકારે તેના આરામ અને ચેનમાં ખલેલ પાડી શકે છે, તેને રોકવાનો પ્રયત્ન કરે છે. નિકોલાઈ ઇવાનોવિચ વિવાહિત છે અને તેનાં બાળકો પણ છે. તેની ઘરવાળી ચુસ્ત અને ચપળ, તીક્ષ્ણ નાક અને નજરવાળી શહેરી સ્ત્રી છે. છેલ્લાં કેટલાંક વર્ષોમાં પોતાની પતિની જેમ જ તે પણ જાડી થઈ ગઈ છે. તે દરેક વસ્તુ માટે પત્નીની ઉપર નિર્ભર રહે છે. ગલ્લાની ચાવી તેની પાસે જ રહે છે. દારૂના નશામાં ચઢેલા તેનાથી બીએ છે. તે તેમને પસંદ નથી કરતી. તેમનાથી વાસ્તવમાં કંઈ થતું નથી અને આખી દુનિયાનો ઘોંઘાટ તેઓ મચાવે છે. દારૂ પીધા પછી પણ પોતાની જીભ બંધ અને શાલીનતાને સાચવી રાખવાવાળા તેને સારા લાગે છે. નિકોલાઈ ઇવાનોવિચનાં બાળકો હજી નાનાં છે. પહેલાંનાં બધાં જ મરી ગયાં. પણ જે બચ્યાં છે તે પોતાનાં માબાપ જેવાં જ છે. તેમનાં નાનાં નાનાં સ્વસ્થ તથા સમજદાર ચહેરા અતિ પ્યારાં લાગે છે.

જુલાઈ મહિનો હતો. અસહ્ય ગરમી પડી રહી હતી. ત્યારે એક દિવસ પોતાનાં પગને જેમ તેમ ઘસેડતાં, કોલોતોવ્કાની ખીણને કિનારે કિનારે, મારા કૂતરાની સાથે હું 'સ્વાગત-ગૃહ'ની તરફ આગળ વધી રહ્યો હતો. ક્રોધોન્મત સૂરજ આકાશમાંથી આગ વરસાવી રહ્યો હતો અને નિર્મમતાથી

ધરતીને શેકી રહ્યો હતો. હવામાં ગૂંગળામણભરી ધૂળ ભરેલી હતી. ચળકતાં કાગડા પોતાની ચાંચો પહોળી કરી રસ્તા ઉપરથી પસાર થનારાઓની તરફ ખિન્નતાપૂર્વક તાકી રહ્યાં હતાં. જાણે દયાની ભીખ માંગી રહ્યાં હોય. માત્ર ચકલાં જ ઉદાસ નહોતાં. પણ પોતાની પાંખો ફેલાવી હંમેશાં કરતાં પણ વધારે જોરથી ચીં ચીં કરી રહ્યાં હતાં, વાડી ઉપર ચાંચ લડાવતાં, ધૂળભરી સડક ઉપરથી એક સાથે ઊડતાં, શણનાં લીલાં ખેતરો ઉપર ભૂરાં વાદળોની જેમ મંડરાવા લાગતાં હતાં. તરસને માર્યે મારી હાલત ભૂંડી હતી. આસપાસમાં પાણીનું કોઈ નિશાન નહોતું. વિશાળ ખુલ્લાં મેદાનોનાં બીજાં ઘણાં ગામોની જેમ કોલોતોવ્કામાં પણ ખેડૂતો ઝરણાં કે કૂવાના અભાવે તળાવનો એક જાતનો પાતળો કીચડ જ પીતા હતા. આ ધૃણાજનક પેયને કોઈ પણ પાણી નહોતું કહી શકતું. તેથી નિકોલાઈ ઈવાનોવિચ પાસેથી એક પ્યાલા બીયર કે કવાસ પીવાની આશાએ આગળ વધી રહ્યો હતો.

એ માનવું પડશે કે આમ તો સાલનાં બારે મહિનામાં કોલોતોવ્કાનું દૃશ્ય કદી બહુ આકર્ષક નથી લાગતું, પણ વિશેષ કરીને ત્યારે તે ઉદાસી ભરી અસર ઊભી કરે છે, જ્યારે જુલાઈના ધોમધખતા સૂરજનાં નિર્મમ કિરણો ઊંડી ખીણ અને ઘરોની ભૂરી અડધી તૂટેલી છતો ઉપર, અને તપતા ધૂળ ભરેલ ગોચર જ્યાં ક્ષીણકાય તથા લાંબી પાતળી ટાંગોવાળી હતાશાપૂર્વક ભટકતી મુરઘીઓ નજરે પડે છે તેની ઉપર; જૂની જમીનદારની હવેલી, જેનું હવે માત્ર ખોખું, એસ્પ લાકડીનું ભૂરું ચોકઠું, બારીની જગ્યાએ માત્ર છિદ્રો જ બાકી બચ્યાં છે તેની તથા જેની આસપાસ કૌવચ, વર્મવુડ અને જંગલી ઘાસ ઊગી આવ્યું છે તેની ઉપર; હંસોનાં પીંછાઓ વડે જાણે કાળું પડી ગયું હોય અને ઢંકાયેલું હોય તેવાં કાળા તળાવ, જેનાં કિનારાઓ ઉપર અર્ધસૂકાયેલો કીચડ જામેલો કે તેની ઉપર; તેનાં તૂટેલા બંધની નજીક પગ નીચે રગદોળાયેલી રાખ જેવી ધરતી ઉપર ગરમીને કારણે બેદમ અને હાંફતા ઘેટાં નિરાશાપૂર્વક એકબીજાં સાથે અઢેલીને ઊભાં છે તથા થાકેલી ધીરજપૂર્વક પોતાના માથા લટકાવીને જાણે આ અસહ્ય ગરમીની અંતે પૂરાં થવાની પ્રતીક્ષા કરી રહ્યાં હોય. થાકેલાં પાકેલાં પગલે હું નિકોલાઈ ઈવાનોવિચના ઘરની નજીક પહોંચ્યો. ગામના છોકરાઓ માટે હું જાણે એક આશ્ચર્યકારક વ્યક્તિ જેવો હતો. સામાન્યાપણે જેમ બને છે તેમ વગર કારણે તેઓ એકીટશે મને તાકતા રહ્યા અને કૂતરાંઓએ પોતાનો પુણ્ય પ્રકોપ દર્શાવવા ગળું ફાડીને



એટલા જોરથી ભસવાનું શરૂ કર્યું કે એમ લાગતું હતું કે જાણે તેમનાં આંતરડાં હમણાં જ બહાર નીકળી જશે. ભસતાં ભસતાં તેઓ હાંફવા લાગ્યાં. ત્યાં જ અચાનક દારૂપીઠાના બારણામાં કદે લાંબો, ઉઘાડા માથા-વાળો, કમરની નીચે વાદળી પટ્ટાથી કસેલા ઊનના જાડાં કપડાંનો કોટ પહેરેલ એક ખેડૂત દેખાયો. તે ગૃહદાસ જેવો લાગતો હતો. તેનાં કરમાયેલાં અને કરચલીઓવાળાં ચહેરા ઉપર જાડાં સફેદ વાળ અસ્ત-વ્યસ્ત ઊભાં હતાં. પોતાનાં તદ્દન બેકાબૂ હાથને ઝડપથી હલાવીને તે કોઈકને બોલાવી રહ્યો હતો. સ્પષ્ટ જણાતું હતું કે તેણે પીધેલો છે.

"અરે, આવ, આવ!" મુશ્કેલીથી પોતાની ભરાવદાર ભમ્મરોને ઊંચી કરતાં લથડાતાં અવાજે તે બોલ્યો, "આવ, 'ચૂંચા', જલ્દી આવ! અરે ભાઈ, તું પણ કેવી કીડીની ચાલે ચાલી રહ્યો છે. સાચે જ! ભાઈ, આ તો બહુ ખરાબ કહેવાય. તેઓ અંદર તારી રાહ જોઈ રહ્યાં છે અને તું અહીં હજી ધીમે ધીમે ચાલે છે. આવ."

"ભલે, હું આવું છું, હમણાં જ આવું છું!" બેસૂરો અવાજ આવ્યો અને ઝૂંપડીની પાછળથી એક ઠીંગણો, જાડો, લંગડો માણસ નજરે પડયો. તેણે અપેક્ષાકૃત સાફસુથરો કોટ એક જ બાંયેથી લટકાવેલો હતો અને માથા પર એક ઊંચી અણિયાળી ટોપી પહેરી હતી જે નીચે તેની ભમ્મરો સુધી આવતી હતી, જેનાથી તેનો ગોળ જાડો ચહેરો ખૂબ લુચ્ચાઈભર્યો અને હાસ્યાસ્પદ લાગતો હતો. તેની નાની પીળી આંખો બેચેનીથી ચકળ-વકળ થતી આમતેમ ફરી રહી હતી. અને તેનાં પાતળાં હોઠે એક બાધિત સ્મિત ધારણ કરેલું હતું. જ્યારે તેનું તીક્ષ્ણ પાતળું નાક સુકાનની જેમ નફટાઈથી આગળ નીકળી આવેલું હતું. "આવ્યો, ભાઈ, આવ્યો." લંગડાતા લંગડાતા દારૂપીઠા તરફ આગળ વધતાં તેણે કહ્યું. "મને શા માટે બોલાવી રહ્યા છો?.. કોણ મારી રાહ જોઈ રહ્યું છે?"

"હું શા માટે તને બોલાવું છું?" જાડો ઊની કોટ પહેરેલા માણસે ઠપકાંભર્યા અવાજે કહ્યું. "તું પણ અજીબ માણસ છે, 'ચૂંચા': અમે તને દારૂપીઠામાં આવવા માટે બોલાવી રહ્યાં છીએ અને તું પૂછે છે કે શા માટે બોલાવી રહ્યા છો? અહીં ભલા માણસો બધાં જ તારી રાહ જુએ છે: યાકોવ-તુર્ક અને અણઘડિયો અને જીઝદ્રાનો ઠેકેદાર. યાકોવે ઠેકેદાર સાથે શરત મારી છે એક ઘડો બીયરની, જે પહેલે નંબરે આવશે, જે સૌથી સરસ ગાશે... સમજ્યો?"

"શું યાકોવ ગાવાનો છે?" 'ચૂંચા'ના નામે સંબોધાયેલ માણસે ઉત્સાહભર્યા રસ સાથે કહ્યું. "તું ક્યાંક બકવાસ તો નથી કરી રહ્યો, ભેજાગેપ?"

"હું બકવાસ નથી કરી રહ્યો," ભેજાગેપે ગર્વથી કહ્યું. "બકવાસ તું કરી રહ્યો છે. જ્યારે શરત લાગી છે ત્યારે વિચારવું જોઈએ કે તે ગાશે. કંઈક સમજ્યો, ઓ મહામૂરખ, પાજી, ચૂંચા!"

"ભલે, ભલે, અંદર ચાલ ભોળા ભા!" ચૂંચાએ પ્રત્યુત્તર આપ્યો.

"આ વાત ઉપર ઓછામાં ઓછું એક ચુંબન તો આપ, પ્યારે," પોતાનાં હાથ પહોળાં કરતાં ભેજાગેપ કહ્યું.

"દૂર જા, બહુ મોટો આવ્યો છે પ્યાર કરવાવાળો!" ચૂંચાએ પોતાની કોણી વડે તેને ધક્કો મારતાં તિરસ્કારથી કહ્યું. અને બંને નીચા નમીને બારણામાં પ્રવેશ્યાં.

અનાયાસે સંભળાયેલી તેમની વાતચીતે મારી ઉત્સુકતાને જગાવી. યાકોવ-તુર્કના વિષે મેં ઘણી વાર સાંભળ્યું હતું કે તે આ વિસ્તારમાં સૌથી સારો ગાયક છે અને હવે અચાનક તેને સાંભળવાની અને તે પણ કળાના એક બીજા પારંગતની સાથે હરીફાઈમાં સાંભળવાની તક મારી સામે હતી. મેં ઝડપથી પગલાં ઉપાડ્યાં અને દારૂપીઠામાં ગયો.

મારા વાચકોમાં કદાચ ઘણાં જ ઓછાં એવાં લોકો હશે જેમને ગામનાં કોઈ દારૂપીઠાને જોવાની તક મળી હોય. પણ અમે શિકારીઓ દરેક જગ્યાએ પહોંચી જઈએ છીએ. તેની બનાવટ અત્યંત સાદીસીધી હોય છે. સામાન્યપણે તેમાં એક અંધારિયો ઓસારો અને એક અંદરનો ઓરડો હોય છે જે વચ્ચેની દીવાલ દ્વારા બે ભાગમાં વહેંચાઈ ગયેલો હોય છે. પાછળવાળા ભાગમાં કોઈ ગ્રાહકને જવાની રજા નથી હોતી. આ વચ્ચેની દીવાલમાં ઓકની એક પહોળી મેજના ઉપરના ભાગમાં એક પહોળું બાકોરું કાપેલું રહે છે. આ મેજ કે ગલ્લા પર દારૂ વેચવામાં આવે છે. બાકોરાની સામે ખાનાઓમાં વિભિન્ન પ્રકારની બંધ શીશીઓ સજાયેલી રહેલી છે. ઓરડાના આગળના ભાગમાં જે ગ્રાહકોને માટે કામમાં આવે છે ત્યાં, બાંકડાઓ, બે કે ત્રણ ખાલી પીપો અને એક ખૂણામાં મેજ રાખેલી હોય છે. ગામનાં દારૂપીઠાં અધિકતર અંધિયારા હોય છે. અને



તેમની દીવાલો ઉપર રંગબિરંગી હલકાં ચિત્રો ભાગ્યે જ જોવા મળે છે જે ગામની ઝૂંપડીઓમાં જરૂર લાગેલાં હોય છે.

જ્યારે હું 'સ્વાગત-ગૃહ'માં અંદર પહોંચ્યો ત્યારે ત્યાં સારી એવી મંડળી ભેગી થયેલી હતી.

ગલ્લાની પાછળ પોતાની કાયમની જગ્યા ઉપર વચ્ચેની દીવાલના બાકોરાને લગભગ એકદમ ઢાંકી દેતો ચટાપટાવાળું ખમીસ પહેરેલો નિકોલાઈ ઇવાનોવિચ ઊભો હતો. હમણાં જ અંદર પ્રવેશેલા ચૂંચા અને ભેજાગેપ માટે તે ચહેરા ઉપર સુસ્ત સ્મિત સાથે પોતાનાં ગોળમટોળ હાથ વડે બે પ્યાલામાં દારૂ રેડી રહ્યો હતો. તેની પાછળ બારીની નજીક એક ખૂણામાં તીક્ષ્ણ નજરવાળી તેની પત્ની નજરે પડતી હતી. ઓરડાની વચ્ચે ત્રેવીસેક વર્ષનો દૂબળો પાતળો, સુડોળ યાશ્કા-તુર્ક ઊભો હતો. તેણે વાદળી સુતરાઉ કપડાનો લાંબા સ્કર્ટવાળો કોટ પહેર્યો હતો. દેખાવે તે સ્ફૂર્તિલા ફેક્ટરી મજૂર જેવો લાગતો હતો અને શરીરના દેખાવ ઉપરથી તે કોઈ સ્વાસ્થ્ય સંપન્ન હોય તેમ નહોતું લાગતું. તેના અંદર ધસેલાં ગાલ, તેની મોટી મોટી બેચેન ભૂખરી આંખો, તેનું સીધું નાક અને કોમળ ગતિશીલ નસકોરાં, કપાળ ઉપર ઢળતાં ઓળેલાં તેના સોનેરી વાંકડિયા વાળ, તેના ભરાવદાર પણ સુંદર ભાવપૂર્ણ હોઠ અને તેનો સમગ્ર ચહેરો અનુરાગભરી તથા સંવેદનશીલ પ્રકૃતિનો સૂચક હતો. તે ખૂબ વિહ્વળ લાગતો હતો. તે આંખો પટપટાવી રહ્યો હતો, તેનો શ્વાસ એકદમ ઝડપથી ચાલી રહ્યો હતો, તેના હાથ જાણે જ્વર ચઢ્યો હોય તેમ થરથર કાંપતાં હતાં. અને વાસ્તવમાં તેને જ્વર ચઢ્યો જ હતો—વિહ્વળતાનો આકસ્મિક જ્વર, જેનાથી તેઓ બધાં જ સારી રીતે પરિચિત છે જેઓ શ્રોતાઓની સામે બોલવા કે ગાવા માટે ઊભા હોય છે. તેની નજીક ચાળીસેક વર્ષનો એક માણસ ઊભો હતો—પહોળા ખભા અને ચોડાં જડબાં, સાંકડું માથું, ઝીણી તાતારી આંખો, નાનું ચપટું નાક, ચોરસ હડપચી, ખૂંપરા જેવા બરછટ ચળકતા કાળા વાળ, શામળા રંગના તેના ચહેરા અને ખાસ કરીને પીળાં પડી ગયેલાં તેનાં હોઠનો ભાવ જો તે આટલો શાંત અને વિચારમગ્ન ન હોત તો કદાચ લગભગ વિકરાળ જ લાગતો હોત. તે જરા પણ હાલીચાલી રહ્યો નહોતો. ધૂંસરીમાં જોતેલા બળદની જેમ ધીમે ધીમે બસ પોતાની આસપાસ નજર ફેરવી રહ્યો હતો. પિત્તળનો ઓપ ચઢાવેલા બટનવાળા જૂના જેવા ડગલા જેવું કંઈક તેણે પહેર્યું હતું અને પોતાના જાડાપાડા ગળાને ફરતે કોઈ જૂનો કાળો રેશમનો રૂમાલ વીંટાળ્યો હતો.

તેને લોકો 'અણઘડિયા'ના નામે બોલાવતાં હતાં. તેની બિલકુલ સામે દેવપ્રતિમાઓની નીચે બાંકડા ઉપર યાશ્કાનો પ્રતિદ્વન્દી જીઝદ્રાનો ઠેકેદાર બેઠો હતો. તે ત્રીસેક વર્ષનો ઠીંગણો મજબૂત બાંધાવાળો, શીતળાના ચાઠાવાળા ચહેરાવાળો, વાંકડિયા વાળવાળો, ઉપર ઊઠેલા બૂચા નાકવાળો, સજીવ ભૂખરી આંખો અને આછી દાઢીવાળો હતો. તે ઉત્સુકતાથી આમતેમ જોઈ રહ્યો હતો, હાથ પોતાની નીચે દબાવેલા રાખીને બેઠો હતો, તે પગને લાપરવાહીથી હલાવી રહ્યો હતો અને રંગબિરંગી ધારીદાર ઢબદાર બૂટ પહેરેલા પગથી ટપટપ કરી રહ્યો હતો. તેણે મખમલી કોલરવાળો ગરમ કપડાનો એક નવો કોટ પહેર્યો હતો. તેની નીચે એક ખમીસ નજરે પડતું હતું, જેનાં બટણ ગળાની ફરતે કસીને બંધ કરેલાં હતાં. તેનો રંગ કોટની અપેક્ષાએ વધારે ભડકીલો લાગતો હતો. સામેના ખૂણામાં બારણાની જમણી બાજુ મેજ ઉપર એક ખેડૂત બેઠેલો હતો. તેણે સાંકડો અંગરખો પહેર્યો હતો જે ખભેથી ફાટેલો હતો. બે નાની બારીઓની ધૂળ ભરેલી કાચની તકતીઓમાંથી સૂરજના પ્રકાશની એક પાતળી પીતવર્ણી ધારા અંદર પડી રહી હતી. એમ લાગતું હતું કે જાણે તે ઓરડાના ચિરનિવાસી અંધકાર સાથે નિષ્ફળ સંઘર્ષ કરી રહી હતી: ઓરડાની બધી જ વસ્તુઓ ઝાંખી ઝાંખી નજરે પડતી હતી, જાણે આંશિક રોશનીનાં ધબ્બાં ન પડયાં હોય. બીજી બાજુ, ઓરડામાં ખૂબ જ ઠંડી હતી. ઊંબરો ઓળંગતા જ ગૂંગળામણભરેલી ગરમી એવી રીતે દૂર થઈ ગઈ કે જાણે માથા ઉપરથી થકાવી નાંખનાર ભાર ઉતારી લીધો હોય.

હું સ્પષ્ટપણે જોઈ શકતો હતો કે મારા પ્રવેશે નિકોલાઈ ઇવાનોવિચના ગ્રાહકોને પહેલાં તો મૂંઝવણમાં મૂકી દીધા, પણ તેણે મારું મિત્રની જેમ અભિવાદન કર્યું તે જોતાં તેઓ આશ્વસ્ત થઈ ગયા અને ત્યારબાદ જાણે તેઓ મને ભૂલી જ ગયા. મેં થોડો બીયર માંગ્યો અને ફાટેલો અંગરખો પહેરેલા ખેડૂતની નજીક ખૂણામાં બેસી ગયો.

"હા, તો," ભિજાગેપે દારૂના પ્યાલાને એકાએક જ ઘૂંટમાં ઊંડેલી દેતાં હાથના વિચિત્ર હાવભાવ સાથે આશ્ચર્યોદ્દગાર વ્યક્ત કરતાં કહ્યું, જેના વિના તેના માટે એક પણ શબ્દ જીભ પર લાવવો સંભવ નહોતો એમ લાગતું હતું. "આપણે શાની રાહ જોઈ રહ્યાં છીએ? જ્યારે શરૂઆત કરવાની જ છે તો કરી નાખો. એય, યાકોવ?"

"હા, હા, શરૂ, કરો શરૂ!" નિકોલાઈ ઇવાનોવિચે પણ સૂરમાં સૂર પૂરાવ્યો.



"ભલે, કરો શરૂ," આત્મવિશ્વાસ સભર સ્મિત સાથે શાંત સ્વરે ઠેકેદારે કહ્યું: "હું તૈયાર છું."

"અને હું પણ તૈયાર છું," આવેશપૂર્ણ અવાજે યાકોવ જાહેર કર્યું.

"ભલે, તો શરૂ કરો," ચૂંચો બબડયો.

પણ સર્વસંમતિ દ્વારા આ ઇચ્છા હોવા છતાં બંનેમાંથી એકેયે શરૂ ન કર્યું. ઠેકેદાર તો પોતાના બાંકડા ઉપર ઊઠયો સુદ્ધાં નહીં. એમ લાગતું હતું કે તેઓ કોઈ વસ્તુની પ્રતીક્ષામાં હતા.

"શરૂ કરો!" ઝડપથી અને મોં ફૂલાવીને અણઘડિયાએ કહ્યું.

યાકોવ ચોંક્યો. ઠેકેદાર ઊઠયો અને પોતાનો કમરબંધ કસીને ગળું સાફ કર્યું.

"પણ શરૂ કોણ કરે?" થોડા બદલાયેલા અવાજે તેણે અણઘડિયાને પૂછ્યું. જે ઓરડાની વચ્ચોવચ પોતાના જોરાવર પગ પહોળા કરી અને પોતાની સબળ ભુજાઓને લગભગ કોણી સુધી સુરવાળના ખિસ્સાઓમાંથી ખોસીને હજી પણ તેમ જ નિશ્ચલ ઊભો હતો.

"તું, ઠેકેદાર, તું," ભેજાગેપે અચકાતાં કહ્યું. "તું શરૂ કર ભાઈ, તું!"

અણઘડિયાએ ભ્રૂકુટીની નીચેથી તેની તરફ તાક્યું. ભેજાગેપે ધીમી ચીસ પાડી ગૂંચવાડામાં છતની તરફ જોયું, પોતાનાં ખભા ઝટક્યા અને ત્યારબાદ કંઈ ન બોલ્યો.

"સિક્કા ઉછાળો અણઘડિયાએ ભારપૂર્વક કહ્યું, "અને બીયરના ઘડા મેજ ઉપર મૂકો."

નિકોલાઈ ઇવાનોવિચે નીચા નમી ભોંય પરથી બીયરના ઘડા ઉપાડીને મેજ ઉપર મૂક્યાં.

અણઘડિયાએ યાકોવ તરફ નજર નાખી કહ્યું: "ચાલ શરૂ કર!"

યાકોવે પોતાનાં ખિસ્સાં ફંફોસ્યાં અને એક કોપેક કાઢયો. પોતાનાં દાંત વડે તેની ઉપર નિશાન કર્યું. ઠેકેદારે પોતાના લાંબા કોટના સ્કર્ટની અંદરથી ચામડાનો એક નવો બટવો કાઢયો, ધીમે ધીમે તેની દોરી ખોલી, તેને હલાવીને પોતાની હથેળી ઉપર વધારે પરચુરણ બહાર કાઢ્યું. અને

એક નવો કોપેક શોધીને ઉપાડયો. ભેજાગેપે પોતાની મેલી ટોપી આગળ ધરી જેનું ફૂમતું તૂટેલું હતું અને અલગ લટકતું હતું. યાકોવે પોતાનો કોપેક તેમાં ફેંક્યો અને ઠેકેદારે પોતાનો.

"જો, જે એક જ ઉપાડજે તું," વિલ્દ માસ્તરે ચૂંચાને કહ્યું.

ચૂંચાએ આત્મસંતોષથી સ્મિત કર્યું, ટોપી બંને હાથમાં લીધી અને તેને હલાવવા લાગ્યો.

એકાએક ગહન સન્નાટો છવાઈ ગયો. સિક્કા એકબીજા સાથે અથડાઈને ધીમા અવાજે રણકી રહ્યાં હતાં. મેં ધ્યાનપૂર્વક મારી આજુબાજુ જોયું: દરેક દરેકના ચહેરા ઉપર ગહન ઉત્સુક્તાના ભાવ છવાયેલા હતા. અણઘડિયા ચહેરા પર પણ વ્યગ્રતાનાં ચિહ્‌ન દેખાતાં હતાં, મારો પડોશી ખેડૂત પણ જેણે ફાટેલો અગરખો પહેરેલો હતો ઉત્સુક્તાથી પોતાની ગરદન આગળની તરફ લાંબી કરીને બેઠો હતો. ચૂંચાએ ટોપીની અંદર હાથ નાખીને ઠેકેદારનો સિક્કો કાઢયો. દરેકે લાંબો શ્વાસ ભર્યો. યાકોવનો ચહેરો રાતો થઈ ગયો ઠેકેદારે પોતાના વાળ ઉપર હાથ ફેરવ્યો.

"જોયું, મેં તો પહેલાં જ કહ્યું હતું કે તું શરૂ કર," ભેજાગેપે કહ્યું. "કેમ, મેં એમ નહોતું કહ્યું?"

"બસ, બસ, બકબક ન કર," અણઘડિયાએ તોછડાઈથી ટીકા કરી. પછી ઠેકેદારની તરફ માથું હલાવી ઇશારો કરતાં કહ્યું: "હા, તો શરૂ કરો!"

"કયું ગીત ગાઉં?" થોડો ગભરાટ અનુભવતાં ઠેકેદારે પૂછ્યું.

"જે તને પસંદ હોય," ચૂંચાએ જવાબ આપ્યો, "જે પણ તારે ગાવું હોય."

"ચોક્કસપણે, તારે જે ગાવું હોય," પોતાના હાથની ધીરે ધીરે અદબ વાળતા નિકોલાઈ ઇવાનોવિચે વચ્ચે કહ્યું. "તને તેની પૂરી છૂટ છે. જે પણ તું ઇચ્છે તે ગા, શરત માત્ર એટલી જ કે સરસ ગાજે, અને અમારો જે સાચો ફેસલો હશે તે અમે પછી આપીશું."

"સાચો ફેંસલો, ચોક્કસ!" પોતાના ખાલી પ્યાલાની ધારને ચાટતા ભેજાગેપે કહ્યું.

"સારું, તો ભાઈઓ, જરા મને મારું ગળું ખોંખારી લેવા દો," પોતાના કોટના કૉલરમાં આંગળીઓ ફેરવતા ઠેકેદાર કહ્યું.

"બસ, બસ, વધારે નખરા ન બતાવ અને વિલંબ કર્યા



વિના શરૂ કર." અણઘડિયાએ કહ્યું અને નીચે જોવા લાગ્યો.

ઠેકેદારે ક્ષણભર વિચાર કર્યો, પછી પોતાનું માથું હલાવીને આગળ આવ્યો. યાકોવની આંખો તેની ઉપર ચોંટેલી હતી.

પણ હું પોતે આ હરીફાઈનું વર્ણન કરવાનું શરૂ કરું તે પહેલાં મારા ખ્યાલથી મારી વાર્તામાં ભાગ લેનાર પાત્રોમાંથી દરેકના વિષે બે શબ્દ કહું તે ખોટું નથી. તેમનામાંથી કેટલાકનાં જીવન વિષે તો હું તેમને 'સ્વાગત-ગૃહ'માં મળ્યો તે પહેલાંથી જ માહિતગાર હતો. બીજાઓના વિષે કેટલાંક તથ્યો મને પાછળથી ખબર પડ્યાં.

તો ચાલો આપણે ભેજાગેપથી શરૂઆત કરીએ. આ માણસનું સાચું નામ યેવગ્રાફ ઇવાનોવ હતું. પણ આસપાસનાં બધાં લોકો ભેજાગેપ સિવાય બીજા કોઈ નામે તેને બોલાવતાં નહોતાં. આ નામ તેની સાથે એટલું તો સારી રીતે જોડાઈ ગયું હતું કે તે પોતે પણ આ જ ઉપનામે પોતાનો ઉલ્લેખ કરતો હતો. સાચે જ, તેની અર્થહીન, હંમેશાં બેચેન મુખાકૃતિને જોતાં આનાથી વધારે યોગ્ય નામ તેના માટે બીજું કોઈ હોઈ પણ શકતું નહોતું. તે એક નિશ્ચિત વાંઢો ગૃહદાસ હતો. જેને તેના માલિકે પોતે લાંબા વખતથી તેને બહાર કાઢી મૂક્યો હતો. અને તે કોઈ કામધંધા વિના, એક કોપેક પણ કમાયા વિના, બીજા લોકોનાં ખર્ચા ઉપર પ્રતિદિન નશામાં ચૂર થવાના જુગાડ લગાડવા જાણતો હતો. તેમાં ઘણાં પરિચિતો હતાં. જેઓ દારૂ અને ચાથી તેની મહેમાનદારી કરતાં હતાં. જોકે તેઓ પોતે પણ જાણતાં નહોતાં કે તેઓ એમ કેમ કરે છે. કારણ, મંડળીનું મનોરંજન કરવું તો દૂર રહ્યું, તેના ઉપર પોતાની અર્થહીન બકબક, ઘરોબાની અસહ્ય આદત, અવારનવાર ઊભરાઈ આવતા ચાળાં, અને સતત કૃત્રિમ હાસ્ય દ્વારા તે બધાને કંટાળો આપતો હતો. ન તો તે ગાઈ શકતો હતો કે ન તો નાચી શકતો હતો. પોતાના જીવનમાં કદી તેણે ડહાપણભરી કે હોશિયારીવાળી વાત કહી નહોતી. તે માત્ર બકવાસ કરતો હતો, દરેક વસ્તુ વિષે જૂઠ્ઠું બોલતો હતો. તે એકદમ સંપૂર્ણ ભેજાગેપ હતો. તેમ છતાં પણ ત્રીસ ચાલીસ વેર્સ્ટ*ના વિસ્તારમાં એક પણ દારૂ મિજબાની એવી નથી થઈ જેમાં મેહમાનોની વચ્ચે પોતાના લાંબા પાતળા આકાર

*વેર્સ્ટ—અંતર માપવાનું રશિયન માપ જે આશરે ૧૦૬૬ મીટર જેટલું છે.

સાથે તે હાજર ન હોય. તેઓ બધાં હવે તેનાથી ટેવાઈ ગયાં હતાં અને એક અનિવાર્ય અનિષ્ટના રૂપે તેને સહન કરી લેતા હતા. તે સાચું છે કે તેઓ બધાં તેની સાથે તિરસ્કારપૂર્ણ વર્તન વર્તતાં હતાં પણ અણઘડિયો એકલો જ એવો હતો કે જે તેની મૂર્ખતાભરી બકબકને કાબૂમાં રાખવી જાણતો હતો.

ચૂંચામાં અને ભિજાગેપમાં જરા સરખી પણ સમાનતા નહોતી. તેનું ઉપનામ પણ તેને છાજે એવું હતું. જોકે તે બીજા લોકોની અપેક્ષાએ પોતાની આંખોને વધારે પટપટાવતો નહોતો. એ પ્રચલિત હકીકત છે કે રશિયન લોકો બંધબેસતાં ઉપનામો આપવામાં પારંગત હોય છે. આ માણસના અતિતને વિષે વધારે વિસ્તારપૂર્ણ માહિતી મેળવવાના અથાગ પ્રયત્ન કરવા છતાં પણ તેની જિંદગીના ઘણાં પાસાં મારા માટે અને કદાચ બીજાં ઘણાં લોકોને માટે પણ અસ્પષ્ટ રહ્યાં. લેખક લોકો કહે છે તે પ્રમાણે તેના જીવનની ઘટનાઓ વિસ્મૃતિનાં ગર્ભમાં દટાઈ ગઈ હતી. હું માત્ર એટલું જ જાણી શક્યો કે તે કદી એક નિ:સંતાન વૃદ્ધ માલિકણને ત્યાં ગાડીવાન તરીકે નોકરી કરતો હતો અને જેની તે દેખરેખ રાખતો હતો તે ત્રણ ઘોડાઓની સાથે પલાયન થઈ ગયો હતો, આખું એક વર્ષ તે ગાયબ રહ્યો અને તેમાં કોઈ શક નથી કે રખડુ જીવનની ત્રુટિઓ તથા મુશ્કેલીઓના અનુભવે પોતાની ભૂલ સમજીને તે ત્યાં જ પાછો ફર્યો. તે સાવ પાંગળો થઈ ગયો હતો. તે સીધો પોતાની માલિકણના પગે પડ્યો. પોતાના અનુકરણ યોગ્ય વ્યવહારથી થોડાં જ વર્ષોમાં તેણે પોતાનો અપરાધ ધોઈ નાંખ્યો અને ધીરે ધીરે પોતાની માલિકણની નજરોમાં ઉપર ઊઠ્યો અને તેનો પૂર્ણ વિશ્વાસ પ્રાપ્ત કરતા છેવટે મુનીમના હોદ્દે પહોંચી ગયો. ત્યારબાદ માલિકણના મૃત્યુ પછી તેને મુક્તિ મળી—કેવી રીતે એ કદી ન જાણી શકાયું. તેણે હવે શહેરવાસીઓની શ્રેણીમાં પગ મૂક્યો. પડોશીઓના ટેટીના ખેતર ભાડે લીધા. પૈસા કમાયો અને હવે એશોઆરામથી દિવસો વિતાવી રહ્યો હતો. તે અનુભવી માણસ હતો. તે પોતાનો લાભ શેમાં છે તે સારી રીતે જાણતો હતો. ભલાઈ કે બુરાઈની ભાવનાથી વધારે જેમાં પોતાનો ફાયદો જોતો તે જ કરતો હતો. તે ખૂબ જ સતર્ક હતો. તે શિયાળ જેટલો સાહસિક હતો. જોકે તે ડોસીઓની જેમ ગુસપુસ કરવાનો શોખીન હતો તેમ છતાં પણ તે પોતાનો ભેદ કોઈની સામે પ્રગટ થવા દેતો નહોતો. જ્યારે બીજા લોકો પાસેથી તે બધું જ જાણી લેતો હતો. તેના જેવા ચાલક લોકો અધિકતર કરે છે તેમ ભોળા બનવાનો કે દેખાવાનો



તે કદી પ્રયત્ન કરતો નહોતો. સાથે સાથે એવું કરવું તેના માટે મુશ્કેલ પણ હતું; મેં કદી તેની ઘુવડ જેવી ઝીણી તીક્ષ્ણ અને ભેદક આંખો નથી જોઈ. તે કદી કેવળ જોતી નહોતી. પણ તે તો હંમેશાં ઊલટતપાસ લેતી અને ખૂણેખાંચરે શોધતી ફરતી લાગતી હતી, જાણે તેનાથી કશું જ છૂપું રહી નહોતું શકતું. કદી કદી પ્રત્યક્ષત: કોઈ સીધાસાદા કામ ઉપર તે અઠવાડિયાઓ સુધી વિચારતો રહેતો. અને પછી ક્યારેક અચાનક જોખમમાં ઝંપલાવવાનો નિશ્ચય કરતો. એમ લાગતું કે જાણે તેની ધૂન તેને પાયમાલ જ કરી નાખશે. પણ પછી બધું કંઈક ઠીક થતું નજરે પડતું અને દરેક વસ્તુ સરળતાથી ચાલવા લાગતી. તે ભાગ્યશાળી હતો અને પોતાનાં નસીબમાં અને શુકન અપશુકનમાં માનતો હતો. ટૂંકમાં તે અતિ અંધ-વિશ્વાસુ હતો. તેને લોકો બહુ પસંદ નહોતા કરતાં કારણ કે તેને કોઈની સાથે કોઈ ખાસ લગાવ નહોતો, પણ લોકો તેનો આદર કરતાં હતાં. કુટુંબના નામે તેને એક માત્ર દીકરો હતો. જેને તે સાચા દિલથી ચાહતો હતો. જે એક એવા પિતાના હાથે ઊછરીને દુનિયામાં પોતાનું સ્થાન બનાવવાની સહેજે આશા કરી શકતો હતો. "નાનો ચૂંચો બિલકુલ તેના બાપ જેવો નીકળશે." મોટેરાંઓ ઉનાળામાં જ્યારે સાંજનાં સમયે પોતાનાં ઘરોમાં બેસીને વાતચીત કરતાં હોય છે ત્યારે તેના વિષે દબાયેલાં સ્વરે અત્યારથી જ કહે છે. તેમાંનાં દરેક તેનો આશય સમજે છે. વધારે કંઈ કહેવાની જરૂર નથી.

જ્યાં સુધી યાકોવ-તુર્ક અને ઠેકેદારની વાત છે, તેમના વિષે વધારે કહેવાની જરૂર નથી. યાકોવને તુર્ક કહેવામાં આવ્યો કારણ કે તે વાસ્તવમાં એક તુર્કી સ્ત્રીની કોખે જન્મ્યો હતો. જે યુદ્ધમાં કેદી બની ગઈ હતી. સ્વભાવથી જ તે કલાકાર હતો હર ક્ષેત્રમાં. ધંધાથી તે કાગળ બનાવવાના એક કારખાનામાં કામ કરતો હતો. કોઈ સોદાગર આ કારખાનાનો માલિક હતો. જ્યાં સુધી ઠેકેદારની વાત છે મારે સ્વીકારવું જોઈએ કે તેની કારકિર્દી વિષે હું કશું જ નથી જાણતો. તે મને એક વેપારી વર્ગના ચપળ શહેરી જેવો લાગ્યો પણ અણઘડિયાનું વર્ણન સવિસ્તાર કરવાની જરૂર છે.

આ માણસને જોતાં જ પહેલી છાપ તમારા દિલ પર એવી પડશે કે જેથી તમને એક અણઘડ, ભારે, દુર્નિવાર શક્તિનો આભાસ થશે. તેનો બાંધો ખૂબ જ બેડોળ હતો—બધું એકમાં ભેગું—જેમ કે આપણે ત્યાં

લોકો કહે છે. પણ તે પોતાની આસપાસ તેજનો પ્રસાર કરતો લાગતો હતો. અને ભલે તે વિચિત્ર લાગતો હોય પણ તેમ છતાં તેની રીંછ જેવી કાયાકૃતિમાં પણ એક વિશિષ્ટ પ્રકારની મોહકતા હતી જે કદાચ પોતાની શક્તિમાં તેના દૃઢ વિશ્વાસથી ફૂટી નીકળી હતી. પહેલી નજરે જ એ નિર્ણય કરવો મુશ્કેલ હતો કે આ હરક્યુલસ કઈ શ્રેણી સાથે સંબંધિત છે. ન તો તે ગૃહદાસ લાગતો હતો કે ન તો શહેરી દેખાતો હતો, ન તો કામથી છૂટો પડેલ ફટેહાલ મુનીમ કે ન તો નાનો પાયમાલ થયેલ જમીનદાર હતો, જે કંઈ પણ ન બચવા પર શિકાર કે ઝઘડાળુ ધંધા શરૂ કરી દે છે. વાસ્તવમાં તે એકદમ અદ્‌ભુત હતો. ક્યાંથી તે આવ્યો છે કે કઈ વસ્તુએ તેને અમારા જિલ્લામાં વસવા માટે પ્રેર્યો હતો તે કોઈ નથી જાણતું. એમ કહેવામાં આવતું હતું કે તે જાગીરદાર લોકોમાંથી છે અને એક જમાનામાં ક્યાંક સરકારી નોકરી કરતો હતો. પણ આ વિષે ચોક્કસપણે કંઈ કહી ન શકાય. વાસ્તવમાં એવું કોઈ નહોતું કે જેની પાસેથી કંઈ જાણી શકાય — તેની પોતાની પાસેથી તો બિલકુલ જ નહીં. તે જ એકદમ ચૂપ રહેવાવાળો અને ઉદાસ સ્વભાવવાળો માણસ હતો. વળી કોઈ ચોક્કસપણે એ પણ નહોતું જાણતું કે તેનું ગુજરાન કેવી રીતે થતું હતું. તે કોઈ ધંધો કરતો નહોતો, કોઈની પાસે જતો આવતો નહોતો. ભાગ્યે જ કોઈની સાથે તેની ઘનિષ્ઠતા હતી. તેમ છતાં પણ તેની પાસે ખર્ચવા માટે પૈસા હતા. એ સાચું છે કે વધારે નહિ પણ હતા તો ખરાં જ. પોતાના વર્તનવ્યવહારમાં તે સંકોચશીલ — ના, સંકોચશીલ શબ્દ તેના માટે યોગ્ય નથી — પણ સાદો, તે એવી રીતે રહેતો હતો જાણે પોતાની આસપાસના લોકોથી બિલકુલ અજાણ્યો હોય. અને કોઈની દરકાર પણ ન કરતો હોય. આણઘડિયાનો (લોકોએ તેને આ ઉપનામ આપ્યું હતું, તેનું સાચું નામ પેરેવ્લેસોવ હતું) આખા જિલ્લામાં ભારે દબદબો હતો. ખૂબ જ તત્પરતાથી લોકો તેનું કહેવું માનતાં હતાં. જો કે તેને કોઈને હુકમ આપવાનો અધિકાર નહોતો. ન તો તે પોતે જેમનાં ઔપચારિક સંપર્કમાં આવતો તે લોકો ઉપર કદી પોતાના અધિકારનો દાવો કરવાનો પ્રયત્ન કરતો હતો. તે કહેતો — તેઓ તે માનતા. શક્તિનો પણ હંમેશાં પોતાનો પ્રભાવ હોય છે. તે ભાગ્યે જ દારૂ પીતો હતો, સ્ત્રીઓ સાથે તે કોઈ સંબંધ જ નહોતો રાખતો, અને ગાવાનો ખૂબ જ શોખીન હતો. તેનામાં ઘણું બધું રહસ્યમય હતું. એમ લાગતું હતું કે જાણે વિક્ષોભભરી વ્યાપક શક્તિઓ તેની અંદર ભરેલી પડી હતી. એમ લાગતું હતું કે એક વાર જાગૃત થઈ જવા પર ફૂટી નીકળવાની



તક મળતાં જ આ શક્તિઓ તેને અને તેના સંપર્કમાં આવનારી દરેક વસ્તુને નષ્ટ ભ્રષ્ટ કરી નાંખશે. હું એમ સમજવામાં મોટી ભૂલ કરુ છું કે આ માણસના જીવનમાં એવો કોઈ વિસ્ફોટ થઈ ચૂક્યો નથી. અને પોતાના આ અનુભવથી શીખીને જ પાયમાલ થવાથી બચ્યા પછી હવે પોતાને આટલો કસીને મુઠ્ઠીમાં રાખે છે. સૌથી વિચિત્ર વાત મને એ લાગી કે તેનામાં એક જાતની જન્મજાત સહજ સ્વાભાવિક ક્રૂરતાની સાથે સાથે એટલા જ સહજ સ્વાભાવિક રૂપમાં ઉદારતાનું પણ મિશ્રણ હતું. આ એક એવું મિશ્રણ હતું જે બીજા કોઈ માણસમાં મને કદી દેખાયું નથી.

હા, તો ઠેકેદાર આગળ વધ્યો અને પોતાની આંખો અડધો મીંચી અત્યંત ઊંચા સ્વરે ગાવા લાગ્યો. થોડોક કર્કશ હોવા છતાં પણ તેનો અવાજ ખૂબ જ મીઠો, મધુર અને આનંદદાયક હતો. તે આરોહ અવરોહ સાથે સ્વરોને ઉપર-નીચે ઉઠાવતો, દરેક વખતે સપ્તમ સ્વર સુધી પહોંચતાં જ્યાં તે ખૂબ જ સાવધાનીની અટકીને તેને વધારે લાંબા ખેંચીને ગૌતો હતો. ત્યારબાદ તે તેને છોડી દેતો અને અચાનક ફરી શરૂઆતથી જ અદ્‌ભુત આવેગ અને ઉદ્વેગની સાથે સ્વર પકડતો. તેનું સ્વરયોજન ક્યારેક અપેક્ષાકૃત સાહસિક રૂપ ધારણ કરતું હતું તો તો ક્યારેક અપેક્ષાકૃત હાસ્યપૂર્ણ સંગીત પ્રેમીઓ તેને સાંભળીને સંપૂર્ણ સંતોષ પ્રગટ કરતા અને જર્મન અત્યંત ક્રોધે ભરતાં. તે હતો રશિયન, તેણે અત્યંત ચેતનવંતું નૃત્યગીત ગાયું. અંતહીન સ્વરાલાપની આંટીઘૂંટી, ઉદ્‌ગાર અને પુનરાવર્તનમાંથી હું જે બહુ થોડા શબ્દો પકડી શક્યો હતો તે આ પ્રમાણે હતા :

નાનકડી ધરતી, પ્રિયે
ખેડીશ હું તુજ કાજ,
નાનાં રાતાં પુષ્પો, પ્રિયે
વાવીશ હું તુજ કાજ.

તે ગાતો હતો. બધાં જ એકાગ્રચિત્તે તેને સાંભળતા હતા. તે એમ અનુભવતો હોય તેમ લાગતું હતું કે વાસ્તવમાં, સંગીતપ્રિય લોકોની સંગતમાં તે બેઠો છે અને તેથી તે પોતે વધારે સારી રીતે ગાવા માટે પોતાનાથી બનતો બધો જ પ્રયત્ન કરી રહ્યો હતો. અમારા વિસ્તારનાં

લોકો સાચે જ સંગીતપ્રેમી છે. ઓર્યોલ રાજમાર્ગ પર સ્થિત સેર્ગિયેવ્સ્કોયે ગામ પોતાના સુસ્વર સહગાન માટે આખા રશિયાભરમાં પ્રસિદ્ધ છે. ઠેકેદાર બહુ લાંબા વખત સુધી ગાતો રહ્યો પણ પોતાના શ્રોતાઓમાં કોઈ ખાસ ઉત્સાહ ન જગાવી શક્યો. તેને સહગાનનો સાથ પ્રાપ્ત નહોતો થયો. પણ છેવટે અંતમાં, ખાસ કરીને આવેગપૂર્ણ આલાપ પછી, તેને સાંભળીને અણઘડિયાના પણ હોઠ ખીલી ઊઠયાં. ભેજાગેપ ખુશીના માર્યે બૂમ પાડયા વિના ન રોકાઈ શક્યો. બધાં જ આનંદથી ઝૂમી ઊઠયાં. ભેજાગેપ અને ચૂંચો પણ દબાયેલા સ્વર તેને સાથ આપવા લાગ્યા અને કહેવા લાગ્યા: "ભાઈ સરસ, વાહ! સ્વર અવાજ થોડો વધારે ઊંચો ઉઠાવ, ઓ શેતાન! ગાતો રહે સાપોલિયા! કાબૂમાં રાખ! ફરીથી સ્વર લથડાવ્યા, ઓ હરામી! શેતાન તારી આત્માને નરકમાં ધકેલે!" વગેરે વગેરે. નિકોલાઈ ઈવાનોવિચ ગલ્લાની પાછળ મંત્રમુગ્ધ ભાવે એક બાજુથી બીજી બાજુ પોતાનું માથું હલાવી રહ્યો હતો. ભેજાગેપ હવે પોતાનાં ટંટિયાં ઝૂલાવી રહ્યો હતો, પગથી તાલ આપતો હતો અને ખભા મચકાવી રહ્યો હતો. જ્યારે યાકોવની આંખો અંગારાની જેમ લાલ લાલ ચમકતી હતી. તે પગથી માથા સુધી નખશિખ પાંદડાની માફક થરથર ધ્રૂજતો હતો. અને વિહ્વળતાથી હસતો હતો. માત્ર અણઘડિયો એકલો જ એવો હતો કે જેની મુખમુદ્રામાં કોઈ પરિવર્તન નહોતું. પહેલાંની જેમ જ તે નિશ્ચલ ઊભો હતો, પણ ઠેકેદાર ઉપર ચોંટેલી તેની આંખો થોડીક નરમ થઈ હતી. જોકે તેમ છતાં પણ તેનાં હોઠ ઉપર પણ તિરસ્કારસૂચક ભાવ રમતાં હતાં. સામાન્ય ઉત્સાહથી જોશમાં આવીને ઠેકેદાર પૂરબહારમાં આવી ગયો અને એવા કંપયુક્ત સ્વરવાળા આલાપ લેવાનું શરૂ કર્યું, જીભની એવી તો જોડતોડવાળી અદા બતાડી અને પોતાના ગળા સાથે એટલા આવેશથી ઊઠા-પટકી કરી કે અંતમાં જ્યારે નિસ્તેજ, થાકીને ચૂર, પરસેવામાં રેબઝેબ થઈને તેણે છેલ્લાં ક્ષીણ સ્વરો ખેંચ્યા અને પોતાના આખા શરીરને પાછળની તરફ પટક્યું ત્યારે બધાંએ ખૂબ જ જોશ સાથે વાહ વાહ કરી તેને અભિનંદન આપ્યાં. ભેજાગેપ તેના ગળે વળગ્યો અને પોતાના લાંબા સુકલકડાં હાથોમાં તેને લઈને દબોચવા લાગ્યો. નિકોલાઈ ઈવાનોવિચનો ચીકણો ચહેરો લાલ થઈ ગયો, એમ લાગતું હતું કે જાણે તે જુવાન થઈ ગયો હોય. યાકોવ ગાંડાની જેમ બરાડી ઊઠયો: "અદ્ભુત, લાજવાબ!" ફાટેલો અંગરખો પહેરેલ મારો પડોશી ખેડૂત પણ પોતાને રોકી ન શક્યો અને મેજ ઉપર મુક્કો મારતાં જોરથી બોલી ઊઠયો: "વાહ, ભાઈ વાહ,



આહ, શેતાન મને ઉઠાવી જાય! ભાઈ વાહ!" અને નિર્ણયાત્મક લહેજામાં તેણે થૂંકની પિચકારી છોડી.

"વાહ, ભાઈ, વાહ, તમે તો અમને ખુશ કરી દીધાં," ભેજાગેપે કહ્યું. થાકીને ચૂર થયેલા ઠેકેદારને પોતાના આલિંગનમાંથી હજી સુધી તેણે છોડયો નહોતો. "તેં તો દિલ ખુશ કરી તેની કોઈ ના ન પાડી શકે. બાજી તારા હાથમાં સમજ, ભાઈ, બાજી તારા હાથમાં જ છે. વધાઈ હો, ઘડો હવે તારો છે. યાકોવ તારાથી માઈલો દૂર છે... સાચે જ, મારું માન માઈલો દૂર છે તે!" અને તેણે ફરી એક વાર ઠેકેદારને પોતાની છાતીએ વળગાડયો.

"બસ, હવે એને છૂટો કર છૂટો. તારાથી તો પીછો છોડવવો મુશ્કેલ છે..." ચુંચાએ ચિડાઈને કહ્યું. "તેને બાંકડાં ઉપર બેસવા દે. જોતો નથી એ કેટલો થાકી ગયો છે. મૂરખ ક્યાંનો! શા માટે તું એને આમ ચોંટી પડયો છે?"

"ભલે તો તે બેસે અને હું ત્યાં સુધી તેના સ્વાસ્થ્યના નામે એક પ્યાલો ચઢાઉં છું," ભેજાગેપે કહ્યું. અને ગલ્લાની સામે પહોંચી ગયો. "તારા ખાતામાં સાંભળ્યું, ભાઈ!" ઠેકેદારને સંબોધતાં તેણે ઉમેર્યું.

ઠેકેદારે માથું હલાવી સંમતિ આપી, બાંકડા ઉપર બેઠો. પોતાની ટોપીની અંદરથી રૂમાલ કાઢીને પોતાનો ચહેરો લૂછવા લાગ્યો. જ્યારે ભેજાગેપે લાલચભરી ઉતાવળથી વોદ્કાનો પ્યાલો ખાલી કર્યો. અસંતોષ સાથે પાકા દારૂડિયાની જેમ ચિંતાગ્રસ્ત ઉદાસીનો ભાવ ધારણ કરી લીધો.

"તું બહુ સરસ ગાય છે. ભાઈ બહુ સરસ, નિકોલાઈ ઈવાનોવિચે કહ્યું. "અને યાકોવ, હવે તારો વારો છે સમજ્યો. જો જે, ગભરાતો નહિ. જોઈએ હવે કોણ જીતે છે, હા કોણ જીતે છે. જોકે ઠેકેદાર બહુ સરસ ગાય છે. સાચે જ, હું માનું છું કે તે બહુ સરસ ગાય છે."

"હા, બહુ સરસ!" નિકોલાઈ ઈવાનોવિચની પત્નીએ પણ કહ્યું અને સસ્મિત યાકોવની તરફ જોયું.

"સરસ, વાહ!" મારા પડોશીએ દબાયેલા સ્વારે ફરીથી કહ્યું.

"ઓહ, જંગલી ક્યાંનો!" ભેજાગેપ અચાનક બૂમ પાડી ઊઠયો. અને મારી બાજુમાં બેઠેલા ખભા ઉપર ફાટેલો અંગરખો પહેરેલા ખેડૂતની પાસે જતાં તેની તરફ આંગળી ચીંધતા અને તેની આસપાસ અટ્ટહાસ્ય

કરતાં કૂદવાં લાગ્યો. "આહાહાહા!.. જંગલી! તું અહીં શા માટે આવી મર્યો છે?" અટ્ટહાસ્યની વચ્ચે જ તે બરાડી ઊઠ્યો.

બિચારો ખેડૂત મૂંઝાઈ ગયો. તે બસ ઊઠીને જલ્દી જલ્દી ખસવા જ જઈ રહ્યો હતો કે અચાનક અણઘડિયાનો પોલાદી અવાજ સંભળાયો:

"આ મૂરખે તો નાકમાં દમ ભરી દીધો છે." પોતાના દાંત પીસતાં તેણે કહ્યું.

"હું તો કંઈ નહોતો કરતો," ભેજાગેપ બબડ્યો. "હું કશું તો નહોતો કરતો... હું તો માત્ર..."

"બસ, બસ મોં બંધ કર!" અણઘડિયાઓ કહ્યું: "યાકોવ, શરૂ કર!"

યાકોવે હાથ ગળે મૂક્યો:

"હા તો, સાચે જ ભાઈઓ... તમે જાણો છો, અંહ, હું નથી જાણતો, સાચે જ, જાણે કંઈક..."

"બસ, બસ, રહેવા દે હવે. ગભરા નહિ. શરમ કરો!.. હવે પાછો કેમ રહે છે? ભાગવાનની કૃપાથી ગા, જેટલું સરસ ગાઈ શકે તેટલું સરસ ગા." અને અણઘડિયાએ રાહ જોતાં આંખો નીચી કરી.

યાકોવ પળવાર ચૂપ રહ્યો, પોતાની આસપાસ નજર ફેંકી અને હાથ વડે પોતાનું મોં ઢાંકી લીધું. બધાંની આંખો તેની ઉપર જડાયેલી હતી. ખાસ કરીને ઠેકેદારની, જેના ચહેરા ઉપર આત્મવિશ્વાસની ચિર ભાવના તથા સફળતાથી આનંદને ચીરતી બેચેનીની એક ધૂંધળી ઝલક ઊભરાઈ આવેલી જોઈ શકાતી હતી. તે દીવાલને અઢેલીને બેઠો હતો. અને ફરીથી બંને હાથ પગ નીચે મૂકી દીધાં. પણ પહેલાંની જેમ તે હવે પગ ઝૂલાવતો નહોતો. છેવટે જ્યારે યાકોવે ચહેરા પરથી પોતાના હાથ હટાવ્યા તો તેનો ચહેરો મડદા જેવો પીળો પડેલો લાગતો હતો. ઝૂકેલી પાંપણોની નીચે તેની આંખો નિસ્તેજ થયેલી હતી. તેણે ઊંડે નિસાસો નાખીને ગાવાનું શરૂ કર્યું... તેના અવાજનો પહેલો ધ્વનિ એકદમ ધીમો અને અસમાન હતો. એમ લાગતું હતું કે તે તેની છાતીમાંથી નહીં પણ ક્યાંક દૂરથી આવી રહ્યો હોય. અને જાણે તરતો તરતો અનાયાસ ઓરડામાં આવી પહોંચ્યો હોય. તેના આ ધ્રૂજતા કંપનયુક્ત સ્વરે અમારા બધામાં એક વિચિત્ર ભાવનાનો સંચાર કર્યો. અમે એકબીજાની તરફ નજર નાંખી અને નિકોલાઈ ઈવાનોવિચની પત્ની જાણે ટટ્ટાર થઈ રહી હોય તેમ લાગતું હતું. આ



પહેલા સ્વર પછી તેણે બીજા સ્વરની છોળો ઉઠાવી જે હજી વધારે સબળ અને લાંબી પરંતુ જાણે અચાનક સબળ આંગળીએ તારને ઝણઝણાવી દીધા હોય તેમ પ્રત્યક્ષત: હજી પણ થરથર કાંપતી હતી, અંતમાં તે ઝડપથી ક્ષીણ થતી, ધીમે ધીમે થરથરાટમાં શેષ પામી રહી હતી. બીજા પછી ત્રીજો અને પછી ક્રમશ: અધિકાધિક આવેગ તથા વ્યાપકતા ધારણ કરતા એક કરુણ રાગિણીના રૂપમાં અવાજ ધીમે ધીમે મોટો થવા લાગ્યો. "ખેતરમાં નહોતી એક જ વાટ," તે ગાઈ રહ્યો હતો, ગીતનાં સ્વરો એક અજીબ મીઠાશ અને ઉદાસીનો અમારા દિલોમાં સંચાર કરી રહ્યો હતો. મારે એ માનવું જ જોઈએ કે આવો અવાજ મેં જવલ્લે જ કદી સાંભળ્યો હતો. તેનો અવાજ થોડોક કર્કશ અને તૂટેલા જેવો હતો, પહેલાં પહેલાં તો તેમાં એક પ્રકારની વેદનાનો અણસારો હતો અને થોડો વિકારગ્રસ્ત પણ લાગ્યો. પણ તેમાં સાચા અનુરાગની ઊંડાઈ હતી, જોબન હતું, શક્તિ હતી, માધુર્ય હતું અને એક જાતની મોહક, ચિંતાયુક્ત તથા કરુણ ઉદાસી હતી. રશિયાનો આત્મા નિખાલસતા અને ઉષ્માભારી લાગણી તેના અવાજમાં ગૂંજી અને ધબકી રહી હતી. તે સીધી દિલને, જેમાં જરા પણ રૂસીપણું હતું તે બધાંને સ્પર્શતી લાગતી હતી. ગીત ઊંચા-નીચા થતા સ્વરની સાથે આગળ વધી રહ્યું હતું. સ્પષ્ટપણે યાકોવ ભાવાવેશમાં તણાઈ ગયો હતો. તેની ભીરુતા હવે લોપ થઈ ગઈ હતી. તેણે પોતાની જાતને સંપૂર્ણપણે કળાના હર્ષાવેશને હવાલે કરી દીધી હતી. તેના અવાજમાં હવે પેલો થરથરાટ નહોતો. તેમાં કંપન હતું પણ મહામુશ્કેલીએ પકડમાં આવનાર આંતરિક અનુરાગનું કંપન, જે તીરની જેમ શ્રોતાઓનાં અંતરાત્મામાં સોંસરું ઘૂસી જાય છે. તેનું જોર, દૃઢતા અને વિસ્તાર એકધાર્યાં વધી રહ્યાં હતાં. મને એ દૃશ્ય યાદ આવે છે જે એક વખત મેં સૂર્યાસ્ત સમયે એક સપાટ રેતાળ તટ ઉપર જોયું હતું. જુવાળનો ઊભાર ઓછો હતો અને ક્યાંક દૂરથી વેગદાર અને દહેશતભરી સમુદ્રની ગર્જના આવી. સફેદ સમુદ્ર પક્ષી નિશ્ચલ બેઠું હતું. તેનું રેશમી વક્ષ:સ્થળ આથમતા સૂરજની લાલીની આભાથી દમકી રહ્યું હતું. અને તે પોતાના સુપરિચિત સમુદ્રનું અભિવાદન કરવા માટે, આથમતા રાતાચોળ સૂરજનું અભિવાદન કરવા માટે, માત્ર થોડી થોડી વારે પોતાની લાંબી પાંખોને પહોળી કરી લેતી હતી. યાકોવને સાંભળતી વખતે મને તેની યાદ આવી ગઈ. તે ગાઈ રહ્યો હતો, પોતાના પ્રતિદ્વન્દી અને અમારાં બધાંનાં અસ્તિત્વનું એકદમ ભાન

ભૂલીને. પણ સાહસી તરવૈયા માટે જેવી રીતે લહેરો સહારો બને છે તેવી જ રીતે સ્પષ્ટપણે અમારી ઊંડી અનુરાગપૂર્ણ સંવેદના તેનો સહારો હતો. તે ગાતો હતો, અને તેના અવાજના પ્રત્યેક ધ્વનિમાં એવો અનુભવ થઈ રહ્યો હતો કે જાણે તેમાં કંઈક એવું છે જે એકદમ અમારી નજીક છે અને અમને વહાલું છે, કંઈક એવું કે જેમનાં વ્યાપકતા છે, વિસ્તાર છે, જાણે અમારા પરિચિત વિશાળ ખુલ્લાં મેદાનો અમારી આંખો સામે ખુલતાં હોય અને અંતહીન વિસ્તારોમાં ફેલાઈ રહ્યાં હોય. મેં અનુભવ્યું કે મારા દિલમાં આંસુ એકત્રિત થઈ રહ્યાં હોતાં અને આંખોમાં તરવા ઊભરાઈ રહ્યાં હોતાં. અચાનક ધીમાં દબાયેલાં ડૂસકાંઓએ મારું ધ્યાન ખેંચ્યું... મેં પાછળ ફરીને જોયું. દારૂપીઠાના માલિકની ઘરવાળી રડતી હતી. તેની છાતી બારીની લાદી ઉપર દબાયેલી હતી. યાકોવે ઊડતી નજરે તેની તરફ જોયું અને તે વધારે મીઠાશથી અને વધારે સુરીલા અવાજે ગાવા લાગ્યો. નિકોલાઈ ઇવાનોવિચે આંખો નીચી કરી લીધી, ચૂંચાએ મોં ફેરવી લીધું, ભાવનામાં ડૂબેલો ભેજાગેપ મૂર્ખની જેમ મોં ફાડીને ઊભો હતો. બિચારો ખેડૂત એક ખૂણામાં ધીમે ધીમે ડૂસકાં ભરી રહ્યો હતો, અને શોકાતુર દબાયેલા અવાજની સાથે માથું હલાવી રહ્યો હતો, અને અણઘડિયાના પોલાદી ચહેરા ઉપર તેની બહાર નીકળી આવેલી ભ્રમરોની છાયામાં, ધીમેથી મોટું આંસુનું ટીપું સરકી આવ્યું. ઠેકેદાર પોતાની મૂઠ્ઠી કપાળ તરફ ઊંચી કરી સ્થિર બેઠો હતો... જો યાકોવ પોતાના સ્વરને એકદમ ઊંચો અસાધારણ રૂપમાં તીણા સ્તર પર લઈ જઈને જાણે તેનો અવાજ એકદમ તૂટી ગયો હોય તેમ પૂર્ણવિરામ ઉપર ન આવી જતો તો હું નથી જાણતો કે આ સામાન્ય ભાવાવેશનો અંત કયા સ્વરૂપમાં થયો હોત. કોઈએ હુંકારો સરખો પણ વ્યક્ત ન કર્યો કે ન કોઈ હાલ્યુંચાલ્યું. દરેકે દરેક જાણે તે ફરીથી ગાવાનું શરૂ કરે છે કે નહીં તેની રાહ જોતાં હોય તેમ લાગતું હતું. પણ તેણે પોતાની આંખો એવી રીતે ખોલી જાણે અમારી આ નિસ્તબ્ધતાથી તે આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયો હોય. જિજ્ઞાસાભરી મુદ્રામાં તેણે અમારાં બધાં ઉપર નજર નાખી... અને જોયું કે જીત તેની છે.

"યાકોવ," અણઘડિયાએ તેના ખભા ઉપર હાથ મૂકતા કહ્યું. તે આનાથી વધારે કંઈ ન કહી શક્યો.

અમે જેમના તેમ જ જાણે જડ થઈ ગયાં હોય તેમ ઊભાં હતાં. ઠેકેદાર ધીમેથી ઊઠીને યાકોવ પાસે ગયો.



"તું... તારી... તું જીત્યો!" છેવટે જેમ તેમ કરીને તેણે પોતાની વાત વ્યક્ત કરી અને ઓરડામાંથી ઝડપથી બહાર ધસી ગયો.

તેની આ ઝડપી અને નિશ્ચિત પ્રક્રિયાએ જાણે તે મોહિનીને તોડી નાંખી. અચાનક અમે ખુશીમાં બોલવા લાગ્યાં અને વાતો કરવા લાગ્યાં. ભેજાગેપ ઉછળકૂદ કરવા લાગ્યો, અસ્પષ્ટ અવાજે બોલી રહ્યો હતો અને પોતાનાં હાથ પવનચક્કીની પાંખોની જેમ આમતેમ ફેરવી રહ્યો હતો. ચૂંચો લંગડાતો લંગડાતો યાકોવ પહોંચ્યો અને તેને ચુંબન કરવા લાગ્યો. નિકોલાઈ ઇવાનોવિચ ઊભો થયો અને એલાન કર્યું કે બીયરનું બીજું કુલ્હડ તે પોતે પોતાની તરફથી ભેટ કરશે. અણઘડિયાએ એક જાતનું સહૃદય, સરળ હાસ્ય કર્યું જે તેના ચહેરા ઉપર જોવાની મેં કદી આશા નહોતી રાખી. બિચારો ખેડૂત બાંયોથી આંખો, ગાલ, નાક અને દાઢીને લૂછતાં પોતાના ખૂણામાં વારંવાર બોલી રહ્યો હતો. "આહ, સરસ, ભગવાનનાં સમ, ખૂબ જ સરસ! મને ભલે કૂતરાની ઓલાદ કહે પણ સરસ, બહુ જ સરસ!" જ્યારે નિકોલાઈ ઇવાનોવિચની પત્ની, તેનો ચહેરો રડવાને કારણે રાતો થઈ ગયો હતો, તે ઝડપથી ઊઠીને ત્યાંથી જતી રહી. યાકોવ નાના બાળકની જેમ પોતાના વિજયનો આનંદ માણી રહ્યો હતો. તેના સમગ્ર ચહેરાની જાણે કાયાપલટ થઈ ગઈ હતી. તેની આંખો ખુશીને કારણે ચમકી રહી હતી. તેઓ તેને ગલ્લા પાસે ખેંચીને લઈ ગયાં. તેણે રડતા ખેડૂતને પાસે આવવાનો ઇશારો કર્યો. દારૂપીઠાંના માલિકના નાના છોકરાને ઠેકેદારની શોધમાં મોકલ્યો પણ તે મળ્યો નહિ. મિજબાનીની શરૂઆત થઈ. "તારે પોતાનું ગીત ફરીથી અમને સંભળાવવાનું છે, મોડી રાત સુધી!" ભેજાગેપે પોતાના હાથ હવામાં ઉછાળતાં જાહેર કર્યું.

મેં યાકોવની તરફ ફરી એકવાર નજર નાખી અને બહાર નીકળી ગયો. હું રોકાવા નહોતો ઇચ્છતો. મને ડર હતો કે ક્યાંક મારા હૃદય ઉપર પડેલી પેલી પહેલી અસર બગડી ન જાય. પણ ગરમી હજી પણ પહેલા જેટલી જ અસહ્ય હતી. એમ લાગતું હતું કે જાણે તેની એક જાડી ભારે પરત બિલકુલ ધરતી ઉપર ટાંગેલી હોય. ગહેરા નીલા આકાશની સપાટી ઉપર નાની નાની અત્યંત મુલાયમ ચિનગારીઓ, લગભગ કાળી ધુળને આરપાર કરતી હળવે હળવે જઈ રહી હતી. દરેક વસ્તુ નિશ્ચલ હતી. થાક ભરેલી કુદરતની ગહન શાંતિમાં કંઈક નિરાશાજનક અને દિલને માટે અસહ્ય એવું હતું. હું ઘાસ રાખવાની એક છાપરી તરફ આગળ વધ્યો

અને તાજા જ કાપેલ પણ એકદમ સૂકા ઘાસ ઉપર આડો પડ્યો. બહુ લાંબા વખત સુધી હું ઊંઘી ન શક્યો, યાકોવનો અદમ્ય અવાજ લાંબા સમય સુધી મારાં કાનોમાં ગૂંજતો રહ્યો હતો... છેવટે ગર્મી અને થાકની જીત થઈ. અને હું ગાઢ નિદ્રામાં પોઢી ગયો. જ્યારે હું જાગ્યો ત્યારે બધી જ વસ્તુ અંધકારનાં લપેટામાં હતી. આસપાસ વિખરાયેલા ઘાસની તીવ્ર વાસ આવી રહી હતી. જે થોડીક થોડીક ભેજવાળી હતી. અધખુલ્લા છાપરાની પાતળી સાકટીઓમાંથી ઝાંખા તારા આછા આછા ટમટમી રહ્યા હતા. હું બહાર નીકળ્યો. સૂર્યાસ્તની લાલાશ ક્યારની આથમી ગઈ હતી. તેની છેલ્લી નિશાની ક્ષિતિજ ઉપર ધુંધળી રોશનીના રૂપમાં દેખાતી હતી. પણ રાતની તાજગી પર હજી પણ વાતાવરણમાં ગરમીનો આભાસ હતો. જે થોડી વાર પહેલાં સુધી સૂરજની ગરમી દ્વારા બળતું રહ્યું હતું. દિલ હજી પણ ઠંડી હવાની લહેરને માટે તલસી રહ્યું હતું. પવનનું નામોનિશાન નહોતું, ક્યાંક વાદળાં પણ નજરે નહોતાં પડતાં. આકાશ ચોતરફ સાફ અને પારદર્શી ઘેરું હતું. જેમાં અસંખ્ય તારાઓ મૃદુતાથી ટમટમી રહ્યાં હતાં પણ તે ભાગ્યે જ દેખાતાં હતાં. ગામમાં રોશની ટમટમી રહી હતી. નજીકમાં જ પ્રકાશિત દારૂપીઠામાંથી ધમાચકડીવાળા બેસૂરા અવાજો સાંભ-ળાઈ રહ્યા હતા. જેની વચ્ચે મને લાગ્યું કે હું યાકોવનો અવાજ ઓળખી શક્યો હતો. ક્યારેક ક્યારેક ભયંકર હાસ્યનું પૂર ત્યાંથી ફાટી નીકળતું હતું. હું નાની બારીની પાસે પહોંચ્યો અને તેના કાચ સાથે મેં મારું ચહેરો દબાવ્યો. મેં ખિન્ન પણ વિવિધતાસભર અને સજીવ દૃશ્ય જોયું. બધાં જ નશામાં ચકચૂર હતાં—યાકોવ સહિત બધા જ. ઉઘાડી છાતીએ તે બાંકડા ઉપર બેઠો હતો. અને કર્કશ અવાજે કોઈ નૃત્યગીત ગાઈ રહ્યો હતો. સાથે સાથે તેની આંગળીઓ ગિટારના તારને સુસ્તપણે ઝણઝણાવી રહી હતી. તેનાં ભીનાં વાળનાં ગુચ્છાં તેનાં ડરામણાં નિસ્તેજ ચહેરા ઉપર લટકી રહ્યાં હતાં. ઓરડાની વચ્ચોવચ્ચ સંપૂર્ણપણે નશામાં ચૂર અને કોટ પહેર્યા વિના ભેજાગેપ ભૂખરો અંગરખો પહેરેલા ખેડૂતની સામે ઠેકડા ભરી નાચી રહ્યો હતો. ખેડૂત પોતાના પક્ષે મહામુશ્કેલીથી પોતાનાં પગને થનકાવી તાલ આપી રહ્યો હતો. તેની અસ્તવ્યસ્ત દાઢીમાંથી નિરર્થક દાંતિયાં કરી રહ્યો હતો. થોડી થોડી વારે તે પોતાનો હાથ હવામાં ઝુલાવતો હતો. જાણે કહી રહ્યો હોય: "કંઈપણ હોય!" તેના ચહેરા કરતાં વધારે બીજી કોઈ વસ્તુ હાસ્યાસ્પદ નહોતી સંભવી શકતી. ગમે તેમ હોવા છતાં પણ પોતાની ભ્રમરોને તે ચાહે જેટલી તોડે મરોડે પણ તેની આંખોમાં પોપચાં ખુલવાનું



નામ નહોતાં લેતાં. એમ લાગતું હતું કે તે મુશ્કેલીથી નજરે પડવાવાળી ધૂંધળી અને બેજાન જેવી આંખો સાથે ચોંટી ગયાં હતાં. તે નશામાં સંપૂર્ણપણે ડૂબેલા માણસની મુગ્ધ દશામાં પહોંચેલો હતો. જેથી કરીને રસ્તે જનાર દરેક તેના ચહેરાને જોઈને કહે છે, "મારા ભાઈ, તું બહુ ઊંચે તો નથી ચઢી ગયો!" ચૂંચો લોબ્સ્ટર જેટલો લાલ થઈ ગયો હતો. પોતાના નસકોરાંને ખૂબ પહોળાં કરી એક ખૂણામાં દ્વેષપૂર્ણ કૃત્રિમ હાસ્ય કરી રહ્યો હતો. નિકોલાઈ ઇવાનોવિચે દારૂપીઠાના સારા માલિકની જેમ પોતાના સમતોલનને જાળવી રાખ્યું હતું. તેનામાં કોઈ પરિવર્તન નહોતું આવ્યું. ઓરડામાં ઘણાં નવાં ચહેરાઓ આવી ભરાયાં હતાં પણ તેમનામાં આણઘડિયો મારી નજરે ન પડ્યો.

ઝડપી ડગલાં ભરતાં હું પાછો વળ્યો અને તે ટેકરી ઉપરથી જ્યાં કોલોતોવ્કા વસેલું છે, નીચે ઊતરવાનું શરૂ કર્યું. આ ટેકરીની તળેટીમાં વિશાળ મેદાન ફેલાયેલું છે. સાંજના ધુમ્મસની અસ્પષ્ટ લહેરોમાં ડૂબેલ તે વધારે મોટું લાગતું હતું. અને જાણે કાળા ડિબાણ આકાશમાં એકાકાર થઈ રહ્યું હતું. ખીણની નજીકના રસ્તા ઉપર હું લાંબી ફાળો ભરતો ચાલતો હતો. ત્યાં જ અચાનક મેદાનમાં ક્યાંક દૂરથી કોઈક છોકરાનો સ્પષ્ટ અવાજ આવ્યો: "આન્ત્રોપ્કા! આન્ત્રોપ્કા-આ-આ!.." તે છેલ્લા અક્ષરને ખૂબ ખૂબ લાંબો ખેંચતા જીદ્દી અને અશ્રુપૂર્ણ નિરાશાથી બૂમો પાડી રહ્યો હતો.

થોડીક ક્ષણો માટે તે ચૂપ થઈ ગયો અને ફરીથી બૂમો પાડવાનું શરૂ કર્યું. તેનો અવાજ સ્થિર, હલકી સુસ્ત હવામાં સ્પષ્ટપણે ગૂંજી રહ્યો હતો. ઓછામાં ઓછું ત્રીસ વાર તેણે આન્ત્રોપ્કાનું નામ પોકર્યું હતું. ત્યાં જ મેદાનના એકદમ દૂર બીજા છેડેથી જાણે કોઈ બીજી દુનિયામાંથી લગભગ એકદમ અસ્પષ્ટ એવો જવાબી અવાજ તરતો અવ્યો:

"શું-ઉં-ઉં-ઉં?"

છોકરાએ ખુશીના માર્યે ઉછળતાં અને સાથે સાથે ગુસ્સાભર્યા અવાજમાં બૂમ પાડી:

"અહીં આવ, ઓ શેતાન!"

"કેમ?" ઘણી વાર પછી બીજી બાજુથી જવાબ આવ્યો.

"કારણ કે પિતાજી તારી ચામડી ઉધેડવા ઇચ્છે છે!" પહેલા અવાજે તરત જ ઉતાવળથી જવાબ આપ્યો.

ત્યારબાદ બીજા અવાજે જવાબમાં વળતાં કશું જ ન કહ્યું. છોકરાએ

ફરીથી એક વખત આન્ત્રોપ્કા નામે બૂમો પાડી. તેની બૂમરાણો ઉત્તરોત્તર અસ્પષ્ટ અને વધારે ને વધારે સમયના અંતર સાથે, હજી પણ કાનોમાં તરત આવી રહી હતી. જ્યારે એકદમ અંધારું છવાઈ ગયું ત્યારે પણ. હું જંગલના ખૂણાથી વળ્યો, જે મારા ગામને આવરતો ફેલાયેલો છે અને કોલોતોવ્કાથી ચાર વેસ્ટંથી થોડોક વધારે દૂર પડે છે...

"આન્ત્રોપ્કા-આ-આ!" રાતના પડછાયાથી ઘેરાયેલા વાતાવરણમાં હજી પણ તે અવાજ કાને પડી રહ્યો હતો.

૧૮૫૦



# મિખાઈલ સાલ્તીકોવ-શ્ચેદ્રીન

## મિખાઈલ સાલ્તીકોવ-શ્ચેદ્રીન

(૧૮૨૬-૧૮૮૯)

મિખાઈલ સાલ્તીકોવ-શ્ચેદ્રીન ૧૯મી સદીના સૌથી સુંદર કટાક્ષકાર તરીકે ગણાય છે. અને હાલમાં જ તેમને ગોગોલના વારસ કહેવામાં આવે છે.

લેખક પ્રાંતીય જમીનદાર કુટુંબમાં જન્મ્યા અને ઊછર્યા હતા. તેમનાં ઘણાં પુસ્તકોમાં વિષયવસ્તુ તરીકે તેમની આસપાસના વાતાવરણનાં લોકાચાર અને શિષ્ટાચારો હતા.

શ્ચેદ્રીન ઝારસ્કોયે સેલોમાંની વિદ્યાપીઠમાં ગયા (રશિયામાં સર્વોત્તમ સ્કૂલોમાંથી એક કે જેમાં પૂશ્કિન વિદ્યાર્થી રહ્યા હતા), સ્નાતક થઈ જતાં તેઓએ યુદ્ધ ઓફિસમાં પદવી લીધી. તેઓ ક્રાંતિકારી મગજવાળા જુવાન લોકો અને ફ્રાન્સમાંથી રશિયા આવેલ કાલ્પનિક સમાજવાદના વિચારોથી પ્રભાવિત લોકોનાં વર્તુળો સાથે ગાઢ રીતે જોડાયેલા હતા. તેમણે વાર્તા 'વગોવાયેલ પરિસ્થિતિ' ૧૮૪૮માં પ્રકાશિત કરી. તેનાં પ્રવર્તમાન સામાજિક વ્યવસ્થાની ઉગ્ર ટીકા કરવામાં આવી હતી. જેના માટે તેમને પ્રાંતીય શહેર વ્યાત્કામાં દેશનિકાલની સજા કરવામાં આવી. ત્યાં તેઓ લગભગ આઠ વર્ષ રહ્યા.

દેશનિકાલથી પાછા ફરતાં શ્ચેદ્રીન દેશના સામાજિક જીવનમાં સક્રિય બની ગયા. ઊંચી પદવીઓ પ્રાપ્ત કરી તેમણે રુશવતખોરી અને રાજ્ય મિલકતની ઉચાપતનાં વિરોધમાં લડીને અને જેમને કોઈપણ હક્ક નથી તેવાં ગરીબ બિચારાં લોકોનાં હિતોને રક્ષીને લોકોની સહાય કરવાનો પ્રયત્ન કર્યો. પણ તેમના લખાણોને ઘણો વધારે એકમતી પ્રત્યુત્તર મળ્યો. દોબ્રોલ્યૂબોવ, ચેરનિશેવ્સ્કી અને નેક્રાસોવના મિત્ર અને સાથી સાલ્તીકોવ-શ્ચેદ્રીન ૧૮૭૮માં તે સમયના સૌથી વધુ વિકાસવાદી સામાયિક 'ઓતેચેસ્ત્વેનીયે ઝાપીસ્કી'ના ('પિતૃભૂમિની નોંધો') મુખ્ય સંપાદક બન્યા. સરકારે ૧૮૮૪માં આ સામાયિક ઉપર પ્રતિબંધ મૂક્યો પણ શ્ચેદ્રીને મૌજૂદા પદ્ધતિને સંબંધિત જોરદાર ક્રૂર ટીકા દ્વારા પોતાના વિચારો ફેલાવાનું કામ ચાલુ રાખ્યું.

તેમની સર્વશ્રેષ્ઠ વાર્તાઓમાં 'પ્રાંતીય ચિત્રણો' (૧૮૫૬-૫૭), 'એક શહેરની વાર્તા' (૧૮૬૯-૭૦), અને 'ઈસ્ટેરયેર પોશેખોનનું પ્રાચીન જીવન' (૧૮૮૭-૮૯) છે. તેઓ રશિયાની અમલદારશાહી અને ઉદાર બુદ્ધિજીવીની કોઈપણ નિર્ણયાત્મક પગલું લઈ શકવાની અસમર્થતા માટે કટાક્ષ કરે છે. તેમની 'લોક વાર્તાઓ' (૧૮૬૯, ૧૮૬૨-૮૬) કદાચ સારાંશ કહી શકાય અને અહીં તેમના સામાજિક રાજકીય વિચારો સૌથી વધુ સ્પષ્ટતાથી જાહેર કરવામાં આવ્યા છે.

# એક ખેડૂતે બે ઉચ્ચ અમલદારોના પેટ કેવી રીતે ભર્યા

એમ કહેવાય છે કે એક જમાનામાં બે ઉચ્ચ અમલદારો રહેતા હતા. બંને ખૂબ જ તરંગી અને મનમોજીલા હતા. ભગવાન જાણે ક્યાંથી પણ એક વખત તેમના મનમાં શો તરંગ આવ્યો, એવી તો ધૂન ચઢી કે બંને એક એવા ટાપુ જઈ પહોંચ્યો જ્યાં માણસનું નામોનિશાન નહોતું.

હવે બંને અમલદારોએ પોતાની આખી જિંદગી કોઈ નોંધણી કચેરીમાં નોકરી કરી હતી. તેઓ ત્યાં જન્મ્યા હતા, ત્યાં જ તેમનું લાલનપાલન થયું અને તે જ નોંધણી કચેરીના વાતાવરણમાં પુખ્ત થઈ વૃદ્ધાવસ્થા સુધી પહોંચ્યા હતા. પરિણામ એ આવ્યું કે તેઓ કૂવામાંના દેડકા જેવા થઈ ગયાં, ન તો કોઈ વસ્તુ જાણે કે ન તો કોઈ વસ્તુ સમજે. તેમનાં શબ્દજ્ઞાનનું ભંડોળ માત્ર એટલું જ હતું કે "બાંયધારી સ્વીકારો..." અને બસ.

થોડો સમય પછી તે નોંધણી કચેરીની જરૂરિયાત ન રહેવાને કારણે તેને બંધ કરી દેવામાં આવી. અને બંને અમલદારોને છૂટા કરી દીધા. તેઓએ પોતાનો ડેરો પીટર્સબર્ગમાં પોદ્યાચેસ્કાયા શેરીમાં નાંખ્યો. બંને જુદાં જુદાં મકાનોમાં રહેતા હતા. તેમણે ઘરના કામકાજ માટે પતપોતાની બાઈઓ રાખી અને નિવૃત્તિવેતન મેળવવા લાગ્યા. પણ ત્યારબાદ, પહેલાં કહ્યું તે પ્રમાણે અચાનક તેઓને ભાન થયું કે તેઓ એક વેરાન ટાપુ ઉપર હતા. સવારે તેઓની આંખો ખુલી અને તેમના આશ્ચર્ય વચ્ચે તેઓએ જોયું કે તેઓ બંને એક જ ધાબળામાં એકબીજાની જોડે જોડે સૂતા હતા. ચોક્કસપણે પહેલાં તો તેઓ બાઘા જ થઈ ગયાં, તેમને કશી જ ગતાગમ ન પડી કે આ બધું શું થઈ ગયું અને પછી જાણે કશું જ ન બન્યું હોય તેમ વાતો કરવા લગ્યા.

"અરે મહોદય, હમણાં જ મેં એક વિચિત્ર સ્વપ્ન જોયું! મેં જોયું કે હું કોઈ વેરાન ટાપુ ઉપર આવી ચડયો હતો."

એક અમલદાર આટલાં શબ્દો પૂરાં કહેતા જ એકદમ ઊછળ્યો અને તેની પાછળ પાછળ બીજો અમલદાર પણ એકદમ ઉતાવળે તેને અનુસર્યો.

"અરે ભગવાન! આ શું બની ગયું? આપણે ક્યાં છીએ?" ભયના કારણે તેમનાં મોં પહોળાં થઈ ગયાં.

તેઓએ બંને સ્વપ્ન તો નથી જોઈ રહ્યા તેની ખાતરી કરવા માટે એકબીજાને સ્પર્શ કર્યો. પણ તેઓએ જેટલો પોતાને એ સમજાવવાનો પ્રયત્ન કર્યો કે તે એક સ્વપ્નથી વધારે બીજું કંઈ નહોતું, તેટલું જ તેમને દિલગીરી સાથે એ માનવા લાચાર થવું પડ્યું હતું કે તે નરી હકીકત હતી.

તેમની સામે એક તરફ તો સમુદ્ર ગરજતો હતો અને બીજી બાજુ નાનકડી જમીનનો ટૂકડો. જમીનના આ ટૂકડાની આગળ પણ જ્યાં સુધી નજર પહોંચતી હતી ત્યાં દૂર દૂર સમુદ્ર ફેલાયેલો હતો. અને હવે નોંધણી કચેરી છોડી ત્યારથી પહેલી વખત આ બંને અમલદારોની આંખોમાં આંસુ ઊભરાઈ આવ્યાં.

તેઓએ નખશિખ જોવાનું શરૂ કર્યું: તેઓ બંને રાત્રીનાં પોશાકમાં હતા. બંનેનાં ગળા પર સરકારી ચંદ્રકો લટકતાં હતાં.

"હવે જો ક્યાંકથી ગરમ ગરમ કોફીનો એક પ્યાલો આવી જાય, તો કેવી મઝા પડે," તેઓમાંથી એકે નિસાસો નાંખ્યો, પણ બીજી જ ક્ષણે તેમની સાથે ઘટેલી ભયંકર વસ્તુસ્થિતિ યાદ આવતાં જ તે ફરીથી ડૂસકાં ભરવા લાગ્યો.

"પણ હવે આપણે શું કરીશું?" આંસુભરી આંખે તે બોલ્યો. "હવે હેવાલ લખવાથી પણ કશો લાભ ભાગ્યે જ થશે."

"તમે જાણો છો હવે આપણે શું કરવું?" બીજાએ કહ્યું. "તમે, હા, તમે મહોદય, પૂર્વમાં જાઓ અને હું પશ્ચિમમાં જઈશ. અને સાંજે આપણે અહીં મળીએ. કદાચ આપણને કોઈક રસ્તો મળી જાય."

લાંબા વખત સુધી તેઓ પૂર્વ અને પશ્ચિમ દિશા શોધવાનો પ્રયત્ન કરવામાં વ્યસ્ત રહ્યા. પણ બધું જ વ્યર્થ ગયું. અંતમાં તેઓમાંથી એકને તેમના વડાની કહેલી વાત યાદ આવી કે જો તમે પૂર્વ દિશા શોધવા ઈચ્છતા હો તો તમારે ઉત્તરની તરફ મોઢું કરવું જોઈએ અને તમારી જમણી બાજુ પૂર્વ દિશા હશે. તેથી તેઓએ ઉત્તર દિશા માટેની શોધ શરૂ કરી. તેઓ આમ વળ્યા અને તેમ ફર્યા. પરિધિની બધી જ જગ્યાએથી પ્રયત્ન કર્યો પણ આખી જિંદગી નોંધણી કચેરીમાં જ બંધ રહી વિતાવી હોવાને કારણે તેઓ લેશમાત્ર પણ ન સમજી શક્યા.



"જુઓ મહોદય, તમે જમણી બાજુ જાઓ અને હું જઈશ ડાબી બાજુ. એ વધારે ઠીક રહેશે!" બીજા અમલદારે કહ્યું. તેમણે નોંધણી કચેરીમાં નોકરી કરવા ઉપરાંત એક વખત સિપાઈઓના અનાથ બાળકો માટેની શાળામાં સુલેખનવિદ્યા શીખવી હતી. અને આના કારણે તેનામાં થોડીક વધારે સમજ હતી.

કહેતાંની સાથે જ એમ કરવામાં આવ્યું. એક જમણી તરફ ગયો. તેણે બધાં જ પ્રકારનાં ફળોથી લદાયેલાં ઊંચા વૃક્ષો જોયાં. અમલદારને એક સફરજન ચાખવાની ઇચ્છા થઈ. પણ તે એટલાં ઊંચાઈએ હતાં કે તે ત્યાં સુધી પહોંચી ન શક્યો. તેણે ઝાડ ઉપર ચઢવાનો પ્રયત્ન કર્યો પણ તેના ફળસ્વરૂપ તેનું રાત્રિનું પહેરણ જ ફાટી ગયું. પછી તે ઝરણા પાસે આવ્યો. ત્યાં તેણે ફ્રોન્તાન્કાના તળાવમાંનાં માછલાંઓની જેમ માછલાંઓને ગેલ કરતાં જોયાં. "અરે, માત્ર જો આવાં માછલાં પોદ્યાચેસ્કાયાવાળા મારા ઘરમાં પણ હોય તો!" તેણે આમ વિચાર્યું અને આ કલ્પના માત્રથી તેના મોંમાં પાણી આવી ગયું.

ચાલતાં ચાલતાં છેવટે તે જંગલમાં આવી પહોંચ્યો. ત્યાં તેણે કંઠીધારી તેતરોને અને જંગલી કૂકડાને સીટીઓ વગાડતાં સાંભળ્યાં અને સસલાઓને વૃક્ષોની વચ્ચે આમતેમ નાસભાગ કરતાં જોયાં.

"અરે બાપરે! ખોરાકની તો કેવી રેલમછેલ છે!" ભૂખની તીવ્ર વેદનામાં તરફડતાં તે ગણગણ્યો.

પણ તેને ખાલી હાથે પાછાં જવું જ પડ્યું. બીજો ઉચ્ચ અમલદાર તેની રાહ જોઈ રહ્યો હતો.

"હા, તો મહોદય, સદ્નસીબે કંઈ હાથમાં આવ્યું?"

"ના, **મોસ્કોવ્સ્કિયે વેદોમોસ્તી***ની એક જૂની પ્રતિ સિવાય બીજું કંઈ મને ન મળ્યું!"

ગમે તેમ પણ અમલદારો ફરીથી આડા પડ્યા પણ ભૂખના કારણે નિંદર ભાગી ગઈ હતી. તેમના મનમાં બધાં જ પ્રકારોનાં વિચારો ઘૂમરાઈ રહ્યાં હતાં. તેમને આશ્ચર્ય થતું હતું કે કોણ તેમનું નિવૃત્તિવેતન વસૂલ કરશે કે પછી ક્યારેક આખા દિવસ દરમ્યાન તેમને જોયેલા ફળ, માછલાં અને પક્ષીઓ યાદ આવતા હતા.

---

* મોસ્કોવ્સ્કિયે વેદોમોસ્તી — મોસ્કોમાં પ્રકાશિત સમાચાર પત્ર (૧૭૫૬) — સં.

"મહોદય, કોણે કલ્પના કરી હશે કે માણસનો દરરોજનો ખોરાક તેની મૂળભૂત સ્થિતિમાં હવામાં ઊડે છે, પાણીમાં તરે છે અને વૃક્ષો ઉપર ઊગે છે?" એક અમલદારે આશ્ચર્ય પામતાં મોટે સાદે કહ્યું.

"હા," બીજાએ પ્રત્યુત્તર વાળ્યો, "એ તો માનવું જ જોઈએ, હું હંમેશાં એમ વિચારતો હતો કે નાસ્તાની મેજ ઉપર દેખાતી પાઉંરોટી જેવી તે દેખાય તેવી જ જન્મી છે."

"તો પછી તેનો અર્થ એમ થાય છે કે જો કોઈ બટેર ખાવા ઇચ્છતું હોય તો તેણે સૌથી પહેલાં તો તેને જાળમાં સપડાવવો જોઈએ, પછી તેને મારીને સાફ કરે અને ત્યારબાદ તેને ભૂંજે... પણ આ બધું કરવું તો કેવી રીતે?"

"એકદમ સાચું કહ્યું તમે, આ બધું કરવું કેવી રીતે?" બીજાએ હુંકારો ભણ્યો.

તેઓ ચૂપ થઈ ગયા અને ઊંઘવાનો પ્રયત્ન કરવા લાગ્યા. પણ ભૂખે તેને નિષ્ફળ બનાવ્યો. રસદાર, સરસ રીતે ભૂંજેલાં, કાકડી, અથાણાં અને કચુંબરોથી સજેલાં બટેર, ટર્કી મરઘું, અને નાનાં સૂવરનાં દૃશ્યો સ્પષ્ટપણે આંખો સામે નાચી રહ્યાં હતાં.

"મને લાગે છે કે હમણાં હું મારાં જૂતાં પણ ખાઈ શકતો હતો," એક અમલદારે કહ્યું.

"હા, દસ્તાનાં પણ ખોટાં નથી તેના માટે. ખાસ કરીને જો તે સારાં એવાં ઘસાયેલાં હોય તો."

અચાનક બંને એકબીજા તરફ ઘૂરવા લાગ્યા. તેમની આંખોમાં દુષ્ટ પ્રકાશ ચમકતો હતો. બંનેએ પોતાનાં દાંત કચકચાવ્યાં. તેમના ઘોઘરામાંથી ઊંડા ઘૂરકાટા બહાર આવ્યા. ધીરે ધીરે તેઓ એકબીજા તરફ સરક્યા. અને પલકારામાં ક્રોધની જ્વાળામાં એકબીજા ઉપર ઝપટી પડ્યા. તેમનાં કપડાનાં ચીંથરેચીંથરા થઈ ચારે બાજુ ઊડવા લાગ્યાં, જોર જોરથી બૂમ બરાડા પાડવા લાગ્યા. શાળામાં સુલેખનવિદ્યાનો શિક્ષક રહી ચૂકેલ અમલદાર તેના સહકાર્યકરનાં ચંદ્રકને જ ગળી ગયો. પણ લોહી વહેતું જોતાં તેઓ જાણે ભાનમાં આવી ગયા.

"અરે ભગવાન!" તેઓ એકીસાથે બોલી ઊઠ્યા. "જો આપણે એમ કરતા રહ્યા તો તો એકબીજાને કાચાં જ કરડી જઈશું!"

"અરેરેરે! આપણે અહીં કેવી રીતે આવી ફસાયા? કોણ છે એ હરામખોર કે જેણે આપણી સાથે આવું છળકપટ કર્યું?"



"મહોદય," એક અમલદારે સૂઝાવ આપ્યો. "મને લાગે છે કે આપણે કોઈ વાતચીત દ્વારા આપણા મનને વાળી સમય પસાર કરવો જોઈએ. નહીં તો અહીં કોઈકનું ખૂન થઈ જશે."

"તું શરૂ કર!" બીજાએ જવાબ આપ્યો.

"ભલે. હવે દાખલા તરીકે તમારી દૃષ્ટિએ શા માટે સૂરજ પહેલાં ઊગે છે અને પછી આથમે છે પણ તેનાથી ઊલટું કેમ નથી થતું?"

"તમે તો કેવા વિચિત્ર માણસ છો, મહોદય! શું તમે પણ પહેલાં ઊઠો છો, પછી ઓફિસ જાઓ છો અને ત્યારબાદ જ સૂઈ નથી જતા?"

"પણ શા માટે ઊલટા ક્રમમાં નહીં? શા માટે પહેલાં ઊંઘી ન જવું જોઇએ, બધાં જ પ્રકારનાં સ્વપ્નાં ન જોવાં જોઈએ અને પછી ન ઊઠવું જોઈએ?"

"હંઅ... હા... પણ મારે એ માનવું જોઈએ કે જ્યારે હું નોંધણી કચેરીમાં કામ કરતો હતો ત્યારે હું હંમેશાં તે આ રીતે વિચારતો હતો: હવે સવાર પડી, પછી દિવસ અવશે અને ત્યારબાદ ભોજન આપવામાં આવશે અને હું સૂવા જઈશ!"

ગમે તેમ હોવા છતાં પણ ભોજનના ઉલ્લેખથી તેમની ઉપર ઉદાસી છવાઈ ગઈ અને તે જ ક્ષણે વાતચીત ત્યાં જ તૂટી ગઈ.

તેઓમાંથી એકે ફરીથી વાતચીત કરવાનું શરૂ કરતાં કહ્યું: "મેં એક વખત દાક્તરને એમ કહેતાં સાંભળ્યો હતો કે માણસ પોતાનાં શરીરમાં આંતરિક રસોના સહારે લાંબો વખત જીવી શકે છે."

"તે કેવી રીતે?"

"હા, તો વાત કંઈક આમ છે—એમ માનવામાં આવે છે કે શરીરમાં સંચિત રસોમાંથી બીજાં રસો ઉત્પન્ન થાય છે. અને તે રસો અનુક્રમે હજી બીજાં રસો પેદા કરે છે. અને આમ ને આમ આ રસો સંપૂર્ણપણે ખલાસ થઈ જાય ત્યાં સુધી આ ચક્ર ચાલ્યા કરે છે."

"અને ત્યારબાદ શું?"

"ત્યારબાદ તમારે ખોરાક લેવો જોઈએ."

"ધત્!"

ટૂંકમાં ભલેને તેઓ કોઈપણ વિષય ઉપર વાતચીત શરૂ કેમ ન કરે પણ તે હંમેશાં ગોળગોળ ફરીને ખાવાની યાદ વચ્ચે લાવતી હતી અને તે તેમની ભૂખને વધારે ને વધારે ભડકાવતી હતી. તેઓએ વાતચીત કરવાનું

પડતું મૂકવાનો નિર્ણય કર્યો. 'મોસ્કોવ્સ્કિયે વેદોમોસ્તી'ની યાદ આવતાં તેને વાંચવાનું શરૂ કર્યું.

તેઓમાંથી એકે કાંપતાં અવાજે વાંચવાનું શરૂ કર્યું: "આપણી પ્રાચીન રાજધાનીના માનનીય રાજ્યપાલે ગઈકાલે ભવ્ય ભોજનસમારંભ યોજ્યો. ખાણાની મેજ ઉપર સો અતિથિઓએ હાજરી આપી હતી. તેની ભવ્યતાનું વર્ણન કરવું અતિ મુશ્કેલ છે. બધાં જ દેશોની વિશિષ્ટતાઓ આ ભવ્ય મિજબાનીમાં એકઠી થયેલી લાગતી હતી: કૉકેશીઅન જંગલોનાં તેતરોની સાથે શેક્સ્ના નદીની સોનેરી સ્ટરર્લટ માછલી નજરે પડતી હતી અને ફેબ્રુઆરી મહિનામાં અમારા ઉત્તરી વિભાગમાં ભાગ્યે જ દેખાતી સ્વાદિષ્ટ સ્ટ્રોબરી પણ..."

"ભલા થઈને ભગવાનને ખાતર, મહોદય, તમે કોઈ બીજો વિષય નથી શોધી શક્તાં?" નિરાશ થતાં બીજો અમલદાર બરાડી ઊઠયો. અને પોતાના સાથીના હાથમાંથી છાપું ઝૂંટવી લઈ નીચે પ્રમાણે વાંચવા લાગ્યો:

"તુલાથી અમારા વિશેષ ખબરપત્રી લખે છે: ગઈકાલે ઉપા નદીમાં સ્ટર્જન માછલીના પકડાવાની ખુશી મનાવવા સ્થાનીય કલબમાં સમારોહ યોજાયો. (ઘટના એટલી અનોખી છે કે જેની આ વિસ્તારના વૃદ્ધોને પણ યાદ નથી. ખાસ કરીને જ્યારથી સ્ટર્જનને પોલીસ ઈન્સ્પેકટર બી. તરીકે ઓળખાવવામાં આવી). આ માછલીને લાકડાની એક ખૂબ મોટી થાળીમાં રાખીને મેજ ઉપર મૂકવામાં આવી. તેની ચારે બાજુ કાકડી અને તેના મોંમાં ભાજી હતી. આ સમારોહના મુખ્ય પ્રબંધક કૉ. પી. સાહેબે ખાસ ધ્યાન રાખ્યું કે દરેકને તેનો હિસ્સો મળવો જોઈએ. એટલાં તો વિધવિધ પ્રકારની સ્વાદિષ્ટ ચટણીઓ હતી કે બધાં આંગળાં ચાટતાં રહી ગયાં..."

"માફ કરશો, મહોદય, પણ લાગે છે એમ કે વિષય પસંદગી કરવામાં તમે પણ સાવધાનીથી કામ નથી કર્યું." પહેલા અમલદારે કહ્યું. અને તેના હાથમાંથી છાપું લઈને પોતે વાંચવા લાગ્યો:

"વ્યત્કા નગરથી હેવાલ મળ્યો છે કે અહીંથી એક સૌથી જૂના રહેવાસીએ માછલીનો સુપ બનાવવાની નવી વિધિ શોધી કાઢી છે. એક જીવિત ટર્બટ માછલી લો. સૌથી પહેલાં તેને એવી રીતે ફટકારો કે દર્દના કારણે તેનું કાળજું પૂરતાં પ્રમાણમાં પહોળું થઈ જાય..."

બંને ઉચ્ચ અમલદારો પોતાનાં માથાં પકડીને બેસી પડયા. તેઓ જે પણ વસ્તુ ઉપર નજર નાંખતા તે બધી જ ખોરાકની સાથે જોડાયેલી



હતી. સાચી વાત તો એ છે કે તેમના વિચાર પોતે જ તેમની વિરુદ્ધ ષડ્યંત્ર રચી રહ્યા હતા કારણ કે તેઓ ભૂંજેલા માંસના વિચારને જેટલો પોતાના મગજમાંથી કાઢવાનો પ્રયત્ન કરતા હતા તેટલી જ વધારે તેની યાદ તેમને સતાવતી હતી.

પણ સુલેખનવિદ્યાના શિક્ષક રહી ચૂકેલા અમલદારના મગજમાં અચાનક વિચાર સ્ફૂર્યો...

ખુશ થતાં તેણે કહ્યું: "મહોદય, મારું કહેવું છે કે જો આપણે કોઈ સામાન્ય ખેડૂતને શોધી કાઢીએ તો કેવું?"

"સામાન્ય ખેડૂત? તમારા કહેવાનો અર્થ શો છે?"

"કેમ સમજ્યા નહિ સાહેબ, માત્ર સામાન્ય ખેડૂત. તમને જ્યાંય રસ્તે જતાં સહેલાઈથી મળી જાય તે. તે આપણા માટે પળવારમાં પાઉંરોટી લઈ આવશે અને માછલાં તથા પક્ષી પકડી લાવશે!"

"હંઅ... સામાન્ય ખેડૂત... વિચાર તો સારો છે! પણ તે આવશે ક્યાંથી? અહીં તો કોઈનું નામનિશાન પણ નથી."

"તમે એમ કેવી રીતે કહી શકો, મહોદય? દરેક જગ્યાએ ઘણાં બધાં સામાન્ય ખેડૂતો હોય છે. માત્ર જરૂર છે તેમને બરાબર શોધી કાઢવાની. મને ખાતરી છે કે તે હમણાં અહીં જ ક્યાંક આળસુની જેમ પડયો છે અને કામમાંથી છટકી જવાનો પ્રયત્ન કરી રહ્યો છે."

આ વિચાર માત્રથી બંને અમલદારો ખુશીના મારે ઊછળી પડયા, જોશમાં આવીને ઝટપટ ઊભા થયા અને ખેડૂતની શોધમાં નીકળી પડયા.

બહુ વાર સુધી તેઓ ટાપુ ઉપર આમતેમ ભટકતા રહ્યા પણ સફળતા ન મળી. પણ અંતમાં કુશ્કીની પાઉંરોટી અને કાચા ચામડાની ઉગ્ર ગંધ આવી. તેઓ તે તરફ નીકળી પડયા. ત્યાં તેમણે એક ઝાડની નીચે પેટ ઉપરની તરફ ફૂલાવીને માથાની નીચે મુઠ્ઠીઓ રાખીને સૂતેલા એક હૃષ્ટપૃષ્ટ ભરાવદાર શરીરવાળા ખેડૂતને જોયો. સ્પષ્ટપણે બેશર્મીથી પડેલો તે હરામખોરી કરી રહ્યો હતો. અમલદાર તો તેને આ પ્રમાણે કામચોરી કરતો જોઈને ક્રોધે ભરાઈ ગયો.

"એ ઊંઘણસી, આળસુના પીર!" તેઓ તેની ઉપર વરસી પડયા. "અહીં બે અમલદારો ભૂખે મરી રહ્યા છે અને તું હાલતો પણ નથી! ઊભો થા અને અબઘડી કામ પર લાગી જા!"

ખેડૂત સફાળો ઊઠયો અને જોયું કે આ હસી કાઢવા જેવી વાત નહોતી. આ બહુ કડક અમલદારો હતા. પહેલાં તો તેને ભાગી જવાની

ઇચ્છા થઈ પણ તેઓ તેના ઉપર એવા તો તૂટી પડયા કે તે છટકી ન શક્યો.

ત્યારબાદ તે કામે લાગી ગયો.

સૌથી પહેલાં તે સફરજનના ઝાડ ઉપર ચઢી ગયો. અમલદારો માટે પાકાં બોર અને પોતાના માટે એક કાચું સફરજન તોડયું. પછી તેણે જમીન ખોદીને થોડાક બટાકા કાઢ્યા. ત્યારબાદ તેણે લાકડાના બે ટૂકડા ઘસી આગ લગાડી. પછી પોતાના વાળની જાળી બનાવીને તેતર પકડયું. અંતે તેણે આગ સળગાવી અને જાતજાતની એટલી તો વાનગીઓ પકાવી કે અમલદારો પોતે પણ એ વિચાર્યા વિના ન રહી શકયા કે આ આળસુના પીર માટે પણ થોડોક ભાગ રહેવા દેવો જોઈએ.

તેઓએ ખેડૂતને જાત જાતના યત્ન કરતો જોયો. તેમનું અધિકારીઓનું કડક દિલ ખુશીના કારણે પ્રફૂલ્લિત થઈ ગયું. તેઓ એકદમ જ ભૂલી ગયા કે એક દિવસ પહેલાં તેઓ ભૂખને માર્યે લગભગ મરી રહ્યા હતા. હવે તેઓ માત્ર એટલું જ વિચારતા હતા: "આહ, ઉચ્ચ અમલદારો થવું કેટલું આનંદદાયક છે—દરેક જગ્યાએ તમારું કામ સહેલાઈથી કરાવી શકાય છે."

"આપ સંતુષ્ટ તો છો, મહોદયો?" આળસુના પીર ખેડૂતે તે દરમિયાન પૂછ્યું.

"ખૂબ જ, સાચે જ, ખૂબ જ સંતુષ્ટ છીએ અમે. અમે જોઈ શકીએ છીએ કે તેં બહુ મહેનત કરી છે."

"જો આપ રજા આપો તો હું થોડો આરામ કરી લઉં?"

"હા, હા, તું જરૂર આરામ કરી શકે છે. બસ પહેલાં અમને માત્ર દોરડું બનાવી આપ."

ખેડૂતે ઝટપટ થોડુંક જંગલી શણ ભેગું કર્યું. તેને પાણીમાં પલાળ્યું. તેને ટૂંપી ટૂંપીને લુગ્દી બનાવી સાંજ સુધીમાં દોરડું તૈયાર કરી નાંખ્યું. આ જ દોરડાથી અમલદારોએ ખેડૂતને ઝાડ સાથે બાંધી દીધો. જેથી કરીને જ્યારે તેઓ સૂઈ જાય ત્યારે તે ભાગી ન જાય.

એક દિવસ વીત્યો, બીજો દિવસ વીત્યો. ખેડૂત એટલો હોશિયાર થઈ ગયો કે અંજલિમાં સુપ તૈયાર કરી શકતો હતો. બંને અમલદારો મોજમાં હતા અને દેખાવમાં એટલા સારા અને તાજામાજા થઈ ગયા હતા કે તેમની તરફ જોતાં દિલમાં ખુશી થતી હતી. "ગમે તેમ પણ અહીં ખોટું નથી," તેઓ કહેતાં. "અહીં આપણી પાસે આપણે જે પણ



ઇચ્છીએ તે બધું જ છે અને ઘેર પીટર્સબર્ગમાં આપણાં નિવૃત્તિવેતન જમા થઈ રહ્યાં છે."

"તમારો શો વિચાર છે, મહોદય, બાબેલના મીનારાની દંતકથા સાચી છે કે કલ્પના જ છે?" નાસ્તો કર્યા પછી એક અમલદાર બીજાને પૂછતો.

"હું માનું છું કે તે સાચી વાત હોવી જોઈએ, મહોદય, નહીં તો જુદી જુદી ભાષાઓના અસ્તિત્વને તમે કેવી રીતે સમજાવશો?"

"તો પછી પ્રલય પણ ચોક્કસ થયો હતો?"

"ચોક્કસપણે નહીં તો પ્રલય પહેલાનાં જાનવરોના અસ્તિત્વને કેવી રીતે સ્પષ્ટ કરી શકાય? અને વળી વધારામાં 'મોસ્કોવ્સ્કિયે વેદોમોસ્તી' કહે છે..."

"હવે આપણે જરા તેમાં ડોકિયું કરીએ તો કેવું રહેશે?"

કહેવા પ્રમાણે તેઓ છાપાની પ્રતિ શોધી કાઢતા છાયામાં જઈને બેસી જતા અને ખૂણે ખાંચરેથી તેને વાંચી જતા. તેમણે મોસ્કો, તુલા, પેન્ઝા, રઝાનમાં લોકોએ મનોવલી મિજબાની વિષેનું આખું વિવરણ વાંચ્યું પણ આ વખતે તેઓને જરાપણ પરેશાનીનો અનુભવ નહોતો થતો.

* * *

ઘણાં દિવસો વીત્યાં કે થોડાં, છેવટે અમલદારોને ઘરની યાદ સતાવવા લાગી. વારંવાર તેઓ પીટર્સબર્ગમાં છોડેલી રસોઇયણો વિષે વિચારતા અને વળી તેમની યાદમાં થોડુંક રડયા પણ હતા.

"કોણ જાણે હમણાં પોદ્યાચેસ્કાયામાં તેઓ શું કરી રહ્યાં છે?" એક અમલદારે કહ્યું.

"મહોદય, તેના વિષે એક શબ્દ પણ ન બોલો. તેના વિષે વિચારતાં દિલને દુ:ખ થાય છે," તેના સાથીએ જવાબ આપ્યો.

"આમ તો અહીંયા પણ બહુ મઝા પડે છે પણ તેમ છતાં તમે જાણો છો એ બહુ યોગ્ય ન કહેવાય કે ઘેટો તેની ઘેટીથી દૂર રહી રહ્યો છે. અને વળી પેલા ગણવેશો વિષે વિચારવું એ વાસ્તવમાં કષ્ટદાયક છે!"

"હા, વિશેષ કરીને ચોથી શ્રેણીવાળાના*; કોઈને રડતા કરવા માટે તેની સિલાઈ તરફ જોવું તે એકલું જ માત્ર પૂરતું છે!"

તેથી હવે તેઓ ખેડૂત ઉપર તેમને પોદ્યાચેસ્કાયા લઈ જવા માટે જોર નાખવા લાગ્યા. માનો કે ન માનો, ખેડૂત પોતે ત્યાં જઈ આવ્યો હતો અને ત્યાં દારૂ પણ પીધો હતો, પણ તે માત્ર તેની મૂંછો ઉપરથી વહી ગયો હતો!

---

*ક્રાંતિ પહેલાંનાં વર્ગીકરણ પ્રમાણે નાગરિક અને લશકરી દરજ્જાઓ ૧૪ શ્રેણીઓમાં વહેંચાયેલાં હતાં.—સં.

“સાચે જ?” બંને અમલદારો આશ્ચર્ય પામ્યા. “અમે પણ તો તે જગ્યાએથી આવ્યા છીએ.”

“તો પછી જો આપે કદીયે છાપરા પરથી લટકતી ડોળીમાં કે માખીની જેમ ઘરની ટોચ ઉપર સરકતા દીવાલો રંગતા માણસને કદી જોયો હો તો તે હું હતો.”

પછી ખેડૂત અમલદારોની માયાળુતા માટે, ગરીબ માણસની સેવાઓને સ્વીકારવા યોગ્ય માનવા માટે તેમનો આભાર માનવાના શબ્દો શોધવા માટે માથું ખંજવાળવા લાગ્યો. છેવટે તેણે તેમના માટે એક વહાણ બનાવ્યું—વહાણ તો નહીં પણ કદાચ તેમને સમુદ્ર પાર પોદ્યાચેસ્કાયા સુધી પહોંચાડવા માટે તે જરૂરી એવી હોડી હતી.

“ઓ બદમાશ, જો જે, તું અમને ક્યાંક ડૂબાડી તો નહીં મારે ને!”

“ચિંતા ન કરો, મહોદયો, આવા પ્રકારની હોડી મેં પહેલાં પણ બનાવી છે,” પ્રયાણની તૈયારીઓ ચાલુ રાખતાં ખેડૂતે જવાબ આપ્યો.

તેણે હંસલાઓનાં પીંછાનો ઢગલો એકઠો કર્યો. અને તેને હોડીના તળિયે બિછાવી દીધો. આટલું કર્યા પછી તેણે અમલદારોને તેની ઉપર બેસાડ્યા. પછી ભગવાનનું નામ લઈને ક્રૉસ બનાવી હોડી તરતી મૂકી. અરે બાપરે, તોફાન અને પવનના જોરદાર સપાટાઓ આવતાં તે દરમ્યાન અમલદારો એટલા તો ગભરાઈ જતા કે તે સમયે તેઓ ખેડૂતને તેના આળસુપણા માટે ખખડાવી નાખતા. જેનું ન તો કોઈ શબ્દો દ્વારા કે ન તો લખીને વર્ણન કરી શકાય. પણ તેણે ઉચ્ચ અમલદારોને હેરિંગ માછલાં ખવડાવતાં માત્ર હલેસાં હંકારવાનું ચાલુ રાખ્યું.

પણ છેવટે પ્રિય પ્રાચીન નેવામૈયા નજરે પડી. તેની સાથે આગળ યેકાતેરીનિન્સ્કી નહેર અને તેમની વ્હાલી પોદ્યાચેસ્કાયા સડક હતી. તેમની રસોઈયણોએ તેમને સંતુષ્ટ, તાજામાજા, હૃષ્ટપુષ્ટ અને આનંદિત થઈ ગયેલા જોયા. ત્યારે તેમની સામે ફાટી આંખે તાકતી જ રહી ગઈ. ઉચ્ચ અમલદારોએ કોફી પીધી, સફેદ પાઉંરોટી ખાધી અને પોતાનો ગણવેશ પહેર્યા પછી તેઓ સરકારી તિજોરીખાતા તરફ નીકળી પડ્યા. ત્યાં તેમને નિવૃત્તિવેતનની રકમનો જે ઢગલો એકઠો થયેલો મળ્યો તે ન તો કહી શકાય તેટલો હતો કે ન લખીને વર્ણવી શકાય તેટલો. બિલકુલ વર્ણનથી પર.

પણ જો જો ભૂલથી પણ એમ ન વિચારતાં કે તેઓ ખેડૂતને ભૂલી ગયા. ના, તેમણે તેને વોદ્કાનો એક પ્યાલો અને ચાંદીનો સિક્કો આપ્યા: ખેડૂત જા અને મોજ મઝા કર!

૧૮૬૯



# વ્લાદીમિર કોરોલેન્કો

## વ્લાદીમિર કોરોલેન્કો

(૧૮૫૩-૧૯૨૧)

બુદ્ધિશાળી લેખક, વિવેચક અને પત્રકાર વ્લાદીમિર કોરોલેન્કો પણ અત્યંત સક્રિય પ્રસિદ્ધ વ્યક્તિ હતા.

કોરોલેન્કોના પિતા ઉક્રાઈનના નાના શહેરમાં જિલ્લા ન્યાયાધીશ હતા. તેમના મૃત્યુ પછી કુટુંબ પાસે કશું બાકી રહ્યું નહોતું અને પંદર વર્ષની ઉંમરે કોરોલેન્કોને ભયંકર ગરીબીનો સામનો કરવો પડ્યો. કોરોલેન્કોની માતાના અથાગ પ્રયત્નના પરિણામે તેઓ સ્કૂલ પૂરી કરીને પીટર્સબર્ગમાં ટેક્નોલોજિકલ વિદ્યાલયમાં દાખલ થઈ શક્યા હતા. ત્યારબાદ થોડા જ વખતમાં કોરોલેન્કો કૃષિવિદ્યા અને જંગલવિદ્યાની અકાદમીમાં અભ્યાસ કરવા મોસ્કો આવી ગયા. ૧૮૭૬માં વિદ્યાર્થીઓની ક્રાંતિકારી ચળવળમાં સક્રિય ભાગ લેવા તેમની ધરપકડ કરવામાં આવી અને મોસ્કોમાંથી તેમને કાઢી મૂકવામાં આવ્યા. ૧૮૭૯માં ક્રાંતિકારી અપિલોને છાપવા અને પ્રસારિત કરવા માટે ફરીથી તેમની ધરપકડ થઈ અને તેમને દેશનિકાલની સજા આપવામાં આવી. તે જ વર્ષે તેમણે પોતાની સૌથી પહેલી વાર્તા 'શોધકના જીવનના પ્રસંગો' પ્રકાશિત કરી.

ઝાર અલેક્ઝાન્દર બીજાનું ૧૮૮૧ની પહેલી માર્ચે 'નારોદનાયા વોલ્યા'ના સભ્યો દ્વારા ખૂન કરવામાં આવ્યું. નવા ઝાર માટે રાજ્ય નિષ્ઠાના સોગંદ ઉપર રાજકીય દેશનિકાલ પામેલી વ્યક્તિઓને હસ્તાક્ષર કરવાના જ હતા. કોરોલેન્કોએ ઈન્કાર કર્યો. કોઈ ભયંકર ગુનો કર્યો હોય તેમ તેમને સાઈબિરિયા મોકલી દેવામાં આવ્યા. જ્યાં તેઓ ત્રણ વર્ષ રહ્યા. સાઈબિરિયામાં જ તેમણે સર્વશ્રેષ્ઠ વાર્તાઓ લખી: 'મકારનું સ્વપ્ન', 'ખૂની', અને 'ખરાબ સોબતમાં', પણ તેમને પ્રકાશિત કરવાનો કોઈ હક્ક નહોતો.

કોરોલેન્કો ટૂંકી વાર્તાઓ લખવામાં ખૂબ જ કુશળ હતા. તેઓ વિશાળ રશિયાના વિસ્તારોમાં ફર્યા હતા. અને એ લોક જીવનને એકદમ નજીકથી જાણતા હતા. તેઓ તેનું સંપૂર્ણ વાસ્તવિક વર્ણન કરે છે જેમાં કોઈપણ જાતનો કાલ્પનિક ઉમેરો નથી. તેઓ પોતાની વાર્તાઓમાં સામાન્ય લોકો માટે અત્યંત પ્રેમ અને માનની લાગણી ભરી દે છે.

'નોખી નારી' વીશ્નોવોલાત્સ્ક જેલમાં લખાઈ હતી. વાર્તા તે સમયે પ્રકાશિત થઈ શકી નહોતી અને ગેરકાનૂની રીતે ફેલાઈ ગઈ હતી.

# નોખી નારી

૧

"ગાડીવાન, થાણું હજી દૂર છે?"

"એમ લાગે છે કે સામે આવતા તોફાનને કારણે આપણે ત્યાં પહોંચી નહીં શકીએ. જુઓ તો ખરા બરફનો કેવો ચક્રવાત છે? જોરદાર ઉત્તરી પવન ફૂંકાઈ રહ્યો છે!"

બરફનું તોફાન વાસ્તવમાં નજીક આવી રહ્યું હતું. સાંજ પડતાંની સાથે વધારે ઠંડી હવાનો સપાટો ફૂંકાવા લાગ્યો છે. બરફની ગાડીનાં દાંડાઓ નીચે બરફ વિચિત્ર રીતે કડકડડ કરે છે. ઘોર અંધારિયા જંગલમાંથી કડકડતા શિયાળાના ઉત્તરી પવનના સુસવાટા આવે છે. શિયાળાની વહેલી રાતની સંધ્યાના ઝાંખા ઉજાસમાં ફર વૃક્ષો ખિન્નતાથી ઝૂલી રહ્યાં છે.

હું ખૂબ જ ઠંડી અને અસ્વસ્થતા અનુભવું છું. બરફગાડી સાંકડી છે. તદ્દન નજીકમાં જ બરફ કચડ કચડ થઈ રહ્યો છે. રક્ષકોની તલવારો અને પિસ્તોલો વચ્ચે આવે છે, જ્યારે બરફગાડીની ઘંટડીઓ હિમવર્ષાના વધતા વાવઝોડા સાથે સૂરમાં સૂર મેળવતી લાંબા અને નીરસ મંદ અવાજે રણકી રહી છે.

પણ ત્યારબાદ સદ્‌નસીબે, ગરજતા જંગલનાં કિનારે થાણાના મકાનનો દીવો ઝાંખો ઝાંખો નજરે પડે છે.

હમણાં જ મારા બે રક્ષકો—સશસ્ત્ર પોલીસ—પોતાના શસ્ત્રોનાં શસ્ત્રાગારના વધારે પડતાં ખાણખણાટ સાથે અંધારી, એકદમ વધારે ગરમ થયેલી, ધૂમાડાથી લીંપાયેલી ઝૂંપડી—થાણાના મકાનના, પ્રવેશદ્વારમાં બરફ ખંખેરી રહ્યા છે. અંદર વેરાન અને ઉદાસી છે. ઘરની સ્ત્રી સળગતાં લકડાની ફાડને હાથામાં ગોઠવે છે.

"બાનુ, ખાવા માટે કંઈક છે?"

"ઘરમાં કશું જ નથી."

"માછલી? તમારી તો નજીકમાં જ નદી છે."

"અમારી પાસે જે માછલી હતી તે જળબિલાડી ખાઈ ગઈ."

"બટાકા તો ચોક્કસપણે..."

"ના, ભલા સાહેબો, આ વર્ષનાં બધાં જ બટાકા હિમને કારણે ઊગ્યાં જ નથી."

આમ વાત હતી. પણ ખુશ થવા પૂરતો સમોવર નજરે પડયો. ચાએ અમને ગરમી આપી. સ્ત્રી છાલની છાબડીમાં થોડીક પાઉંરોટી અને ડુંગળી લાવી. બહાર હિમના તોફાને જોર પકડ્યું હતું. ભૂકી જેવો બરફ બારીની તકતીઓ ઉપર છૂટો છૂટો વિખરાયેલો હતો, બત્તીમાંથી જ્યોત રહી રહીને ધ્રૂજતી હતી.

સ્ત્રી કહે છે: "રાત રોકાઈ જાવ—આવા તોફાનમાં તમે આગળ નહીં જઈ શકો."

"ભલે, અમે રોકાઈ જઈશું," એક રક્ષકે જવાબ આપ્યો. "તમે પણ, સાહેબ, ઉતાવળમાં નથી? તમે તો જુઓ છો કે આ ભાગોની સ્થિતિ કેવી છે અને તમે જ્યાં જઈ રહ્યા છો તે જગ્યા, મારા શબ્દો ઉપર વિશ્વાસ કરો, સાહેબ, આનાથી પણ વધારે ખરાબ છે."

હવે ઝૂંપડીમાં શાંતિ છવાઈ ગઈ. ઘરની સ્ત્રીએ પણ સૂતરવાળી કાંતવાની ત્રાક બંધ કરીને, બત્તી બુઝાવી દીધી અને સૂઈ ગઈ. સર્વત્ર અંધકાર અને સન્નાટો પ્રવર્તી ગયો. જે પવનનાં બેફામ સુસવાટે તૂટતો હતો.

હું ઊંઘી ન શક્યો. જાણે તોફાનનાં સુસવાટા દ્વારા આગળ વધવા ઉત્તેજના મળી હોય તેમ મારા મનમાં એક પછી એક ભયાનક વિચારો ધસી આવ્યા.

તે જ સશસ્ત્ર પોલીસ, જે પહેલાં બોલ્યો, તેણે નમ્રતાથી પૂછ્યું: "ઊંઘ નથી આવતી, સાહેબ?" તે બે રક્ષકોથી ચડિયાતા દરજ્જાનો હતો તથા ખુશમિજાજ અને વળી કંઈક અંશે હોશિયારીભર્યા ચહેરાવાળો ગમે એવો માણસ હતો. તેના કામમાં તે તત્પર અને નિષ્ણાત હતો. એટલે તે ઓછો કડક થઈ શકતો હતો. અને આ પ્રમાણે બિનજરૂરી પ્રતિબંધો અને શિષ્ટાચારો વિના ચલાવી લે છે.

"ના, ઊંઘ આવશે પણ નહીં."

પળવાર અમારામાંથી કોઈ કંઈ પણ ન બોલ્યું. હું સમજી ગયો કે તે



પણ પોતાના વિચારોનો શિકાર બની હજી પણ જાગતો હતો. ગમે તેમ પણ તેનો જુવાન ઉપસહાયક ભર ઊંઘે ઊંઘી રહ્યો હતો પણ સખત રીતે થાકેલો હતો અને થોડી થોડી વારે ઊંઘમાં ને ઊંઘમાં જ કંઈક બબડતો હતો.

ઊંચા દરજ્જાના સિપાઈનો ઘેરો અવાજ ફરીથી આવ્યો. "તે મને પૂછે છે," તેણે કહ્યું, "શા માટે તમારા જેવી ખાતી પીતી શિક્ષિત દેખાતી વ્યક્તિઓ પોતાની જિંદગી સાથે આવી રીતે રમે છે."

"કેવી રમત રમે?"

"શા માટે ઢોંગ કરો છો, સાહેબ?.. અમે જોઈ શકીએ છીએ કે તમારા નાનપણના દિવસોથી જ તમે જેનાથી ટેવાયેલા છો તે જિંદગીની સાચી રીત નથી."

"તેનું શું? ન ટેવાયેલા થવા માટે પણ સમય છે..."

"અને તમે તેનાથી ખુશ છો?" તેણે શંકાશીલતાથી પૂછ્યું.

"તમે તમારા પોતાના નસીબ વિષે છો?"

ક્ષણભર ગાવ્રીલોવ (ચાલો હવે મારા સંવાદકને તે નામે બોલાવીએ), શાંત થઈ ગયો. એમ લાગતું હતું કે તે વિચારોમાં પડી ગયો હતો.

"ના, હું ખુશ નથી," તેણે જાહેર કર્યું. "મારા શબ્દ ઉપર વિશ્વાસ કરો, એવો પણ સમય આવે છે જ્યારે મને એમ લાગે છે કે કોઈ પણ વસ્તુ મારે માટે ઉપયોગી નથી રહી. શા માટે હું કહી શકતો નથી, પણ કોઈક વખત હું માત્ર આડો પડું અને મરી પણ જઈ શકું છું.

"તમને આ નોકરી સહન કરવા માટે બહુ કપરી લાગે છે?"

"નોકરી નોકરી છે—ચોક્કસપણે તે મોજમજા માટેની, સાહેબ, નથી. અમારા ઉપરીઓ અમને ખૂબ જ સખત રીતે ફરજ પાડે છે. પણ વાત તેમ નથી..."

"તો પછી શું?"

"કોણ જાણે..."

બીજો વિરામ આવ્યો.

"નોકરી કઈ છે? તમારે જાતે ઝીણવટપૂર્વક જોવાની જરૂર છે. અને તે જ તેની મુદ્દાની વાત છે. તદ્ ઉપરાંત હું થોડા જ વખતમાં ઘેર જઈશ. હું ભરતી કરાયેલો સિપાઈ છું અને ટૂંક સમયમાં જ મારી મુદ્દત પૂરી થશે. મારા વડા મને કહે છે: 'તમે રોકાઈ જાવ, ગાવ્રીલોવ, ગામમાં તું શું કરશે? લશ્કરમાં તમને સારું નામ મળ્યું છે...'"

"તમે રોકાશો?"

"ના. સાચે જ, ઘરના વિષે પૂછતા હો તો... હું હવે ખેડૂતની કાળી મજૂરી અને ખોરાકથી ટેવાયેલો નથી રહ્યો. હું ખેડૂતની અવિનયી રીતભાતો અને તોછડાઈ વિષે નથી બોલવાનો..."

"તો પછી શા માટે અચકાવ છો?"

તેણે થોડોક વિચાર કરીને કહ્યું:

"જો તમને કંટાળી જવાનો ડર ન હોય તો હું તમને એક વાર્તા કહેવા ઇચ્છતો હતો... મારી સાથે જે કંઈ બન્યું હતું તેના વિષે..."

"મને કશો વાંધો નથી," મેં કહ્યું.

૨

"૧૮૭૪માં હયદળ ટુકડીમાં મેં નોકરી શરૂ કરી. નવાં ભરતી કરાયેલા સિપાઈઓમાંથી મને સીધો ત્યાં નીમવામાં આવ્યો. મેં સારી રીતે ફરજ બજાવી. એમ કહી શકાય કે મારાથી બનતું બધું જ કરી છૂટયો. ઘણું કરીને—ક્યારેક કવાયતમાં તો ક્યારેક રંગભૂમિ તરફ; તમે જાણો છો તે કેવી રીતે હોય છે. ઉપરાંત મને વાંચતાં અને લખતાં પણ આવડતું હતું. મારા ઉપરીઓએ મને ધ્યાનમાં લેવાનું શરૂ કર્યું. મારો ઉપરી, મેજર, મારો સ્વદેશ બંધુ નીકળ્યો. હું કેવી રીતે પ્રયત્ન કરતો હતો તે જોતાં એક દિવસ તેઓ મને પોતાની પાસે બોલાવે છે અને કહે છે: "ગાવ્રીલોવ, હું તને પોલીસ હવાલદાર બનાવીશ... તું કદી દેશવટાની વિધિસર કૂચમાં ગયો છો?" હું જવાબ આપું છું, "કદાપિ નહિ, સાહેબ!" "હું તને આવતાં દેશવટાની વિધિસર કૂચમાં તેનું કૌશલ્ય પ્રાપ્ત કરવા ગૌણ સહાયક તરીકે નીમીશ. વાસ્તવમાં તે સાદો સીધો સફર છે." મેં જવાબ આપ્યો કે મારે મારી ફરજ બજાવવાની હતી.

"તે તદ્દન સાચું હતું કે મને કદી તમારા જેવાં લોકો સાથે દેશવટાની વિધિસર કૂચમાં નીમવામાં નહોતો આવ્યો. કદાચ તે સરળ સફર હોઈ શકે. પણ વટહુકમનાં કાગળો પણ હોય છે જેને સમજવા જોઈએ. અને વળી સત્વર પગલાં લેવાની જરૂર વાળી પરિસ્થિતિઓને પણ સમજવી જોઈએ. ઠીક તો પછી...

"લગભગ અઠવાડિયા પછી હજૂરિયો મને તથા મારી સાથે પોલિસ હવાલદારને ઉપરી અમલદાર પાસે બોલાવે છે. ઉપરી અમલદાર કહે છે:



'તમને દેશવટાની વિધિસર કૂચ માટે નીમવામાં આવે છે.' અને પોલિસ હવાલદારને કહે છે. 'તે તમારો ગૌણ સહાયક છે, હવાલદાર, તે કામ પર નવો જ છે.' પછી તેમણે અમને અમારી આંખો ઉઘાડી રાખવા કહ્યું. તેમણે ઉમેર્યું કે તેમને ખાતરી હતી કે અમારા જેવા સ્ફૂર્તિલા માણસો કામ પાર પાડી શકતા હતા. "તમારે કુમારી મોરોઝોવાને લઈ જવાની છે," તેમણે આગળ કહ્યું, "તે કિલ્લાની જેલની રાજકીય દેશનિકાલની સજા પામેલી સ્ત્રી છે. આ છે તમારાં વટહુકમ કાગળો. પ્રવાસ માટેનાં પૈસા તમે આવતી કાલે લઈ શકો છો અને નીકળી પડો!"

"આમ પોલિસ હવાલદાર અને ઇવાનોવ મારા ઉપરી તરીકે જવાના હતા અને હું અંગત વ્યક્તિ તરીકે હતો. હમણાં મારી સાથે જ બીજો સિપાઈ છે બિલકુલ તેની જેમ. ઉપરી માણસ સરકારી થેલી લઈ જાય છે, પ્રવાસ માટેનાં પૈસા અને વટહુકમ કાગળો લે છે. તે દરેક વસ્તુઓ માટે સહીઓ કરે છે, હિસાબ રાખે છે—જ્યારે તેની સાથેનો અંગત વ્યક્તિ તેની મદદ કરે છે. તે ટાંપા દોડી કરે છે વ્યક્તિગત વસ્તુઓ ઉપર ધ્યાન રાખે છે અને આવી બીજી બાબતોનું ધ્યાન રાખે છે.

"બીજા દિવસે સવારે જ્યારે અમે મુખ્ય મથક છોડયું ત્યારે ભાગ્યે જ અજવાળું થઈ રહ્યું હતું. મેં જોયું કે ઇવાનોવે પહેલાં જ એક કે બે જામ ચઢાવી લીધાં હતાં. હકીકતમાં વસ્તુસ્થિતિ એ હતી કે અમારા જેવાના કામ માટે તે બિલકુલ યોગ્ય માણસ નહોતો. અને લાંબા વખતથી તેને નીચલી શ્રેણીમાં ઉતારવામાં આવ્યો છે. તે પોતાના ઉપરીઓની સામે તો યોગ્ય રીતે વર્તતો હતો અને તેમની ખુશમત કરીને કૃપાદૃષ્ટિ મેળવવા પોતાના સાથીઓ વિષે ખોટી માહિતી પણ આપતો હતો. પણ એક વખત ઉપરીની નજરથી દૂર થતાંની સાથે જ તે પોતાની જાત પરનો કાબૂ ગુમાવી બેસતો અને તેને સૌથી પહેલો વિચાર દારૂ પીવાનો આવતો.

"અમે જેલમાં આવ્યા. જરૂરી કાગળો રજૂ કર્યા અને ત્યાં રાહ જોતાં ઊભા રહ્યા. કેદી છોકરી વિષે મને કુતૂહલ હતું. હું જાણતો હતો કે અમે તેની સાથે લાંબો રસ્તો કાપવાના છીએ—વાસ્તવમાં તે આ જ રસ્તો હતો. ફરક માત્ર એટલો જ કે તમે પ્રાંત માટે નીમાયાં છો અને તે શહેર તરફ નીમાયેલી હતી. હું બહુ કુતૂહલ વૃત્તિવાળો હતો. કદાચ હું માનું છું, એટલાં માટે કે તે મારો સૌથી પહેલો પ્રવાસ હતો. અને મને આશ્ચર્ય થતું હતું રાજકીય કેદી છોકરી કેવી હતી?"

"અમે લગભગ એક કલાક સુધી રાહ જોઈ ત્યારે તેની વ્યક્તિગત

વસ્તુઓને એકઠી કરવામાં આવી; તે એક હલકું પોટલું માત્ર જ હતું જેમાં તેનો સ્કર્ટ અને એક કે બે બીજી વસ્તુઓ હતી. થોડીક ચોપડીઓ પણ હતી—બસ બીજું કંઈ નહિ. મેં વિચાર્યું: તેના માબાપ ખૂબ જ રંક અને કંગાલ હોવા જોઈએ. તે નરી બાળકી જ લાગતી હતી. તેના સુંદર વાળ એક ચોટલામાં ગૂંથાયેલા હતા. તેના ગાલ રતુમડા હતા. પણ પાછળથી મેં જોયું કે વાસ્તવમાં તે કેટલી ફિક્કી પડી ગયેલી હતી. આખા પ્રવાસ દરમ્યાન મેં જોયું કે વાસ્તવમાં તે ચૉક જેવી સફેદ ધક્ હતી. મેં તેને જોઈ તે જ ક્ષણે મને તેની તરફ દયા ઉપજી. મેં વિચાર્યું, ઉપરીઓએ તેને વગર કારણે તો સજા નહીં કરી હોય... એટલું ચોક્કસ કે કોઈક રાજકીય ગુનો કર્યો હોવો જોઈએ... પણ તેમ છતાં મને તેની દયા આવી, મારા સાચા દિલના ઊંડાણથી તેના પ્રત્યે દયા આવી.

"જ્યારે તે તૈયાર થઈ રહી હતી—પોતાનો કૉટ અને રબરના બૂટ પહેરી રહી હતી ત્યારે અમને તેની વસ્તુઓ બતાવવામાં આવી. કાયદાઓમાં એક તે પણ કાયદો હતો. કેદીની વસ્તુઓ તપાસવાની અમને ફરજ પડી. અમે એ પણ પૂછ્યું કે તેની પાસે પૈસા હતાં કે નહિ. તેની પાસે એક રૂબલ વીસ કોપેક હતાં. જે ઈવાનોવે પોતાના કબજે કરી લીધાં. પછી તેણે કહ્યું: 'કુમારી, મારે તમારી પણ જડતી લેવાની છે.'

"આ શબ્દો સાંભળતાં જ તે વિફરી. તેની આંખોમાંથી ક્રોધની જ્વાળા વરસવા લાગી, તેના ગાલ વધારે તમતમી ગયા. ગુસ્સામાં તેણે પોતાના હોઠ પીસ્યા. કેવું ચંડિકાનું રૂપ તેણે ધારણ કર્યું હતું. બાપરે! તેનાથી શરમને મારે મારું માથું નીચું થઈ ગયું; મારી તેની નજીક જવા જેટલી હિમ્મત ન ચાલી. પણ હંમેશની જેમ તદ્દન છાકટો ઈવાનોવ પડતું મૂકે તેવો નહોતો. તે સીધો તેની તરફ ગયો. 'મારે તમારી જડતી લેવી જ પડશે, હુકમ હુકમ જ છે!' તેણે કહ્યું.

"જેવી રીતે તેણે કારમી ચીસ પાડી તેનાથી ઈવાનોવ પણ બે ડગલાં પાછો હઠી ગયો. તેનો ચહેરો એકદમ ફિક્કો પડી ગયો, ચહેરા ઉપરથી લોહી જ ઊડી ગયું, આંખો ચમકી ઊઠી—તે ધૂઆંપૂઆં થઈ ગઈ હતી. જોરથી પગ પછાડીને આવેશથી બોલી. મેં તે ભાગ્યે જ સાંભળ્યું હતું, એ મારે માનવું જોઈએ. જેલનો વૉર્ડન પણ ગભરાઈ ગયો. અને તેને પાણીનો પ્યાલો આપ્યો. 'શાંત પડો,' તેણે કહ્યું. 'પોતાની જાત ઉપર દયા ખાવ!' પણ તેણે તેની વાત ન માની. 'ગમાર અને ખુશામતિયા જેવા છો તમે, તમે બધા જ!' તે બરાડી ઊઠી. તેણે અમારી નિંદા



કરતાં પ્રક્ષેપો કરવાનું ચાલુ રાખ્યું. હવે, ચોક્કસપણે તમારી ઉપર જે માણસ હોય તેની સાથે વાત કરવાની એ સાચી રીત નહોતી. ખુન્નસ ભરેલી, મેં પછી તેના વિષે વિચાર્યું... ઉમરાવોની માછલી!

"અંતે વૉર્ડન તેને નજીકનાં ઓરડામાં લઈ ગયો. જ્યાંથી તેઓ થોડી જ વારમાં સ્ત્રી રક્ષકની સાથે પાછા ફર્યા. 'તેની પાસેથી અમને કશું જ નથી મળ્યું!' વૉર્ડને કહ્યું. સીધા તેના ચહેરામાં લગભગ હસતાં તેની તરફ નજર નાખી. ઈવાનોવની વાત છે ત્યાં સુધી તેણે વાસ્તવમાં પડતું ન મૂક્યું. પણ તેણે બબડવાનું ચાલુ જ રાખ્યું: 'આ કાયદાથી વિરૂદ્ધ છે. હું મારાં હુકમો જાણું છું!' વૉર્ડને તેની તરફ લક્ષ ન આપ્યું. તે જોઈ શકતો હતો કે ઈવાનોવ પીધેલો હતો અને પીધેલો માણસ થોડોક વિશ્વાસ ઉત્તેજે છે.

"અમે અમારો પ્રવાસ શરૂ કર્યો. જેવી અમારી ગાડી શહેરની ગલીઓમાંથી પસાર થઈ તેવી જ કેદી છોકરીએ બારીમાંથી ડોકિયા કરવાનું ચાલું કર્યું. જાણે શહેરને કે પોતાનાં જાણીતાં લોકોને ગલીઓમાં શોધતી હોય અને તેમને વિદાય કહી રહી હોય. પછી ઈવાનોવે પડદાં નીચાં કર્યાં. તે ખૂણામાં ભરાઈ ગઈ અને પોતાની નજરોને દૂર રાખી. મને તેના માટે બહુ દુ:ખ હતું, તે મારે માનવું જ જોઈએ. હું પોતે બારીમાંથી બહાર જોવા ઈચ્છતો હતો તેવો ઢોંગ કરતાં મેં પડદાની કિનારી ઊંચી કરી. અને તેના માટે દૃશ્ય ઉઘાડું કર્યું... તેણે માત્ર ન જોયું એટલું જ નહિ પણ પોતાના ખૂણામાં ચિડાયેલી પોતાના હોઠને ચાવતી બસી રહી. તેથી મેં વિચાર્યું કે હમણાં તેનાં હોઠમાંથી લોહી નીકળશે.

"અમે પાનખર ઋતુના સ્વચ્છ દિવસે રેલગાડી દ્વારા પ્રવાસ શરૂ કર્યો—મહિનો સપ્ટેંબર. પણ સૂરજ ઊગેલો દિવસ હોવા છતાં ભેજ અને ઠંડીવાળો પવન ફૂંકાઈ રહ્યો હતો. તેમ છતાં અમારી જુવાન બાનુ વારંવાર બારી ઉઘાડી રાખતી હતી. અને પવનને પકડવા ત્યાં જ અઢેલીને બસી રહેતી. કેદીઓનાં સ્થળાંતરણ માટેનાં અમારાં હુકમો મુજબ બારીઓ બંધ રાખવાની હતી. ઈવાનોવ પોતાના સૂવાના પાટિયાં ઉપર થાકેલો પાકેલો બેઠો અને થોડી જ વારમાં ઘોરવા લાગ્યો. હું એ કહેવાની હિમ્મત એકત્ર ન કરી શક્યો કે બારી બંધ રાખવી જોઈએ. હિમ્મત કરીને છેવટે જ્યારે મેં તેને કહ્યું ત્યારે જાણે તેણે મારા શબ્દો સાંભળ્યા જ ન હોય અને જાણે બહેરી બની ગઈ હોય તેમ લાગતું હતું. મેં થોડી વાર રાહ જોઈને પછી કહ્યું:

"'બાનુ, તમને ચોક્કસ શરદી લાગી જવાની છે.'

"તેણે પોતાનું માથું ફેરવી, આંખો પહોળી કરી જાણે તે આશ્ચર્ય પામી હોય તેમ તાકવા લાગી... પછી તેણે કહ્યું: 'મહેરબાની કરીને મને એકલી છોડી દો!' અને બીજી જ મિનિટે તે ફરીથી બારીને અઢેલીને બેઠી હતી. હવે મેં તેને કહેવાનું છોડી દીધું અને જેમ તે ખુશ રહે તેમ તેને કરવા દીધું.

"એમ લાગતું હતું કે તે થોડી શાંત પડી ગઈ હતી. થોડી થોડી વારે તે બારી બંધ કરતી હતી, હૂંફ લેવા માટે પોતાના હલકા કોટમાં પોતાની જાતને છુપાવતી હતી. પહેલાં મેં કહ્યું તે પ્રમાણે પવન એકદમ ઠંડો અને તીવ્ર હતો. પણ પછી તે ફરીથી બહાર જોતી જેલમાં પૂરાયા પછી સૌથી વધુ પસંદગી સાથે કુદરતના દૃશ્યો નિહાળવાનો આનંદ લઈ રહી હતી. તે ખુશ થતી હતી અને વળી મનમાં ને મનમાં હસતી પણ હતી. આવે સમયે તેની તરફ જોવું આનંદદાયક હતું!.. ભગવાનના સમ, તેમ હતું..."

વાત કહેનાર થોડુંક વિચારવા પળવાર રોકાયો. અને પછી થોડાંક ગૂંચવાયેલાં હાવભાવ સાથે ફરીથી આગળ કહેવાનું ચાલુ કર્યું.

"ચોક્કસપણે મેં હજી કામ શરૂ કર્યું નહોતું... પાછળથી ઘણાં બધાં પ્રવાસો બાદ હું તે કામ વધારે સારી રીતે જાણતો હતો. પણ પછી તે મને બહુ વિચિત્ર લાગ્યું. મેં વિચાર્યું, શા કારણે અમે આ છોકરીને કઈંક સૂનકાર જગ્યાએ લઈ જઈ રહ્યાં છીએ... સાહેબ, મારા વિષે એટલી કઠોરતાથી મત ન બાંધતાં, જો હું તમને કહું કે મેં એ કુમારીને પરણવા માટે યોગ્ય પરવાનગી માંગવાનું વિચાર્યું હતું... હું તેની બધી જ મૂર્ખાઈઓને ભગાડી દઈશ, મેં મનમાં કહ્યું. ગમે તેમ હું માત્ર કોઈ સામાન્ય માણસ નહોતો, હું એક અધિકારી હતો!.. તેમાં કોઈ ઇનકાર કરવા જેવું નથી કે હું જુવાન અને મૂરખ હતો... હવે હું તો સમજું છું... કબૂલાત વખતે પાદરીએ કહ્યું કે ચોક્કસપણે કહીએ તો, મારો આ વિચાર મને પાપની તરફ દોરી રહ્યો હતો. કારણ કે છોકરી નાસ્તિક હતી.

"કાસ્ત્રોમાંથી અમારે ટપાલના ડબ્બામાં જવાનું હતું. લગભગ આખો વખત ઇવાનોવ પીધેલો અને ઘેનમાં રહેતો હતો. જ્યારે તે ગાડીમાંથી બહાર આવ્યો ત્યારે લથડિયાં ખાતો હતો. તે બહુ ખરાબ હતું, મને ભય લાગ્યો કે તે પોતાની પાસેનાં સરકારી પૈસા ખોવી નાખશે. પણ તે બરાબર રીતે ડબ્બા સુધી ગયો, અને ગબડી પડ્યો. થોડી જ વારમાં તે



પોતાની પૂરી તાકતથી ઘોરવા લાગ્યો. તેની બાજુમાં અમારી બાનુનું બેસવું ખૂબ જ ત્રાસદાયક હતું. બાનુ તેની તરફ નફરતભરી નજર નાખી સંકોરાઈને એક ખૂણામાં ટૂંટિયાવાળીને બેસી ગઈ. હું ડ્રાઈવરની નજીક બેસી ગયો. અને હવે આગળ વધ્યાં. ઉત્તરી પવન ફૂંકાઈ રહ્યો હતો. ઠંડીને કારણે હું પણ થરથરતો હતો. છોકરીને જબરજસ્ત ખાંસી ઊઠી. તેણે પોતાના મોં આગળ હાથરૂમાલ મૂક્યો. જ્યારે તેણે રૂમાલ દૂર કર્યો ત્યારે તેની ઉપર લોહીનાં ડાઘાં પડેલાં હતાં. તે જોઈને મને ખૂબ દુઃખ થયું. 'અરેરે, બાનુ, આ તો બહુ ખરાબ કહેવાય,' મેં તેને કહ્યું. 'તમે માંદાં છો! આ લાંબો પ્રવાસ ચાલુ રાખવું એ ખોટું છે. અને તે પણ ઠંડા પાનખરમાં, બિલકુલ ખોટું!'

"બાનુએ પોતાની આંખો ઊંચી કરી, અને હમણાં ફરીથી તે તદ્દન ધૂઆંપૂઆં થયેલી લાગતી હતી.

"'તમે બિલકુલ બેજાગેપ છો કે શું? શું તમને દેખાતું નથી કે હું મારી ઇચ્છા પ્રમાણે નથી જઈ રહી? તમે મારા દરોગા છો અને તેમ છતાં પણ તમે મારી ઉપર દયા ખાવાની હિમ્મત કરો છો!'

"'તમારે ઇસ્પિતાલમાં દાખલ કરવા અરજી કરવી જોઈએ. આ ઠંડીમાં પ્રવાસ કરવા કરતાં તે વધારે સારું છે. તમને જ્યાં લઈ જવામાં આવશે તે જગ્યા હજુ સારી એવી દૂર છે.'

"'ક્યાં?' તેણે સવાલ કર્યો.

"કેદીઓને તેમને લઈ જવામાં આવવાની જગ્યા વિષે ન કહેવાના કડક હુકમો છે. તેણે જોયું કે મને ખમચાટ થયો અને મોં ફેરવી લીધું: 'કંઈ વાંધો નહિ, વાસ્તવમાં મારો પૂછવાનો આશય નહોતો અને તમે મારા વિષે નાહક પડપૂછ કરવી બંધ કરો.'

"તેમ છતાં હું તેની સામે ઉતાવળે બોલ્યો અને ઉમેર્યું: 'તમે જુઓ છો કેવી કલ્પનામાં પણ ન આવે એવી જગ્યા છે.' બાનુએ પોતાના હોઠ પીસી ભવાં ચઢાવ્યાં પણ કહ્યું કશું જ નહિ. મેં માથું ધુણાવ્યું... 'તમે હજુ જુવાન છો, બાનુ,' મેં કહ્યું. 'અને તમે જાણતાં નથી કે તમને ક્યાં લઈ જવામાં આવી રહ્યાં છે.'"

"મને વાસ્તવમાં સંતાપ થઈ રહ્યો હતો. પણ તેણે માત્ર પોતાની દૃષ્ટિ ફરી વાર મારી તરફ ફેંકીને કહ્યું:

"'ત્યાં તમે ભૂલ ખાઓ છો. હું ખૂબ સારી રીતે જાણું છું મને ક્યાં લઈ જવામાં આવી રહી છે. પણ ઇસ્પિતાલ—ના, આભાર! જો મારે મરવાનું હોય તો જેલની બહાર મારા પોતાનાઓની વચ્ચે મરવું વધારે સારું. જો હું સાજી થઈ જાઉં તો ફરીથી જેલની દીવાલોથી બહાર

રહેવાનું પસંદ કરીશ. શું તમે વિચારો છો કે પવન અને ઠંડી મારી માંદગીનું કારણ છે? ના, એવું કશું જ નથી!'

"પોતાનાઓની વચ્ચે સાજા થવા વિષે તેણે જે રીતે કહ્યું કે તે સાંભળીને મેં પૂછ્યું: 'જ્યાં તમે જઈ રહ્યાં છો ત્યાં તમારા કોઈ સગા-વહાલા છે?'

"'ના, ત્યાં કોઈ સગાસંબંધી નથી,' તેણે જવાબ આપ્યો. 'શહેર પણ મારા માટે એકદમ અજાણ્યું છે. તેમ છતાં મારા જેવા દેશવટો પામેલા બિરાદરોને મળવા હું બંધાયેલી છું.' એકદમ અપરિચિતોને 'પોતાના' કહેતી તેને સાંભળી મને આશ્ચર્ય થયું. જ્યારે તેઓ તેને જાણતા જ નહોતા ત્યારે શું કોઈ તેને વગર પૈસે ખાવા-પીવા આપવાની પરવા કરશે? પણ મેં વધારે બીજા કોઈ સવાલ ન પૂછ્યા. તે નાખુશ લાગતી હતી અને હું તેને વધારે અસ્વસ્થ કરવા નહોતો ઇચ્છતો.

"મેં મનમાં ગણતરી કરી: 'ભલે, મરવા દો! હજી તે તેની મુશ્કેલી સમજી નથી. તે આમતેમ ભટકતી રહીને અજાણ્યા વિસ્તારોમાં જીવવું કેટલું કડવું છે તે શીખે ત્યાં સુધી રાહ જુઓ...'

"તે સાંજે આસમાન વાદળાંથી ઘેરાઈ ગયું. તીવ્ર ઠંડો પવન ફૂંકાવા લાગ્યો અને વરસાદ પડવાનો શરૂ થયો. પાછલા વરસાદથી હજી સૂકાયેલા કાદવવાળો રસ્તો કાદવ કીચડથી લથપથ થયેલો હતો. મારી આખી પીઠ ઉપર કાદવ ઉડ્યો હતો. છોકરીના ભાગે પણ થોડાંક છબાકાં ઊછળ્યાં હતાં. તેનું નસીબ ખરાબ હતું. હવામાન વરસાદ અને વાવાઝોડાવાળું થઈ રહ્યું હતું. તેના ચહેરા ઉપર વરસાદની વાછટો આવતી હતી. જોકે અમે બંધ ગાડીમાં સવારી કરી રહ્યાં હતાં અને વધારાના રક્ષણ માટે મેં થોડીક સાદડી પણ છાપરા ઉપર મૂકી હતી તેમ છતાં ઠેકઠેકાણેથી પાણી ચૂતું હતું. મેં જોયું કે તે ટાઢને મારે થરથર ધ્રૂજતી હતી. તેનું આખું શરીર થરથર કાંપતું હતું. તેની આંખો બંધ હતી. વરસાદનાં ટીપાં તેના ચહેરા પરથી સરકી રહ્યાં હતાં. તે વધારે ફિક્કી પડી ગઈ અને જાણે બેહોશ થઈ ગઈ હોય તેમ બિલકુલ હાલતીચાલતી નહોતી. હું એકદમ સાવધાન થઈ ગયો. સાચે જ પરિસ્થિતિ ખરાબ વળાંક લઈ રહી હતી. ઈવાનોવ પીધેલો હતો. બિલકુલ નચિંતપણે તે ત્યાં ઘોરતો નસકોરાં બોલાવી રહ્યો હતો. આ કામ ઉપર એકદમ તાજો તાજો જ આવેલ હું શું કરવું તે વિચારી શકતો નહોતો.

"રાત પડવાની તૈયારી હતી. અમે યારોસ્લાવ્લ શહેરમાં આવી



પહોંચ્યા. મેં ઈવાનોવને ઢંઢોળીને જગાડ્યો. અમે સ્ટેશને ગયા. મેં સમો-વાર તૈયાર કરવા માટે કહ્યું. યારોસ્લાવ્લથી હોડીઓ દ્વારા પ્રવાસ કરવાનો હતો. પણ દેશવટો દીધેલ વ્યક્તિઓને હોડી દ્વારા લઈ જવા વિરુદ્ધ અમને કડક હુકમ હતો. પણ અમારા માટે જો કે હોડી દ્વારા પ્રવાસ કરવો લાભમાં હતો કારણ કે અમે ભાડામાંથી થોડાંક પૈસા બચાવી શકતા હતા. પણ તેનો અર્થ એ કે જોખમ લેવું. તમે જાણો જ છો તે પ્રમાણે ઓવારા પાસે પોલીસો ફરતી હતી અને અમારા જેવા સ્થાનીય સિપાઈઓ અમારી ફરિ-યાદ કરી શકતા હતા. પણ છોકરીએ કહ્યું: 'હું હવે એક ડગલું પણ આગળ જવાનો ઇનકાર કરું છું. હું નથી જાણતી કે તમે કેવી રીતે કરો પણ મને હોડી દ્વારા જ લઈ જાઓ.' ખૂબ પીધા પછી મહામહેનતે પોતાની આંખો ખોલી શકતો ઈવાનોવ ધૂઆંપૂઆં થઈ ગયો. 'આ વાતમાં તમને કંઈ કહેવાનો હક્ક નથી,' તેણે કહ્યું. 'અને જ્યાં તમને લઈ જવામાં આવે ત્યાં ચૂપચાપ જશો!' છોકરીએ તેને કશું જ ન કહ્યું પણ મને કહ્યું:

"'હું હવે આગળ જઈશ નહી! સમજ્યાં?'

"હવે હું ઈવાનોવને એક બાજુ લઈ ગયો: 'શા માટે હોડીમાં ન જવું? તેનાથી તમને જ લાભ થશે, કારણ કે તમે ભાડું બચાવશો.' તે ઇચ્છતો તો હતો પણ ડરતો હતો. 'અહીં ઉપરી અમલદારનું વર્ચસ્વ છે તેથી આપણે પગલું ધ્યાન રાખીને ઉપાડવું જોઈએ. પણ તું જઈને પૂછી શકે છે, હું નહીં, મને બહુ ખરાબ લાગે છે.' ઉપરી અમલદારનું ઘર થોડુંક દૂર હતું. 'ચાલો, આપણે સાથે જ જઈએ અને બાનુને પણ લઈ જઈએ,' મેં સૂઝાવ આપ્યો. તેમને પાછળ એકલો છોડીને જતાં મને ડર લાગતો હતો કારણ કે ઈવાનોવ ક્યાંક જઈને દારૂ પીને ઘસઘસાટ ઊંઘી જઈ શકતો હતો અને છોકરી ભાગી જઈ શક્તી હતી કે પછી પોતાને કોઈક નુકસાન પહોંચાડી શકતી હતી. જેના માટે તેમને નરક ભોગવવું પડતું કે ખરાબ રીતે બદલો ચૂકવવો પડતો. જ્યારે અમે ઉપરી અમલદાર પાસે ગયા, ત્યારે તેણે પૂછ્યું કે અમે શું ઇચ્છતા હતા. છોકરીએ વસ્તુસ્થિતિ અમલદારની સામે જણાવી પણ તેણે યોગ્ય રીતે તે ન કહ્યું. નમ્રતાથી વિનંતી કરતાં, મહેરબાની કરીને કહેતાં, કૃપા કરીને રજા આપો કહેવાને બદલે તેણે પોતાની હંમેશાં મુજબની ગર્વીલી અદાથી તેની સાથે વાતચીત કરી. 'કયા હક્કે...' તેણે શરૂ કર્યું અને તમે રાજકારણીય લોકો કરો છો તેમ એક પછી એક જબરજસ્ત શબ્દપ્રહાર કરવા ચાલુ રાખ્યાં. માત્ર આ જ વસ્તુ એવી છે કે

જેનાથી પેલા તમારા ઉપરીઓ દાઝી ઊઠે છે. તેઓ એ ઇચ્છે છે કે તમે નમ્ર બનો. તેમ છતાંય તે શું કહી રહી હતી તે તેમણે સાંભળ્યું અને પૂરેપૂરાં વિનયપૂર્વક જવાબ આપ્યો: 'આમાંનું કશું જ હું નથી કરી શકતો. કાયદો તેની મનાઈ કરે છે!' 'કાયદો!' તેણે તિરસ્કારથી પુનઃરોચ્ચાર કર્યો. 'હા, તે કાયદો છે.' ઉપરી અમલદાર છેવટનો જવાબ આપ્યો.

"ક્ષણભર માટે હું મારી જાત પર કબૂ ગુમાવી બેઠો, એમ મારે માનવું જોઈએ. 'સાહેબ, તે કદાચ કાયદો હશે, તે ઠીક છે,' મેં કહ્યું, 'પણ જુવાન બાનુની માંદગી પણ તો છે.' કઠોરતાથી તેમણે પૂછ્યું. 'તમારું નામ શું છે?' પછી છોકરી તરફ ફરતાં કહ્યું: 'અને તમે બાનુ, જો તમે માંદા છો તો સૌથી સારું એ હતું કે તમે જેલની ઇસ્પિતલમાં જાઓ.' તે પાછા ફરીને એક પણ બીજો શબ્દ બોલ્યા વિના ચાલી ગઈ. અમે પાછળ પાછળ ગયા. તે ઇસ્પિતાલ જવાનું ટાળવા ઇચ્છતી હતી. અને વળી પહેલાં જ તેણે પહેલી જગ્યાએ જવાનો ઇનકાર કર્યો હતો ત્યાં આ અજાણી જગ્યાએ ખાસ કરીને એક પણ પૈસા વિના તેને અહીં રહેવા દેવા કોણ ધારી શકતું હતું?

"અમે હવે કશું જ કરી શકતા નહોતા. ઇવાનોવ મારી ઉપર તૂટી પડ્યો: 'ઓ મૂરખ, તેં તો આપણને સારી એવી હેરાનગતિમાં ઉતારી લીધાં, આપણે બંનેને જવાબ આપવો પડશે.' શહેરમાં રાતભર રોકાવાનું તે સાંભળવાનો નહોતો. તેણે ઘોડાગાડી જોડવાનો હુકમ આપ્યો. રાત કે ન રાત, અમારે પ્રવાસ શરૂ કરવાનો જ હતો. છોકરી થાણાના મકાનમાં ગઈ. જ્યારે અમે અંદર આવ્યાં ત્યારે તે થોડી હૂંફ મેળવવાનો પ્રયત્ન કરતી કૉચમાં આડી પડી હતી. 'ઊભા થાઓ, બાનુ, ઘોડા તૈયાર છે,' અમે તેને કહ્યું. તે એકદમ ઊછળી અને આગળ ધસી આવીને સીધી અમારા ચહેરામાં એકીટશે તાકવા લાગી. મારે ચોક્કસપણે કહેવું જોઈએ કે તેણે મને ગભરાવી મૂક્યો. 'તમે જંગલી ક્રૂરો,' તેણે બોલવાનું શરૂ કર્યું. તે ખૂબ જ ગુસ્સે ભરાયેલ અને શોકાતુર જેવી પણ હતી. જો કે તે રશિયનમાં બોલતી હતી તેમ છતાં અમે વધારે કંઈ સમજી ન શક્યા. શબ્દો વધારે પડતાં હોશિયારીભર્યાં હતા. અંતમાં તેણે કહ્યું: 'તમારી મારી ઉપર સંપૂર્ણ સત્તા છે. તમે મારા મોતને જલ્દી લાવી શકો છો. તમારી રીતે જ થવા દો, હું જવા માટે તૈયાર છું!' સમોવાર મેજ ઉપર હતો પણ તેણે ચા નહોતી પીધી. અમે અમારા માટે ચા બનાવી અને મેં તેના માટે પણ થોડીક રેડી. અમે સાથે લઈને આવ્યા હતા તે પાઉંરોટીનો ટૂકડો પણ તેના



માટે કાપ્યો. મેં કહ્યું: 'લો લઈ લો, તેનાથી થોડીક ગરમી મળશે.' પોતાનાં રબરનાં મોટાં જોડાં પહેરતાં વચ્ચે જ તે થંભી ગઈ, કુતૂહલપૂર્વક મારી તરફ જોયું અને ખભા ઊંચકતા કહ્યું:

"'તમે તદ્દન મૂરખ છો! શું તમારી મત મારી ગઈ છે કે તમે એમ વિચારો છો કે હું તમારી સાથે બેસીને ચા પીવાની છું?' તેના આ શબ્દો દ્વારા મારા દિલને ખૂબ જ દુઃખ થયું! જ્યારે હું તેના વિષે વિચાર કરું છું ત્યારે આજે પણ મારા ચહેરા ઉપર લોહી ધસી આવે છે. તમારી જાતે લઈ લો, તમે અમારા ખાવાનામાં ભાગ પડવા વિષે અતિશય કાળજી લેનારા નથી. સદ્‌ગૃહસ્થ રુબાનોવ, બીજા દેશનિકાલ પામેલ વ્યક્તિ, લશ્કર અધિકારીના દીકરા, પણ વાંધો નહીં ઉઠાવે. પણ તે બાનુ હતી જબરી. તેણે પોતાના માટે જુદો સમોવાર મંગાવ્યો અને, તમે ધારી શક્તા હતા તે પ્રમાણે, ચા અને ખાંડ માટે બમણી કિમત ચૂકવી. વધારામાં તેની પાસે એક રૂબલ અને વીસ કોપેક કરતાં એક કોપેક પણ વધારે નહોતો!"

## ૩

વાત કહેનાર ચૂપ થઈ ગયો. પળવાર માટે ઘરમાં સનાટો છવાઈ ગયો. જુવાન સિપાઈના એકસરખા શ્વાસોચ્છ્‌વાસ અને બારીની બહારનાં તોફાનનાં હિસસસ... ના અવાજ માત્ર દ્વારા જ શાંતિ ભગ્ન થતી હતી.

"તમે ઝોકાં તો નથી ખાઈ રહ્યા ને?" ગવ્રીલોવે પૂછ્યું.

"ના, આગળ કહો, હું સાંભળી રહ્યો છું."

બીજા ટૂંકા વિરામ પછી તેણે આગળ ચલાવ્યું.

"...તેના કારણે મેં ઘણું બધું દુઃખ ભોગવ્યું. આખી રાત વરસાદ પડતો રહ્યો હતો. હવામાન ત્રાસદાયક હતું. અમે જંગલોમાંથી પસાર થયાં—તેઓ કંઈક બિહામણી રીતે નિસાસા નાખતાં હતાં. હું તેનો ચહેરો નહોતો જોઈ શકતો. આખો વખત એકદમ ઘોર અંધારું રહ્યું હતું. અને તેમ છતાં પણ તમે માનશો? તે મારી આંખો સામે હતી જાણે હું તેને દિવસના અજવાળામાં જોતો હતો: બિલકુલ તેવી જ આંખો, ક્રોધે ભરાયેલ ચહેરો, ઠંડીને કારણે થરથર ધ્રૂજતું શરીર, તેના પોતાના આગળના કોઈ મુદ્દા ઉપર સંકેન્દ્રિત થયેલ દેખાવ, જાણે કે તે મનમાંના પોતાનાં વિચારોને વારંવાર બદલી રહી હોય. જ્યારે અમે થાણું છોડવાનાં હતાં ત્યારે મેં ઘેટાંના ચામડાનો કોટ તેના ખભા ઉપર મૂક્યો. 'તેનાથી થોડીક ગરમી

મળશે,' મેં કહ્યું. પણ તેણે તે દુર ફેંકી દીધો: 'તે તમારો કોટ છે, તમે જ પહેરો!' કોટ મારો હતો તે ખરું હતું પણ મેં જવાબ શો આપવો તે વિચાર્યું. 'તે મારો નથી,' મેં કહ્યું, 'તે કેદીઓ માટેના સામાનમાં હતો.' માત્ર ત્યારબાદ જ તેણે તે પહેર્યો.

"પણ તે તેના માટે વધારે સારો ન રહ્યો: જ્યારે અજવાળું થયું ત્યારે મેં જોયું કે તે કેવી ભયંકર દેખાતી હતી. બીજા થાણા પછી તેણે આગ્રહ કર્યો કે ઈવાનોવને ગાડીવાન સાથે લઈ જાવ. તે બડબડ્યો પણ જોયું કે તેણે આડે ન આવવું એ જ સર્વોત્તમ હતું. તેના મગજમાં કંઈક સ્પષ્ટ થઈ ગયું હતું. હું તેની બાજુમાં બેસી ગયો.

"અમે વચ્ચે ક્યાંય પણ રોકાયા વિના સતત ત્રણ આખા દિવસો અને રાત્રો આગળ વધતાં રહ્યાં કારણ કે રાત રોકાવાનો અમને હુકમ નહોતો. સિવાય કે કોઈ ગંભીર આફતમાં ઘેરાઈ જાઓ... અને તો પણ માત્ર સારા એવાં ચોકીપહેરાવાળા શહેરો માત્રમાં જ રોકાઈ શકતાં હતાં. તમે ખૂબ સારી રીતે જાણો છો કે આ ભાગોમાં કેટલાં ઓછાં શહેરો છે.

"છેવટે અમારો પ્રવાસ પૂરો થયો. જ્યારે તેને માટે નક્કી કારાયેલ શહેર નજરે પડવા લાગ્યું ત્યારે મારી છાતી ઉપરથી જાણે કેટલો ભાર ઊતરી ગયો હતો! મારે એ કહેવું જોઈએ કે જેમ જેમ મુસાફરીનો અંત નજીક આવી રહ્યો હતો તેમ તેમ સમય સમય પર લગભગ મારા હાથોમાં જ તેને ટેકો આપવો પડતો હતો. આ બધી મેં તેને બેભાન પડેલી જોઈ ત્યાર બાદની વાત હતી. તેનું માથું રસ્તામાં આવતાં દરેક ઉછાળા સાથે ગાડીની એક બાજુ અથડાતું જતું હતું. મેં તેને ઊંચી કરીને તેનું આખું વજન મારા જમણા હાથ ઉપર પડવા દીધું. સૌથી પહેલાં તો તેણે મને હડસેલો મારી દૂર કર્યો. 'મને હાથ લગાડવાની હિમ્મત ન કરતા,' તેણે કહ્યું. પણ પાછળથી તેણે કોઈ વાંધો ન ઉઠાવ્યો. કદાચ તેનું કારણ એ હતું કે તે ફરીથી બેભાન થઈ ગઈ હતી. તેની આંખો બંધ થઈ ગઈ હતી, છાયા પોપચાંને ઘેરાં કરતી હતી પણ તેનો ચહેરો તાજગી ભર્યો મોહક અને ઓછા ગુસ્સાવાળો લાગતો હતો. વળી તે વધારે ખુશ પણ દેખાતી હતી, ઊંઘમાં ને ઊંઘમાં હસતી હતી અને હૂંફ માટે મને વળગીને સૂઈ રહી હતી. બિચારી છોકરી કદાચ આનંદદાયક વસ્તુઓનું સ્વપ્ન જોઈ રહી હતી. જેવાં અમે શહેરની નજીક પહોંચવા લાગ્યાં તેવી તે પણ ભાનમાં આવી. આસમાન સ્વચ્છ થઈ ગયું હતું. સૂરજ ડાકોવા લાગ્યો હતો. તે થોડીક ખુશ થઈ. પણ જ્યારે અમે પહોંચ્યા ત્યારે તેના માટે આગળ



જવાના હુકમો હતા. તેને તે શહેરમાં રહેવાનું નહોતું. સ્થાનીય સિપાઈઓ પોતાના મિશન ઉપર ચાલ્યા ગયા. તેથી તેનું અમારા હાથ નીચે જ આ આગળ જવાનું ચાલુ રહ્યું. જ્યારે હું તેને એ કહેવા આવ્યો કે આપણે જવું જ જોઈએ ત્યારે થાણું લોકોથી ભરેલું હતું. તેઓ સ્પષ્ટપણે દેશનિકાલ પામેલ વ્યક્તિઓમાંની જુવાન સ્ત્રીઓ, સદ્‌ગૃહસ્થો, વિદ્યાર્થીઓ હતાં. જૂના મિત્રોની જેમ તેઓએ તેની સાથે હસ્તધૂનન કર્યું, સવાલો પૂછ્યા અને વિદાય લેતાં પહેલાં તેને થોડાંક પૈસા અને રસ્તે તેને હૂંફ મેળવવા માટે ઊનની સુંદર શાલ આપ્યાં.

"બાકી પ્રવાસ દરમિયાન તે ખુશમિજાજમાં હતી પણ ખૂબ જ પ્રમાણમાં ખાંસતી રહી હતી. અમારા આટલા આખા રસ્તામાં તે આટલી બધી ખાંસતી કદી નહોતી દેખાઈ.

"અમે તેના દેશવટાના નાના શહેરમાં આવી પહોંચ્યા. તેને પોલીસને સુપર્દ કરી. તેણે પૂછ્યું કે આ શહેરમાં ર્યાઝાન્ત્સેવ નામનો કોઈ માણસ રહેતો હતો કે નહીં? તેને કહેવામાં આવ્યું કે હા, તે રહેતો હતો. ત્યાર-બાદ જિલ્લા પોલીસ અધિકારી આવ્યો. તેણે પૂછ્યું કે તેણે ક્યાં રહેવું તેના વિષે કંઈ વિચાર્યું હતું કે નહીં. 'ના', તેણે જવાબ આપ્યો. 'પણ હવે હું ર્યાઝાન્ત્સેવ પાસે જઈશ.' અધિકારીએ ખભા મરડ્યાં. છોકરી પોતાની ગાંસડી ઉપાડીને અમને આવજો કહ્યા વિના જ જતી રહી."

## ૪

હું હજી જાગતો હતો કે નહીં તે જોવા માટે વાત કહેનાર પળવાર રોકાયો.

"અને તમે ફરીથી તેને કદી ન જોઈ?"

"મેં જોઈ. જોકે મેં જોઈ ન હોત તો વધારે સારું હોત."

"...ત્યારબાદ થોડા જ વખત પછી ફરીથી મેં તેને જોઈ. અમે હજી પાછા જ ગયા હતા ત્યાં તો અમને ફરીથી શહેરનાં એ જ રસ્તે પાછા મોકલવામાં આવ્યા. અમે ઝાગ્યઝ્સ્કી નામના દેશવટો પામેલ વિદ્યાર્થીને લઈને જઈ રહ્યા હતા. તે આનંદી જુવાન હતો. તેણે ગીતો ગાયા અને તેને પીવાનું પણ ગમતું હતું. તેને દેશવટાની વધારે આગળની જગ્યાએ નીમવામાં આવ્યો હતો. જ્યારે અમે અમારા રસ્તામાં પેલી છોકરીને જ્યાં દેશવટો આપવામાં આવ્યો હતો તે જગ્યાએ રોકાયા

ત્યારે તે કેવી હાલતમાં હતી તે જાણવાની મને સહેજ જિજ્ઞાસા થઈ. "અમે જે બાનુને લાવ્યા હતા તે અહીં છે?' મેં પૂછ્યું. 'અરે, હા, તે અહીં એકદમ ઠીકઠાક છે,' મને કહેવામાં આવ્યું 'પણ તે બહુ નોખી છે. જેવી તે અહીં પહોંચી હતી ત્યારે તરત જ કોઈ એક દેશવટો પામેલ વ્યક્તિને મળવા નીકળી પડી અને ત્યારથી હજી સુધી ફરીથી દેખાઈ જ નથી. તે તેના ઘેર જ રહે છે. કેટલાંક લોકો એમ કહે છે કે તે માંદી છે જ્યારે બીજાં કેટલાંક એમ પણ કહે છે કે તે તેની રખેલ છે. લોકો તો પોતાની લૂલી આમતેમ ચલાવશે...' હવે મને તેની કહેલી વાત યાદ આવી: 'હું મારા પોતાનાઓની વચ્ચે મરવા ઇચ્છું છું.' અને મારી જિજ્ઞાસા એટલી બધી વધી ગઈ... ના, તેના કરતાં પણ વધારે, સીધે સીધું કહેતાં, હું તેને મળવા માટે તલસવા લાગ્યો. તેથી મેં વિચાર્યું કે હું તેને મળીશ. મેં તેની સાથે કોઈ દુર્વ્યવહાર નથી કર્યો, મેં કલ્પના કરી અને મને તેની સામે કોઈ વેર પણ નથી.

"ભલા લોકોએ મને રસ્તો ચીંધ્યો. તે શહેરના એકદમ છેડે, નીચાં બારણાંવાળા નાનકડા ઘરમાં રહેતી હતી. હું દેશવટો પામેલ વ્યક્તિના ઘરમાં ગયો. મેં જોયું એક નાનકડો ઓરડો સુવ્યવસ્થિત રાખેલો હતો. જેના એક ખૂણામાં પલંગ હતો અને ખૂણો કપડાથી ઢંકાયેલો હતો. મેજ ઉપર તથા ફલકો ઉપર ઘણાં બધાં પુસ્તકો હતા... નજીક નાનકડી જગ્યા કામ કરવાની જગ્યા તરીકે ગોઠવવામાં આવી હતી. ત્યાં બાંકડો બીજાં પલંગ તરીકે કામ આવતો હતો.

"જ્યારે હું અંદર આવ્યો ત્યારે છોકરી શાલની અદર ટૂંટિયું વાળીને પલંગ ઉપર બેઠી હતી. તે સીવી રહી હતી. દેશવટો પામેલ વ્યક્તિ... ર્યાઝાન્ત્સેવ તેની બાજુમાં બાંકડા ઉપર બેસીને મોટેથી કંઈક વાંચી સંભળાવતો હતો. તેણે ચશ્માં પહેર્યાં હતાં. તે ગંભીર મુખમુદ્રાવાળો માણસ લાગતો હતો. સીવતાં સીવતાં તે સાંભળતી હતી. જ્યારે મેં બારણું ખોલ્યું અને છોકરીએ મને જોયો ત્યારે તેણે થોડીક ઊંચી થઈને માણસનો હાથ પકડ્યો. તે મોં ફાડીને હાંફવા લાગી. તેની આંખો મોટી મોટી ઘેરી અને બીધેલી હતી. તેનો ચહેરો પહેલા કરતાં પણ વધારે ફિક્કો પડી ગયો હતો. તેણે તેનો હાથ એકદમ કસીને પકડ્યો. 'શું વાત છે?' ર્યાઝાન્ત્સેવે પૂછ્યું. 'શાંત થઈ જાઓ!' તેણે મને જોયો નહોતો. ત્યારબાદ તેણે તેનો હાથ છોડી દીધો અને ઊભી થવા ગઈ. 'વિ-દા-ય!' છોકરીએ તેને કહ્યું. 'એમ લાગે છે કે તેમને મારા શાંત મૃત્યુ સાથે પણ વેર છે.' આ ક્ષણે



તેણે પોતાનું માથું ફેરવ્યું અને તેની ઉપર નજર પડી. તે એકદમ ઊભે પગે કૂદ્યો. તેની સાથે જ મને લાગ્યું કે તે સીધો મારા તરફ ધસીને મને પળવારમાં ખતમ કરી નાખવાનો હતો. તે ઊંચો, પહોળો મરદ હતો...

"તેઓએ વિચાર્યું કે હું ફરીથી તેને લઈ જવા આવ્યો હતો... પણ પછી તેણે મને ગભરાઈને બાઘો બનેલો ત્યાં ને ત્યાં જ ઊભેલો જોયો. વધારામાં હું એકલો જ આવ્યો હતો. તેણે છોકરીનો હાથ પોતાના હાથમાં લીધો. 'પોતાને જરા સંભાળો,' તેણે કહ્યું. ત્યારબાદ તે મારી તરફ ફરીને બોલ્યો: 'અને તમે, ફાંકડા નવજુવાન, અહીં શા માટે આવ્યા છો?'

મેં સમજાવ્યું કે હું કોઈ વિશેષ હેતુ વિના મારી સ્વેચ્છાએ આવ્યો હતો. હુ આ જુવાન બાનુને શહેરમાં લાવ્યો હતો. તેઓ રસ્તામાં ખૂબ માંદાં હતાં. માત્ર તેમની તબિયત કેવી હતી, તેટલું જ હું જાણવા ઇચ્છતો હતો... તે નરમ પડ્યો. પણ તે બાનુ હંમેશની જેમ જ ગુસ્સામાં ખળભળી રહી હતી. શા માટે?—તમે પૂછી શકતા હતા. સાચું કહો તો ઇવાનોવ પૂરતી સભ્યતાથી નહોતો વર્ત્યો પણ મેં મારાથી જ્યાં સુધી શક્ય હતું ત્યાં સુધી બાનુનો પક્ષ લીધો નહોતો?

હવે તે સમજ્યો હતો કે આખી વસ્તુસ્થિતિ શું હતી. તે હસતાં હસતાં બાનુ તરફ ફર્યો: 'જો, મેં આમ જ તો તમને કહ્યું હતું.' આ શબ્દોએ એટલું સ્પષ્ટ કર્યું કે આ પહેલાં મારા વિષે તેમની વચ્ચે કોઈ વાતચીત થઈ હતી... તેણે ચોક્કસ અમારા પ્રવાસ વિષે કહ્યું હોવું જોઈએ.

"'માફ કરજો, જો મેં તમને ઓચિંતાં આવીને ચોંકાવ્યાં હોય તો,' હું વચ્ચે બોલ્યો. 'મેં આવવા માટે કદાચ ખોટો સમય પસંદ કર્યો હતો. હું હમણાં જ ચાલ્યો જઈશ. મારા વિષે ખોટી રીતે ન વિચારતા.'

ર્યાઝાન્ત્સેવે ઊભા થઈ મારી તરફ વેધક નજર નાંખી ને પછી હાથ લંબાવ્યો.

'"પાછા જતી વખતે જો તમે સમય કાઢી શકો તો આવજો,' તેણે કહ્યું.

"છોકરી કૃત્રિમ હાસ્ય હસી.

"'તેના અહીં ફરીથી આવવા માટે મને કોઈ કારણ દેખાતું નથી,' તેણે કહ્યું. 'ન તો તમારે એને આમંત્રણ આપવાનું કારણ છે.' 'ભલે, ઠીક છે! જો તેને ગમે તો આવવા દો,' ર્યાઝાન્ત્સેવે તેને કહીને ઊમેર્યું, 'અમને મળવા આવજો બધું જ ઠીક થઈ જશે.'

"પાછળથી તેમણે શું કહ્યું તે મેં ન સાંભળ્યું. ભલા માણસ, તેનું કારણ એ છે કે તમે પોતાનાઓની વચ્ચે રૂઆબથી વાત કરી શકો છો. મને રોકાઈને તેનો તાગ મેળવવાનું મન તો હતું. પણ તે થોડુંક કઢંગું પણ લાગત અને વળી તેમના માટે શંકાસ્પદ પણ. તેથી હું જતો રહ્યો.

"અમે સદ્ગૃહસ્થ ઝાગ્ર્યાજસ્કીને તેમના નિશ્ચિત સ્થાને છોડી આવીને થોડા વખત બાદ તે જ શહેરમાં પાછા આવ્યા. ત્યાં પોલીસના વડાએ ઉચ્ચ રક્ષકને બોલાવ્યો: 'આગળ બીજા હુકમો આવે ત્યાં સુધી તમારે અહીં રોકાવાનું છે.' તેમણે કહ્યું. 'એનો મને સંદેશો મળ્યો હતો. તમારે ટપાલની રાહ જોવી પડશે.' નિશ્ચિતપણે અમે રોકાયા.

"ત્યાં જ મેં વિચાર્યું, જો મકાન માલિક પાસેથી તે જુવાન બાનુ કેમ છે તેટલું શોધી કાઢું તો ફરીથી હું તેમની પાસે જઈને તેમને મળીશ. 'તે ખૂબ જ માંદી છે!' મકાનમાલિકે કહ્યું, 'જાણે થોડી જ વારમાં ખલાસ નહીં થઈ જાય! તેઓ પાદરીને નહીં બોલાવે અને હું મુશ્કેલીમાં સપડાઈ જઈશ.' અમારી વાતચીત દરમ્યાન ર્યાઝાન્ત્સેવ બહાર આવ્યો. તેણે મને અભિવાદન કરીને કહ્યું: 'તો, તમે ફરીથી અહીં આવ્યા? શા માટે તમે અંદર નથી આવતા?' હું ધીમે શાંત પગલે અંદર ગયો અને તે મારી પાછળ આવ્યો. 'ઓફ, પેલો વિચિત્ર માણસ ફરીથી આવ્યો,' છોકરીએ કહ્યું. 'તમે તેને બોલાવ્યો છે?' 'બેશક મેં નહીં, તે તદ્દન પોતાની મેળે જ આવ્યો હતો.' ચૂપ રહેવાનું મને દિલમાં સાલતું હતું.

"'બાનુ, મેં એવું તો શું કર્યું છે કે જેના માટે તમે આટલાં ગુસ્સે થાઓ છો? શું તમે મને દુશ્મન તરીકે ગણો છો?' હું એકદમ ઉતાવળે બોલી ગયો.

"'દુશ્મન હતા અને છો,' તેણે કહ્યું. 'અને કદાચ તમે તે નથી જાણતાં? બેશક, તમે દુશ્મન છો!' તેનો અવાજ હવે નબળો અને ધીમો પડી ગયો હતો. તેના ગાલ લાલ થઈ ગયા હતા પણ હકીકતમાં તે એટલી રૂપાળી દેખાતી હતી કે એમ લાગતું હતું કે હંમેશ હંમેશ માટે તેની તરફ એકી નજરે જોઈ શકતો હતો. પછી મને એક વિચાર સ્ફૂર્યો: તે હવે લાંબુ નહીં જીવે, તેને માફી આપવા માટે કહેવું જોઈએ. જો તે મને માફ કર્યા વિના જ સ્વર્ગવાસી થઈ ગઈ તો શું થશે? 'મને માફ કરશો,' મેં કહ્યું. 'જો તમારી સાથે અન્યાય કર્યો હોય તો,' એક સારા ખ્રિસ્તીએ કહેવું



જોઈએ તેવી રીતે હું બોલ્યો... તે ત્યાં જ ફરીથી ગુસ્સે થઈ ગઈ... 'માફ? છેક હવે! કદાપિ નહીં! તેની આશા પણ ન રાખતા! ભલે હું મરતી હોઉં પણ મારા દિલમાં તમારા માટે માફીની કોઈ કૂણી ભાવના નથી!'"

વાત કહેનાર ચૂપ થઈ ગયો. થોડુંક વિચાર્યા પછી વધારે નરમાશથી અને ભાવવિભોરતાથી આગળ કહ્યું.

"અને ફરીથી તેઓ પોતાના જ પ્રકારની વાતોમાં ઊંડા ઊતરી ગયાં. શિક્ષિત માણસ હોવાને કારણે તમને કદાચ તેનો અણસારો તો આવી ગયો હશે. અને તેથી મને જેટલાં યાદ છે તેટલાં શબ્દો તમને હું કહી સંભળાવીશ. શબ્દો મારી સ્મૃતિમાં જડાઈ ગયા હતા પણ હું તેમનો અર્થ નથી જાણતો.

"ર્યાઝાન્ત્સેવે કહ્યું હતું: 'તેઓ હમણાં તમને એક સિપાઈ તરીકે નથી મળી રહ્યા. જ્યારે તેઓ તમને અહીં લાવ્યા ત્યારે તેમનાંમાંના એક હતાં અને એ પ્રમાણે તેઓ બીજાઓને પણ લઈ જશે. વળી તેમણે પોતાના હુકમનું પાલન કર્યું હતું. પણ શું અહીં હમણાં તેઓ કોઈ હુકમ ઉપર આવ્યા છે? તમારું નામ શું છે?'

"'મારું નામ સ્તેપાન છે.'

"'અને તમારી અટક?'

"'પેત્રોવિચ.'

"'ચોક્કસપણે સ્તેપાન પેત્રોવિચ, તમે અહીં માત્ર માનવસહજ લાગણી દ્વારા જ ખેંચાઈ આવ્યા છો, કેમ ખરું ને?'

"'બેશક, માનવસહજ લાગણી. તમે એકદમ સાચું કહ્યું છે. અમારા હુકમોમાં આવા પ્રકારનાં કામની મનાઈ છે. જો મારા ઊપરીઓ મારી આ મુલાકાત વિષે જાણી જાય તો હું મુશ્કેલીમાં મૂકાઈ જઈશ.'

"'એમ વાત છે જોયું તમે?' બાનુના હાથને પકડતાં તેણે કહ્યું. તેણે ઝડપથી પોતાનો હાથ પાછો ખેંચી લીધો.

"'હું તેમાંનું કંઈ જ જોતી નથી. માત્ર તમે જ તે બધું જુઓ છો અને વસ્તુઓની કલ્પના કરો છો. જ્યાં સુધી અમારી (જેનો અર્થ બાનુ અને હું પોતે) વાત છે તો અમે જેને જેવું હોય તેવું મોંઢામોઢ કહેનારા જેવા સીધા સાદા છીએ. હા, અમે દુશ્મન છીએ! તેમના

જેવાઓનું કામ છે અમારી ઉપર નજર રાખવાનું છે અને અમારું કામ છે તેમને અજમાવીને પછાડવાનું. ત્યાં તેમને સાંભળતા ઊભેલા જુઓ અને હું ખાતરીપૂર્વક કહું છું કે જો તે જાણતા હોત કે આપણે શેના વિષે વાતો કરી રહ્યાં હતાં તો તે ઉતાવળે દોડવા આતતા અને આપણી વિરુદ્ધની ફરિયાદમાં બધું જણાવી દેતા.'

"રયાઝાન્તસેવ મારી તરફ વળીને પોતાના ચશ્માંવાળી આંખે મને તાકવા લાગ્યો. તેની આંખો એકદમ ભેદક પણ માયાળુ હતી .આ વિષે તમારી પાસે કહેવા લાયક શું છે?' તેણે પૂછ્યું. 'પણ ના, તમારે કોઈ વાત સમજાવવાની જરૂર નથી. હકીકતમાં હું માનું છું કે એ તમે જ છો જેના કારણે તેનું મન દુભાયું.'

"ખરેખર તો મારા હુકમો અને મારી નોકરીની ફરજ મારાથી અપેક્ષા રાખતી હતી—જો મેં કોઈ પ્રતિકૂળ સેવા બજાવી હોય તો—પછી ભલેને મારા પોતાના પિતા જ કેમ ન હોય. પણ હું તેના માટે અહીં આવ્યો નહોતો. મને લાગી આવ્યું, ખરેખર મારા મર્મસ્થાને આઘાત પહોંચ્યો હતો. હું જવા માટે પાછો ફર્યો પણ રયાઝાન્તસેવે મને રોક્યો.

"'હજી, ન જાઓ સ્તેપાન પેત્રોવિચ, થોડી વાર રોકાઈ જાવ,' તેણે કહ્યું. 'આ સારું ન કહેવાય,' તેણે બાનુને કહ્યું. 'ન તો એ એટલા મહત્ત્વની હકીકત છે કે તમે તેને માફ નથી કરતાં કે પછી તેની સાથે સુલેહ કરવાનો ઈનકાર કરો છો. કદાચ જો તે પોતે તે બધાંના ઊંડાણ સુધી પહોંચે તો તે તમને કદી માફ નહીં કરે. તેનો અર્થ એ થાય છે કે તમે એ માનવાનો સ્પષ્ટ ઈનકાર કરો છો કે દુશ્મન પણ માનવી હોઈ શકે છે. જે પ્રતિબિંબત કરે છે કે તમે સંકુચિત માનસનાં છો!"

"બાનુએ સણસણતો જવાબ આપ્યો: 'જો હું તેવી છું તો તમે કોરા બડાઈખોર ઉદાસીન વ્યક્તિ છો! તમે માત્ર તમારા કિતાબી જ્ઞાનની સીમમાં જ રહો છો.'

"તેણે વાપરેલાં આ શબ્દો સાંભળાતાં જ તે એકદમ કૂદ્યો. જાણે બાનુએ તેને કોઈ જોરદાર ફટકો ન માર્યો હોય! હવે તે પોતે પોતાને ભયમાં પડેલી અનુભવવા લાગી.

"'બડાઈખોર, ઉદાસીન વ્યક્તિ, તમે કહો છો. તમે ખૂબ સારી રીતે જાણો છો તે સાચું નથી.'

"'હું ધારું છું કે હું જાણું છું, પણ તમે સાચું કહ્યું હતું?'



"મેં બિલકુલ સાચું કહ્યું હતું, તું બિલકુલ બોયારીના મોરોઝોવા જ છે.'

"તે પળવાર વિચારવા રોકાઈ. ત્યારબાદ તેણે પોતાનો હાથ રયાઝાન્તસેવ તરફ લંબાવ્યો. તેણે તે પકડી લીધો. બાનુએ તેના ચહેરામાં બારીકાઈથી જોઈને કહ્યું: 'હું માનું છું કે તમે સાચું કહો છો!' તેમને જોતાં ઊભાં રહેવું મને કંઈક મૂર્ખામી ભર્યું લાગ્યું. મારા ગળામાં કંઈક અટકતું હતું. ત્યારબાદ બાનુ મારી તરફ ફરી. હવે તે બિલકુલ ગુસ્સામાં નહોતી લાગતી. તેણે પોતાનો હાથ મારી તરફ લંબાવ્યો. તેણે કહ્યું: 'હું એટલું કહીશ કે હું હજી પણ આપણને આખી જિંદગી માટેના દુશ્મનો માનતી હતી પણ હું તમારી સાથે હાથ જરૂર મેળવીશ. હું એ પણ ઈચ્છું છું કે હુકમોથી એક તરફ હટી તમે એક દિવસ સાચા માનવતાવાદી માણસ બનો. હું થાકી ગઈ છું,' તેણે રયાઝાન્તસેવને કહ્યું.

"મેં તેમનાથી રજા લીધી. રયાઝાન્તસેવ મારી પાછળ પાછળ બહાર આવ્યો. આંગણામાં તેની સાથે ઊભાં રહેતાં મને લાગ્યું કે મેં તેની આંખોમાં આંસુ જોયાં.

"'સ્તેપાન પેત્રોવિચ, તમે કેટલા દિવસ શહેરમાં રોકાશો?" તેણે પૂછ્યું.

"કદાચ, બીજાં બે કે ત્રણ દિવસો, જ્યાં સુધી ટપાલ આવે છે.'

"તેણે કહ્યું: 'જો તમને મન થાય તો ફરીથી આવજો, તમારું સ્વાગત છે. તમારી નોકરીને ધ્યાનમાં લેતાં તમે ખરાબ વ્યક્તિ નથી.'

"'હું દિલગીર છું, મેં બાનુને ઓચિંતા આવી ચોંકાવ્યાં...'

"'હા, તે સાચું છે—બીજી વખત મકાનમાલિકણ પહેલાં અમને તમારા સમાચાર આપશે.'

"'હું કંઈક જાણવા ઈચ્છું છું. તમે બોયારીના મોરોઝોવાનો ઉલ્લેખ કર્યો હતો. શું તેનો અર્થ એ હતો કે આ જુવાન બાનુ પણ બોયાર કુળની છે?'

"'બોયાર કે ન બોયાર, પણ એટલું ચોક્કસ કે તે એવા કુળમાંથી આવે છે કે જેને તમે તેને તોડી શકો છો અને તમે હકીકતમાં તેને તોડી નાખી છે પણ કદી વાળી નથી શકતા. તે તમે તમારી આંખે જોયું. તેનાં જેવાં લોકો કદી ઝૂકતા નથી.'

"હવે મેં આવજો કહ્યા."

૫

"...ત્યારબાદ થોડા જ વખતમાં તે મૃત્યુ પામી. હું તેની દફન-ક્રિયામાં ગયો નહોતો કારણ કે હું થાણાના કામમાં હતો. છેક બીજા દિવસે હું રૂયાઝાન્ત્સેવને મળ્યો. તે ખૂબ જ ભયંકર દેખાતો હતો...

"તે ગંભીર મુખમુદ્રાવાળો ઊંચો માણસ હતો. પહેલાં હંમેશાં તેઓ મારી તરફ ખૂબ માયાળુતાથી જોતા હતા. પણ આ વખતે તેઓ મને ભવાં ચઢાવતાં મળ્યા. હસ્તધૂનન માટે તેમણે મારો હાથ હાથમાં લીધો પણ તરત જ છોડી દીધો. અને મોં ફેરવી લીધું: 'હું તમારો ચહેરો જોવો એક ક્ષણ પણ જીરવી નથી શકતો.' તેમણે કહ્યું, 'દૂર જતા રહો તમે અહીંથી દૂર જતાં રહો,' તેમનું માથું નીચું નમી પડ્યું. તેઓ જતા રહ્યા. હું એવી રીતે હડધૂતાયેલો મારા ઘેર પાછો ફર્યો કે બે દિવસો સુધી હું ખાવાનો એક કોળિયો પણ લઈ ન શક્યો. તે જ સમય હતો જ્યારથી મારા ઉપર માન-સિક વેદના છવાઈ ગઈ.

"બીજા દિવસે પોલીસના વડાએ અમને બોલાવ્યાં: 'તમે હવે જઈ શકો છો, તમારો કાગળ આવી ગયો છે,' તેણે કહ્યું. આ કાગળ જુવાન બાનુના વધારે આગળ દેશવટા માટેનો હુકમ હતો. ઘણું મોડું થઈ ગયું હતું! ભગવાને તેની ઉપર દયા ખાઈને હકીકત પોતાના જ હાથમાં લીધી હતી!

"...ધ્યાન રાખશો, આ વાર્તાનો અંત નથી. પાછાં જતી વખતે અમે એક થાણે રોકાયા. જ્યારે અમે થાણાની અંદર ગયાં ત્યારે મેજ ઉપર સમોવાર પડ્યો હતો. ત્યાં બધાં જ પ્રકારનાં ખાવાપીવાની વસ્તુઓ પણ પડી હતી. જેનાથી એક વૃદ્ધા થાણાની શેઠાણીને ખુશ કરતી હતી. વૃદ્ધા નાનકડી, સુઘડ, આનંદી જીવ હતી. તે ખૂબ જ ચટર પટર કરતી હતી. તે થાણાની શેઠાણીને પોતાના કામકાજો વિષે કહી રહી હતી. 'જાણો છો, મને વારસામાં મળેલા ઘરને મેં વેચી દીધું,' તે કહી રહી હતી, 'મારી બધી જ વસ્તુઓ મેં બાંધી દીધી અને હવે હું મારાં પવિત્ર આત્માને રસ્તે જઈ રહી છું. તેને કેટલું આશ્ચર્ય થશે! તે મને ખૂબ ઠપકો આપશે પણ હું જાણું છું કે તે મને જોઈને ખુશ થશે. સાચે જ તેણે મને લખ્યું હતું કે મારે કોઈપણ હિસાબે ન આવવું જોઈએ. પણ તેનો કશો વાંધો નથી.'



"મારા હૃદયના ધબકારા જાણે બંધ થઈ ગયા. હું ઉતાવળે રસોડામાં ગયો. 'પેલી વૃદ્ધા કોણ હશે?' મેં રસોડાની નોકરાણીને પૂછ્યું. 'તમે જ જુવાન બાનુને આ રસ્તે લઈ આવ્યા હતા તેની મા જ છે,' નોકરાણી જવાબ આપે છે. આ શબ્દો સાંભળી હું હચમચી ઊઠ્યો. મારો ચહેરો સ્પષ્ટપણે પ્રગટ કરતો હતો કે હું કેવો ધ્રૂજી ઊઠ્યો હતો. 'સિપાઈ, તમને શું થાય છે?' નોકરાણી પૂછે છે. 'ગંભીર થાવ! ચીસ ન પાડી ઊઠશો,' હું કહું છું. 'જુવાન બાનુ હવે આ દુનિયામાં નથી રહી.'

"અહીં આ છોકરી—જે ખૂબ જ વંઠેલી હતી અને બધા જ મુસાફરો સાથે ચેનચાળાં કરતી હતી તે—હબકમાં હાથ મસળે છે, મોટી પોક મૂકે છે અને ઘરની બહાર ધસી જાય છે. ટોપી લઈને હું પણ ત્યાંથી જતો રહ્યો. વૃદ્ધા હજી પણ થાણાની શેઠાણી સાથે વાતો કરી રહી હતી. તેની વાતો હજી પણ મારા કાનોમાં ગૂંજી રહી હતી. હું તમને એ કહી શકતો નથી કે તેના કારણે મેં કેટલો ત્રાસ અનુભવ્યો હતો. સડક ઉપર હું ગબડિયું ખાઈને પડી ગયો. થોડી વાર પછી ઈવાનોવ મને ગાડી પાસે લઈ ગયો અને હું અંદર ચઢી ગયો."

૬

"...તો આમ વાત હતી. ત્યારબાદ પોલીસના વડાએ દેશવટો પામેલ વ્યક્તિના ઘરની મારી મુલાકાતની નોંધ કરી લીધી હતી, ઉપરી અમલદારે કોસ્ત્રોમામાં પણ ફરિયાદ કરી હતી કે મેં જુવાન બાનુ માટે વિનંતી કરી હતી. તે બધું જ એટલું ભેગું થઈ હતું કે મારા ઉપરી મારી બઢતી માટે ભલામણ નહીં કરે. તેઓ મને કહે છે: 'તેને કેવા પ્રકારનો પોલીસ હવાલદાર બનાવવો? તું પેલી વૃદ્ધાથી જરા પણ ઊતરતો નથી. તું મહામૂરખ, તારે શેની જરૂર છે જાણે છે, માત્ર તને બેપરવાઈ અને ઊંઘણશીના સ્તરે મૂકવાનો છે.' મેં માત્ર એક જ રસ્તો અનુભવ્યો કે ત્યારબાદ હું તેની પરવા ન કરી શક્યો અને મેં જે કર્યું હતું તેના માટે જરા સરખી પણ દિલગીરી ન થઈ.

"આખો વખત હું પેલી ગુસ્સાભરી જુવાન બાનુના વિચારને મારા મગજમાંથી ભૂંસી ન શક્યો. અત્યારે જ્યારે પણ હું તેના વિષે બોલું છું ત્યારે તેની છબી મારી આંખો સમક્ષ તાદૃશ્યપણે તરવરી રહી છે.

"તેનો અર્થ શો થઈ શકતો હતો? છે કોઈ એવું કે જે તે સમજાવી શકતું હતું? તમે ઊંઘતાં તો નથી ને સાહેબ?"

હું ઊંઘતો નહોતો... જંગલોમાં ગુપ્ત જગ્યાએ મૂકી દેવામાં આવેલ નાનકડી ઝૂંપડીના અંધકારે મારાં આત્માને વ્યથાથી હચમચાવી મૂક્યો. મૃત છોકરીની ગમગીન પ્રતિમા તોફાનની દબાયેલી કિકિયારીની વચ્ચે અંધકારામાં ઝાંખી ઝાંખી ડોકાતી હતી...

૧૮૮૦



# લેવ તોલ્સ્તોય

## લેવ તોલ્સ્તોય

(૧૮૨૮-૧૯૧૦)

લેવ તોલ્સ્તોય વિશ્વના મહાન લેખાકોમાંથી એક છે. લેનિને તેમના વિષે કહ્યું હતું કે તોલ્સ્તોયની સર્જનાત્મક કૃતિઓ માનવજાતિના સાંસ્કૃતિક વિકાસમાંના કાર્યમાં પગરણ હતી.

તોલ્સ્તોય ૧૯મી સદીમાં બીજા ભાગમાં રશિયામાં જીવનમાં ઘટેલા મહત્ત્વપૂર્ણ ઐતિહાસિક પ્રસંગોની સાક્ષી હતા. જેવા કે ૧૮૬૧નાં કિસાન પરિવર્તનની અને ૧૯૦૫ની ક્રાંતિ. મુખ્યત્વે કરીને આ ગાળામાં તોલ્સ્તોયની બુદ્ધિપ્રતિભા સંપૂર્ણપણે પ્રકાશમાં આવી. રશિયામાં જીવન અને સાથે સાથે સમાજના સાંસ્કૃતિક વિકાસની બધી જ શાખાઓ તેમની વાર્તાઓમાં પ્રતિબિંબિત થાય છે. તોલ્સ્તોય રશિયન સાહિત્યની સર્વશ્રેષ્ઠ પરંપરાને વળગી રહ્યા હતા: માનવતાવાદ, વાસ્તવવાદ, અર્થપૂર્ણતા અને સરળતા.

પોતાની જિંદગીના સાહઠી વર્ષો સુધી તેમણે અથાગ અર્પણ સાથે લખ્યું અને આપણા માટે બહોળો વારસો છોડી ગયા: નવલકથાઓમાં 'યુદ્ધ અને શાંતિ' (૧૮૬૩-૧૮૬૯), 'આન્ના કારેનિના' (૧૮૭૩-૧૮૭૭), 'પુનરુત્થાન' (૧૮૮૯-૧૮૯૯), સેંકડો ટૂંકી વાર્તાઓ, નાટકો: 'અંધકારની શક્તિ' (૧૮૮૬), 'જ્ઞાનનાં ફળો' (૧૮૮૬-૧૮૯૦), 'જીવતી લાશ' (૧૯૦૦), ખૂબ જ મોટી સંખ્યામાં લખાયેલા લેખો અને સાહિત્યિક ટિપ્પણીઓ અને કલા ઉપર પ્રબંધ ગ્રંથો.

તોલ્સ્તોય પોતાના મૃત્યુ પછી સમૃદ્ધ સાંસ્કૃતિક પેદાશ છોડી જેણે ન માત્ર રશિયન પણ વિશ્વ સાહિત્યને પણ ઘણું બધું પ્રદાન કર્યું. તેમણે એક નવું તત્ત્વજ્ઞાની શાસ્ત્ર રચ્યું જે દરેકે દરેક વ્યક્તિ માટે સુખી જીવન પ્રાપ્ત કરવાના હેતુલક્ષી હતું. સાથે સાથે તેમની સર્જનાત્મક કૃતિઓમાં ઘણી બધી વિસંગતિઓ પણ હતી. તેમણે શોષણના બધાં જ સ્વરૂપો અને રાજકીય પદ્ધતિ, દેવળોના પાંખડ, અદાલત અને બીજાં સરકારી સંસ્થાનો સામે સખત વિરોધ વ્યક્ત કર્યો હતો. પણ તે જ સમયે તોલ્સ્તોય દૃઢતાથી માનતા હતા કે ખુશીની ચાવી સંઘર્ષમાં નહીં પણ ધીરજમાં સમાયેલી છે. "ખરાબ હિંસાનો વિરોધ ન કરો"—આ હતો તોલ્સ્તોયનો ધ્યેય.

મક્સીમ ગોર્કીએ લખ્યું હતું: "તેઓ દંગ કરી દે તેવી વ્યક્તિ હતા. તેમના નૈતિક સ્વરૂપનું જેમ એટલું આશ્ચર્ય પમાડે તેવું છે કે તમે એમ વિશ્વાસ કરશો કે તેમની જોડનો બીજો કોઈ માણસ સંભવી શકતો નહોતો.

# નૃત્યના જલસા પછી

"આપનું કહેવું છે કે માનવી સ્વતંત્રપણે સારું કે ખરાબ શું છે તે સમજી શકતો નથી પણ તે પરિસ્થિતિ ઉપર નિર્ભર કરે છે, માનવી પરિસ્થિઓની ઉપજ છે. હું તેમ નથી માનતો. હું માનું છું કે બધો સંજોગનો ખેલ છે. આ મારા વિષે જ કહું...

અમારી વચ્ચે ચર્ચા ચાલી રહી હતી. કહેવામાં આવ્યું કે માનવીના ચરિત્રને સુધારતાં પહેલાં જીવનની પરિસ્થિતિઓને સુધારવી જરૂરી છે. ચર્ચા પૂરી થતાં અમારા મિત્ર ઇવાન વાસીલ્યેવિચે આ શબ્દો કહ્યાં, તેમનો અમે આદર કરતાં હતાં. સાચી વાત તો એ છે કે સ્પષ્ટરૂપે કોઈએ પણ એ નહોતું કહ્યું કે અમે જાતે જ સારા કે ખરાબ વચ્ચેનો ભેદ સમજી નથી શકતા. પણ ઇવાન વાસીલ્યેવિચને કંઈક એવી ટેવ હતી કે ચર્ચાની ગરમાગરમીમાં જે સવાલો તેમના પોતાના મનમાં ઊભા થતા તેના જ તેઓ જવાબ આપવાનું શરૂ કરતા અને એ જ વિચારો સાથે સંબંધિત પોતાના જીવનના અનુભવ સંભળાવવાનું શરૂ કરતા. કોઈ ઘટનાની ચર્ચા કરતી વખતે તેઓ ઘણી વાર એવી રીતે ખોવાઈ જતા કે તેમને ચર્ચાના ઉદ્દેશ્યનો પણ ખ્યાલ ન રહેતો. તેઓ હંમેશ ઘટનાઓ ખૂબ જ ઉત્સાહ અને નિશ્ચછલતાથી સંભળાવતા હતા. આ વખતે પણ એવું જ કંઈક બન્યું.

"હું મારા પોતાના વિષે જ કહું. મારું જીવન ઘડવામાં પરિસ્થિતિઓનો નહિ પણ કોઈક બીજી જ વસ્તુનો હાથ રહ્યો હતો."

"કઈ વસ્તુનો?" અમે પૂછ્યું.

"તે એક બહુ લાંબી વાત છે. જો તમે સમજવા ઇચ્છતો હો તો મારે એ વાત શરૂઆતથી અંત સુધી કહેવી જોઈએ.

"તો કહો ને."

ઈવાન વાસીલ્યેવિચે પળવાર વિચારી માથું હલાવ્યું.

"તો ઠીક છે," તેમણે કહ્યું. "મારું આખું જીવન એક રાત, કે પછી એમ કહો કે એક જ સવારમાં બદલાઈ ગયું."

"શા માટે? એવું શું બન્યું?"

"બન્યું એવું કે હું એક છોકરીને પ્રેમ કરતો હતો. એના પહેલાં પણ હું ઘણી વાર પ્રેમ કરી ચૂક્યો હતો, પણ કદી આટલા સાચા દિલની ઊંડાઈથી નહોતો કર્યો. આ વાત બહુ લાંબા સમય પહેલાંની છે, અત્યારે તો તેમની દીકરીઓનાં પણ લગ્ન થઈ ગયાં છે. તેમનું નામ હતું વારેન્કા...

પચાસ વર્ષની ઉંમરે પણ તેઓ ધ્યાન ખેંચે એવી સુંદર હતી, પણ તેમની જુવાનીમાં જ્યારે તે માત્ર અઢાર વર્ષની હતી ત્યારે અત્યંત મનોહર હતી: લાંબી પાતળી કોમળ કાયા, મોહક અને દબદબાદાર, હા, દબદબાદાર! તે પોતાને હંમેશાં એટલી ટટ્ટાર રાખતી હતી કે જાણે તેના માટે નીચા નમવું અસંભવ હોય. તેનું માથું જરાક પાછળની તરફ અકડાયેલું રહેતું અને લગભગ હાડકાં જ દેખાય તેટલી દુબળી પાતળી હોવા છતાં પણ પોતાના શાનદાર કદ અને સુંદરતાને કારણે મહારાણી જેવી લાગતી તેની દબદબાભરી ચાલઢાલ ન હોત, જો તેના હોઠ ઉપર હંમેશાં મોહક, મધુર સ્મિત ન રમતું રહેત, તેની આંખો અત્યંત ખૂબસૂરત અને હંમેશાં ચમકતી ન હોત, અને જો તેનામાં જુવાનીનું અદમ્ય આકર્ષણ ન હોત તો તે ભય ઉપજાવતી હોત."

"ઈવાન વાસીલ્યેવિચ બેશક અતિશય સ્તુતિ કરી રહ્યા છે!"

"ભલે ને ગમે તેટલી અતિશય સ્તુતિ કરું પણ તેની અસલી સુંદરતા તેમાં હું નહીં વર્ણવી શકું. પણ એ એક બીજી જ વાત છે. જે ઘટનાઓનો હું ઉલ્લેખ કરવા જઈ રહ્યો છું તે ૧૮૪૦ની આસપાસના ગાળામાં ઘટી. તે સમયે હું એક પ્રાંતીય વિશ્વવિદ્યાલયમાં ભણતો હતો. હું નથી જાણતો વાત સારી હતી કે ખરાબ પણ જે અધ્યયન સંમેલનો અને સિદ્ધાંતો આજકાલ છે તે તે દિવસોમાં અમારા વિશ્વવિદ્યાલયમાં નહોતાં થતાં. અમે માત્ર સાદા જુવાન અને જવાનોની જેમ રહેતા હતા—વાંચતાં લખતાં અને જીવનની મઝા માણતા. તે દિવસોમાં હું ખૂબ મોજીલો અને જોરાવર જુવાન હતો. તેમાંય વળી વધારામાં હું શ્રીમંત હતો. મારી પાસે ઉત્તમ ઘોડો પણ હતો. હું છોકરીઓની સાથે બરફ ગાડીમાં બેસીને



પહાડોના ઢોળાવો ઉપરથી લપસવા કરવા જતો હતો (હજી સુધી સ્કેટીંગની ફેશન શરૂ થઈ નહોતી) હું મારા વિદ્યાર્થી મિત્રોની સાથે દારૂ પીવાપીવડાવવાના જલસાઓમાં પણ જતો હતો (તે દિવસોમાં અમે શેમ્પેન સિવાય બીજું કંઈ નહોતા પીતા. જો પૈસા ન હોય તો કંઈ ન પીતા, પણ આજકાલની જેમ વોદકાને તો હાથ પણ નહોતા લગાડતા). નાચવું અને જલસાઓમાં જવું મને સૌથી વધારે ગમતું હતું. હું બહુ સરસ નૃત્ય કરતો હતો અને દેખાવમાં પણ કંઈ કાણોકૂબડો ન હતો."

"'આટલી નમ્રતા શા માટે બતાવી રહ્યા છો?' એક શ્રોતાએ વચ્ચે જ પૂછ્યું. 'અમે બધાંએ તમારી તે દિવસોની છબી જોઈ છે. તમે તે ખૂબ દેખાવડા જુવાન હતા.'

"કદાચ રહ્યો હોઈશ, પણ મારા કહેવાનો ભાવાર્થ એ નહોતો. મારો પ્રેમ નશાની સીમા સુધી જઈ પહોંચ્યો. હું એક દિવસ એક નૃત્ય જલસામાં ગયો. આ જલસાનું આયોજન શ્રોવટાઈડના છેલ્લા દિવસે પ્રાંતનાં મુખિયાએ કર્યું હતું. પ્રાંતના મુખિયા સારા સ્વભાવના ઘરડા, શ્રીમંત અને આવી જાતના જલસાઓ કરવાના શોખીન હતાં. તેમની પત્ની પણ એવા જ સારા સ્વભાવની હતી. જ્યારે હું તેમના ઘેર પહોંચ્યો ત્યારે તેઓ મહેમાનોનું સ્વાગત કરવા પતિની બાજુમાં દરવાજા પાસે ઊભાં હતાં. તેમને મખમલી ગાઉન પહેરેલું હતું અને માથા ઉપર હીરાની નાની જડાઉ પટ્ટી બાંધેલી હતી, તેમના પ્રૌઢ, ભરાવદાર અને ગોરા ખભા તથા છાતી મહારાણી યેલિઝાવેતા પેત્રોવ્નાની છબીમાં ચિત્રિત કરવામાં આવે છે તેવાં હતાં. નૃત્યજલસો બહુ શાનદાર રહ્યો. નૃત્યખંડ બહુ આકર્ષક હતો. તે જમાનાનાં પ્રખ્યાત ગાયકો અને સંગીતકારો હાજર હતા. તેઓ કોઈક સંગીત રસિક જમીનદારના ભૂદાસ હતા. ખાવા માટે ઘણું બધું હતું અને શેમ્પેનની તો જાણે નદીઓ વહેતી હતી. શેમ્પેનનો રસિયો હોવા છતાં મેં તે ન પીધી—મને તો પ્રેમનો જ નશો ચઢયો હતો. હું એટલો નાચ્યો, એટલો નાચ્યો કે થાકીને લોથપોથ થઈ ગયો. મેં દરેક પ્રકારનાં નૃત્યમાં ભાગ લીધો—કાડ્રીલો, વાલ્સો અને પોલ્કાઓમાં. અને એ કહેવાની જરૂર નથી કે હું સૌથી વધારે વારેન્કાની સાથે નાચ્યો. તેણે સફેદ ગાઉન અને ગુલાબી રંગનો કમરબંધ પહેર્યાં હતાં. હાથોમાં ઉત્તમ ચમડાના દસ્તાના હતા જે લગભગ તેની અણીદાર કોણી સુધી પહોંચતા હતા. પગમાં સફેદ રેશમી પગરખા પહેર્યાં હતાં. માઝૂર્કા નૃત્ય વખતે

અનીસિમોવ નામે એક હરામી ઍન્જિનિયર મને હરાવી ગયો તેના માટે હું તેને આજ દિન લગી માફ નથી કરી શકતો. જેવી તે હોલમાં આવી કે તરત તે એની પાસે પહોંચી ગયો અને નાચવા માટે પ્રસ્તાવ મૂક્યો. મને પહોંચવામાં થોડું મોડું થઈ ગયું હતું: હું પહેલા વાળંદની પાસે અને પછી દસ્તાના ખરીદવા ગયો હતો. એટલા માટે વારેન્કાને બદલે મારે એક જર્મન છોકરી સાથે માઝૂર્કા નાચ નાચવો પડ્યો. જેની સાથે કોઈક વખત મારું દિલ લાગી ગયું હતું. હું વિચારું છું કે તે સાંજે મેં એ છોકરી સાથે બહુ બેપરવાઈ વર્તી હતી. મેં ન તો તેની સાથે વાત કરી કે ન તેની સામે જોયું. મારી આંખો તો બીજી જ છોકરી ઉપર મંડાયેલી હતી—એ જ છોકરી જેનું કદ લાંબુ, કાયા પાતળી, કોમળ, અને જેના શરીર ઉપર સફેદ ગાઉન અને ગુલાબી કમરબંધ હતો. તેના ગાલોમાં ખાડા પડતાં હતાં, ચહેરા ઉપર ઉત્સાહ અને ખુશીની ઝલક હતી અને આંખોમાં મૃદુતા છલકતી હતી. માત્ર મારી જ નહીં પણ બધાંની નજરો તેની તરફ મંડાયેલી હતી. બીજી સ્ત્રીઓ પણ તેને જ જોઈ રહી હતી. તે બધાંયમાં દેદીપ્યમાન હતી. તેનાં સૌંદર્યથી પ્રભાવિત થયા વિના કોઈ જ રહી શકતું નહોતું.

"કાયદા પ્રમાણે તો માઝૂર્કા નૃત્યનો સાથી હું નહોતો, પણ તેમ છતાં મેં વધારે સમય તેની સાથે નાચવામાં જ ગાળ્યો. કોઈપણ ક્ષોભ-સંકોચ વિના તે આખો ખંડ પસાર કરીને સીધી મારી તરફ ચાલી આવતી. હું પણ આમંત્રણની રાહ જોયા વિના છલાંગ ભરતો એકદમ તેની પાસે જઈ પહોંચતો. તેના દિલની વાત ભાંપી લેવા માટે તે સસ્મિત મારો આભાર માનતી. પણ જ્યારે તે મારો ગુણ ન કળી શકતી ત્યારે પોતાના દૂબળા પાતળા ખભા ઊંચકતા પોતાનો હાથ બીજા પુરુષ તરફ લંબાવી દેતી. પછી મારી તરફ જોઈ જરાક મંદ હાસ્ય કરતી જાણે અફસોસ પ્રગટ કરી રહી હોય અને મને દિલાસો આપી રહી હોય. જ્યારે મર્જૂર્કામાં વાલ્સ આવ્યો ત્યારે હું બહુ લાંબા વખત સુધી તેની સાથે નાચતો રહ્યો, તે નાચતા-નાચતા હાંફવા લાગી. તે મલકાતી અને ધીરેથી કહેતી: 'ફરી!' અને હું ફરી તેની સાથે નાચતો જ રહ્યો. મને લાગતું હતું કે જાણે હું હવામાં ઊડી રહ્યો છું મને પોતાના શરીરના અસ્તિત્વનો અનુભવ પણ નહોતો થતો.

"'વાહ, અનુભવ પણ નહોતો થતો? ખૂબ અનુભવ થતો હશે, જ્યારે તમે તેની કમર ફરતે હાથ વીંટાળતા હશો. ન માત્ર તમારા પોતાના



પણ તેના શરીરનો અનુભવ પણ થતો હશે,' એક મહેમાને મજાકમાં કહ્યું.

ઇવાન વાસીલ્યેવિચ એકદમ લાલપીળા થઈ ગયા અને લગભગ બરાડી ઉઠ્યા:

"આ તો તમે તમારી, આજકાલનાં જુવાનોની વાત કરી રહ્યા છો. તમે બધાં માત્ર શરીરનો જ વિચાર કરો છો. અમારો જમાનો એવો નહોતો. જેમ જેમ અમારો કોઈ છોકરી માટે પ્રેમ ગહન થતો જતો હતો તેમ તેમ અમારી નજરોમાં તેનું રૂપ એક દેવી સમાન થતું જતું હતું. આજે તમને પગ, પગની ઘૂંટીઓ અને શરીરનાં અંગ પ્રત્યંગ જ નજરે પડે છે. તમારું આકર્ષણ માત્ર પોતાની પ્રેમિકાની નગ્નતા પૂરતું જ સીમિત છે. પણ મારા માટે, અલ્ફોસ કાર્રે કહ્યું હતું તે પ્રમાણે પોતાની પ્રેમિકાને હંમેશાં કાંસાનાં વસ્ત્રોમાં જોતા હતા. સાચું કહો તો તે બહુ સારા લેખક હતા. તેને ઉઘાડું પાડવાને બદલે અમે હંમેશાં, નોઆહના ભલા દીકરાની જેમ તેને છુપાવવાનો પ્રયત્ન કરતા રહેતા હતા. પણ એ વાત તમે નહીં સમજી શકો..."

"'એમની વાતો ઉપર ધ્યાન ન આપો, તમે તમારી વાત આગળ કહો,' એક બીજા શ્રોતાએ કહ્યુ.

"હા, તો હું તેની સાથે નાચતો રહ્યો. મને સમયનું કોઈ ભાન ન રહ્યું. સંગીતકારો ખૂબ થાકી ગયા હતા. તમે તો જાણો છો કે નૃત્ય પૂરું થતાં કેવી દશા થાય છે—તેઓ માઝૂર્કાની એક જ ધૂન વગાડતા રહ્યા. તે દરમિયાન દીવાનખાનામાં અધેડ સ્ત્રીઓ અને બીજાં લોકો પત્તા રમવાનું બંધ કરી ઊભા થઈને ખાવાની મેજે તરફ જવા લાગ્યા હતા. નોકરચાકર આમતેમ ભાગાભાગ કરી રહ્યા હતા. ત્રણ વાગવાની તૈયારી હતી. અમે ગણતરીની બાકી મિનિટોનો લાભ લેવા ઇચ્છતા હતા. મેં ફરીથી તેમને નાચવા માટે આગ્રહ કર્યો. અને અમે કદાચ સોમી વાર ઓરડાના એક છોરથી બીજા છોર સુધી નાચતાં ચાલ્યાં ગયાં."

"'જમ્યા પછી મારી સાથે કાડ્રીલ નૃત્ય કરશો ને?' તેમને તેમની જગ્યાએ પહોંચાડતાં મેં પૂછ્યું.

"'જરૂર, જો મારાં માબાપ મને ઘેર ન લઈ ગયા તો,' તેમણે મલકતાં કહ્યું.

"હું તેમને તેમ નહીં કરવા દઉં," મેં કહ્યું.

"મારો પંખો તો આપો," તે બોલી.

"આપતાં દુ:ખ થાય છે," તેમનો સસ્તો સફેદ પંખો હાથમાં આપતાં મેં કહ્યું.

"દુ:ખ ન થાય તેટલા માટે આ લઈ લો," તેણે કહ્યું અને એક પીંછુ તોડીનું મને આપ્યું.

"મેં પીંછુ લઈ લીધું. દિલ ખુશીના માર્યે ઊછળવા લાગ્યું. અને રોમે રોમ તેમના પ્રતિ કૃતજ્ઞ થઈ ગયાં. મારા મોંમાંથી એક શબ્દ પણ ન નીકળ્યો. અને નજરોમાં જ મારા દિલનો ભાવ દર્શાવ્યો. તે સમયે મને અસીમ સુખ અને આનંદનો અનુભવ થઈ રહ્યો હતો. હું જાણે કેટલો પરોપકારી થઈ ગયો હતો. મને લાગ્યું કે હું પહેલા જેવો જુવાન નહોતો રહ્યો. મેં અનુભવ્યું કે હું કોઈ બીજી દુનિયાનું પ્રાણી છું, જે કોઈ પાપ નથી જાણતું, માત્ર ભલાઈ જ કરી શકતુ હતું. મેં તે પીંછું મારા દસ્તાનામાં સંતાડી દીધું અને ત્યાં જ તેમની પાસે ઊભો રહ્યો જાણે મારા પગ ત્યાં જડાઈ ગયા હતા.

"'જુઓ, પેલા લોકો મારા પિતાજીને નાચવા માટે આગ્રહ કરી રહ્યાં છે,' તેમણે એક લાંબા, પહોળા, સુઘડસુડોળ માણસની તરફ ઈશારો કરતાં કહ્યું. ખભા પર ચાંદીનો ફીતો લાગેલો કર્નલનો ગણવેશ પહેરી તેઓ, માલિકણ તથા બીજી મહિલાઓ સાથે બારણા પાસે ઊભા હતા.

"'વારેન્કા, અહીં આવ,' માથા પર હીરા જડેલ પટ્ટીવાળી માલિકણે તેમને બોલાવી.

"વારેન્કા બારણા તરફ જવા લાગી અને હું તેની પાછળ પાછળ ગયો.

"'તારા પિતાને કહે, મારી લાડલી, કે તારી સાથે નાચે." પછી કર્નલની તરફ ફરીને માલિકણ બોલી: 'કૃપા કરીને, પ્યોતર વ્લાદીસ્લાવોવિચ, નાચો.'

"વારેન્કાના પિતા લાંબા, પહોળા, ખૂબસૂરત, સુડોળ તથા સ્ફૂર્તિલા અધેડ વ્યક્તિ હતા. એમ લાગતું હતું કે તેમની તંદુરસ્તીનું પૂરેપૂરું ધ્યાન રાખવામાં આવે છે. સુરખીદાર ચહેરો, ઝાર નિકોલાઈ પહેલાની જેમ વાંકડી સફેદ મૂંછો, સફેદ જ થોભિયા જે મૂંછોને મળતા હતા. આગળની તરફ ઓળેલાં વાળે લમણાંને ઢાંકી દીધાં હતાં. ચહેરા પર દીકરીના જેવો



જ મોહક મધુર મલકાટ રમતો હતો. તેઓ મલકાતાં ત્યારે તેમની આંખો ચમકી ઊઠતી અને હોઠ ખિલી ઊઠતા. તેમનું શરીર બહુ કસાયેલું હતું. ફોજી ઓફિસરોની જેમ પહોળી, આગળ ઉપસી આવેલ છાતી, અને તેના ઉપર કેટલાક ચંદ્રકો, મજબૂત ખભા, લાંબા પ્રમાણસરના પગ હતા. તેઓ જૂની ઢબના ફોજી ઓફિસર હતા. તેમની ચાલઢાલ નિકોલાઈ પહેલાના જમાનાના ઓફિસરો જેવી હતી.

"અમે બારણા પાસે પહોંચ્યા તો કર્નલને એ કહીને ના પાડતા સાંભળ્યા: 'મને નાચવાની ટેવ નથી રહી'. પણ તેમ છતાં તેમણે હસતાં હસતાં મ્યાનમાંથી તલવાર કાઢી, પાસે ઊભેલા સેવાપરાયણ જુવાનને પકડાવી દીધી. જમણા હાથ ઉપર ચામડાના દસ્તાના ચઢાવ્યા. 'બધી જ વસ્તુ નિયમાનુસાર હોવી જોઈએ,' તેમણે હસતાં હસતાં કહ્યું. પછી પોતાની દીકરીનો હાથ પોતાના હાથમાં લઈને થોડુંક ગોળ ફરી નાચવાની મુદ્રામાં ઊભા રહી સંગીતની રાહ જોવા લાગ્યા.

"માઝૂર્કાની ધુન શરૂ થઈ. કર્નલે એક પગથી ફર્શ ઉપર જોરથી ઠમકો માર્યો અને બીજો પગ ઝડપથી ફેરવીને નાચવા લાગ્યા. તેમની લાંબી પહોળી કાયા ઓરડામાં વૃત્ત બનાવતી થરકવા લાગી. ક્યારેક ધીરે ધીરે, અને મોહક રીતે, હવે ઝડપથી અને સ્ફૂર્તિથી એડીઓ પટકતા હતા. વારેન્કા લતાની જેમ લચકતી તેમની સાથે સાથે નાચતી હતી. સફેદ રેશમી પગરખાંવાળા પગ ઉપાડતી અને તાલ સાથે પોતાના પિતાના કદમની સાથે સાથે ક્યારેક લાંબા ડગ ભરતી તો ક્યારેક ટૂંકા. બધાં જ મહેમાનોની નજરો તેમના અંગની એક એક લચક ઉપર મંડાયેલી હતી. મારા દિલમાં તે સમયે પ્રશંસાથી વધારે અસીમ આંનદની ભાવના હતી. કર્નલના બૂટ જોઈને મારું મન જરા દ્રવિત થઈ ગયું. આમ તો તે સરસ વાછરડાંના ચામડાના બનેલા હતા પણ આગળથી ફેશન પ્રમાણે અણિયાળા નહીં પણ ચપટા હતા. સ્પષ્ટ હતું કે તે ફોજના મોચીએ બનાવ્યા હતા. 'કર્નલ ફેશનવાળા નહીં પણ ઘરના બનેલા સામાન્ય બૂટ પહેરતા હતા, જેથી પોતાની વ્હાલી દીકરીને સારામાં સારા કપડાં પહેરાવી શકે અને ભદ્ર સમાજમાં લઈ જઈ શકે,' મેં મનમાં જ વિચાર્યું. આ જ કારણે કર્નલના બૂટ જોઈને મારું મન દ્રવિત થઈ ગયું હતું. સ્પષ્ટપણે જોઈ શકાતું હતું કે કોઈ જમાનામાં કર્નલ જરૂર સારું નાચતા હતા. હવે તેમનું શરીર ભારે થઈ ગયું હતું, પગમાં પણ લચક રહી નહોતી, તેઓ ઝડપી અને નાજુક વળાંક લઈ શકતા નહોતા, પણ પ્રયત્ન જરૂર કરતા હતા. તેમ છતાં તેમણે

સ્ફૂર્તિથી હૉલનો બે વાર આંટો માર્યો. ત્યાર બાદ તેમણે પોતાનાં બંને પગ ઝડપથી પહોળાં કર્યાં પછી અચાનક તેમને એકસાથે જોડીને થોડી મુશ્કેલી સાથે એક ઘૂંટણના ટેકે બેસી ગયા અને વારેન્કા હસતી હસતી કર્નલના ઘૂંટણ નીચે આવી ગયેલા સ્કર્ટને છોડાવીને મોહકતાપૂર્વક નાચતી કર્નલની આસપાસ ગોળ ફરી ગઈ. બધાંએ જોર જોરથી તાળીઓનો ગડગડાટ કર્યો. કર્નલને થોડી મુશ્કેલી પડી, પણ તેઓ ઊઠયા અને ખૂબ પ્યારથી પોતાની દીકરીના કાનો પકડી લઈને તેનું કપાળ ચૂમ્યું. પછી તેઓ મને પોતાની દીકરીના નૃત્યના સાથીદાર તરીકે માનતાં તેને મારી તરફ લઈ આવ્યા. પણ મેં કહ્યું કે હું તેનો નૃત્યસાથી નથી.

"'કંઈ વાંધો નથી, તમે તેની સાથે નાચો,' પ્રેમાળ સ્મિત સાથે તેમણે કહ્યું અને પોતાની તલવાર પાછી મ્યાનમાં સરકાવી દીધી.

જેવી રીતે દારૂની શીશીમાંથી પહેલાં એક ટીપું ચૂએ છે અને પછી તેની પાછળ ધાર ફૂટી નીકળે છે, બિલકુલ તેવી જ રીતે મારા અંતર આત્મામાંથી વારેન્કા પ્રત્યે પ્યારની સરવાણી ફૂટવા લાગી. આ પ્યારે સમગ્ર વિશ્વને બાથમાં ભીડી લીધું. હીરાજડિત પટ્ટો અને ભરાવદાર છાતીવાળી ઘરની માલિકણ, ગૃહસ્વામી, મહેમાનો, નોકરચાકર, અને મારાથી નારાજ ઍંજીનિયર અનીસિમોવ—બધાં પ્રત્યે મેં અસીમ અનુરાગનો અનુભવ કર્યો. જેમણે ચપટા પંજાવાળા બૂટ પહેરેલા હતા અને જેમનું મધુર સ્મિત પોતાની દીકરીના સ્મિત સાથે ઘણુંબધું મળતું હતું તેવા વારેન્કાના પિતા પ્રતિ હું ઉલ્લાસ સભર સ્નેહભાવ અનુભવી રહ્યો હતો.

"માઝૂર્કા પૂરો થયો. યજમાને અમને જમવા માટે આમંત્ર્યા. પણ કર્નલે ખાવાની મેજ તરફ ન આવતા. કહ્યું: 'હું હવે વધારે નહીં રોકાઈ શકું કારણ કે મારે કાલે સવારે વહેલા ઊઠવાનું છે.' મને ડર લાગ્યો કે તેઓ વારેન્કાને પણ પોતાની સાથે લઈ જશે પણ વારેન્કા માની સાથે રોકાઈ ગઈ.

"જમ્યા પછી હું વારેન્કા સાથે કાડ્રીલ નાચ નાચ્યો જેનું તેણે મને પહેલાં જ વચન આપ્યું હતું. એમ લાગતું હતું કે મારી ખુશી ચરમ સીમા સુધી પહોંચી ગઈ છે. પણ ના, હવે તે વધારે અને વધારે વધવા લાગી અને ક્ષણ પ્રતિક્ષણ વધતી ગઈ. અમે પ્રેમની કોઈ વાત નહોતી કરી. તે મને પ્રેમ કરે છે કે નહીં તે એક સવાલ જ રહ્યો. પણ આ વિષયમાં મેં ન તો તેને કંઈ પૂછ્યું કે ન પોતાના મનને કંઈ પૂછ્યું. હું તેને પ્રેમ



કરતો હતો તેટલું જ મારા માટે પૂરતું હતું. ડર માત્ર એટલો જ હતો કે મારા સૌભાગ્ય ઉપર ક્યાંક કોઈની છાયા ન પડી જાય.

"હું ઘેર પહોંચ્યો, કપડાં બદલ્યાં અને સૂવાની તૈયારી કરી પણ ઊંઘ આવવાનો કોઈ સવાલ જ નહોતો. હાથમાં હજી સુધી પેલું પીંછું અને વારેન્કાનો દસ્તાનો હતો. દસ્તાનો તેમણે પોતાની માની સાથે બગીમાં ચઢતી વખતે આપ્યો હતો. આ વસ્તુઓ ઉપર નજર પડતાં જ મને તેમનો ચહેરો યાદ આવી જતો હતો. કે પછી તે સમયના, જ્યારે નૃત્ય માટે બે પુરુષોમાંથી એકની પસંદગી કરતી વખતે તેમણે મારો ગુપ્ત ગુણ જાણી લીધો હતો. અને મધુર સ્વરમાં કહ્યું હતું: 'ગર્વ? કેમ ખરું ને?' અને ખુશ થતાં હાથ મારી તરફ લંબાવી દીધો હતો. કે પછી જમવાના સમયે, જ્યારે શૅમ્પેનનાં ઘૂંટડા ભરતાં તેમણે પ્યાલાની ઉપરથી મારી તરફ સ્નેહથી જોયું હતું. પણ સૌથી વધારે તો હું તેમને પોતાના પિતાની સાથે નાચતા જોતો હતો, તેમની સાથે સાથે હવામાં ઊડતી હોય તેમ અને પોતાનાં પ્રશંસકો તરફ ગર્વ અને ઉલ્લાસથી જોતી હતી. આ ગર્વ અને ઉલ્લાસનો ભાવ જેટલો પોતાના પ્રતિ હતો એટલો જ પિતા પ્રત્યે પણ. તેઓ બંને આપમેળે જ કોઈ જાતની ચેષ્ટા વિના મારા દિલમાં સમાઈ ગયાં હતાં અને મને તેમના પ્રત્યે સ્નેહ થઈ ગયો હતો.

"મારા ભાઈનો દેહાન્ત થઈ ગયો છે, પણ તે સમયે અમે બંને એકસાથે રહેતા. મારા ભાઈને ભદ્ર સમાજમાં કોઈ રુચિ નહોતી અને તે નૃત્યજલસાઓમાં પણ કદી નહોતા જતા. તે દિવસોમાં તેઓ સ્નાતક પરીક્ષાની તૈયારી કરી રહ્યા હતા અને ખૂબ આદર્શ જીવન વીતાવતા હતા. તે સમયે તેઓ ઓશીકાં ઉપર માથું નાખી ગાઢ નિંદ્રામાં પોઢી ગયા હતા. અડધો ચહેરો કામળાથી ઢંકાયેલો હતો. તેમને જોઈને મારું દિલ ભરાઈ આવ્યું. તેઓ સુખથી અનભિજ્ઞ હતા અને હું તેમને તેના ભાગીદાર પણ નહોતો બનાવી શકતો. મારો ખિદમતગાર નોકર પેત્રૂશા મીણબત્તી સળગાવીને લઈ આવ્યો અને કપડા બદલાવવા લાગ્યો. પણ મેં તેને પાછો મોકલી દીધો. તેની ઘેનથી ભરેલી આંખો અને વિખરાયેલાં વાળ અત્યંત દયા ઉપજાવે તેવા લાગ્યા. જરાપણ અવાજ ન થાય તેવો પ્રયત્ન કરતાં ચૂપચાપ પોતાના ઓરડામાં જતો રહ્યો. અને પથારી પર જઈને બેઠો. હું અંત્યત ખુશ હતો. હું ઊંઘી ન શક્યો. મને ઓરડામાં બહુ ગરમી લાગી. કપડાં ઉતાર્યા વિના જ હું ચૂપચાપ બહારના ખંડમાં આવ્યો, ઓવરકોટ પહેર્યો અને બારણું ખોલી નીકળી ગયો.

"લગભગ પાંચ વાગ્યે હું નૃત્યજલસામાંથી પાછો આવ્યો હતો. અને મારા પાછા આવ્યાને બે કલાક વીતી ગયા હતા. એટલે જ્યારે હું બહાર નીકળ્યો ત્યારે દિવસ ચઢી ગયો હતો. મોસમ પણ એકદમ શ્રોવટાઈડના દિવસો જેવો હતો—ચોતરફ ધુમ્મસ છવાયેલો હતો, સડકો ઉપર બરફ ઓગળી રહ્યો હતો, છતો પરથી પાણીનાં ટીપાં ટપ ટપ ટપકી રહ્યાં હતાં, તે દિવસોમાં કર્નલ કુટુંબ શહેરની બહારના ભાગમાં રહેતું હતું. તેમનું મકાન એક ખુલ્લા મેદાનના છેડા પર હતું. બીજા છેડે છોકરીઓની એક નિશાળ હતી. એક બાજુ લોકોને ફરવા માટે જગ્યા હતી. હું મારા ઘરની સામેવાળી નાની ગલી પાર કરી મુખ્ય સડક ઉપર આવી ગયો. સડક ઉપર લોકો આવજા કરી રહ્યાં હતાં, બરફગાડીઓ પર ગાડીવાન લાકડાનાં પાટિયાં લાદીને લઈ જઈ રહ્યાં હતાં, બરફ ગાડીઓથી ઘેરી લકીરો પડતી હતી, ઘોડા ઉપર ચમકતા સાજ કસેલા હતા, તેમનાં ભીનાં માથાં એક તાલમાં હાલી રહ્યાં હતાં, ગાડીવાન ખભા પર છાલની ચટાઈઓ ઓઢી અને મોટા મોટા બૂટ પહેરી ગાડીઓની સાથે સાથે કીચડમાં ધીરે ધીરે ચાલતાં જતાં હતાં, સડકની બંને તરફ ઊભેલાં ઘરો ધુમ્મસમાં બહુ ઊંચા દેખાતાં હતાં, મને આ દરેકે દરેક વસ્તુ પ્રિય અને મહત્ત્વપૂર્ણ લાગતી હતી.

"હું જ્યાં તેમનું મકાન હતું તે મેદાનની પાસે જઈ પહોંચ્યો. જ્યાં લોકો ફરવા આવતાં હતાં તે બાજુના એક છેડા પર કોઈ મોટી અને કાળા જેવી વસ્તુ મારી નજરે પડી. સાથે સાથે જ ઢોલ અને વાંસળીનો અવાજ પણ કાને પડ્યો. આમ તો હરઘડી મારું મન ખુશીથી ગાતું રહેતું હતું અને માઝૂર્કાની ધૂન હંમેશાં મારા કાનોમાં ગૂંજી રહી હતી. પણ આ સંગીત કોઈ જુદાં જ પ્રકારનું લાગ્યું—કર્કશ અને અશુભ.

"'આ શું હોઈ શકે?' મને આશ્ચર્ય થયું. લીસી સડક ઉપર એ અવાજની દિશામાં હું આગળ વધ્યો. સોએક ડગલાં આગળ વધ્યા પછી ધુમ્મસમાં મને લોકોની ભીડ દેખાઈ. વાત સ્પષ્ટ થઈ. તે ફોજી સિપાઈઓ હતા. મેં વિચાર્યું કે તેઓ સવારની કવાયત કરી રહ્યા હશે. મારી જોડે સડક ઉપર એક લુહાર ચાલી રહ્યો હતો. તેણે એપ્રન અને જાકીટ પહેરેલાં હતાં. કપડા ઉપર ઠેક ઠેકાણે તેલનાં ડાઘાં હતાં. તેના હાથમાં મોટી ગાંસડી હતી. હું તેની સાથે થઈ ગયો. પાસે જઈને મેં જોયું કે સિપાઈઓની બે કતારો આમને સામને ઊભી હતી. તેમણે કાળા કોટ પહેર્યા હતા. તેમનાં હાથોમાં બંદૂકો હતી અને તેઓ ચૂપચાપ ઊભા હતા. તેમની



પાછળ એક ઢોલ પીટનાર અને એક વાંસળી વગાડનાર ઊભા હતા અને પેલી કર્કશ અને અશુભ ધૂન વગાડી રહ્યા હતા.

"અમે રોકાઈ ગયા.

"'આ લોકો શું કરી રહ્યાં છે?' મારી બાજુમાં ઊભેલા લુહારને મેં પૂછ્યું.

"'એક તાતારને સજા આપવામાં આવી રહી છે. તેણે ફોજમાંથી ભાગવાનો પ્રયત્ન કર્યો હતો.' લુહારે ગુસ્સામાં જવાબ આપ્યો અને કતારોના બીજા છેડા તરફ આંખો ફાડીને જોવા લાગ્યો.

"હું પણ તે તરફ જોવા લાગ્યો. બે કતારોની વચ્ચેથી કોઈ ભયાનક વસ્તુ અમારી તરફ આગળ વધી રહી હતી. તે એક માણસ હતો. તે કમર સુધી નાંગો અને તેના હાથ તેને લઈ જનાર બે સિપાઈઓની બંદૂકો સાથે બાંધેલા હતા. તેમની સાથે સાથે ઊંચા લાંબા કદનો એક અફસર ચાલતો આવતો હતો. તેણે ઓવરકોટ પહેરેલો હતો અને માથે ફોજી ટોપી હતી. તે અફસર મને પરિચિત લાગ્યો. ગુનેગારની પીઠ ઉપર બંને બાજુથી કોરડા પડી રહ્યાં હતાં. તેનું શરીર થરથર કાંપી ઊઠતું અને તેનાં પગ ઓગળતા બરફમાં વારંવાર ખૂંપી જતાં હતાં. આમ તે ધીરે ધીરે આગળ સરકતો રહ્યો. વચ્ચે વચ્ચે તે પાછળની તરફ લપકતો હતો. ત્યારે બંદૂકો સાથે તેને બાંધીને લઈ જનાર બંને ફોજી તેને આગળની તરફ ધકેલતા અને જ્યારે તે આગળની તરફ લથડવા લાગતો ત્યારે પાછળની તરફ ખેંચી લેતા જેથી તે પડી ન જાય. સ્થિર ડગલાં ભરતો ઊંચા લાંબા કદવાળો ઑફિસર પણ તેમની સાથે જ આગળ આવી રહ્યો હતો, તે ડગલું પણ પાછળ નહોતો રહેતો. મારી નજર તેના ચમકતા ચહેરા, ઊજળી મૂંછો અને થોભિયાઓ ઉપર પડી. મેં તેને તરત જ ઓળખી લીધો. તે વારેન્કાનો બાપ હતો.

"કોરડાના દરેક વાર પર ગુનેગારના ચહેરા ઉપર દર્દ ઊભરાઈ આવતું હતું, બેચેન થઈને જ્યાંથી કોરડા પડતા હતા તે તરફ જોતો અને સફેદ દાંતોની ઝલક દેખાડતાં વારંવાર કોઈ શબ્દો ઉચ્ચારતો હતો. મારી નજીક આવવા ઉપર જ તે શબ્દ મને સારી રીતે સંભળાયા. તે બોલી નહોતો રહ્યો પણ હીબકાં ભરી રહ્યો હતો. 'દયા કરો, ભાઈઓ! ભાઈઓ, થોડી તો દયા કરો!' પણ ભાઈઓને કોઈ દયા નહોતી આવતી. તે એકદમ મારી સામે આવી પહોંચ્યો. એક સિપાઈએ દૃઢતાથી આગળ વધી તાતારની

પીઠ ઉપર એટલા જોરથી કોરડા માર્યા કે તેનો અવાજ હવામાં ગૂંજી ઊઠયો. તાતાર આગળની તરફ પડવામાં જ હતો, પણ સિપાઈઓએ ઝટકો મારી તેને પકડી લીધો. પછી બીજી બાજુથી બીજો એક કોરડો પડયો. ત્યારબાદ આ બાજુથી અને પછી પેલી બાજુથી. કર્નલ તેની સાથે સાથે ચાલતો રહ્યો. ક્યારેક તે પોતાના પગ તરફ જોતો તો ક્યારેક ગુનેગાર તરફ. તે ઊંડો શ્વાસ લેતો, ગાલ ફૂલાવતો અને પછી ધીરે ધીરે હોઠ પહોળા કરી મોંમાંથી હવા કાઢતો. જ્યારે આ સરઘસ મારી નજીકથી નીકળી ગયું ત્યારે મને પળવાર માટે સિપાઈઓની કતાર વચ્ચેથી ગુનેગારની પીઠની ઝલક દેખાઈ. તે રંગબેરંગી, ભીની, લાલચોળ અને અસ્વાભાવિક હતી. મને વિશ્વાસ ન બેઠો કે આ એક ઈન્સાનનું શરીર હતું.

"'હે ભગવાન!' મારી પાસે ઊભેલો લુહાર બબડયો.

"સરઘસ આગળ વધ્યુ. પેલાં પડતાં અથડાતાં, વારંવાર દયાની ભીખ માંગનાર ઈન્સાન ઉપર બંને તરફથી કોરડા વરસતા ગયા. ઢોલ વાગતાં રહ્યાં, વાંસળીમાંથી એ જ ધૂન નીકળતી રહી અને રૂઆબદાર કર્નલ એવી જ રીતે દબદબાભેર ગુનેગારની સાથે ચાલતો ગયો. અચાનક કર્નલ રોકાઈ ગયા. અને ઝડપથી એક સિપાઈની તરફ આગળ વધ્યા.

"'ઢીલ દેખાવડવાની મજા તો હું તને ચખાડીશ!' તેમનો ક્રોધભર્યો અવાજ મારા કાને પડયો.

"તેમને પોતાના મજબૂત, ચામડાના દસ્તાનાથી સજ્જ હાથ વડે નાના ઠીંગણા, દૂબળાપાતળા સિપાઈના મોઢા પર તમાચા પર તમાચા ઠોકવાનું શરૂ કર્યું કારણ કે સિપાઈના કોરડા તાતારની લોહીલુહાણ પીઠ પર પૂરા જોરથી નહોતા પડતા.

"'નવા કોરડા લાવો!' કર્નલે બરાડીને કહ્યું અને પાછળ ફર્યો અને તેમની નજર મારી ઉપર પડી. મને જોયો ન જોયો કરતાં તેમણે ગુસ્સામાં ભવાં ચઢાવી ઝટ મારી તરફ પીઠ કરી લીધી. મેં ખૂબ જ શરમ અનુભવી. મને એ સમજાણ ન પડી કે આંખો ફેરવું તો કઈ બાજુ ફેરવું? મને લાગ્યું કે હું કોઈ નીચ કામ કરતાં પકડાઈ ગયો હતો. હું નતમસ્તક ઉતાવળી ચાલે ઘેર પાછો ફર્યો. આખા રસ્તે ઢોલ અને વાંસળીના કર્કશ અવાજો મારા કાનમાં ગૂંજતા રહ્યા. 'દયા કરો, ભાઈઓ!'ના દર્દનાક ઊંહકારા અને 'ઢીલ બતાવવાની મજા હું તને હમણાં ચખાડું છું!' કર્નલનો ગુસ્સા



અને દંભ ભર્યો શોરબકોર કાનનાં પડદા ચીરતો રહ્યો હતો. મારું દિલ દર્દથી એટલું તો ભરાઈ આયું કે મને ઘૃણાના ઉબકા આવવા લાગ્યા. અને તેથી વારંવાર રસ્તામાં રોકાવું પડ્યું. થોડી થોડી વારે દિલમાં આવતું હતું કે હું ઊલ્ટી કરી કોઈપણ રીતે આ દૃશ્યથી ઊપજેલી ઘૃણાને અંદરથી બહાર કાઢી નાખું. મને યાદ નથી કે હું કેવી રીતે ઘેર પહોંચ્યો અને પથારીમાં પડયો. પણ જેવી આંખો મીંચાવા લાગી કે તે દૃશ્ય ફરીથી મારી આંખો સામે રમવા લાગ્યું, બધા અવાજો ફરીથી મારા કાનોમાં ગૂંજવા લાગ્યા અને હું ઊઠીને પલંગમાં બેસી ગયો.

"'કહો ન કહો, જરૂર કોઈ એવી વાત છે, જે તે માણસ જાણે છે પણ હું નથી જાણતો,' કર્નલ વિષે વિચારતાં મેં મનમાં કહ્યું. 'જો હું પણ તે જાણી જતો જે તે જાણે છે તો હું પણ તે સમજી જતો જે મેં જોયું છે અને કદાચ ત્યારે મારા દિલમાં આટલું દુ:ખ ન થાત.' પણ લાખ પ્રયત્ન કરવા છતાં પણ જે પેલો કર્નલ સમજતો હતો તે વાત મારી સમજમાં ન આવી. પરિણામ એ આવ્યું કે છેક સાંજે જઈને મારી આંખ મીંચાઈ અને તે પણ ત્યારે, જ્યારે મેં એક મિત્રના ઘેર જઈને આંધાધુન્ધ દારૂ પીધો.

"તમે શું એ સમજો છો કે મેં આ દૃશ્ય ઉપરથી કોઈ ખરાબ પરિણામ ઉપજાવ્યું? કદાપિ નહીં. હું તો એ નિચોડ ઉપર પહોંચ્યો કે જો એ આખું કામ આટલા વિશ્વાસ સાથે અને દરેક વ્યક્તિ દ્વારા આવશ્યક માનીને કરવામાં આવ્યું છે તો કોઈને કોઈ વાત એવી જરૂર છે જેની ખબર બીજાં બધાંને તો છે પણ માત્ર મને જ નથી. મેં પણ આ રહસ્યનો ભેદ પામવાનો પ્રયત્ન કર્યો. પણ તે રહસ્ય મારા માટે હંમેશાં રહસ્ય જ બની રહ્યું. અને હું તેને સમજી ન શક્યો તેથી હું ફોજમાં ભરતી પણ ન થયો, પહેલાં તો હું ફોજની નોકરી કરવા ઇચ્છતો હતો. અને ન માત્ર ફોજી નોકરી પણ હું કોઈ બીજી નોકરી પણ ન કરી શક્યો. બસ, હું કંઈ જ ન બની શક્યો. તે તમે જાણો છો."

"'અમે સારી રીતે જાણીએ છીએ કે તમે શું બની શક્યા છો,' એક મહેમાન બોલ્યા. 'એ કહેવું વધારે ઉચિત રહેશે કે જો તમે ન હોત તો કેટલાંક લોકો કંઈ પણ ન બની શક્યાં હોત.'

"આ તો તમે બિલકુલ અતિશયોક્તિભરી વાત કહી છે," ઇવાન વાસીલ્યેવિચે સાચે જ ચિઢાઈને કહ્યું.

"ખેર, તો તમારા પ્રેમનું શું થયું?" અમે પૂછ્યું.

"મારો પ્રેમ? મારો પ્રેમ તો તે જ દિવસથી ઢીલો પડી ગયો હતો. જ્યારે જ્યારે તે છોકરી હસતી હસતી વિચારોમાં ડૂબી જતી ત્યારે ત્યારે મેદાનમાં ઊભેલા કર્નલને મારી આંખો સામે ઊભરાઈ આવતાં રોકી ન શકતો. હું અસ્વસ્થ થઈ જતો અને મારું દિલ બેચેન થઈ જતું. ધીરે ધીરે મેં તેને મળવાનું છોડી દીધું. મારો પ્રેમ પણ ધીરે ધીરે મરી પરવાર્યો. આવી જ વાતો ક્યારેક ક્યારેક આખા જીવનની દિશા બદલી નાંખે છે. અને તમે કહો છો કે પરિસ્થિતિ જ બધું કરે છે." તેમણે કહેવાનું પૂરું કર્યું.

૧૯૦૩



# અન્તોન ચેખોવ

## અન્તોન ચેખોવ

(૧૮૬૦—૧૯૦૪)

ચેખોવ મહત્ત્વના ઐતિહાસિક કાળમાં જીવ્યા હતા. તેમના જન્મના એક વર્ષ પહેલા જ ભૂદાસ પ્રથા નાબૂદ થઈ હતી. અને ૧૯૦૫ની ક્રાંતિનાં એક વર્ષ પહેલાં તેઓ મૃત્યુ પામ્યા હતા. ચેખોવ લોકશાહી ચળવળની હાર પછી આવેલ "ઝાંખા પડેલા કાળના" સાક્ષી હતા. તે કાળ વર્ગસંઘર્ષોને વધારે તીવ્ર કરતો અને મૂડીવાદી સંબંધોના વિકાસનો પણ કાળ હતો. જે ૧૯૦૫ની સૌથી પહેલી રશિયન ક્રાતિમાં પરિણમ્યો.

ચેખોવની સૌથી પહેલી ટૂંકી વાર્તાઓ ૧૮૭૦ની શરૂઆતમાં પ્રકાશિત થઈ. તે સમયે તેઓ મોસ્કો વિશ્વવિદ્યાલયની તબીબી કોલેજના વિદ્યાર્થી હતા. આ ટૂંકી વાર્તાઓ પણ ગંભીર વસ્તુઓ વિષે ટૂંકમાં બોળવાની અને થોડી જ હકીકતો દ્વારા જીવનની પ્રક્રિયા દર્શાવવાની ચેખોવની આવડત દર્શાતી હતી.

તેમની પહેલી વાર્તાઓ અદ્‌ભુત હાસ્યરસને કારણે નોંધપાત્ર છે. તેમણે વાચકને ન માત્ર હસતો જ કર્યો પણ સાથે સાથે જીવનની અણઘડતા વિષે તેને વિચારતો પણ કર્યો. તેમણે શાસક લોકોની જડતા, દંભ અને બેવકૂફીનું કટાક્ષાત્મક રીતે વર્ણન કર્યું. ચેખોવની વાર્તાઓ વેગળાં કરી દેવામાં આવેલાં લોકો સાથે બધી જ સહાનુભૂતિ દર્શાવે છે.

સન ૧૮૮૦ના અંતમાં ચેખોવ ગહન આત્મિક કટોકટીમાં રહ્યા. તેમણે પોતાની બુદ્ધિપ્રતિભામાં, સામાજિક જીવનમાં પરિવર્તન લાવવાની શક્યતામાં વિશ્વાસ ગુમાવ્યો. ૧૮૯૦માં તેમણે સખાલીનનો પ્રવાસ કર્યો અને સામાન્ય જનતામાં જીવનનો અભ્યાસ કર્યો. રશિયન લોકોની સર્જનાત્મક શક્તિ અને તેમના રોજિંદા જીવનની શૂરવીરતા જોઈ પોતાના એક પત્રમાં તેમણે લખ્યું હતું: "રશિયા અદ્‌ભુત લોકોથી અત્યંત સમૃદ્ધ છે."

ચેખોવ ૧૮૭૦ના અંતમાં લખવાનું શરૂ કર્યું હતું. સામયિકો 'સ્ત્રેકોઝા', 'બુદિલ્નિક', 'જીતેલ', 'મોસ્કવા' અને બીજાઓમાં તેમની હાસ્યરસ ભરેલી ટૂંકી વાર્તાઓ છપાતી હતી. ૧૮૮૪માં 'મેલ્પોમેનાની વાર્તાઓ' શીર્ષક હેઠળ તેમને સૌથી પહેલો ટૂંકી વાર્તાઓનો સંગ્રહ પ્રકાશિત થયો. ચેખોવની વાર્તાઓ અને નવલકથાઓએ વાચકોને ન માત્ર તેના કથાવસ્તુથી પણ સાથે સાથે અદ્‌ભુત ભાષાથી પણ પ્રભાવિત કર્યા.

# અમલદારનું મૃત્યુ

એક સમી સોહામણી સાંજે અમલદાર ઇવાન દ્‌મીત્રિચ ચેર્વ્યકોવ બીજી હરોળમાં બેસીને દૂરબીન વડે જોતાં 'કોરનેવિલનો ઘંટ'નો આનંદ માણી રહ્યો હતો. તે ખેલ જોતો હતો અને પોતાને દુનિયામાં સર્વશ્રેષ્ઠ ખુશનસીબ મનુષ્ય સમજતો હતો. પણ ઓચિંતા... વાર્તાઓમાં ઘણી વાર આ "પણ ઓચિંતા" જોવા મળે છે. લેખકો સાચું કહે છે: જિંદગી આશ્ચર્યકારક ઘટનાઓથી એટલી ભરપૂર છે! પણ ઓચિંતા તેનો ચહેરો વક્ર થઈ ગયો, આંખો ઊંચી ચઢી ગઈ, શ્વાસ રોકાઈ ગયો... હાક છીં!!! એટલે કે તે છીંક્યો. છીંકવાની કોઈને પણ ક્યાંય મનાઈ તો નથી. ખેડૂત, શહેર પોલીસના વડા, કે પછી ક્યારેક ક્યારેક મોટાં મોટાં મંત્રીઓ પણ છીંકે છે. દર કોઈ છીંકે છે. ચેર્વ્યકોવ જરાપણ શરમિંદો ન થયો. રૂમાલથી નાક લૂછ્યું અને વિનયી વ્યક્તિ તરીકે પોતાની ચારે બાજુ નજર નાખી: ક્યાંક મારી છીંકને કારણે કોઈને ખલેલ તો નહોતી પહોંચી? પણ ત્યાં જ તે છોભીલો પડી ગયો. તેણે જોયું કે પહેલી હરોળમાં બિલકુલ તેની આગળ એક વૃદ્ધ બેઠો હતો, તે પોતાની ટાલ અને ગરદનને દસ્તાનાથી લૂછતો હતો અને કંઈક બબડતો હતો. ચેર્વ્યકોવ આ વૃદ્ધને ઓળખી ગયો કે તે માર્ગ વાહનવ્યવહાર મંત્રાલયનો સલાહકાર જનરલ બ્રિઝ્‌જાલોવ હતો.

"હું તેમની ઉપર છીંક્યો!"—ચેર્વ્યકોવે વિચાર્યું. "તેઓ મારા ઉપરી અધિકારી નથી તે સાચું પણ તેમ છતાં આ કઢંગું કહેવાય, મારે માફી માગવી જ જોઈએ."

ચેર્વ્યકોવ ખોંખારો ખાઈને આગળની તરફ ઝૂક્યો અને જનરલના કાનમાં ગુસપુસ અવાજે કહ્યું:

"માફ કરશો, મહાશય, હું છીંક્યો હતો... હું આકસ્મિક રીતે જ..."

"અરે કંઈ વાંધો નહીં, ભાઈ, કંઈ વાંધો નહીં..."

"ભગવાનને ખાતર, મને માફ કરી દો, મેં જાણીને... મેં એવું ઈચ્છ્યું નહોતું!"

"અરે, ભલા ભાઈ, મહેરબાની કરીને બેસો! જરા સાંભળવા દો!"

ચેર્વ્યકોવ વિમાસણમાં પડી ગયો, ખસિયાણી હસી હસ્યો અને તેણે મંચ તરફ જોવાનું શરૂ કર્યું. તેણે ખેલ જોયો ખરો પણ તેને ખાસ આનંદ ન આવ્યો. તે અત્યંત બેચેની અનુભવવા લાગ્યો. મધ્યાંતરમાં તે બ્રિઝ્જાલોવની પાસે ગયો. તેમની આસપાસ થોડીવાર સુધી આંટા મારતો રહ્યો અને હિમ્મત એકઠી કરીને ગણગણ્યો:

"સાહેબ, મેં તમારી ઉપર છીંક ખાધી... મને માફ કરો... હું જાણું છું... પણ મેં જાણીબૂઝીને તેમ નથી કર્યું..."

"ઓહ, બહુ થયું હવે... હું તો અત્યાર સુધીમાં ભૂલી પણ ગયો અને તમે પણ ભૂલી જાઓ એ વાત!" જનરલે કહ્યું અને તેમનો નીચલો હોઠ અધીરાઈમાં ફડકવા લાગ્યો.

"કહો તો છો કે ભૂલી ગયા, પણ આંખોમાં તો દ્વેષ ભરેલો છે," ચેર્વ્યકોવે જનરલની તરફ શંકાપૂર્ણ દૃષ્ટિએ જોતાં વિચાર્યું. "વળી વાત કરવા પણ નથી ઈચ્છતા. મારે તેમને એ સમજાવવું અત્યંત જરૂરી હતું કે મેં જરા પણ જાણીબૂઝીને નથી કર્યું... આ તો કુદરતી વસ્તુ હતી, નહીં તો કદાચ તેઓ એમ વિચારી લેશે કે હું તેમની ઉપર થૂંકવા ઈચ્છતો હતો, હમણાં ભલે તેઓ ન વિચારતા હોય પણ પાછળથી કદાચ વિચારવા લાગે પણ ખરા!.."

ઘેર પહોંચીને ચેર્વ્યકોવે પોતાની પત્નીને પોતાના અવિનયી વર્તાવ વિષે કહ્યું. તેમને લાગ્યું કે પત્ની પણ આ ઘટના લાપરવાહીથી સાંભળતી હતી. પહેલાં તો તે ગભરાઈ ગઈ. પણ જ્યારે તેણે જાણ્યું કે બ્રિઝ્જાલોવ "પારકા" અધિકારી છે ત્યાર બાદ તેને શાંતિ થઈ.

"પણ મારું માનવું છે કે તમારે જઈને માફી માંગી લેવી જોઈએ," તેણે કહ્યું. "નહીં તો તેઓ વિચારશે કે તમે ભલાં માણસોની વચ્ચે ઊઠતા-બેસતાં નથી જાણતાં."

"એ જ તો વાત છે! મેં માફી માંગી, પણ તે તો એટલી વિચિત્ર રીતે વર્ત્યા.., એક પણ યોગ્ય શબ્દ ન કહ્યો. હા, અને વાતચીત પણ કોઈ ન થઈ."

બીજા દિવસે ચેર્વ્યકોવે નવો ગણવેશ પહેર્યો, વાળ કપાવ્યાં અને બ્રિઝ્જાલોવને સમજાવવા અને માફી માંગવા ગયો. જનરલના મુલાકાતી



કક્ષમાં પહોંચતાં તેણે જોયું કે ત્યાં ઘણાં બધાં પ્રાર્થીઓ બેઠેલાં હતાં. તેમની વચ્ચે જનરલ પોતે બેસીને પ્રાર્થીઓની પ્રાર્થના સાંભળી રહ્યા હતા. થોડાંક લોકો સાથે વાત કર્યા પછી જનરલની નજર ચેર્વ્યકોવ ઉપર પડી.

"સાહેબ, ગઈ કાલે 'આર્કદિયા'માં, જો આપને યાદ હોય," અમલદારે કહેવાનું શરૂ કર્યું, "હું છીંક્યો હતો અને... આકસ્મિક રીતે જ થયું હતું.., માફ..."

"કેવી વાહિયાત વાતો... ભગવાન જાણે શું છે!" જનરલે કહ્યું અને બીજી પ્રાર્થીની તરફ ફર્યા: "તમારે શું કહેવું છે?"

"મારી સાથે વાત કરવા પણ નથી ઈચ્છતા!" ભયથી ફિક્કાં પડતાં ચેર્વ્યકોવે વિચાર્યું, "એનો અર્થ એ થયો કે તેઓ મારાથી ગુસ્સે છે... ના, વાતને આમને આમ છોડી દેવી એ બહુ ખોટું છે... મારે તેમને સમજાવવું જ જોઈએ..."

જ્યારે જનરલ છેલ્લાં પ્રાર્થી સાથે વાત કરીને પોતાના કક્ષ તરફ જવા માટે ફર્યા ત્યારે ચેર્વ્યકોવ ઉતાવળે તેમની પાછળ દોડ્યો અને આડે આવી ઊભો રહ્યો.

"સાહેબ, મને માફ કરો! હાર્દિક પશ્ચાતાપ હોવાને કારણે જ હું આપને કષ્ટ આપવાની હિમ્મત કરી રહ્યો છું.

જનરલે દયામણો ચહેરો કરીને હાથ હલાવ્યો.

"હા, તમે તો મારો એકદમ ઉપહાસ જ કરી રહ્યાં છો, સાહેબ!" કહીને તેઓ બારણાની પાછળ અદૃશ્ય થઈ ગયાં.

"આ તો કેવો ઉપહાસ?" ચેર્વ્યકોવ વિચાર્યું. આમાં તો ક્યાંય કોઈ ઉપહાસ નથી! છે તો જનરલ, અને આટલી વાત પણ નથી સમજતા! બહુ સારું, તો પછી હું આ બડાઈખોરને વધારે માફી માંગી પરેશાન નહીં કરું! ભાડમાં જાય તે! હું તેમને કાગળ લખીશ અને હવે તેમની પાસે બિલકુલ આવીશ જ નહીં! હા, ભગવાનના સમ નહીં જ આવું!"

ઘેર જતાં જતાં ચેર્વ્યકોવે આમ વિચાર્યું, તેણે જનરલને કાગળ ન લખ્યો. તેણે ખૂબ ખૂબ વિચાર્યું પણ તે એ નક્કી ન કરી શક્યો કે આ કાગળમાં લખવું શું. તેથી બીજા દિવસે ફરીથી તેને વાત સ્પષ્ટ કરવા જનરલની પાસે જવું પડ્યું.

"સાહેબ, ગઈકાલે મેં આપને કષ્ટ આપવાની હિમ્મત કરી હતી," તેણે કહેવાનું શરૂ કર્યું. જનરલે તેની ઉપર પોતાની પ્રશ્નસૂચક નજર નાખી. "આપની હાંસી ઉડાવવા હું આવ્યો હતો, એમ આપે કહ્યું હતું

"ભગવાનને ખાતર, મને માફ કરી દો, મેં જાણીને... મેં એવું ઈચ્છયું નહોતું!"

"અરે, ભલા ભાઈ, મહેરબાની કરીને બેસો! જરા સાંભળવા દો!"

ચેર્વ્યકોવ વિમાસણમાં પડી ગયો, ખસિયાણી હસી હસ્યો અને તેણે મંચ તરફ જોવાનું શરૂ કર્યું. તેણે ખેલ જોયો ખરો પણ તેને ખાસ આનંદ ન આવ્યો. તે અત્યંત બેચેની અનુભવવા લાગ્યો. મધ્યાંતરમાં તે બ્રિઝ્જાલોવની પાસે ગયો. તેમની આસપાસ થોડીવાર સુધી આંટા મારતો રહ્યો અને હિમ્મત એકઠી કરીને ગણગણ્યો:

"સાહેબ, મેં તમારી ઉપર છીંક ખાધી... મને માફ કરો... હું જાણું છું... પણ મેં જાણીબૂઝીને તેમ નથી કર્યું..."

"ઓહ, બહુ થયું હવે... હું તો અત્યાર સુધીમાં ભૂલી પણ ગયો અને તમે પણ ભૂલી જાઓ એ વાત!" જનરલે કહ્યું અને તેમનો નીચલો હોઠ અધીરાઈમાં ફડકવા લાગ્યો.

"કહો તો છો કે ભૂલી ગયા, પણ આંખોમાં તો દ્વેષ ભરેલો છે," ચેર્વ્યકોવે જનરલની તરફ શંકાપૂર્ણ દૃષ્ટિએ જોતાં વિચાર્યું. "વળી વાત કરવા પણ નથી ઈચ્છતા. મારે તેમને એ સમજાવવું અત્યંત જરૂરી હતું કે મેં જરા પણ જાણીબૂઝીને નથી કર્યું... આ તો કુદરતી વસ્તુ હતી, નહીં તો કદાચ તેઓ એમ વિચારી લેશે કે હું તેમની ઉપર થૂંકવા ઈચ્છતો હતો, હમણાં ભલે તેઓ ન વિચારતા હોય પણ પાછળથી કદાચ વિચારવા લાગે પણ ખરા!.."

ઘેર પહોંચીને ચેર્વ્યકોવે પોતાની પત્નીને પોતાના અવિનયી વર્તાવ વિષે કહ્યું. તેમને લાગ્યું કે પત્ની પણ આ ઘટના લાપરવાહીથી સાંભળતી હતી. પહેલાં તો તે ગભરાઈ ગઈ. પણ જ્યારે તેણે જાણ્યું કે બ્રિઝ્જાલોવ "પારકા" અધિકારી છે ત્યાર બાદ તેને શાંતિ થઈ.

"પણ મારું માનવું છે કે તમારે જઈને માફી માંગી લેવી જોઈએ," તેણે કહ્યું. "નહીં તો તેઓ વિચારશે કે તમે ભલાં માણસોની વચ્ચે ઊઠતા-બેસતાં નથી જાણતાં."

"એ જ તો વાત છે! મેં માફી માંગી, પણ તે તો એટલી વિચિત્ર રીતે વર્ત્યા.., એક પણ યોગ્ય શબ્દ ન કહ્યો. હા, અને વાતચીત પણ કોઈ ન થઈ."

બીજા દિવસે ચેર્વ્યકોવે નવો ગણવેશ પહેર્યો, વાળ કપાવ્યાં અને બ્રિઝ્જાલોવને સમજાવવા અને માફી માંગવા ગયો. જનરલના મુલાકાતી



કક્ષમાં પહોંચતાં તેણે જોયું કે ત્યાં ઘણાં બધાં પ્રાર્થીઓ બેઠેલાં હતાં. તેમની વચ્ચે જનરલ પોતે બેસીને પ્રાર્થીઓની પ્રાર્થના સાંભળી રહ્યા હતા. થોડાંક લોકો સાથે વાત કર્યા પછી જનરલની નજર ચેર્વ્યકોવ ઉપર પડી.

"સાહેબ, ગઈ કાલે 'આર્કદિયા'માં, જો આપને યાદ હોય," અમલદારે કહેવાનું શરૂ કર્યું, "હું છીંક્યો હતો અને... આકસ્મિક રીતે જ થયું હતું.., માફ..."

"કેવી વાહિયાત વાતો... ભગવાન જાણે શું છે!" જનરલે કહ્યું અને બીજી પ્રાર્થીની તરફ ફર્યાં: "તમારે શું કહેવું છે?"

"મારી સાથે વાત કરવા પણ નથી ઈચ્છતા!" ભયથી ફિક્કાં પડતાં ચેર્વ્યકોવે વિચાર્યું, "એનો અર્થ એ થયો કે તેઓ મારાથી ગુસ્સે છે... ના, વાતને આમને આમ છોડી દેવી એ બહુ ખોટું છે... મારે તેમને સમજાવવું જ જોઈએ..."

જ્યારે જનરલ છેલ્લાં પ્રાર્થી સાથે વાત કરીને પોતાના કક્ષ તરફ જવા માટે ફર્યાં ત્યારે ચેર્વ્યકોવ ઉતાવળે તેમની પાછળ દોડ્યો અને આડે આવી ઊભો રહ્યો.

"સાહેબ, મને માફ કરો! હાર્દિક પશ્ચાતાપ હોવાને કારણે જ હું આપને કષ્ટ આપવાની હિમ્મત કરી રહ્યો છું.

જનરલે દયામણો ચહેરો કરીને હાથ હલાવ્યો.

"હા, તમે તો મારો એકદમ ઉપહાસ જ કરી રહ્યાં છો, સાહેબ!" કહીને તેઓ બારણાની પાછળ અદૃશ્ય થઈ ગયાં.

"આ તો કેવો ઉપહાસ?" ચેર્વ્યકોવ વિચાર્યું. આમાં તો ક્યાંય કોઈ ઉપહાસ નથી! છે તો જનરલ, અને આટલી વાત પણ નથી સમજતા! બહુ સારું, તો પણી હું આ બડાઈખોરને વધારે માફી માંગી પરેશાન નહીં કરું! ભાડમાં જાય તે! હું તેમને કાગળ લખીશ અને હવે તેમની પાસે બિલકુલ આવીશ જ નહી! હા, ભગવાનના સમ નહીં જ આવું!"

ઘેર જતાં જતાં ચેર્વ્યકોવે આમ વિચાર્યું, તેણે જનરલને કાગળ ન લખ્યો. તેણે ખૂબ ખૂબ વિચાર્યું પણ તે એ નક્કી ન કરી શક્યો કે આ કાગળમાં લખવું શું. તેથી બીજા દિવસે ફરીથી તેને વાત સ્પષ્ટ કરવા જનરલની પાસે જવું પડ્યું.

"સાહેબ, ગઈકાલે મેં આપને કષ્ટ આપવાની હિમ્મત કરી હતી," તેણે કહેવાનું શરૂ કર્યું. જનરલે તેની ઉપર પોતાની પ્રશ્નસૂચક નજર નાખી. "આપની હાંસી ઉડાવવા હું આવ્યો હતો, એમ આપે કહ્યું હતું

તે સાચું નથી. હું તો માત્ર મેં છીંક ખાઈને તમને પહોંચાડેલ કષ્ટ માટે માફી માંગવા આવ્યો હતો. રહી આપની હાંસી ઉડાવવાની વાત, તો તેના વિષે તો વિચારવાની પણ હું હિમ્મત નથી કરી શકતો. અને આપની હાંસી ઉડાવું? જો અમે જ આપની હાંસી ઉડાવવા લાગીશું તો પછી સંમાનિત વ્યક્તિઓ પ્રત્યે આદરભાવની ભાવના જ ક્યાંય જતી રહેશે, ના, ના, એ તદ્દન અસંભવ છે..."

"નીકળી જા અહીંથી!!" ક્રોધથી કાંપતા અને લાલપીળા થતાં જનરલ એકદમ બરાડ્યા.

"શું?,." ભયથી સ્તબ્ધ થયેલ ચેર્વ્યકોવ દબાયેલા અવાજે પૂછ્યું.

"ચાલ્યો જા અહીંથી!!" પગ પછાડતાં જનરલે ફરીથી બરાડીને કહ્યું.

ચેર્વ્યકોવને લાગ્યું કે જાણે તેનું જીવન ચૂરચૂર થઈ ગયું હતું. કંઈપણ જોયા સાંભળ્યા વિના તે લથડાતો બારણા તરફ ઘસડાયો. બહાર આવીને સડક પર ચાલવા લાગ્યો, ભાવશૂન્ય, સંજ્ઞાશૂન્ય યંત્રવત્ ચાલે તે ઘેર પહોંચ્યો. ગણવેશ ઉતાર્યા વિના જ જેમનો તેમ દીવાન પર પડ્યો અને.,. મરી ગયો.

૧૮૮૩



# અલેક્સાન્દર કુપ્રીન

## અલેક્ષાન્દર કુપ્રીન

(૧૮૭૦-૧૯૩૭)

અલેક્ષન્દર કુપ્રીનનો જન્મ નારોવ્યાતોવ નામના નાનકડા શહેરમાં ગરીબ કુટુંબમાં થયો હતો. તેમણે બહુ કપરું જીવન વિતાવ્યું હતું. જ્યારે કુપ્રીન બહુ નાની ઉંમરના હતા ત્યારે તેમના પિતાનું મૃત્યુ થઈ ગયું હતું. તે સમયથી જ તેઓ ગરીબીનો અર્થ શું છે તે બહુ સારી રીતે સમજવા લાગ્યા હતા. શરૂઆતમાં તેઓ ઘણા વર્ષો સુધી મોસ્કો વિધવાઘરમાં માની સાથે રહ્યા, અને પછી અનાથો માટેની રાઝુમોવ્સ્કી બોર્ડીંગમાં રહ્યા. છેવટે તેઓ કડેટ કોર્પસ (લશ્કરી સ્કૂલ)માં દાખલ થયા. જિંદગીનાં લગભગ ૧૪ વર્ષો તેમણે એવી કપરી પરિસ્થિતિમાં વીંતાવ્યા જેમાં અનાથ સાથે કઠોરતાથી વર્તાવ કરવામાં આવતો. જરા સરખા પણ વિરોધ માટે કપરી સજા આપવામાં આવતી કે પછી કોરડા ખાવા પડતા. બાળપણથી આ બધાં વિષે કુપ્રીને પોતાની આત્મકથાત્મક નવલકથાઓ 'કડેટો' અને 'યુન્કેરો'માં લખ્યું હતું, લશ્કરી સ્કૂલ પૂરી કર્યા પછી ચાર વર્ષ સુધી તેમણે લશ્કરી સેવા કરી અને કડક તથા અર્થહીન અભ્યાસ શીખ્યો. ૧૮૮૪માં કુપ્રીને લશ્કરી સેવામાંથી રાજીનામું આપી પત્રકારિતા અને સર્જનાત્મક લખાણો લખવામાં ઝંપલાવ્યું.

૧૯૨૦માં કુપ્રીન તેમના કુટુંબ સાથે પેરીસ ગયા, ગમેતેમ હોવા છતાં પણ પોતાની માતૃભૂમિથી દૂરનું પોતાનું જીવન તેમના માટે અસહ્ય બની ગયું.

સન ૧૯૩૭ના મે મહિનામાં કુપ્રીન સોવિયેત સંઘ પાછા ફર્યા. "મને ઘણી ખુશી છે કે સોવિયેત સરકારે મને મારી જન્મભૂમિ મોસ્કોમાં પાછા આવવાની તક આપી, જે મારા માટે હવે તદ્દન નવી છે," પત્રકારો સાથેની એક મુલાકાતમાં તેમણે કહ્યું. "હું દેશને નવા પુસ્તકો આપવા અને સોવિયેત લેખકોના વર્તુળમાં જોડાવા માટે આતુર છું."

તેમના સૌથી શરૂઆતનાં પુસ્તકોએ પણ એ દર્શાવ્યું હતું કે નવો લેખક જીવનના પોતાના દૃષ્ટિકોણ સાથે અને જીવનના વિરોધાભાસોને બતાવવાની સમર્થતામાં ઘણો બધો જીવનનો અનુભવ ધરાવે છે.

કુપ્રીને પોતાની રચનાઓમાં પાત્રોની વિશાળ ગેલેરી રજૂ કરી હતી પણ તે બધામાં સૌથી વધારે તેમણે સાદાં સીધાં લોકોનાં જીવનને દર્શાવવાનો પ્રયત્ન કર્યો. તેઓએ લેખકને પોતાની માનવતા, ઉચ્ચ નૈતિક સિદ્ધાંતો, બુદ્ધિપ્રતિભા, નમ્રતા અને ઉમદા પ્રકૃતિ દ્વારા આકર્ષ્યા હતા.

# ઓલેસ્યા

## ૧

યાર્મોલા કઠિયારો—મારો નોકર, રસોઇયો, અને શિકારનો સાથી લાકડાંના ભારા નીચે ઝૂકેલો ઓરડામાં આવ્યો. ભારાને નીચે ફેંકીને પોતાની થીજી ગયેલી આંગળીઓ ઉપર શ્વાસ છોડીને ગરમાવો આપવાનું શરૂ કર્યું.

ભઠ્ઠીના બારણા સામે ઊભડક બેસતાં તેણે કહ્યું: "માલિક, બહાર પવનનો ઝપાટો જોરદાર છે, મારે ભઠ્ઠી સારી રીતે ગરમ કરવી જોઈએ. તમારું લાઈટર હું વાપરી શકું છું?"

"તો પછી આપણે આવતી કાલે સસલાના શિકારે નહીં જઈ શકીએ, કેમ ખરુંને? યાર્મોલા, તારો શો ખ્યાલ છે?"

"ના, તેની તો કોઈ આશા જ નથી, જુઓ તો ખરા કેવો ભયંકર પવન ફૂંકાય છે? અત્યારે સસલાં ખૂબ જ નીચે જતાં રહ્યાં છે, આવતી કાલે તમને એક સસલાનું પણ નિશાન નહીં દેખાય."

નાનકડા સૂનકાર ગામ પેરેબ્રોદમાં છ મહિનાનો લાંબો ગાળો વીતાવવાની મને તક મળી, આ ગામ પોલેસ્યેની સરહદ સીમા નજીક વોલીન્સ્કાયા પ્રાંતમાં વસેલું હતું. અહીં ખેલગમ્મત માટે શિકાર કરવો એ જ એક માત્ર મારો વ્યવસાય અને મન બહેલાવવાનું સાધન હતું. સાચું પૂછો તો, જ્યારે મને ગામમાં જવા માટે દરખાસ્ત કરવામાં આવી ત્યારે મેં ધાર્યું પણ નહોતું કે તે અટલું બધું અસહ્ય કંટાળાજનક થઈ પડશે. ખરેખર, હું જવા માટે ખુશ હતો. "પોલેસ્યે... દૂર દૂર દુનિયામાં ખૂણામાં... સર્વશ્રેષ્ઠ સુંદર પ્રકૃતિ... સાદી સીધી રીતભાતો... જૂની ઢબની લાક્ષણિકતાઓથી ભરપૂર હશે..." ગાડીમાં મેં મનમાં વિચાર્યું. વિચિત્ર રીતરિવાજો, વિશિષ્ટ બોલીવાળાં લોકો વિષે તથા નિશંકપણે તેમની કાવ્યાત્મક દંતકથાઓ, પરંપરાઓ અને ગીતોની સંપત્તિ વિષે તદ્દન કશું જ જાણતો નથી," તમે જાણો છો (કદાચ મારે શરૂઆતથી માંડીને આખી

વાત કહેવી પડશે) ત્યાં સુધીમાં મેં એક નાના છાપામાં ટૂંકી વાર્તા પ્રકાશિત કરાવી. જેમાં બે ખૂન અને આત્મહત્યાનું વર્ણન કરવામાં આવ્યું હતું. હું સૈદ્ધાંતિક રીતે એટલું જાણી ગયો કે લેખકે રીતિરિવાજોનો અભ્યાસ કરવો જોઈએ.

ગમે તેમ હોવા છતાં પણ કાં તો પેરેબ્રોદના ખેડૂતોનાં વિશિષ્ટ મમતાવાળા અતડાંપણાને લીધે જુદા પડવાને કારણે કે પછી કેવી રીતે તેમની સાથે વર્તવું તે મારા ન જાણવાને કારણે તેમની સાથેના મારા સંબંધો હકીકતમાં લટકસલામ કરતાં આગળ ન વધ્યા. દૂરથી મને જોતાં તેઓ પોતાની ટોપી ઉતારી લેતાં અને જેવાં તેઓ મારી બાજુમાં આવતાં તેવાં અતડાઈથી બબડતાં "સ્પીદજુએ", જેનો અર્થ એમ માનવામાં આવતો હતો કે "ભગવાન તમારું કલ્યાણ કરે". જ્યારે હું તેમની સાથે વાતચીતમાં ઊતરવાનો પ્રયત્ન કરતો ત્યારે તેઓ ભોંચક્કા બની મારી તરફ તાકવા લાગતાં, મેં પૂછેલા સૌથી સરળ પ્રશ્નોને સમજવાનો ઇનકાર કરતાં અને પોલીશ ગુલામીના સમયથી ચાલી આવતી પ્રાચીન પરંપરા મુજબ વારંવાર મારા હાથને ચૂમવાનો પ્રયત્ન કરતાં.

બહુ પહેલાં જ મેં મારી પાસે હતાં તે થોડાં પુસ્તકો વાંચ્યાં હતાં. કંટાળાથી પ્રેરાઈને મેં જોકે સૌથી પહેલાં તો આ વિચાર મને ગમ્યો નહીં— સ્થાનીય બુદ્ધિશાળી વ્યક્તિઓ સાથે પરિચય કરવાનો, એટલે કે પોલીશ પાદરી સાથે, કે જે મારા સ્થાનથી દસ માઈલ દૂર રહેતા હતા, તેમની પાસે નીમાયેલ ઑર્ગન વગાડનાર, સ્થાનીય ઉર્યાદ્નિક.* અને પડોશની જાગીરનો કારકુન, નિવૃત્ત નોનકમિશન્ડ ઓફિસર સાથે પરિચય કરવાનો પ્રયત્ન કર્યો, પણ તેનાથી કશું જ વળ્યું નહિ.

પછી મેં પેરેબ્રોદના લોકોનો ઔષધોપચાર કરવાનો પ્રયત્ન કર્યો. મારી પાસે દિવેલ, કાબલિક એસિડ, બોરીક એસિક, અને આયોડિન હતાં. પણ મારા જ્ઞાનની મર્યાદિત સીમા સિવાય હું કોઈપણ જાતનું રોગનિદાન કરવાની સંપૂર્ણ અસંભવિતા દ્વારા મુશ્કેલીમાં મુકાયેલો હતો. કારણ કે મારાં બધાં જ દરદીઓની એક જ અને એક સરખી ફરિયાદ હતી: "અંદરથી કંઈક દુ:ખે છે" અને "હું ન તો કંઈ ખાઈ કે પી શકું છું".

દાખલા તરીકે, એક વૃદ્ધા મારી પાસે છે. મૂંઝાયેલી તે જમણી તર્જનીથી નાક લૂછે છે, છાતી અને બાહુ વચ્ચે આંતરેલી જગ્યામાંથી બે

*ગ્રામીણ પોલીસ અધિકારી



ઈંડા લે છે—પળવાર માટે તેની ઘઉંવર્ણી ચામડી મારી નજરે પડે છે. ઈંડાં તે ઢાળિયા ઉપર મૂકે છે, ત્યારબાદ તે ચુંબનની છાપ જડવા માટે મારા હાથને પકડમાં લેવાનો પ્રયત્ન કરે છે. હું હાથ પાછા ખેંચી લઈને તેને ઉપદેશ આપુ છું: "ડોસીમા, રહેવા દે, એમ ન કર! હું કંઈ પાદરી નથી... આવું બધું મારા માટે યોગ્ય નથી... તને શી માંદગી છે?

"સાહેબ, અંદર કંઈક દુ:ખે છે, એકદમ મારી અંદર, હું ખાઈ કે પી શકતી નથી."

"એવું ક્યારથી થવા લાગ્યું?"

"હું કેવી રીતે જાણું?" તેનો વારો આવતાં તે મને પૂછે છે. "ત્યાં સખત બળતરા જ બળતરા થાય છે, હું નથી ખાઈ શકતી કે નથી પી શકતી."

હું ગમે તેટલો અથાગ પ્રયત્ન કરું છું પણ તેમ છતાં તેની માંદગીનાં કોઈ વધારે લાક્ષણિક ચિહ્નો શોધી કાઢવામાં નિષ્ફળ રહું છું.

"ચિંતા ન કરો," એક દિવસ નિવૃત્ત નોન-કમિશન્ડે મને સૂઝાવ આપ્યો. "તેઓ કૂતરાની જેમ પોતાની મેળે જ માંદગીમુક્ત થઈ જશે, તમે જાણો છો, હું માત્ર એક જ દવા સાલ-એમોનીયાક જ વાપરું છું. જ્યારે કોઈ ખેડૂત મારી પાસે આવે છે ત્યારે હું તેને પૂછું છું: 'કેમ, શું થયું છે?' તે કહે છે: 'હું માંદો છું.' આ સાંભળતાં જ હું એમોનિયાની શીશી ઉપાડીને તેના નાક સામે ધરું છું. 'આને સૂંઘ!' હું કહું છું. તે સૂંઘે છે, 'થોડુંક વધારે સૂંઘ—વધારે જોરથી!' હું કહું છું. તે ફરીથી સૂંઘે છે. 'વધારે સારું લાગે છે, હવે?' હું કહું છું. 'હાં, કંઈક કંઈક વધારે સારું લાગે છે તેમ હું માનું છું,' તે કહે છે, હું કહું છું: 'ભલે, તો હવે ચૂપચાપ અહીંથી ભાગી જા.'"

તદુપરાંત હાથ ચૂમવા પ્રતિ મને બહુ ચીડ હતી, મારાં કેટલાંક દરદીઓ તો વળી મારા પગે પડી જતાં અને મારાં જૂતાને ચૂમવાનો પ્રયત્ન કરતાં. વાત એમ નહોતી કે તેઓ મારા પ્રતિ કૃતજ્ઞતાની ભાવનાથી પ્રેરાઈને આમ કરતાં હતાં. પણ શતાબ્દીઓથી ગુલામી અને હિંસાની અવસ્થામાં રહેવાને કારણે તેમનામાં આ પ્રકારની હીન ભાવનાની ટેવ મનમાં ઘર કરી ગઈ હતી. નિવૃત્ત નોન-કમિશન્ડ અને પોલીસ ઓફિસર તરફ જોતાં તો હું દંગ જ રહી જતો, તેઓ અક્ષુબ્ધ ગાંભીર્યથી પોતાના વિશાળ લાલ પંજા ગામડિયાઓના હોઠ આગળ ધરી દેતા હતા...

શિકાર રમવા સિવાય મારી પાસે બીજો કોઈ ચારો નહોતો. પણ

જાન્યુઆરીના અંતમાં તો વાતાવરણ એટલું તો ખરાબ થઈ ગયું કે તે પણ અસંભવ બની ગયું. દર રોજ જોરદાર તોફાની પવન ફૂંકાતો હતો. રાત્રિ દરમિયાન બરફની ઉપરનું પડ એટલું તો સખત થઈ જતું કે દોડતાં સસલાંનાં પદચિહ્નો તેની ઉપર ન પડી શકતાં. દિવસ અને રાત ઓરડામાં ભરાઈને બેસી રહી સુસવતા પવનના સુસવાટા સાંભળી સાંભળીને હું એકદમ કંટાળી ગયો હતો. છેવટે સમય પસાર કરવા માટે અધીરાઈથી મેં યાર્મોલાને વાંચતાં અને લખતાં શીખવાડવાનું કામ ઉપાડ્યું.

તે કામની શરૂઆત અતિ અસાધારણ રીતે થઈ, એક દિવસ જ્યારે હું કાગળ લખી રહ્યો હતો ત્યારે મને લાગ્યું કે મારી પાછળ કોઈક ઊભું હતું, મેં પાછા ફરીને જોયું તો યાર્મોલા હતો. તે હંમેશની જેમ પોતાનાં મુલાયમ પગરખાં પહેરીને ચૂપકીદીથી આવીને મારી પાછળ ઊભો રહી ગયો હતો.

"શી વાત છે, યાર્મોલા?" મેં પૂછ્યું.

"કંઈ નહીં, હું માત્ર જોઉં છું. અને વિચારું છું કે તમારી જેમ હું પણ લખી શકતો હોત. ના, ના, મારો કહેવાનો ભાવાર્થ તમારી જેમ નહીં," જ્યારે તેણે મને હસતો જોયો ત્યારે મૂંઝવણમાં પડી જઈ ઉતાવળે ઉતાવળે સમજાવવા લાગ્યો. "મારો કહેવાનો ભાવાર્થ એ હતો કે હું માત્ર મારું નામ લખી શકતો હોત."

"કેમ?" મેં આશ્ચર્યમાં પડી પૂછ્યું. અહીં મારે કહેવું જોઈએ કે આખા પેરેબ્રોદમાં યાર્મોલા સૌથી વધુ આળસુ અને ગરીબ ખેડૂતોમાં ગણાતો હતો. કઠિયારાનું મહેનતાણું અને પાક દ્વારા જે કંઈ પણ ધન મળતું તે દારૂ પીવામાં ખર્ચી કાઢતો. આસપાસનાં ગામોમાં તેના બળદોની જોડી એકદમ ખરાબ હતી. મને એમ લાગ્યું કે તેને ભણવા-કરવાની જરૂર નહોતી સંભવી શકતી, મેં શંકાશીલ સ્વરે ફરીથી તેને પૂછ્યું: "પોતાનું નામ લખવાનું શીખીને તું શું કરીશ?"

"તમે જાણો છો, માલિક," તેણે એકદમ વિનીત ભાવે જવાબ આપ્યો, "આ ગામમાં કોઈ વાંચી કે લખી શકતું નથી. જ્યારે કોઈ જરૂરી કાગળો ઉપર સહી કરવાની વાત આવે કે પછી ક્યારેક ક્યારેક સરકારી કામના સંબંધમાં લખવા વાંચવાની જરૂર પડે ત્યારે કોઈપણ વ્યક્તિ એવી નથી કે જે તે કરી શકે... ગામનો મુખિયો તેની ઉપર મહોર મારે છે પણ તે એ નથી જાણતો હોતો કે એમાં શું લખ્યું છે... તેથી દરેકને માટે એ લાભમાં છે કે જો કોઈએક પણ પોતાના નામે સહી કરી શકે."



યાર્મોલા નામચીન શિકારચોર રખડેલ હતો. ગ્રામવાસીઓ કદી તેના અભિપ્રાયને ગણતરીમાં લેવાનો વિચાર સુદ્ધાં નહીં કરે. તેમ છતાં પણ પોતાના માતૃ ગામનાં લોકહિત માટે તેની ચિંતાભરી ઉત્સુકતા મારા હૃદયને સ્પર્શી ગઈ. મેં તેને પાઠ આપવાનું શરૂ કર્યું. પણ તેને વાંચતાં અને લખતાં શીખવાડવાનો પ્રયત્ન કરવો એ કેટલું કપરું કામ હતું! તે જંગલમાં દરેકે દરેક રસ્તા અને લગભગ દરેકે દરેક ઝાડને જાણતો હતો. દિવસે કે રાતે તે કોઈપણ રસ્તે જવા માટે પગદંડીઓ ચીંધી શકતો હતો અને આસપાસના વિસ્તારમાંના દરેકે દરેક વરુઓ, સસલાં કે શિયાળો વિષે તેમનાં નિશાનો દ્વારા કહી શકતો હતો. પણ તે પોતાની આખી જિંદગીમાં એ સમજી શકતો નહોતો કે શા માટે મ અને આ મળીને મા બને છે. તે આવી સમસ્યા ઉપર દુ:ખદાયક રીતે દસ મિનિટ કે વધારે સમય સુધી મનમાં ને મનમાં ઘોળાતો બેસી રહેતો. તેની કાળી ધંસી ગયેલી આંખો, કાળી ખરબચડી દાઢી તથા લાંબી મૂંછોથી ઢંકાયેલા દૂબળા પાતળા શામળ ચહેરા પર પરેશાનીનાં ચિહ્નો જોઈને તરત જ ખબર પડી જતી કે તે બિચારો ભાષાની ભૂલભૂલૈયાને સમજવા માટે કેટલી માથાપચ્ચી કરી રહ્યો છે.

"ચાલ હવે યાર્મોલા, મા કહે. માત્ર કહે 'મા'", હું તેને પ્રોત્સાહિત કરતો. "કાગળ પર ન તાકતો રહે. મારી તરફ જો હાં, ઠીક છે. હવે કહે તો 'મા'."

યાર્મોલા ઊંડો નિ:સાસો નાંખીને પૉઈંટર મેજ ઉપર મૂકી દેતો અને ઉદાસ મને નિર્ણયાત્મક સ્વરે કહેતો:

"ના, હું નહીં કહી શકું."

"પણ શા માટે નહીં? આ તો બહુ સરળ ને સહેલું છે, સીધે સીધો હું કહું છું તેમ કહે 'મા'."

"ના, માલિક, હું નથી કહી શકતો. હું ભૂલી જાઉં છું."

ભણાવવાની દરેકે દરેક પદ્ધતિ, દરેકે દરેક તુલના તેની અત્યંત જડતા સામે હારી ગઈ. પણ તેની જ્ઞાનપ્રાપ્તિની તરસ લેશ માત્ર ઘટી નહીં.

"જો હું માત્ર મારું નામ લખી શકતો હોત તો!" તે મને કહેતો. "મને વધારે બીજું કંઈ નથી જોઈતું. માત્ર મારું નામ—યાર્મોલા પોપ્રુજુક બીજું કંઈ જ નહીં."

અંતમાં મેં વાંચવા અને લખવાનું બુદ્ધિપૂર્વક શીખવવાનો વિચાર પડતો મૂક્યો અને તેને સહી કરવાનું યંત્રવત્ રીતે શીખવવાનું શરૂ કર્યું—

મારા અતિ આશ્ચર્ય વચ્ચે આ નવી પદ્ધતિ તેના માટે સરળ અને સહેલી સાબિત થઈ. તેથી બીજા મહિનાના અંત સુધીમાં તેણે પોતાની અટક લખવાની કળા લગભગ પકડી પાડી હતી. જ્યાં સુધી તેના પહેલા નામની વાત છે અમે તેનું કામ હળવું કરવા માટે તેને બિલકુલ છોડી દેવાનો નિર્ણય કર્યો.

સાંજ પડતાં યાર્મોલા જ્યારે ભઠ્ઠીઓ ગરમ કરવાનું કામ પૂરું કરી લેતો ત્યારે મારા બોલાવવાની અધીરાઈથી રાહ જોતો.

"ચાલ યાર્મોલા, આપણે ભણવાનું શરૂ કરીએ," હું કહેતો.

તે મેજની નજીક આવીને ચૂપચાપ બેસી જતો, પોતાની કોણીઓ તેની ઉપર ટેકવતો, કાળી, સખત, બરછટ આંગળીઓ વચ્ચે પેન પકડતો અને ભ્રમરો ઊંચી કરીને મને પૂછતો: "હવે હું શરૂ કરું?"

"હા."

તે અતિ આત્મવિશ્વાસપૂર્વક સૌથી પહેલાં „p"—જેને અમે ફાંસાવાળી લાકડી કહેતા હતા તે લખતો, પછી ચહેરા ઉપર પ્રશ્નાર્થ ભાવો સાથે મારી તરફ જોતો.

"શા માટે રોકાઈ ગયો? ભૂલી ગયો કે શું?"

"હા," તે ખીજમાં માથું ધુણાવતો.

"તું તો કેવો વિચિત્ર છે, ભાઈ! ભલે ચાલ હવે પૈડું બનાવ."

"અરે હાં, હું તો ભૂલી જ ગયો હતો—પૈડું! હવે હું જાણું છું!" તેનો ચહેરો ચમકી ઊઠતો અને ખૂબ જ સાવચેતીથી એક આકૃતિ બનાવતો જે કેસ્પીયન સાગરની રૂપરેખાને મળતી દેખાતી હતી, પછી તે પોતાની આંખો મીંચકારતાં, ક્યારેક પોતાના માથાને ડાબી બાજુ તો ક્યારેક જમણી બાજુ ઝુકાવીને ચુપચાપ પોતાની કલાકૃતિને પ્રશંસાયુક્ત દૃષ્ટિએ જોતો રહેતો

"હવે શી વાત છે? આગળ વધ."

"ઊભા રહો, માલિક... બસ માત્ર એક ક્ષણભર,"

બેએક મિનિટ તે ઊંડા વિચારમાં પડી જતો અને પછી ગભરાતાં ગભરાતાં પૂછતો: "પહેલા જેવું નિશાન બનાવું ને?"

"હા, લખ."

આ રીતે ધીમે ધીમે અમે અંતિમ અક્ષર "к" સુધી પહોંચતા જેને અમે "પૂંછડીવાળી કડી સાથેની લાકડી" કહેતા હતા.

ક્યારેક ક્યારેક તે પોતાના હાથે લખેલાં પોતાનાં નામનાં અક્ષરોને



અતિ ગર્વ અને પ્યારથી જોતાં મને કહેતો: "માલિક, જો હું પાંચ કે છ મહિના સુધી આવી રીતે ભણતો રહું તો એક દિવસ જરૂર સરસ લખી શકીશ. કેમ, તમારું શું કહેવું છે?"

## ૨

એક દિવસ યાર્મોલા ભઠ્ઠીની સામે બેસીને કોલસાની રાખ ઊડાડી રહ્યો હતો જ્યારે હું ઓરડામાં આમથી તેમ આંટા મારતો હતો. મોટા જમીનદારની હવેલીનાં બાર ઓરડાઓમાંથી એકમાં હું રહેતો હતો. કદાચ પહેલાં તે મુખ્ય બેઠક રૂમ રહ્યો હતો એમ લાગતું હતું. બીજા ઓરડાઓ બંધ રહેતા હતા. તેમાં રેશમનાં બુટ્ટાદાર કાપડથી સજાયેલાં ગાદીતકિયાવાળાં પ્રાચીન મેજ-ખુરશીઓ, કાંસાનાં વિલક્ષણ વાસણો અને અઢારમી શતાબ્દીનાં ચિત્રો રાખેલાં હતાં. જેની ઉપર ફૂગનાં પડ જામી ગયાં હતાં.

હવેલીની બહાર પવન એક વૃદ્ધ થર થર ધ્રૂજાતા રાક્ષસની જેમ તોફાન ચઢ્યો હતો. તેનાં સુસવાટાઓમાં વેદનાનો ધીમો કણસાટ, ચીચિયારીઓ અને ભયંકર હાસ્ય ભળેલું હતું. રાત પડતાં સુધીમાં બરફના તોફાનનો પ્રકોપ વધારે ભયંકર થઈ ગયો. એમ લાગતું હતું કે કોઈ બહારથી સૂકા, મુલાયમ બરફને મુઠ્ઠિઓમાં ભરી ભરીને બારીના કાચ પર ફેંકી રહ્યું હતું. નજીકનાં જંગલના અવિરત સરસરાટને સાંભળીને એક અદૃશ્ય અનિષ્ટની આશંકા ઉત્પન્ન થવા લાગતી હતી...

હવા ખાલી ઓરડાઓમાં ઘૂસી જતી અને ચીમનીઓ ખખડવા લાગતી. આંધીનાં જબરજસ્ત ઝપાટાઓથી જીર્ણ-જર્જરિત હવેલીની જૂની ખખડી ગયેલી દીવાલો કાંપવા લાગતી અને વાતાવરણ વિચિત્ર ધ્વનિઓથી ગૂંજી ઊઠતું. સાંભળીને મારું રોમ રોમ કાંપી ઊઠતું. એમ લાગતું હતું કે સફેદ વિશાળ ખંડમાં કોઈ ઊંડો, તૂટેલો, શોકાતુર નિસાસો નાંખી રહ્યું હતું. ત્યારબાદ કોવાયેલાં સૂકાં ભોંયતળિયાનાં પાટિયાં તૂટી જતાં અને કોઈક વ્યક્તિનાં ભારે ભરખમ પગલાંઓ નીચે કડડડ કડડડ કરતાં. બીજી જ ક્ષણે મને એમ લાગતું કે મારા ઓરડાની સાથે જોડાયેલ ગલિયારામાં કોઈક ખૂબ જ સતર્કતાથી પણ દૃઢતાથી બારણાની સાંકળ ખખડાવતું હતું અને પછી અચાનક ગુસ્સામાં આવી બારણાં અને બારીઓને હચમચાવતાં આખા ઘરની ચારે બાજુ આંટા મારવા લાગતું કે પછી ચીમનીમાં ઘૂસી જતું ત્યાં જ બેસીને બહુ વાર સુધી ધીમા સ્વરે ડૂસકાં ભરતું રહેતું, પછી

અચાનક ડૂસકાં ભરવાનું બંધ કરી અતિ દયનીય સ્વરે ચીસ પાડી ઊઠતું, પરંતુ થોડી જ ક્ષણોમાં કોઈ જાનવરના ઘુરકાટમાં પરિણિત થઈ જતું. ક્યારેક ક્યારેક ભયાનક આગંતુક ન જાણે ક્યાંથી મારા ઓરડામાં ઝડપથી ઘૂસી આવતો, મારી કરોડનાં હાડકાં પર ઠંડી ફૂંક મારતો સરકવા લાગતો અને પછી બળેલી ટોચવાળાં લીલા કાગળનાં શેડની નીચે ઝાંખી ટમટમતી જ્યોતને ડોલાવીને નીકળી જતો.

મારા મનમાં એક વિચિત્ર અસ્પષ્ટ ભય ઊભો થવા લાગ્યો. મેં વિચાર્યું: "હું અહીં શિયાળાની તોફાની ઘોર રાત્રે બરફ અને જંગલોથી ઘેરાયેલ ગામમાં, તૂટેલા ફૂટેલા ઘરમાં, શહેરી જીવનથી, ભદ્ર સમાજથી, સ્ત્રીઓનાં મધુર ખિલખિલાટથી અને માનવોચિત વાર્તાલાપથી સેંકડો માઈલો દૂર બેઠો છું... મેં તે વખતે અનુભવ્યું કે આ તોફાની રાત વર્ષો અને દાયકાઓ સુધી, મારા જીવનનાં અંતિમ દિવસ સુધી, આ રીતે જ રહેશે અને બહારનો પવન આટલી જ ભયાનક રીતે ગરજતો રહેશે; લીલા રંગના ઘસાયેલા શેડની નીચેનો દીવો આટલો જ ઝાંખો ઝાંખો ટમટમતો રહેશે, હું બેચેન થઈને આવી જ રીતે ઓરડામાં આંટા મારતો રહીશ અને યાર્મોલા ચુપચુપ ગુમસુમ બની ભઠ્ઠીની પાસે આવી જ રીતે બેસી રહેશે, યાર્મોલા—વિચિત્ર અને મારા માટે તદ્દન પારકો છે તથા પૃથ્વી પરની બધી જ વસ્તુઓ પ્રત્યે ઉદાસીન બેસી રહેશે: તેનાં ભૂખ્યાં કુટુંબ, કડકડતી હવા અને અસ્પષ્ટ તથા ધીમે ધીમે ઘસાઈ રહેલી મારી ખિન્નતા.

ઓરડાની અસહ્ય શાંતિને માનવીય સ્વરથી તોડવા મારું દિલ બેચેન થઈ ગયું અને તેથી મેં પૂછ્યું: "યાર્મોલા, પવનનાં આટલાં ભયંકર સપાટા ક્યાંથી આવે છે? તું જાણે છે તે?"

"પવન?" યાર્મોલાએ સુસ્તીથી મારી તરફ જોયું. "કેમ, માલિક, શું તમે તે નથી જાણતા?"

"ના, જરા પણ નહિ. આવી વસ્તુ હું કેવી રીતે જાણી શકતો હતો?"

"શું તમે સાચે જ એ નથી જાણતા?" યાર્મોલા જાગૃત થઈ ગયો. "હું આપને કહીશ," તેણે રહસ્યપૂર્ણ સ્વરે કહ્યું. "કાંતો કોઈ ચુડેલ જન્મી છે કે પછી કોઈ જાદુગર મોજ મનાવી રહ્યો છે."

યાર્મોલાના આ જવાબે મારામાં કુતૂહલ જગાવ્યું. "કોણ જાણે," મેં વિચાર્યું, "કદાચ યાર્મોલા મને જાદુ, ગુપ્ત ખજાના કે પિશાચો વિષે કોઈ રસપ્રદ વાર્તા સંભળાવી દે."



"અહીં તારા પોલેસ્યેમાં ચુડેલો વસે છે?" મેં પૂછ્યું.

"હું નથી જાણતો... કદાચ હશે," તેણે પહેલાની જેમ જ ઉદાસીનતાથી જવાબ આપ્યો અને ભઠ્ઠીનાં બારણા પાસે ફરીથી નમીને બેસી ગયો. "ઘરડાં લોકો કહે છે કે કોઈ જમાનામાં ચુડેલો અહીં રહેતી હતી. પણ કદાચ તે સાચું નથી."

હું નિરાશ થઈ ગયો. હું જાણતો હતો કે યાર્મોલા કેટલો જિદ્દીલો અને ઓછાબોલો હતો. પેલા રસપ્રદ વિષય ઉપર તેની પાસેથી વધારે કંઈ જાણી શકવાની બધી જ આશા મેં છોડી દીધી. ગમે તેમ પણ મારા આશ્ચર્ય વચ્ચે, અચાનક તેણે પોતાની સુસ્ત બેપરવાઈથી બોલવાનું શરૂ કર્યું. જાણે તે મારી સાથે નહીં પણ ગરજતી ભઠ્ઠી સાથે વાતો ન કરી રહ્યો હોય!

"પાંચેક વર્ષ પહેલાં અહીં ચુડેલ હતી. પણ છોકરાઓએ તેને અહીંથી ભગાડી દીધી.

"ક્યાં ભગાડી દીધી?"

"જંગલમાં—બીજે ક્યાં? તેઓએ તેનું ઘર એકદમ સાફ કરી નાંખ્યું જેથી કરીને તેના શાપિત ઘરની નિશાની માત્ર પણ ન રહે... લોકો તેને શેરીના બગીચાની પેલે પાર સુધી ઘસડીને લઈ ગયા અને તેને લાત મારીને બહાર ધકેલી દીધી."

"પણ લોકોએ તેની સાથે આવો દુર્વ્યવહાર કેમ કર્યો?"

"તેણે બહુ નુકસાન પહોંચાડ્યું હતું લોકોને: તે દરેકે દરેકની સાથે ઝઘડી હતી, મકાનો ઉપર જાદુમંતર કરતી હતી અને કાપેલા પાકના પૂળા ગૂંચવી નાંખતી... એક વખત તેણે એક જુવાન સ્ત્રી પાસે 'ઝ્લોતી'* માંગી. જુવાન સ્ત્રી કહે છે, 'મારી પાસે એક પૈસો પણ નથી તને આપવા. ચાલ ભાગ અહીંથી.' 'ભલે,' ડાકણે કહ્યું, 'પણ કોઈક દિવસ તું મને ઝ્લોતી ન આપવા બદલ પસતાશે.' અને જાણો છો, માલિક, કે શું થયું? તે સ્ત્રીનું બાળક ત્યારબાદ તરત જ માંદું પડ્યું. તે લાંબો વખત માંદું રહ્યું અને છેવટે એ માંદગી તેનો પ્રાણ લઈને જ જંપી. બસ ત્યારબાદ તો ગામના નવજુવાનોનો ગુસ્સો ઠેકાણે ન રહ્યો અને તેમણે એ ચુડેલને ગામમાંથી બહાર ધકેલી દીધી. સત્યાનાશ થાય એનું!.."

"તે ચુડેલ હમણાં ક્યાં છે?" મેં આગળ પૂછ્યું.

---

*પંદર કોપેક.—અનુ.

"ચુડેલ?" પોતાની જૂની ટેવ પ્રમાણે તેણે મારો પ્રશ્ન ફરીથી ઉચ્ચાર્યો. "હું કેવી રીતે જાણું તે?"

"તે અહીં કોઈ પોતાનું સગુંવહાલું નથી છોડી ગઈ?"

"ના. તે તો એક જિપ્સી કે કદાચ કાત્સપ* હતી... ગામમાં તે અપરિચિતની જેમ રહેતી હતી. જ્યારે તે પહેલી વાર આવી ત્યારે હું નાનો છોકરો હતો. તેની સાથે નાની છોકરી હતી. જે તેની પુત્રી કે પૌત્રી હતી... છોકરાઓએ બંનેને ગામ બહાર ધકેલી દીધા..."

"શું હવે કોઈપણ તેની પાસે પોતાનું ભવિષ્ય જાણવા કે જડીબુટ્ટી લેવા નથી જતું?"

"સ્ત્રીઓ જાય છે," તેણે તોછડાઈથી ધીમે અવાજે કહ્યું.

"એમ, તો પછી તેઓ જાણે છે કે તે ક્યાં રહે છે?"

"હું નથી જાણતો... લોકો કહે છે કે તે રાક્ષસના એકાંત ખૂણાની નજીક ક્યાંક રહે છે. ઈરીનોવ્સકીય સડકને પેલે પાર પેલી કળણવાળી જમીન તમે જાણો છો? તે ત્યાં રહે છે, બદ્જાત ચુડેલ!"

પોલેસ્યામાં જીવતી જાગતી ચુડેલ—જે ગામથી માત્ર થોડાંક જ માઈલો દૂર રહે છે! આ સમાચાર સાંભળીને મારા હૃદયમાં રોમાંચ અને ઉત્તેજનાની લહેર દોડી ગઈ.

"યાર્મોલા, પેલી ચુડેલને હું કેવી રીતે મળી શકું છું?" મેં પૂછ્યું.

"છિ! કેવી વાત કરો છો, માલિક?" યાર્મોલા નારાજ થઈને થૂંક્યો. "તેને મળીને તમે શું કરશો?"

"કંઈ કરું કે ન કરું—પણ હું તેને મળીશ ચોક્કસ. થોડીક ઠંડી ઓછી થતાંની સાથે જ હું તે જગ્યાએ જઈશ. તું મને તેના ઘરનો રસ્તો બતાવજે. બતાવીશ ને?"

મારા છેલ્લા શબ્દોની યાર્મોલા ઉપર એવી તો અસર પડી કે તે ઊછળીને ઊભો થઈ ગયો.

"હું, અને તમને તેના ઘરે લઈ જાઉં? તોબા, તોબા! તમે મને દુનિયાભરની દોલત આપો તો પણ હું એવું કામ કદી નહીં કરું!" તે ગુસ્સામાં બરાડી ઊઠ્યો.

"કેવી ગાંડા જેવી વાતો કરે છે! તારે મારી સાથે આવવું જ પડશે!"

---

*રશિયન માટે ઉક્રાઈનીનોનું હુલામણું નામ.—અનુ.



"ના માલિક, હું કદાપિ નહીં જઈ શકું... હું ત્યાં જાઉં? એ કેવી રીતે બની શકે, માલિક?" તે ફરીથી ગુસ્સે ભરાતાં બરાડ્યો. "ભગવાન મને એ ચુડેલના માળાથી જેટલો દૂર રાખે એટલું જ સારું! માલિક, હું તમને પણ એ જ સલાહ આપીશ કે કદી ભૂલથી પણ તે તરફ પગ ન ઉપાડતા."

"જેવી તારી ઈચ્છા, પણ હું ગમે ત્યારે જઈશ ખરો. જ્યાં સુધી હું તેને જોઈશ નહીં ત્યાં સુધી મારું કુતૂહલ શાંત નહીં થાય."

"મને સમજણ નથી પડતી કે તેનામાં એવી કઈ વસ્તુ છે કે જેને જોવા માટે તમે આટલા વ્યાકુળ છો?" યાર્મોલા બબડ્યો અને ભઠ્ઠીનું બારણું ગુસ્સાથી ધડામ કરતાં બંધ કર્યું.

કલાક પછી જ્યારે યાર્મોલા અંધારિયા ગલિયારામાં બેસીને ચા પીધા બાદ ઘેર જવા નીકળ્યો ત્યારે મેં તેને વચ્ચે જ રોકીને પૂછ્યું:

"ચુડેલનું નામ શું છે?"

"માનૂઈલિખા," તેણે કઠોરતાથી જવાબ આપ્યો.

હું એ અનુભવતો હતો કે તે મારી સાથે ગાઢ રીતે મૈત્રીબદ્ધ થઈ ગયો હતો, જોકે તેણે આ ભાવના બાહ્ય રૂપે કદી પ્રગટ થવા નથી દીધી. અમારી આ મિત્રતાનાં ઘણાં કારણો હતાં. અમે બંને શિકાર રમવાના શોખીન હતા. તેના પ્રત્યેનો મારો વર્તાવ સરળ હતો અને હંમેશાં હું તેના અત્યંત દરિદ્ર કુટુંબની થોડી ઘણી મદદ કરતો રહેતો હતો. પણ કદાચ આ બધાંમાંથી સૌથી મોટું કારણ તો એ હતું કે તેના દારૂ પીવાની ટેવ પર મેં તેને કદી રોક્યોટોક્યો નથી. આ વાતમાં તે કોઈ પણ પ્રકારની દખલગીરી સહન કરી શકતો નહોતો અને હું એકલો જ એવો માણસ હતો જેણે તેની આ આદતની ભર્ત્સના નહોતી કરી. તેથી કરીને ચુડેલને મળવાના મારા દૃઢ નિશ્ચયને જોઈને તે ગુસ્સામાં ધૂંઆંપૂંઆં થઈ ગયો હતો. આ ગુસ્સો તેણે મારા ઓરડાથી બહાર નીકળતાં જોરથી સૈડકો મારી ચૂપના અને આંગણામાં આવીને પોતાના કૂતરા રિયાબચિકની પાંસળીઓ ઉપર જોરથી લાત મારી જાહેર કર્યો. બિચારો રિયાબચિક હૃદયવિદારક ચીસો પાડતો બીજી બાજુ ભાગી ગયો પણ ત્યારબાદ તરત જ ધીમી ધીમી ચીચિયારીઓ મારતો તે યાર્મોલાની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

## ૩

લગભગ ત્રણ દિવસ પછી ઠંડી થોડી ઓછી થઈ. એક સવારે યાર્મોલા ખૂબ વહેલો મારા ઓરડામાં આવ્યો.

"હું બંદૂકો સાફ કરવા આવ્યો છું, માલિક," તેણે લાપરવાઈથી કહ્યું.

"કેમ?" મેં કામળાની અંદરથી જ આળસ મરડતાં પૂછ્યું.

"એમ લાગે છે કે ગઈકાલ રાત્રે સસલાં ખૂબ દોડ્યાં છે — ઘણી જગ્યાએ તેમનાં પગનાં નિશાન દેખાય છે. આપણે તેમના શિકારે જઈશું?"

યાર્મોલા ઉપર ઉપરથી તો લાપરવાઈ બતાવવાનો પ્રયત્ન કરતો બોલતો હતો પણ મનમાં ને મનમાં તો જંગલમાં જઈને શિકાર રમવા માટે તલપાપડ થઈ રહ્યો હતો. હકીકતમાં તેની નાની ટૂંકી બંદૂક પ્રવેશ ખંડમાં પહેલાં જ પડેલી હતી. હજી સુધી આ બંદૂકનું એક નિશાન પણ ખાલી નથી ગયું. જોકે આ બંદૂકની કળની આસપાસના લોખંડ પર બારૂતના ગેસ અને કાટથી ઠેકઠેકાણે કાણાં પડી ગયાં હતાં, જેમને ટીનના ટૂકડાઓ વડે ઢાંકી દેવામાં આવ્યાં હતાં.

હજી અમે જંગલમાં ઘૂસ્યાં જ હતાં કે ત્યાં જ એક સસલાનાં પગનાં નિશાન નજરે પડ્યાં. આગલાં પગનાં નિશાનની સાથે સાથે, અને બીજા બે એકબીજાની પાછળ અનુસરતાં હતાં. સસલું સડક પર કેટલાંક સો ગજ ભાગ્યું હશે અને પછી કિનારા ઉપરના ચીડનાં ઝાડોના ઝુંડમાં છલાંગ મારીને વિલિન થઈ ગયું હોય એમ લાગતું હતું.

"હવે આપણે તેને ચારે બાજુથી ઘેરી વળીશું," યાર્મોલાએ કહ્યું. "તે અહીં જ ક્યાંક સંતાઈ બેઠું હશે. માલિક, તમે પેલી બાજુ જાઓ." તે એ ચિહ્નો દ્વારા, કે જેને તે એકલો જ સમજી શકતો હતો, એ નિર્ણય કરવા માટે પળવાર રોકાયો કે મને કઈ દિશામાં મોકલવો. "જુઓ માલિક, તમે પેલા જૂના દારૂપીઠાની તરફ ચાલો. હું ઝમલિન તરફથી અહીં આવીશ. જેવો કૂતરો તેને ભડકાવશે હું તમને બૂમ પાડીને બોલાવી લઈશ."

આમ કહીને તરત જ તે ઘીચોઘીચ ઝાડીઓમાં અદૃશ્ય થઈ ગયો. મેં કાન સરવા કરી સાંભળવાનો પ્રયત્ન કર્યો પણ શિકાર ચોરવામાં તે એટલો પ્રવીણ હતો કે જરા પણ અવાજ કર્યા વિના ચુપચાપ ઝાડીઓને ચીરતો અંદર ઘૂસતો ગયો. તેનાં પગની નીચે એક પણ ડાળી તૂટવાનો અવાજ ન સંભળાયો.



હું ધીમે ધીમે દારૂપીઠાની જીર્ણ જર્જરિત અને વેરાન ઝૂંપડી તરફ આગળ વધવા લાગ્યો. થોડી વાર ચાલ્યા પછી હું જંગલના છેડે એક સીધા ઉઘાડા થડવાળા ઊંચા ઝાડની છાયામાં ઊભો રહી ગયો. શિયાળાના નિર્વાત દિવસે, માત્ર જંગલમાં જ સંભવી શકે તેવી નિસ્તબ્ધતા હતી. ધવલ ચાંદી જેવી હિમ રાશિઓથી ઢંકાયેલ વૃક્ષોની ડાળીઓ બહુ સુંદર અને સુરમ્ય લાગતી હતી. જ્યારે ક્યારેક ક્યારેક વૃક્ષની ટોચ પરથી કોઈ ડાળી તૂટી જતી તો બીજી ડાળીઓ સાથે તેના અથડાવાનો હળવો કડકડાટ સ્પષ્ટપણે સાંભળી શકાતો હતો. તડકામાં બરફનો રંગ ગુલાબી અને છાંયડામાં નીલો લાગતો હતો. જંગલની ગંભીર અને શીતલ શાંતિના નીરવ, રહસ્યમય જાદુએ મને અભિભૂત કર્યો અને મને એમ લાગ્યું કે જાણે સમય નિ:શબ્દ ગતિથી મારી નજીકથી સરકતો ચાલી જઈ રહ્યો હોય...

અચાનક દૂર ઝાડીઓમાંથી આવતા રિયાબચિકના ભસવાનો અવાજ મને સંભળાયો. ઊંચા સ્વરે, ઉત્તેજિત બેબાકળા થયેલા કૂતરાનો ભસવાનો અવાજ, જે કૂતરાઓના ગળામાંથી ત્યારે નીકળે છે જ્યારે તે પોતાનાં શિકારનો પીછો કરી રહ્યા હોય. ત્યારબાદ તરત જ મેં યાર્મોલાનો કર્કશ અવાજ સાંભળ્યો. તે "આ...—બી..! આ... બી..!"ની બૂમો મારતો પોતાના કૂતરાને બોલાવી રહ્યો હતો. પહેલો એક સ્વરવાળો શબ્દ ખૂબ લંબાયેલા અને ઊંચા સ્વરે આવ્યો. બીજો શબ્દ ગંભીર ગરજતા અવાજમાં હતો. લાંબા સમય પછી મને ખબર પડી કે પોલેસ્યેના શિકારીઓની આ બૂમ "ઉબીવાત" (મારવું) શબ્દથી બનેલી હતી.

કૂતરાના ભસવાનો અવાજ જે દિશામાંથી આવી રહ્યો હતો તેના આધારે મેં અનુમાન કર્યું કે તે મારી ડાબી બાજુ સસલાંનો પીછો કરી રહ્યો હોવો જોઈએ. તેથી તેને વચમાં જ રોકવા માટે હું જંગલથી ઘેરાયેલા મેદાનને પાર કરવા દોડવા લાગ્યો. પણ હજી વીસ ગજ જેટલી દૂર સુધી દોડ્યો હઈશ ત્યાં જ ભૂખરા રંગનું મોટું સસલું ઝાડના ઠૂંઠા પાછળથી બહાર નીકળી આવ્યું. તેને જોઈને લાગતું હતું કે જાણે તેને ભાગવાની કોઈ ખાસ ઉતાવળ નહોતી. તેના લાંબા કાન તેના માથા સાથે સીધા લાગેલા હતા. તે બે ચાર લાંબી છલાંગો મારીને સડક પાર કરીને નીચે ઊગેલી ઝાડીઓમાં ઘૂસી ગયું. રિયાબચિક પણ ગોળીની જેમ સસલાની પાછળ પાછળ દોડતો ગયો. મને જોતાં જ તે એકદમ રોકાઈને પોતાની પૂંછડી હલાવવા લાગ્યો અને પછી બે ચાર વાર બરફ ઉપર મોં મારીને સસલાનો પીછો કરવાનું ચાલુ રાખ્યું.

અચાનક યાર્મોલા ઝાડીઓમાંથી બહાર સરકી આવ્યો.

"તમે એને રોક્યું કેમ નહિ, માલિક?" તેણે બૂમ પાડી અને પછી ઠપકાભરી મુદ્રામાં "શી, શી," કરવા લાગ્યો.

"હું કેવી રીતે કરતો, ભલા ભાઈ? તે તો મારાથી સો ફૂટ કે કદાચ તેનાથી પણ વધારે દૂર હતું."

મારા ચહેરા પર ગહન અફસોસનાં ચિહ્નો જોઈને તે થોડોક ઢીલો પડ્યો.

"કંઈ વાંધો નહિ... બચ્ચું ભાગીને જશે ક્યાં? હવે તમે ઝટપટ ઈરીનોવા સડક પર ચાલ્યા જાઓ. થોડી જ વારમાં તે એ તરફ દેખાશે."

હું ઈરીનોવા સડક તરફ આગળ વધ્યો. બે મિનિટ બાદ જ મેં સસલાનો પીછો કરતા કૂતરાના ભસવાનો અવાજ સાંભળ્યો. જે હું હતો ત્યાંથી નજીકમાંથી જ આવતો હતો. શિકારની રમતની ઉત્તેજનાથી પ્રેરાયેલ હું પોતાની બંદૂક સંભાળતો ઝાડી-ઝાંખરાની વચ્ચે પડતો-આખડતો દોડવા લાગ્યો. થોડી દૂર સુધી હું આ પ્રમાણે દોડતો રહ્યો. જ્યારે કૂતરાએ ભસવાનું બંધ કર્યું ત્યારે હું ખૂબ જ હાંફતો હતો. મારાં ડગલાં શિથિલ થઈ ગયાં. મેં વિચાર્યું કે જો હું સીધો ચાલતો જઈશ તો ઈરીનોવા સડક ઉપર પહોંચતા રસ્તામાં જ યાર્મોલા મને ચોક્કસ મળી જશે. પણ થોડે જ દૂર ચાલ્યા પછી મને મારી ભૂલ સમજાઈ ગઈ. ઝાડીઓ અને વૃક્ષોનાં ઠૂંઠાની વચ્ચે દોડતાં મને દિશાનું ભાન રહ્યું નહોતું અને હું ભૂલો પડી ગયો હતો. મેં યાર્મોલાને બૂમો પાડી પણ તેનો વળતો અવાજ ન આવ્યો.

હું યંત્રવત આગળ વધતો રહ્યો. ધીરે ધીરે જંગલ આછું થવા લાગ્યું અને ખુલ્લી ભેજવાળી જમીન આવવા લાગી. બરફ પર મારાં પગનાં નિશાન ઉભરાઈ આવતાં હતાં અને તેમાં પાણી ભરાઈ જતું હતું. કેટલીક વખત તો હું ઘૂંટણ સુધી કળણમાં ડૂબી ગયો હતો. હું એક ટેકરા પરથી બીજા ટેકરા પર છલાંગો મારતો આગળ વધી રહ્યો હતો. ભૂખરા રંગનાં કળણમાં મારાં પગ એવી રીતે ખૂંપતાં હતાં જાણે મુલાયમ ગાલીચો હોય.

થોડી જ વારમાં જંગલની ઝાડીઓમાંથી હું બહાર નીકળી આવ્યો. મારી સામે બરફથી ઢંકાયેલ ગોળ કળણવાળું મેદાન હતું જેની વચ્ચે ક્યાંક ક્યાંક ઘાસના ઝૂમખાં દેખાતાં હતાં. કળણવાળી જમીનના બીજા છેડે વૃક્ષોથી ઘેરાયેલ સફેદ દીવાલોવાળી એક ઝૂંપડી દેખાતી હતી. "તે ચોક્કસ ઈરીનોવાના કઠિયારાનું ઘર હોવું જોઈએ," મેં વિચાર્યું. "ત્યાં જઈને મારા રસ્તા વિષે પૂછી લેવું એ વધારે સારું હતું."



પણ તે ઝૂંપડી સુધી પહોંચવું એટલું સહેલું નહોતું. મારાં પગ વારંવાર કળણમાં ખૂંપી જતાં હતાં. મારાં ઊંચાં જૂતાં પાણીથી ભરાયેલાં હતાં અને દરેક પગલે જોરથી ૨૫ ૨૫ અવાજ કરતાં હતાં. તેમને સાથે સાથે ઘસેડવા વધારે અને વધારે મુશ્કેલ બની રહ્યાં હતાં.

છેવટે હું કળણવાળી જમીન પસાર કરી ચૂક્યો અને એક નાનકડા ટેકરા ઉપર ચઢી ગયો. જ્યાંથી ઝૂંપડી સ્પષ્ટપણે જોઈ શકાતી હતી. તે કંઈક પરી કથાઓની ચુડેલની ઝૂંપડી જેવી લાગતી હતી. તે જમીનથી ઊંચાઈ પર લાકડાંની મોભા ઉપર બાંધેલી હતી. કદાચ તેનું કારણ એ હતું કે ઈરીનોવા જંગલો વસંત ઋતુમાં હંમેશાં પૂરનાં પાણીમાં ડૂબેલાં રહેતાં હતાં. પણ સમયની સાથે સાથે ઘસાઈને ખખડી ગયેલ ઝૂંપડી જોવામાં અત્યંત દરિદ્ર અને ખિન્ન લાગતી હતી. બારીઓમાં કેટલાંક કાચ ગાયબ હતાં અને તેની જગ્યાએ ફાટેલા તૂટેલા ચીંથરા લગાડી દેવામાં આવ્યાં હતાં જે બહારની તરફ ઉપસી આવેલાં હતાં.

મેં બારણાના હાથાને જરાક હડસેલ્યો તો ત્યાં જ બારણું ઉઘડી ગયું. અંદર ઘોર અંધારું હતું. મારી આંખો સામે જાંબલી કુંડાળા મંડરાતા હતા કારણ કે લાંબા વખત સુધી હું બરફની તરફ જોતો હતો. થોડીવાર સુધી તો હું એ પણ કળી ન શક્યો કે અંદર કોઈ હતું કે નહીં.

"કોઈ ભલું માણસ અંદર છે કે નહીં?" મેં મોટા અવાજે બૂમ પાડી.

ભઠ્ઠીની નજીક કંઈક હાલ્યું. હું ઝૂંપડીની અંદર ગયો. ભોંયતળિયા પર એક ડોસીને બેઠેલી જોઈ. તેની સામે મુરઘીનાં બચ્ચાંનાં પીંછાંઓનો મોટો ઢગલો પડ્યો હતો. તે એક પછી એક પીછું ઉપાડતી હતી, અને તેનાં કાંટા સાફ કરીને તેમને ટોપલીમાં મૂકતી જતી હતી. તથા કાંટા અને દાંડીઓને નીચે ફેંકતી જતી હતી.

"અરે, આ તો ઈરીનોવાની ચુડેલ માનુઈલિખા હોવી જોઈએ," ડોસી તરફ ધ્યાનથી જોતાં જ મારા મગજમાં વિચાર ચમકી ઊઠ્યો. તે યુક્રેન લોકકથાઓમાંની ચૂડેલ બાબા યાગા જેવી દેખાતી હતી: સુકલકડી કાયા, ઊંડા ઊતરી ગયેલા ગાલ, અને લાંબી અણિયાળી હડપચી. જે તેના લાંબા હુક જેવા નાકને લગભગ સ્પર્શતી હતી. તેનું બોખું ખૂંપેલું મોં સતત હાલતું હતું. જાણે કંઈ ચાવતી ન હોય. કોઈ જમાનામાં તેની નીલી રહેલી સૂજેલી આંખો ફિક્કી અને ભાવહીન લાગતી હતી. ટૂંકી લાલ પાંપણોવાળી આંખો કોઈ અપશુકનિયાળ પક્ષીની વિચિત્ર આંખો જેવી લાગતી હતી.

"કેમ છો, દાદીમા!" સંભવ તેટલાં મૈત્રીસભર મીઠા અવાજે મેં કહ્યું. "તું માનુઇલિખા તો નથી?"

ડોસીની છાતીમાંથી અચાનક ઘર-ઘર અવાજ ઊઠવા લાગ્યો. તેનાં સતત રીતે ચાલતાં બોખા મોંમાંથી વિચિત્ર અવાજો આવતાં હતાં. જાણે કોઈ ઘરડો કાગડો કર્કશ અવાજે ચિચિયારીઓ ન પાડતો હોય.

"સંભવ છે કે કોઈક જમાનામાં ભલાં લોકો મને માનુઇલિખા કહીને બોલવતાં હતાં. પણ હવે ન તો મારું નામ રહ્યું છે કે ન તો નામના. પણ તું અહીં શા માટે આવ્યો છે?" તેનો વર્તાવ એકદમ તોછડાઈ ભર્યો હતો. તેણે પોતાનું નીરસ કામ કરવાનું ચાલુ રાખ્યું.

"હું ભૂલો પડ્યો છું, દાદીમા. મને થોડુંક દૂધ આપી શકશે?"

"અહીં કોઈ દૂધ-વૂધ નથી," તે એકદમ ચિડાઈને બોલી. "તારા જેવા તો ઘણાં લોકો અહીંથી પસાર થાય છે... મેં કોઈ તે બધાંને ખવડાવવા પીવડાવવાનો ઠેકો નથી લીધો..."

"દાદીમા, એટલું તો મારે કહેવું જ જોઈએ કે તું પરોણાગત કરનારી નથી."

"સાહેબ, તારે જે સમજવું હોય તે સમજ. પણ અહીં ખાવા-પીવા માટે કંઈ નહિ મળે. જો તું થાકી ગયો હો તો અહીં બેસી શકે છે. મને તેનો વાંધો નથી. કહેવત તું જાણે છે: 'આવો અને બેસો અમારા ઘેર અને સાંભળો અમારાં દેવળનાં ઘંટોનો ઘંટારવ, અને જ્યાં સુધી ખાવાની વાત છે ત્યાં સુધી અમે પોતે જ તમારે ત્યાં આવીએ એ વધારે સારું.' એવી વાત છે ભાઈ..."

આ ડોસીની અલંકારિત ભાષા સાંભળીને હું સમજી ગયો કે તે આ પ્રદેશની રહેવાવાળી નથી. કે જ્યાંનાં લોકો આવી આખાબોલી ભાષાને પસંદ કરે કે વખાણે ખાસ કરીને ઉત્તરી પ્રદેશનાં વાક્પટુ લોકો આવાં શબ્દો વાપરવામાં માહિત છે. તે દરમિયાન ડોસી યંત્રવત્ કામ કરતાં કરતાં હજી સુધી પણ કંઈક બબડતી હતી. તેનો અવાજ ખૂબ જ અસ્પષ્ટ અને સાંભળી ન શકાય એવો થઈ ગયો હતો. હું માત્ર ક્યારેક ક્યારેક અસંબદ્ધ વાક્યો જ સમજી શકતો હતો: "આ રહી તમારી દાદી માનુઇલિખા... પણ કોણ જાણે તે કોણ છે... હું તો હવે ઘરડી થઈ રહી છું... મેગપાઈની જેમ આખો વખત ચક ચક અને બક બક કરતી કરતી..."

થોડીવાર સુધી હું તેને સાંભળતો રહ્યો. પછી અચાનક મને વિચાર



આવ્યો કે હું એક ગાંડી ડોસીની સામે બેઠો હતો. આ વિચારે હું ગભરાઈ ગયો અને મને નફરત પણ આવી.

તેમ છતાં હું ઝૂંપડીમાં ચારેબાજુ જોવા લાગ્યો. મોટા ભાગની જગ્યા તૂટેલી ફૂટેલી ભઠ્ઠીએ ઘેરેલી હતી. સામેના ખૂણામાં કોઈ દેવી દેવતાની મૂર્તિઓ નહોતી. દીવાલો ઉપર જાંબલી રંગના કૂતરા સાથેના લીલી મૂછોવાળા શિકારી, અને જેમને કોઈપણ નથી જાણતું તેવાં જનરલોનાં રંગચિત્રોને બદલે સૂકાયેલી ચીમળાયેલી જડીબુટ્ટીઓ અને વાસણો લટકતાં હતાં. ઝૂંપડીમાં મને ક્યાંય ઘુવડ કે કાળી બિલાડી તો ન દેખાઈ. પણ ભઠ્ઠી ઉપર બે ચટાપટાવાળી મેનાઓ ગંભીર મુદ્રામાં બેસીને આશ્ચર્ય તથા સંદેહથી મારી તરફ તાકી રહી હતી.

"દાદીમા, શું મને થોડુંક પાણી પણ નહીં મળી શકે?" થોડા ઊંચા અવાજે મેં પૂછ્યું.

"પાણી પેલી ડોલમાં છે," તેણે કહ્યું.

પાણીનો સ્વાદ કીચડ જેવો હતો. મેં ડોસીનો આભાર માન્યો—તેણે તેના પ્રત્યે લેશ માત્ર ધ્યાન ન આપ્યું. મેં તેને પૂછ્યું કે હું કેવી રીતે મારે રસ્તે આગળ જઈ શકતો હતો.

તેણે પોતાનું માથું ઊંચું કર્યું, પક્ષીની જેવી ભાવહીન આંખો વડે મારા ચહેરા તરફ એકીટશે તાકવા લાગી અને ઉતાવળે ઉતાવળે કંઈક બબડી: "ચાલ્યો જા... અહીંથી ભલા માણસ તારે રસ્તે પડે... અહીં તારું કોઈ કામ નથી... ચાલ્યો જા અહીંથી..."

વાસ્તવમાં હવે મારી પાસે ત્યાંથી જવા સિવાય બીજો કોઈ ચારો નહોતો. પણ જતાં પહેલાં તે કઠોર ડોસીને થોડીક નરમ કરવાનો મેં છેલ્લો પ્રયત્ન કર્યો. મેં ખિસ્સામાંથી નવો નકોર ચાંદીનો સિક્કો કાઢીને તેની સામે ધર્યો. મારી અટકળ સાચી સાબિત થઈ. ચળકતો સિક્કો નજરે પડતાં તેની આંખો પહોળી થઈ ગઈ. તેણે સિક્કો લેવા માટે પોતાની વાંકી વળેલી થર થર ધ્રૂજતી આંગળીઓ આગળ કરી.

"અરે અરે, નહિ દાદીમા માનુઇલિખા, આમ તને કંઈ મફતમાં એ નહીં મળી શકે," સિક્કો સંતાડતા મેં તેને ચિઢાવી. "પહેલાં મને મારું ભવિષ્ય કહે."

ચુડેલના કરચલીઓવાલા ભૂખરા ચહેરા ઉપર ક્રોધ પ્રગટ થઈ ગયો. જ્યારે ને સિક્કો દબાવેલી મારી બંધ મુઠ્ઠી તરફ શંકાપૂર્ણ નજરે જોઈ રહી

હતી ત્યારે દેખીતી રીતે ઢચુપચુ થતી લાગતી હતી. પણ આખરે લોભની જીત થઈ.

"ભલે, મારી સાથે આવો," ભોંયતળિયેથી મહા પ્રયત્ને ઊભાં થતાં તે બડબડી. "આજકાલ હું કોઈનું ભવિષ્ય કહેતી નથી. કેવી રીતે કહેવું તે પણ હું ભૂલી ગઈ છું. હવે હું ખૂબ જ ઘરડી થઈ ગઈ છું, કોઈપણ વસ્તુ સારી રીતે જોઈ પણ નથી શકતી. હું માત્ર તને ખુશ કરવા પૂરતી જ બેચાર વાતો કહીશ."

દીવાલનો ટેકો લઈને દરેક પગલે થરથર ધ્રૂજતી પોતાની ઝૂકેલી કાયાને ઘસડતી તે મેજ નજીક પહોંચી. લાંબા વપરાશને કારણે એકદમ હાથ લાગતાં ફાટી જાય તેવાં થઈ ગયેલાં ભૂખરાં રંગનાં પત્તાં બહાર કાઢ્યાં અને પછી તેને ચીપવા લાગી.

"તારા હૃદયની નજીકના ડાબા હાથ વડે કાપલી પાડ," પત્તાંની જોડ મારી સામે ધરતાં તેણે કહ્યું.

તેણે આંગળીઓ ઉપર થૂંક લગાડીને પત્તાં પાથરવાનું શરૂ કર્યું. દરેક પત્તું મેજ ઉપર 'ધબ' કરતો અવાજ કરતું પડતું હતું જાણે તે ગૂંદેલી કણકનાં ન બન્યાં હોય. તેણે પત્તાનો અષ્ટકોણ તારો બનાવ્યો. જ્યારે છેલ્લું પત્તું બાદશાહ પર પડ્યું ત્યારે માનુઈલિખાએ ઝટ પોતાની હથેળી આગળ ધરી.

"આની ઉપર ચાંદીનો સિક્કો ફેરવી દે, સાહેબ. તું ખૂબ ખુશ રહેશે અને શ્રીમંત બનશે," તેણે ભીખ માંગતી જિપ્સીની ફોસલાવાની રીતે મને કહ્યું.

મેં સિક્કો તેની હથેળીમાં સરકાવી દીધો. સિક્કો હાથમાં આવતાં જ તેણે તેને અતિ ચપળતા અને શીઘ્રતાથી ગાલની પાછળ સંતાડી દીધો.

"તમને એક લાંબી મુસાફરી દ્વારા ખૂબ જ મોટો લાભ થશે," તેણે પોપટની જેમ ગોખેલાં વાક્યો કહેવાનું શરૂ કર્યું. "તું ફૂલ્લીની રાણીને મળશે. જેનો અર્થ એ છે કે એક મહત્ત્વપૂર્ણ વ્યક્તિના ઘરમાં તારો કોઈની સાથે બહુ આનંદદાયક વાર્તાલાપ થવાનો છે. નજીકના ભવિષ્યમાં તને ચોકડીનાં બાદશાહ તરફથી અનોખા સમાચાર મળશે, શરૂઆતમાં થોડી પરેશાની થશે પણ પછી થોડાં પૈસા મળશે. એક દિવસ તું ઘણાં બધાં લોકોની સાથે હશે અને દારૂ પીને મસ્ત થયેલો હશે. તેનો અર્થ એ નથી કે તું નશામાં સુધબુધ ખોઈ બેસશે, પણ એ વાત ચોક્કસ કે એક ન એક દિવસે મિત્ર મંડળીમાં બેસીને તું ખૂબ દિલ ખોલીને શરાબ પીશે. તારું



આયુષ્ય બહુ લાંબુ છે. જો તું સડસઠ વર્ષની ઉંમરે ન મરી ગયો તો..."

તેણે પળવાર રોકાઈને માથું ઊંચું કર્યું જાણે કંઈ સાંભળતી હોય. મેં પણ કાન માંડ્યા. એક સ્ત્રી પોતાના નિર્મલ, નિર્ભીક, ગૂંજતા સ્વરે ગીત ગાતી ઝૂંપડીની તરફ આવી રહી હતી. ઉકાઈની સુમધુર ગીતની લય હું ઓળખી ગયો:

ભાર સહી ન શકી શું
ડાળી લાલ ગુલાબનો?
મસ્તક મારું ન સહી શકે
ભાર સુસ્ત નિદ્રાનો?

"હવે તું અહીંથી ચાલ્યો જા, બેટા," બેચેનીથી રઘવાયાં થતાં અને મને મેજથી દૂર ધકેલતાં માનુઈલિખાએ કહ્યું. "અમારાં જેવાં અજાણ્યાં લોકોનાં ઘરમાં તારે ઊઠવા બેસવાનું કોઈ કારણ નથી. જ્યાં તું જઈ રહ્યો હતો ત્યાં જા..."

તેણે મારી બાંયો પકડીને મને બારણા તરફ લગભગ ધકેલવાનું જ શરૂ કર્યું. તેના ચહેરા ઉપર કોઈ ગુનેગારનાં ચિહ્નો દેખાતાં હતાં.

ઝૂંપડીની નજીક આવતાં ગીતનાં સ્વર અચાનક તૂટી ગયાં. લોખંડની કુંડી ખખડી અને બારણું ઊઘડ્યું. ઊંબરામાં એક કદે લાંબી, હસતાં ચહેરાવાળી છોકરી દેખાઈ. પોતાનાં બંને હાથ વડે તેણે પટ્ટાવાળા એપ્રનને સાવધાનીથી પકડી રાખ્યું હતું. જેમાંથી લાલ ગરદનો અને કાળી મોતી જેવી આંખોવાળાં ત્રણ પક્ષીઓનાં માથાં બહાર નીકળી આવ્યાં હતાં.

"દાદીમા, જરા આ ફિંચ પક્ષીઓ તરફ તો જુઓ. તેઓ ફરીથી મને કેવાં વળગી પડ્યાં છે," તેણે ખિલખિલાટ હસતાં કહ્યું, "જુઓ તો કેવાં રમૂજી છે તે. બિચારાં તેઓ ભૂખ્યાં છે. મારી પાસે પાઉંરોટી પણ નહોતી."

પછી તેની નજર મારી ઉપર પડતાંની સાથે જ તે બોલતી બંધ થઈ ગઈ. તેનું મોં શરમને માર્યે લાલ થઈ ગયું, ગુસ્સાભરી મુદ્રામાં તેણે પોતાનાં કાળાં ભવાં ચડાવ્યાં. અને માનુઈલિખા તરફ પ્રશ્નસૂચક દૃષ્ટિએ જોયું.

"આ સદ્‌ગૃહસ્થ અહીં... રસ્તો પૂછવા આવ્યા છે," ડોસીએ સમજાવ્યું. "ભલે, સાહેબ," તેણે મારી તરફ ફરી દૃઢાત્મક સ્વરે ઊમેર્યું, "તું ઘણો બધો સમય નકામો વેડફી રહ્યો છે. તેં તારી તરસ છિપાવી

લીધી છે અને જે થોડી વાતચીત કરવી હતી તે પણ કરી લીધી. હવે તારા સત્કાર માટે એક પળ પણ વધારે ન રોકાઓ. અમે તારી સોબત માટે નથી..."

"જરા આમ તો જુઓ, ઓ સુંદરી," મેં છોકરીને કહ્યું. "શું તું મને ઈરીનોવા સડક તરફનો રસ્તો નહીં બતાવે? મને નથી લાગતું કે હું ક્યારેય તારી આ કળણવાળી જમીનમાંથી એકલો બહાર નીકળી શકીશ."

દેખીતી રીતે સ્પષ્ટ લાગતું હતું કે મારા નમ્ર વિનંતીભર્યા સ્વરથી તે પ્રભાવિત થઈ હતી. તેણે સંભાળપૂર્વક ફિંચ પક્ષીઓને મેનાઓની બાજુમાં નીચે મૂક્યાં, ઉતારેલો કોટ બાંકડા ઉપર ફેંક્યો અને ચૂપચાપ બહાર નીકળી આવી.

હું તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

"તારાં પક્ષીઓ પાળતું છે?" જ્યારે હું તેની સાથે થઈ ગયો ત્યારે મેં તેને પૂછ્યું.

"હા," તેણે મારી તરફ નજર કર્યા વિના ટૂંકો અને તોછડો જવાબ આપ્યો. થોડીવાર ચાલ્યા પછી ડાળીઓની બનેલી વાડ પાસે રોકાતાં તેણે કહ્યું: "જુઓ, પેલો રસ્તો દેખાય છે, ચીડનાં ઝાડની વચ્ચેની પેલી પગદંડી?"

"હા."

"તે પગદંડી ઉપર સીધે સીધા આગળ વધજો. જ્યારે ઓકનો લઠ્ઠો આવે ત્યારે ડાબી બાજુ વળી જજો. પછી જંગલમાંથી વચ્ચોવચ આગળ ચાલતા જજો. આગળ તમે ઈરીનોવા સડક સુધી પહોંચી જશો."

જ્યારે તે જમણો હાથ લાંબો કરીને મને રસ્તો ચીંધી રહી હતી ત્યારે તેની સુંદરતાની પ્રશંસા કર્યાં વિના હું ન રહી શક્યો. તે બીજી છોકરીઓ જેવી સામાન્ય છોકરી નહોતી. તે છોકરીઓ કપાળથી હડપચીઓ અને મોંની નીચેનો ભાગ રૂમાલથી ઢાંકેલો રાખતી હતી જે જોવામાં ખૂબ જ બેડોળ લાગતું હતું. તેમના ચહેરાઓ ઉપરનાં ભાવ હંમેશાં એક સરખાં રહેતાં અને ભયથી આંખો ફાટેલી રહેતી હતી. મારી બાજુમાં ઊભેલી વીસથી પચ્ચીસ વર્ષની ઉંમર વચ્ચેની ઊંચી ઘઉંવર્ણી છોકરી સરળ અને આકર્ષક ચહેરા મહોરાવાળી હતી. તેનાં ઉદયમાન યૌવનના પ્રતિક રૂપ



સુડોળ વક્ષ:સ્થળ સફેદ પહોળા બ્લાઉઝથી ઢંકાયેલાં હતાં. એક વખત જો તમે તેના વિલક્ષણ ચહેરાની ઝલક જોઈ લો તો પછી આખી જિંદગીમાં ક્યારેય ન ભુલાવી શકો. પણ તેનું સૌંદર્ય એવું અવર્ણનીય હતું કે જેને વારંવાર જોયા પછી પણ શબ્દો દ્વારા વ્યક્ત કરી શકવાનું અસંભવ હતું. થોડાંક વળેલાં તેનાં હઠીલાં હોઠ, ચહેરાનો ઘઉંવર્ણો રંગ, જેની ઉપર બે ગુલાબી ધબ્બા હતા. વચમાંથી કપાયેલી ભ્રમરો જે તેની મોટી મોટી ચમકતી કાળી આંખોમાં ચાતુર્ય અને ભોળપણનાં રહસ્યમય ભાવ ભરતી હતી—તેનાં અંગ પ્રત્યંગ માંથી એક વિચિત્ર આકર્ષણ છલકતું હતું.

"આ ઉજ્જડ વેરાન જંગલમાં એકલાં રહેતાં તમને બીક નથી લાગતી?" વાડ પાસે રોકાતાં મેં તેને પૂછ્યું.

તેણે બેપરવાઈથી પોતાના ખભા ઊંચક્યા.

"શા માટે બીક લાગે? આ બાજુ વરુઓ કદી નથી આવતા."

"મારો કહેવાનો અર્થ માત્ર વરુઓ જ નહોતા. બરફનું તોફાન આવી શકે છે કે પછી આગ પણ લાગી શકે છે. અહીં ઘણું બધું થઈ શકે છે. આ નિર્જન વિસ્તારમાં તમે બિલકુલ એકલાં જ રહો છો. મુશ્કેલી પડવા પર તમારી મદદ કરવા કોઈ ન આવી શકે."

"અમારા માટે એ જ વધારે સારું છે! કાશ, તે લોકો મને અને દાદીમાને અમારા ભલા માટે તદ્દન એકલા જ છોડી દે! પણ..." તેણે તિરસ્કારયુક્ત ભાવ દર્શાવતાં કહ્યું.

"પણ શું?"

"તમે એક વાત જાણો છો, વધારે જ્ઞાન પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરતાં માથે ટાલ પડી જાય છે." તે ચિડાઈને બોલી. "અને વળી આ બધી પંચાત કરવા વાળા તમે કોણ?" તેણે બેચેન થતાં પૂછ્યું.

હું એટલું સમજી શક્યો હતો કે તે તથા પેલી ડોસી બંનેને અધિકારીઓની તરફથી થતી પરેશાનીઓની કંઈક બીક હતી. મેં તેને આશ્વાસન આપતાં કહ્યું:

"બિલકુલ ચિંતા ન કર. હું કોઈ ઉર્યાદ્નિક, કારકુન કે ચૂંગી વસૂલ કરનાર નથી. મારો તેવા કામકાજની સાથે દૂર દૂર સુધી કોઈ લેવાદેવા નથી."

"તમે સાચું કહો છો?"

"હું તને વચન આપું છું. મારા પર વિશ્વાસ રાખ, હું અહીં એકદમ અજાણ્યો પરદેશી છું. હું અહીં થોડાંક સમય માટે આવ્યો છુ

અને પછી પાછો જતો રહીશ. જો તું એમ ઇચ્છતી હો કે હું તને અહીં મળ્યો હતો તે કોઈને ન જણાવું તો હું કોઈને એક શબ્દ પણ તેના વિષે નહીં કહું. શું હજી પણ તને મારી ઉપર વિશ્વાસ નથી બેસતો?"

તેનો ચહેરો થોડોક ખિલી ઊઠયો.

"ભલે જો તમે જૂઠ્ઠું નથી બોલી રહ્યા તો જરૂર સાચું જ બોલી રહ્યા હોવા જોઈએ. પણ મને એમ કહો કે તમે પહેલાં કદી અમારાં વિષે સાંભળ્યું હતું કે અનાયાસે પાસે જ અહીં આવી પહોંચ્યા છો?"

"વાસ્તવમાં મને સમજાતું નથી કે શું કહેવું. એ વાત સાચી કે મેં તમારા વિષે સાંભળ્યું હતું અને કોઈક દિવસે તમારી પાસે આવવાનો ઇરાદો પણ પાકો કર્યો હતો. પરંતુ આજે હું અનાયાસે જ આ બાજુ ચઢી આવ્યો—હું વાસ્તવમાં રસ્તો ભૂલી ગયો હતો. હવે હું એ જાણવા ઇચ્છું છું કે તમે શા માટે લોકોથી આટલાં ગભરાઓ છો. તેઓ તમને શું નુકસાન પહોંચાડે છે?"

તે મને અવિશ્વાસપૂર્વક ઝીણવટભરી નજરે જોવા લાગી. પણ મારા મનમાં કોઈ છળકપટ નહોતું. હું તેને જરાપણ ડગ્યા વિના એકી નજરે તાકતો ઊભો રહ્યો. થોડીવાર પછી તે લાગણી સભર સ્વરે બોલી:

"તેમના કારણે અમારું જીવવું દુભર બની ગયું છે. સામાન્ય લોકો એટલાં ખરાબ નથી પણ અધિકારીઓ—તેઓ હંમેશાં કંઈકને કંઈક ભેટસોગાદો માંગે છે—ઉર્‌યાદ્નિક અને સ્તાનોવોઈ* અને બીજાં બધાં. અને વળી એટલું જ પૂરતું નથી: પણ વધારામાં તેઓ દાદીમાને 'ચુડેલ', 'ડાકણ', 'જેલનું પક્ષી' કહીને બોલાવે છે... ઉફ્, એ બધાં વિષે વાત કરવાથી શો લાભ!"

"તેઓ કદી તને પજવે છે?" હું હજી કંઈ જાણી શકું તે પહેલાં જ આ અવિચાર્યો પ્રશ્ન મારા મોંમાંથી નીકળી પડયો.

તેણે ગર્વીલા આત્મવિશ્વાસથી માથું ઊંચું કર્યું. તેની ઝાણી થયેલી આંખોમાં વિજયોલ્લાસની ઝલક ચમકતી હતી.

"ના. એક વખત એક જમીનનાં મોજણીકારે મને પજવવાનો પ્રયત્ન કર્યો હતો. તે મને પ્રેમ કરવા ઇચ્છતો હતો, સમજ્યાં? પણ મેં તેને એવો તો પ્રેમપાઠ ભણાવ્યો કે બદમાશ હજી પણ યાદ કરતો હશે."

આ કટાક્ષભર્યાં પણ વિશિષ્ટ ગર્વસભર શબ્દો એટલી મુક્ત રીતે ગૂંજી

---

* જિલ્લા પોલીસ કમિશ્નર.—અનુ.



ઊઠયાં કે હું એકદમ વિચારવા લાગ્યો: "હા, તમે જોઈ શકો છો કે તે પોલેસ્યેનાં ભેંકાર જંગલોમાં ઊછરીને મોટી થયેલી છે. ચોક્કસપણે તેની સાથે છેડછાડ કરવામાં સલામતી નથી."

"અમે કોઈને પજવતાં નથી, કેમ ખરુંને?" મારામાં વિશ્વાસ વધતાં તેણે આગળ કહ્યું. "અમે કોઈની સોબત પણ પસંદ નથી કરતાં. હું માત્ર વર્ષમાં એક જ વખત શહેરમાં કંઈક સાબુ અને મીઠું ખરીદવા જાઉં છું. અને દાદીમા માટે થોડીક ચા— તેમને ચા બહુ ભાવે છે. જો અમને આ વસ્તુઅની જરૂર ન પડતી હોય તો કદાચ અમે કોઈને પણ જોવાનું પસંદ ન કરીએ."

"હું જાણું છું કે તું તથા તારાં દાદીમા બંનેમાંથી કોઈપણ અતિથિઓનો વધારે આદર સત્કાર કરતાં નથી. પણ તેમ છતાં શું હું કોઈ દિવસ થોડીવાર માટે તમારે ઘેર આવી શકું છું?"

તે હસી પડી. કેવી વિચિત્ર રીતે અને અણધારી રીતે તેનો સુંદર ચહેરો પરિવર્તિત થઈ ગયો! તેના ચહેરા ઉપર કઠોરતાનું કોઈ ચિહ્ન શેષ રહ્યું નહોતું: અચાનક તેનો ચહેરો બાળસહજ ચહેરાની જેમ લજ્જાશીલ થઈ ખીલી ઊઠયો હતો.

"પણ, તમે અમારા ઘેર આવીને શું કરશો? દાદીમા અને હું તો એકદમ જડ છીએ. જોકે તમે આવી શકો છો, જો તમે સાચે જ ભલા માણસ હો તો. માત્ર હું એક વાત એટલી તમને કહીશ: જો તમે ફરીથી અમારી બાજુ આવો તો તમારી બંદૂકને પાછી મૂકીને આવશો એ વધારે સારું રહેશે."

"તમને બીક લાગે છે?"

"તેમાં વળી બીવા જેવું શું છે? હું કોઈપણ વસ્તુથી બીતી નથી." ફરીથી તેનો મક્કમ આત્મવિશ્વાસ સભર અવાજ ગૂંજી ઊઠયો. "મને એ શિકાર માત્રનું કામ જ લેશમાત્ર નથી ગમતું. શા માટે પેલાં નિર્દોષ પક્ષીઓ કે પછી સસલાંઓને મારવાં? તેઓ કોઈને કોઈ નુકસાન નથી પહોંચાડતાં. તમે ઇચ્છો છો એટલી જ પ્રબળતાથી તેઓ પણ જીવવા ઇચ્છે છે અને વળી હું તેમને ખૂબ ચાહું છું—તેઓ કેટલાં નાનાં નાનાં અને નાસમજ છે. ઠીક તો હવે મારે વિદાય લેવી જોઈએ," તેણે ઉતાવળે ઉમેર્યું. "માફ કરશો, હું તમારું નામ નથી જાણતી. મને ડર છે કે દાદીમા મને ઠપકો આપશે."

હળવા ઝડપી ઝટકા સાથે તે ઝૂંપડી તરફ પાછી ફરી. તેનું માથું ઝૂકેલું હતું અને હવાથી લહેરાતાં વાળને હાથ વડે પકડી લીધાં હતાં.

"એક મિનિટ ઊભી રહે!" મેં બૂમ પાડી. "તારું નામ શું છે? આપણે એકબીજાનો પરિચય યોગ્ય રીતે કરી લઈએ."

તે ક્ષણવાર રોકાઈને પાછળ ફરી.

"મારું નામ અલ્યોના છે. અહીં લોકો મને ઓલેસ્યા કહે છે."

મેં બંદૂક ખભે ચઢાવી ઠીક કરી અને તેણે દર્શાવેલી દિશામાં હું નીકળી પડયો. હું એક નાના ટેકરા ઉપર ચઢયો જ્યાંથી સાંકડો મહામુશ્કેલીએ જોઈ શકાતો જંગલનો રસ્તો શરૂ થતો હતો. મેં પાછળ જોયું. ઓલેસ્યાનો પવનથી લહેરાતો લાલ સ્કર્ટ થોડો થોડો હજી પણ પગથિયાઓ ઉપર જોઈ શકાતો હતો. અને આંખો આંજી દે તેવાં સફેદ બરફની પાછળ ક્યાંય દૂર ઘેરાં ટપકાં રૂપે દૂર થઈ ગયો.

યાર્મોલા મારા આવ્યાના એક કલાક પછી ઘેર પાછો આવ્યો. નકામી વાતચીત ન કરવા ટેવાયેલા તેણે મને કેવી રીતે અને ક્યાં હું રસ્તો ભૂલ્યો હતો તેના વિષે એક પણ સવાલ ન પૂછયો. જાણે બેદરકારીથી કહેતો હોય તેમ તેણે માત્ર એટલું જ કહ્યું: "મેં તે સસલું પકડી લીધું છું, ત્યાં રસોડામાં છે. હું તેને શેકું કે તમે કોઈને તે મોકલાવવા ઇચ્છો છો?"

"મને ખાતરી છે કે તું નથી જાણતો કે હું આજે ક્યાં જઈ આવ્યો છું, યાર્મોલા," મેં આશ્ચર્ય જગાવવા કહ્યું.

"હું નથી જાણતો?" તે ચિડાઈને બબડયો. "પેલી ચુડેલો પાસે જ તો વળી, સત્યાનાશ જાય એમનું."

"તને તેની કેવી રીતે ખબર પડી?"

"એમાં વળી મુશ્કેલ શું હતું? તમે મારી બૂમનો જવાબ ન આપ્યો તેથી હું તમારે પગલે પગલે ચાલવા લાગ્યો. તમારે એમ કરવું નહોતું જોઈતું હતું, માલિક!.." તેણે ઠપકાભરી ખીજ સાથે ઉમેર્યું. "તે પાપ છે !.."

## ૪

હંમેશની જેમ કોઈ ખાસ અસાધારણ ઘટના વિના પોલેસ્યેમાં તે વર્ષે વસંત ઋતુનું આગમન ધાર્યા કરતાં વહેલું થયું. ચળકતા પ્રક્ષુબ્ધ ભૂરા વહેળાઓ રસ્તામાં આવતા પત્થરો સાથે ક્રોધથી અથડાતાં, લાકડાની પટ્ટીઓ અને કલહંસોના પીછાંને પોતાની લપેટમાં ગોળ ગોળ ફેરવતાં ગામની



ગલીઓમાંથી વહી રહ્યા હતા. મોટાં મોટાં ખાબોચિયામાં નીલા આસમાન અને તેની ઉપર મંડરાતાં સફેદ વાદળાંના પ્રતિબિંબો પડતાં હતાં. છાપરાંપરથી પાણીનાં ટીપાં ટપ ટપ ટપકતાં હતાં. સડકના કિનારાઓ ઉપર ઊગેલાં વૃક્ષોની ઝાડીઓ ઉપર ચકલાંઓની ચીંચીં એટલી ઉત્તેજનાવશ આવેશ સાથે ઘૂમરાતી હતી કે બીજાં બધાં અવાજોને તે પોતાનામાં ડૂબાડી દેતી હતી. દરેક જગ્યાએ એક નવી ઉલ્લાસપૂર્ણ જિંદગી અંગડાઈ લેતી હોય તેમ લાગતું હતું.

બરફ ઓગળી ગયો હતો. પણ છાયાવાળી ઝાડીઓમાં અને બખોલોમાં ભીના સ્પંજ જેવા બરફના ટુકડા હજી પણ જામેલા હતા. બરફ ઓગળી જવાને કારણે ભેજવાળી હૂંફાળી ધરતીની નિરાવૃત્ત કાયામાં નવી શક્તિ ભરાઈ રહી હતી. શિશિર ઋતુમાં તેણે પણ મન ભરીને આરામ કરી લીધો હતો. હવે તેનામાં મહત્ત્વની અભિલાષા પુન:જાગૃત થઈ ગઈ હતી. કાળાં ખેતરો ઉપર હળવી વરાળનું આવરણ છવાઈ ગયું હતું. ઓગળતાં બરફની નીચે ધરતીમાંથી નીકળતી એક વિચિત્ર ગંધ હવામાં ફેલાઈ રહી હતી. વસંતની સ્વપ્નિલ, નશીલી તાજી ગંધ જેને શહેરમાં પણ સેંકડો બીજી સુગંધોથી સહેલાઈથી જુદી પાડી શકાતી હતી. પેલી વસંતી સૌરભની સાથે સાથે ન જાણે કેટલીયે ધૂંધળી, કોમળ, મીઠી તથા ઉદાસ આશાઓ અને વિચિત્ર સંભાવનાઓ મારા આત્મામાં તરવા લાગી. વસંતના દિવસો જ કંઈક એવા હોય છે કે જ્યારે ભાવાકુળ આંખોને દરેક સ્ત્રી સુંદર દેખાય છે અને રહી રહીને જૂની સ્મૃતિઓનાં ધૂંધળાં ચિહ્નો ઉભરાઈ આવે છે. રાત વધારે ગરમ થતી ગઈ. એમ લાગતું હતું કે જાણે અતિ ભેજવાળા અંધકારમાં પ્રકૃતિ પોતાના અદૃશ્ય સર્જનાત્મક શ્રમમાં નિરંતર વ્યસ્ત છે.

વસંતનાં તે દિવસોમાં ઓલેસ્યાની છબી મારા મનમાંથી પળવાર માટે પણ દૂર ન થઈ. જ્યારે જ્યારે પણ હું એકલો પડતો ત્યારે ચારે આડા પડીને આંખો બંધ કરતો તે સમયે મારું સંપૂર્ણ ધ્યાન ઓલેસ્યા પ્રતિ કેંદ્રિત થઈ જતું અને તેની મૂર્તિ મારી કલ્પનામાં રમવા લાગતી. મને જ્યારેક તેના કઠોર કે ધૂર્ત ચહેરાનું તો બીજી જ ક્ષણે સ્નેહભર્યા કોમળ હાસ્યથી પ્રસન્ન ચહેરાનું સ્મરણ થઈ આવતું. જંગલની સ્વતંત્રતામાં ઉછરેલ નાના ફર વૃક્ષ જેવી પાતળી અને મજબૂત એવી તેની કાયા મારી આંખો સામે ઘૂમવા લાગતી. તેનો અસાધારણ રૂપે ધીમો પણ તાજગીભર્યો કોમળ સ્વર મારા કાનમાં વારંવાર ગૂંજી ઊઠતો હતો. મેં વિચાર્યું: "પેલા તેના મોંમાંથી નીકળેલ તદ્દન સામાન્ય શબ્દમાં કંઈક ઉમદાપણું હતું—તેની દરેકે દરેક

હિલચાલમાં તેનાં બોલાયેલાં દરેક શબ્દમાં કંઈક જન્મજાત લલિત નરમાશ હતી. ઓલેસ્યા પ્રતિ ખેંચાવાનું એક બીજું પણ કારણ હતું. તે હતું તેની આસપાસ વીંટળાઈ વળેલું રહસ્યનું વાતાવરણ, જંગલની ઝાડીઓમાં અને કળણથી ઘેરાયેલી ઝૂંપડીમાં જીવતી ચુડેલના સંબંધમાં લોકોનો અંધવિશ્વાસ, પણ ખાસ કરીને ઓલેસ્યાનો પોતાની શક્તિમાં અદમ્ય અતૂટ વિશ્વાસ કે જે મારી સાથેની વાતચીત દરમિયાન બોલાયેલા થોડા શબ્દોમાં પ્રતિઘોષિત થતો હતો. તેના દ્વારા હું અત્યંત પ્રભાવિત થયો હતો.

આ જ કારણ હતું જેનાથી પ્રેરાઈને થોડા સમય પછી જેવી જંગલની પગદંડીઓ થોડી ઘણી સૂકાવા લાગી કે તરત જ હું ચુડેલની ઝૂંપડી તરફ જવા નીકળી પડ્યો. જો જરૂર પડે તો વાંધાખોર ડોસીને શાંત પાડવા માટે મેં અડધા પાઉન્ડ જેટલી ચા અને મુઠ્ઠી ભર ખાંડ મારી સાથે લઈ લીધાં.

જ્યારે હું ત્યાં પહોંચ્યો ત્યારે બંને સ્રીઓ અંદર ઝૂંપડીમાં હતી. માનુઈલિખા ભઠ્ઠીને સળગાવવાના કામમાં વ્યસ્ત હતી જ્યારે ઓલેસ્યા ઊંચા બાંકડા ઉપર બેસીને શણ કાંતતી હતી. જેવો હું થોડીક અવાજ સાથે અંદર પ્રવેશ્યો તેવું જ તેણે પાછળ ફરીને જોયું. તેના હાથમાંનો તાણો તૂટી ગયો અને ત્રાક નીચે પડી ગઈ.

ડોસી પોતાના કરચલીઓવાળા ચહેરાને આગની ગરમીથી બચાવવા હથેળીની છાજલી કરતી ક્રોધભર્યા ભાવે થોડી વાર સુધી મને ઘૂરતી રહી.

"દાદીમા, કેમ છે!" મેં ઉલ્લાસિત ભાવે મોટા અવાજે કહ્યું. "મને લાગે છે કે તેં મને ઓળખ્યો નથી? તને યાદ છે ગયા મહિને હું રસ્તો પૂછવા તારી પાસે આવ્યો હતો? અને તેં મને મારું ભવિષ્ય કહ્યું હતું, યાદ આવે છે?"

"સાહેબ, મને કંઈપણ યાદ નથી આવતું," નાખુશી દર્શાવતા ભાવે માથું હલાવતાં ડોસી બબડી. "મને ખાતરી છે કે તને પહેલાં નથી જોયો. અને વળી હું એ સમજી નથી શકતી કે તું અહીં શા માટે આવ્યો છે? અમારી સાથે સોબત કરીને તું શું કરશે? અમે તો સીધાં સાદાં નાસમજ લોકો છીએ... તારાં અમારી સાથે શા લેવા દેવા. જંગલો બહુ વિશાળ છે—તું બીજે ક્યાંય જઈને હરી ફરી શકે છે પણ અહીં બિલકુલ નહિ, બસ એટલી જ વાત છે..."

તેનાં સૌજન્યહિન આવકારથી સ્તંભિત થયેલો હું બેવકૂફી અનુભવતો વિમૂઢ થઈ ઊભો રહી ગયો. મને સમજણ નહોતી પડતી કે તેની આ



બેહૂદાઈને મજાકમાં ટાળું, કે ગુસ્સો પ્રગટ કરું કે એક શબ્દ પણ કહ્યા વિનાં પાછો જતો રહું. નિસહાયપણે હું ઓલેસ્યા તરફ વળ્યો. તે વિનોદાત્મક ઉપહાસ સાથે ધીમું હસી, રેંટિયાને એકબાજુ કરીને ઊભી થઈ અને ડોસી પાસે ગઈ.

"ગભરાઓ નહિ, દાદીમા. તે ભલા માણસ છે અને આપણને કોઈ નુકસાન નહિ પહોંચાડે," તેણે દાદીમાને સમજાવતાં કહ્યું. ડોસીના બણગણાટ તરફ લક્ષ ન આપતાં તેણે સામેના ખૂણામાં પડેલા બાંકડા તરફ આંગળી ચીંધતા ઉમેર્યું: "કૃપા કરીને બેસો."

ઓલેસ્યાના આ શબ્દો દ્વારા પ્રોત્સાહિત થઈ મેં ડોસીને ખુશ કરવાના સૌથી વધુ અસરકારક સાધનોનો ઉપયોગ કરવાનું વિચાર્યું.

"દાદીમા, તું તે વળી કેવા દુશ્મનની જેમ મારી સાથે વર્તે છે! જેવો કોઈ ભલો અતિથિ અંદર પ્રવેશે છે કે તરત જ તું તેને ધમકાવવાનું શરૂ કરી દે છે. અને જો તો, હું તારે માટે શું ભેટ લાવ્યો છું." મારા થેલામાંથી મેં પોટલીઓ બહાર કાઢી.

માનુઈલિખા પોટલી તરફ નજર નાંખીને તરત જ ભઠ્ઠી તરફ ફરી ગઈ.

"મને તારી ભેટની કોઈ જરૂર નથી," ચીપિયા વડે કોલસાને ખુરેદતાં આવેશમાં આવી તે બબડવા લાગી. "તારા જેવા માણસોની દાનત હું ખૂબ સારી રીતે જાણું છું. પહેલાં તો મીઠી મીઠી વાતો કરીને તમે સીધાં સાદાં લોકોને ફોસલાવી લો છો અને પછી—પેલા નાના થેલામાં શું છે તારી પાસે?" અચાનક મારી તરફ ફરતાં તેણે પૂછ્યું.

મેં ચા અને ખાંડ તેને આપ્યાં. તે થોડીક નરમ પડી હોય તેમ મને લાગ્યું. જોકે તેમ છતાં તેનો બબડાટ ચાલુ હતો પણ અવાજનો સ્વર પહેલા જેવો અકડાઈવાળો નહોતો. ઓલેસ્યા પૂર્વવત્ રેંટિયો કાંતવામાં વ્યસ્ત થઈ ગઈ. હું તેની બાજુમાં નીચા, નાના, તૂટેલા બાંકડા ઉપર ગોઠવાઈ ગયો. ઓલેસ્યા પોતાના ડાબા હાથે સફેદ રેશમનાં રેસાઓને ઝડપથી વળ ચઢાવતી હતી જ્યારે જમણા હાથને હળવેથી હવામાં ઘુમાવીને રેંટિયાની ત્રાકને નીચે ભોંયતળિયા સુધી છોડી દેતી હતી, પછી તેને એક ઝટકે પકડીને પોતાની ચપળ સ્ફૂર્તિલી આંગળીઓ વડે ફરીથી ઘુમાવવા લાગતી. ઉપરછલ્લી રીતે જોતાં એકદમ સરળ લાગતું હતું આ કામ, પણ વાસ્તવમાં આ મુશ્કેલીભર્યા કામને કુશળતાથી અને સ્ફૂર્તિથી કરવા માટે જે દક્ષતા

અને સૂક્ષ્મતાની આવશ્યકતા છે તે માત્ર લાંબા ગાળાનાં અનુભવ પછી જ પ્રાપ્ત થઈ શકતી હતી. પણ તે ઓલેસ્યા આ કામ ખૂબ જ સહજતાથી કરી રહી હતી. હું તે હાથોને એકીટસે જોતો રહ્યો. ઘરેલૂ કામકાજ કરવાને કારણે તે કાળા અને ખરબચડા થઈ ગયા હતા. પણ તેમ છતાં તેના હાથ નાના નાના અને એટલા સુંદર હતા કે કુલીન ખાનદાનની જુવાન સ્ત્રીઓ પણ તેની ઈર્ષ્યા કરતી.

"તમે મને ગઈ વખત એ ન કહ્યું કે દાદીમાએ તમને ભવિષ્ય કહ્યું હતું," ઓલેસ્યાએ કહ્યું. ડરને કારણે મને પાછળ જોતો જોઈને તેણે ઊમેર્યું: "તેની પરવા ન કરો. તે થોડી બહેરી છે. તેથી તે સાંભળશે નહિ. તે માત્ર મારો જ અવાજ સારી રીતે ઓળખી શકે છે."

"હા, તેણે મારું ભવિષ્ય કહ્યું હતું, પણ કેમ તું પૂછે છે?"

"ઓહ! મને માત્ર આશ્ચર્ય થયું હતું... તમે તેમાં વિશ્વાસ રાખો છો?" તેણે ચોરીછૂપીથી ઝડપી નજર મારી તરફ ફેંકી.

"વિશ્વાસ, શેમાં? તારો પૂછવાનો હેતુ શો છે? તારી દાદીએ કહેલા ભવિષ્યમાં કે પછી સામાન્યપણે જોશીઓના જોશમાં વિશ્વાસ?"

"મારો પૂછવાનો અર્થ જ્યોતિષવિદ્યામાં જ હતો."

"તેના વિષે ચોક્કસપણે કહેવું થોડુંક મુશ્કેલ છે. કદાચ હું વિચારું છું કે હું તેમાં વિશ્વાસ નથી રાખતો. પણ તેમ છતાં કોણ જાણે? લોકો કહે છે કે ઘણીવાર ભવિષ્યવાણી સાચી પડે છે. શિક્ષિત લોકો પણ તેના સંબંધમાં પુસ્તકો લખે છે. પણ તારી દાદીમાએ કહ્યું તેમાં હું નિશ્ચિતપણે જરાપણ વિશ્વાસ નથી કરતો. ગામડાની કોઈપણ સ્ત્રી આવી રીતે તો ભવિષ્ય કહી શકે છે."

ઓલેસ્યા હસી.

"હા, તે સાચું છે કે હવે તે વધારે સારી રીતે કહી શકતી નથી. તે હવે બહુ ઘરડી થઈ ગઈ છે અને વળી ગભરાય પણ છે. પણ પત્તાંઓએ શી ભવિષ્યવાણી કરી?"

"કોઈ ખાસ રસપ્રદ વાત નહોતી. મને તો હમણાં યાદ પણ નથી. કોઈ ખાસ નવી વાત નહોતી: લાંબી મુસાફરી, ફુલ્લીનાં પત્તાંની રાણીની મદદથી મને લાભ મળશે—એવી એવી સામાન્યપણે સાંભળવામાં આવે છે તેવી જ વાતો હતી. સાચું પૂછો તો હું ભૂલી ગયો છું."

"હા, હવે તે બહુ સારી ભવિષ્યવાણી કરી શકતી નથી. તે ઘણા બધા શબ્દો જ ભૂલી ગઈ છે કારણ કે તે ખૂબ ઘરડી થઈ ગઈ છે. કેવી



રીતે તે હવે સારી રીતે કહી શકે? વળી તદ્ઉપરાંત તે બીએ પણ છે. જો તેને પૈસા આપવામાં આવે તો માત્ર ભાગ્યે જ કોઈક વખત તે ભવિષ્ય કહે છે."

"પણ તે શેનાથી ડરે છે?"

"સત્તાવાળાઓથી જ સ્તો વળી. જ્યારે જ્યારે ઉર્યાદ્નિક આવે છે ત્યારે ત્યારે હંમેશાં તે દાદીમાને દબડાવે છે. 'હું તને કોઈપણ દિવસે જેલમાં બંધ કરાવી શકતો હતો,' તે કહે છે, 'તું જાણે છે, તારા જેવી ચુડેલોને જાદુમંતર કરવા માટે પકડી લેવામાં આવે છે અને આખી જિંદગી સોકોલીનીય ટાપુ ઉપર કાળી મજૂરી કરાવવામાં આવે છે,' તે કહે છે. "શું તમે માનો છો કે એ સાચું છે?"

"હા, તે કહે છે એમાં કંઈક સચ્ચાઈ તો જરૂર છે. આવી જાતનું કામ એ સજાને પાત્ર છે. પણ તે વાસ્તવમાં એટલું ખરાબ નથી. પણ ઓલેસ્યા, તું ભવિષ્ય કહી શકે છે?"

એમ લાગતું હતું કે તે થોડી અચકાતી હતી પણ તે અચકાટ ક્ષણભર માત્રનો હતો.

"હા. પણ પૈસા માટે નહિ." તેણે ઝડપથી ઉમેર્યું.

"જો હું તને કહું કે પત્તાં ખોલીને મારા ભવિષ્ય સંબંધીત થોડી વાતો મને જણાવ તો તેમાં તને કોઈ વાંધો થશે?"

"હા, જરૂર થશે." તેણે દૃઢ પણ કોમળ સ્વરે કહ્યું.

"પણ શા માટે? જો તારું હમણાં એ કહેવા મન ન માનતું હોય તો ફરી કોઈક વખત કહેજે. ગમે તેમ પણ મને લાગે છે કે તું મને આ કહેશે તે સાચું હશે."

"ના. હું તમને ભવિષ્ય નહિ જણાવું. કોઈપણ જોગેભોગે પણ નહિ કહું."

"ના, આમ મારી વાતને ઠુકરાવવી એ તો તારા માટે ગેરવાજબી છે, ઓલેસ્યા. આપણા પરિચયને ખાતર પણ તારે વાતનો ઇનકાર ન કરવો જોઈએ. તું શા માટે મારું ભવિષ્ય કહેવા નથી ઇચ્છતી?"

"કારણ કે હું પહેલાં જ તમારા નામે પત્તાં ખોલી ચૂકી છું. અને હવે મારે ફરીથી ન ખોલવા જોઈએ."

"તું ચોક્કસપણે નહિ કરે? પણ શા માટે નહિ? મને તે સમજાતું નથી."

"ના, ના, સાચે જ મારે ન કરવું જોઈએ એમ," અંધવિશ્વાસના અજ્ઞાત ભયને કારણે તે ગુસપુસ બોલી. "તમારે તમારા ભવિષ્યની બે વખત શોધ ન કરવી જોઈએ. તે સારું ન કહેવાય. ભાગ્ય કદાચ અહીં જ ક્યાંક આસપાસ ઊભું રહીને ચોરીછૂપી આપણી વાત સાંભળી શકે છે. ભવિષ્યને વારંવાર પ્રશ્ન પૂછવામાં આવે તે તેને નથી ગમતું. તેથી કરીને જ સ્તો બધાં જ જ્યોતિષીઓને જિંદગીમાં કદી ખુશી નથી મળતી."

હું ઓલેસ્યાને કોઈક મજાકપૂર્ણ જવાબ આપવા જતો હતો પણ બોલી ન શક્યો: તેના શબ્દોમાં ખરા દિલની સ્થિર નિષ્ઠા એટલી વરતાતી હતી કે ભવિષ્યનો ઉલ્લેખ કર્યા પછી તેણે વિચિત્ર ભયથી પાછળ દરવાજા તરફ જોયું. સાહજિકપણે મેં પણ તે પ્રમાણે કર્યું.

"ભલે. જો તું ફરીથી પત્તાં ખોલવા ન ઈચ્છતી હો તો ઓછામાં ઓછું એટલું તો મને જણાવ કે ગઈ વખતે તેં શું જાણ્યું મારા ભવિષ્ય વિષે." મેં તેને વિનંતી કરી.

અચાનક તેણે ત્રાક પડતી મૂકીને મારા હાથ તેના હાથ સાથે અડાડ્યા.

"ના, ન કહું એ જ વધારે સારું છે," તેણે કહ્યું. તેની આંખોમાં બાળસહજ ભાવો તરવા લાગ્યા. "મહેરબાની કરીને ન પૂછો... એ તમારા માટે બહુ સારું નથી... વધારે સારું એ રહેશે કે તમે ન પૂછો તે વિષે!.."

પણ મેં આગ્રહ ચાલુ રાખ્યો. તેનો વારંવાર ઈનકાર કરવો, ભાગ્યના સંબંધમાં તેના રહસ્યમય સંકેત એ બધું શું માત્ર એક ભવિષ્ય જોનારની ધંધાકીય આદત છે કે પછી તેને પોતાના શબ્દોમાં સાચે જ દૃઢ વિશ્વાસ છે? પણ ગમે તેમ તેની વાતોથી હું એકદમ બેચેન થઈ ઊઠ્યો અને એક વિચિત્ર ભય મારા દિલમાં જાગી ઊઠ્યો.

"ભલે, હું તમને કહીશ," અંતે ઓલેસ્યા માની ગઈ. "પણ યાદ રાખજો કે સોદો એ સોદો છે અને જો તમને મારી કોઈ વાત ન ગમે તો પણ તમારે વચ્ચે કંઈ કહેવાનું નથી. તો હવે સાંભળો: તમે ભલા માણસ છો એ ઠીક છે. પણ તમે કમજોર મનના છો. તમારી ભલમનસાઈ એ સારી નથી, તે સાચા દિલની નથી. તમે તમારા શબ્દો પર ટકી રહેતા નથી. તમે લોકો ઉપર પોતાનું વર્ચસ્વ રાખવા ઈચ્છો છો પણ તમારી અનિચ્છાએ પણ તમે તેમને તાબે થાઓ છો. તમે દારૂ પસંદ કરો છો અને સાથે સાથે... ઉફ, પણ હવે જ્યારે તમને હું કહેવા બેઠી છું ત્યારે બધું



જ કહીશ. તમે સ્ત્રીઓના પણ બહુ શોખીન છો. જેના કારણે તમે ઘણી બધી મુશ્કેલીમાં મુકાઈ જશો. તમે પૈસાની કદર કરતા નથી અને ન તો તેનો સદુપયોગ કરવો જાણો છો. તમે કદી શ્રીમંત નહિ બનો. આગળ કહું?"

"હા! તું જાણે છે તેટલું બધું જ મને કહે."

"પત્તાંએ એ કહ્યું કે તમારી જિંદગીમાં તમે કદી સુખી નહિ રહો. તમે કોઈને પણ સાચા દિલથી પ્રેમ નહિ કરો કારણ કે તમારું દિલ એકદમ લાગણીહીન અને નિષ્ક્રિય છે. તમને પ્રેમ કરનાર સ્ત્રીના જીવનમાં દુ:ખ જ દુ:ખ પડશે. તમે આજીવન અવિવાહિત રહેશો. તમારા જીવનમાં કોઈ મહાન સુખની તમને અનુભૂતિ નહિ થાય પણ નિરંતર મુશ્કેલીઓથી લડતાં રહેશો... એક દિવસ એવો પણ આવશે કે તમે આત્મહત્યા કરવાનો વિચાર કરશો... એવું વિચારવા લાયક કંઈક તમારા જીવનમાં બનશે... માત્ર તમે આત્મહત્યા કરવાની હિમ્મત નહિ કરી શકો અને બસ તેને ઝેલી લેશો... તમે હંમેશાં જરૂરતમંદ રહેશો પણ તમારા જીવનના અંતની નજીકના સમયમાં કોઈ તમારી સૌથી વ્હાલી વ્યક્તિના મૃત્યુ દ્વારા તમારું ભવિષ્ય એકદમ બદલાઈ જશે. પણ ક્યારે એ કળવું મુશ્કેલ છે. પણ આ બધું ઘણા વર્ષો સુધી નહિ આવે અને જ્યાં સુધી આ વર્ષની વાત છે—હું ચોક્કસપણે નથી જાણતી કે ક્યારે, પણ પત્તાં મને એ જણાવે છે કે થોડા જ સમયમાં, કદાચ આ મહિને..."

"પણ આ વર્ષે શું બનશે?" જ્યારે તે ફરીથી પળવાર માટે રોકાઈ ત્યારે મેં પૂછ્યું.

"સાચું કહો તો આગળ કહેતાં મને ડર લાગે છે ફુલ્લી ની રાણીનો પ્રેમ તમને મળશે. તે કુંવારી છે કે વિવાહિતા એ વિષે કોઈ ચોક્કસ અનુમાન નથી લગાવી શકાતું પણ હું એટલું જાણું છું કે તેના વાળ કાળા છે..."

મેં તેના માથા તરફ નજર નાંખી.

"તમે શા માટે મારી તરફ જુઓ છો?" તેનો ચહેરો અચાનક લજ્જાશીલ થઈ ગયો. કેટલીક સ્ત્રીઓ ધરાવે છે તેમ તે પણ એક અંતર્દૃષ્ટિ ધરાવતી હતી જેના દ્વારા બીજાંનાં મનોભાવ ઝટ ભાંપી જાય છે.

"હા, તેના વાળ મારા વાળ જેવાં જ હશે," તેણે પોતાના હાથ વડે વાળને યંત્રવત સીધા કરતાં અને હજી વધારે લજ્જાશીલતા સાથે આગળ કહ્યું.

"ફુલ્લી રાણીનો મહાન પ્રેમ, અંહ!" મેં મજાકમાં કહ્યું.

"મારી હાંસી ન ઉડાવો, તમારે હસવું ન જોઈએ," તેણે ગંભીર અને લગભગ કરડાકીભર્યા સ્વરમાં મને ધમકાવ્યો. "હું જે કહું છું તે માત્ર સત્ય છે."

"ભલે ભલે. હું નહિ હસું. બસ. બીજું શું મારા ભવિષ્ય વિષે તું જાણે છે?"

"બીજું શું? આ પ્રેમ પેલી બિચારી ફુલ્લી રાણી માટે પ્રાણઘાતક સાબિત થશે—મૃત્યુથી પણ વધારે દુઃખદાયી. તમારા કારણે તેને આખી દુનિયામાં ખૂબ જ લાંછિત થવું પડશે. એ લાંછના એવી હશે કે જે તે પોતાની જિંદગીભર નહિ ભૂલે... પણ તેના તરફથી તમારા ઉપર કોઈ આપત્તિ નહિ આવે."

"આમ જો ઓલેસ્યા, તારાં પત્તાંઓએ તને કંઈ ભમાવી તો નથી દીધી? ફુલ્લી રાણીને હું શા માટે સતાવું, એણે મારું શું બગાડ્યું છે? હું તો તદ્દન સીધો સાદો સાધારણ માણસ છું અને તેમ છતાં તેં મારા વિષે ઘણી બધી ભયંકર વાતો કહી દીધી."

"તે કશું હું નથી જાણતી. વળી તદ્ઉપરાંત તે બધું તમે પોતે નહિ કરો પણ એ બધું તમારા ઉપર આવી પડેલ કમનસીબ કરશે... જ્યારે મારા શબ્દો સાચાં પડશે ત્યારે તમે મને જરૂર યાદ કરશો."

"અને આ બધું એ પેલાં પત્તાંઓએ તને કહ્યું કેમ ખરુંને, ઓલેસ્યા?"

તેણે તરત જ જવાબ ન આપ્યો.

"હા, બધું જ તો નહિ પણ ઘણું બધું પત્તાંઓએ કહ્યું," તેણે સ્પષ્ટ નામરજી સાથે ઉડાઉ જવાબ આપ્યો. "પણ હું પત્તાં વિના પણ ઘણું બધું કહી શકું છું—એટલે કે માણસના ચહેરાને જોઈને પણ કહી શકું છું. જો ભયંકર પરિસ્થિતિઓમાં માણસનું તત્કાળ મૃત્યુ થવાનું હોય તો તે પણ હું તેના ચહેરા ઉપર ઝટ વાંચી શકું છું. પછી ભલેને મેં તેની સાથે કદી વાત પણ ન કરી હોય."

"પણ તું તેના ચહેરા ઉપર શું જોઈ શકે છે?"

"તે તો હું પોતે પણ નથી જાણતી. તેને જોતાં જ હું એકદમ એટલી આતંકિત થઈ જાઉં છું જાણે તેની લાશ જ મારી સામે ન ઊભી હોય. દાદીમાને પૂછજો—તે તમને કહેશે કે હું તમને જે કહી રહી છું તે સાચું છે. ગયા વર્ષે ત્રોફિમ પોતાની મિલમાં ફાંસી પર લટકી ગયો. તેનાં બે



દિવસ પહેલાં જ મેં તેને જોયો હતો અને તરત જ દાદીમાને કહ્યું હતું: 'મારા શબ્દો ગાંઠે બાંધજે, દાદીમા, ત્રોફીમ આ દિવસોમાં ભયંકર રીતે મૃત્યુ પામશે.' અને બન્યું પણ એમ જ. ગયા નાતાલમાં ઘોડાચોર યાશ્કા અમારે ઘેર આવ્યો અને દાદીમાને તેનું ભવિષ્ય કહેવા કહ્યું. દાદીમાએ પત્તાં ફેલાવ્યાં અને શરૂ કર્યું. તેણે મજાકમાં પૂછ્યું: 'દાદીમા, મને જરા એ તો કહો કે હું કેવા પ્રકારના મોતે મરીશ.' તે હસતો હતો પણ મેં જેવું તેની તરફ જોયું હું તો જાણે ત્યાંને ત્યાં જ થીજી જ ગઈ. મેં તેને ત્યાં બેઠેલો જોયો અને તેનો ચહેરો મૃત અને લીલો પડી ગયેલો જોયો. તેની આંખો બીડેલી હતી અને તેના હોઠ કાળા પડી ગયેલા હતા. ત્યારબાદ અઠવાડિયા પછી અમે સાંભળ્યું કે યાશ્કા જ્યારે કેટલાક ઘોડાઓ ચોરવાનો પ્રયત્ન કરતો હતો ત્યારે જ કેટલાક ખેડૂતોએ તેને પકડી પાડ્યો. આખી રાત તેઓ તેને મારતા રહ્યા. અહીંના લોકો એકદમ દયાહીન અને ક્રૂર છે. તેઓએ તેની એડીઓમાં ખીલા ઠાકેલા અને લાકડી વડે તેનાં હાડકાં પાસળાં તોડી નાંખ્યાં. સવાર પડતાં સુધીમાં તે મરી પરવાર્યો હતો.

"પણ તેં તેને પહેલાં તે જ સમયે એ જણાવી કેમ ન દીધું કે તે મુશ્કેલીમાં આવી પડવાનો હતો."

"હું શા માટે કહું?" તેણે જવાબ આપ્યો. "કેવી રીતે તમે તમારા નસીબથી બચી શકવાના છો? તે પોતાના છેવટનાં દિવસોમાં નાહક ચિંતિત રહેત. મને મારી પોતાની તરફ ખૂબ ક્રોધ ચઢે છે કારણ કે હું તેવી વસ્તુઓને જોઈ શકું છું અને તેને કારણે મને મારી જાત પ્રત્યે તિરસ્કાર ચઢે છે. પણ હું બીજું કરી પણ શું શકું છું? એ તો બધું મારા ભાગ્યમાં જ લખાયેલું છે. મારાં દાદીમા જ્યારે તેઓ જુવાન હતાં ત્યારે મૃત્યુ વિષે કહી શકતાં હતાં અને મારી મા પણ અને પરદાદી પણ—તેમાં અમારો કોઈ દોષ નથી, તે તો અમારા લોહીમાં જ સમાયેલું છે."

તે કાંતતી કાંતતી રોકાઈ જઈ માથું નમાવી ચૂપચાપ પોતાના હાથ ખોળામાં પડતાં મૂકી બેસી ગઈ. અજ્ઞાત ભયને કારણે ચકળવકળ ફરતી પૂતળીઓવાળી તેની ફાટેલી આંખો ભયંકર લાગતી હતી. તેને જોતાં એમ લાગતું હતું કે જાણે અજ્ઞાત રહસ્યમય શક્તિ અને વિચિત્ર અલૌકિક જ્ઞાન જ તેના આત્મા ઉપર છવાઈ ગયું હતું તેની સંમુખ તે વિવશ ભાવે ધીરે ધીરે ઝૂકતી જતી હતી.

## ૫

તે જ સમયે માનુઇલિખાએ કિનારીએ ભરતકામ કરેલ સ્વચ્છ ટુવાલ મેજ ઉપર બિછાવી દીધો અને તેના ઉપર એક ગરમ વાસણ મૂક્યું જેમાંથી વરાળ નીકળતી હતી.

"ઓલેસ્યા, જમવાનું તૈયાર છે," તેણે પોતાની પૌત્રીને બૂમ પાડતાં કહ્યું. ક્ષણભરના અચકાટ પછી તેણે મને કહ્યું. "સાહેબ, તમે પણ અમારી સાથે જમવા બેસશો? તમારું સ્વાગત છે પણ અમારું ગરીબનું ખાવાનું કદાચ તમને નહિ ભાવે. માત્ર સાદો સૂપ જ છે..."

વૃદ્ધાએ જમવા માટે મને બહુ આગ્રહ ન કર્યો. હું ના પાડવા જતો જ હતો કે ત્યાં જ ઓલેસ્યાએ એટલી આકર્ષક સહજતાથી પોતાના હોઠ ઉપર સ્નિગ્ધ સ્મિત સાથે મને આમંત્રિત કર્યો કે તેની વાત ટાળવી મારા માટે અસંભવ હતી. તેણે પોતાને હાથે મારી તશ્તરીમાં સૂવ્વરની ભૂંજેલી ચરબી, ડુંગળી, મુરઘી અને બટાકાવાળા બક્વીટનો સુપ ભરી દીધો. ભોજન ખૂબ જ સ્વાદિષ્ટ અને પૌષ્ટિક હતું. જ્યારે તેઓ જમવા બેઠાં ત્યારે ન તો દાદીમાએ કે ન તો પૌત્રીએ ક્રૉસનું નિશાન બનાવ્યું. જમતી વેળાએ હું તે બંને સ્ત્રીઓને ખૂબ જ ધ્યાનથી ખાતી જોતો રહ્યો કારણ કે હું હંમેશાં એમ માનું છું કે જ્યારે માણસ ખાતો હોય ત્યારે બીજા કોઈ પણ સમય કરતાં વધારે સ્પષ્ટ રીતે પોતાનાં લક્ષણો બતાવે છે. માનુઇલિખા ચબડ ચબડ કરીને પોતાનાં જડબાં ચલાવતી લાલચભરી મુદ્રામાં દરેક વસ્તુ ઝડપથી હડપતી જતી હતી, પાઉં રોટીના મોટા મોટા ટૂકડા મોંમાં ઠૂંસતી જતી હતી. જેના કારણે તેના લબડી પડેલા ગાલ ફૂલી જતા હતા. જ્યારે બીજી બાજુ ઓલેસ્યાને જોઈને લાગતું હતું કે જાણે સભ્ય વર્ગની શાલીનતા તેનામાં કૂટી કૂટીને ભરાયેલી હોય.

જમ્યા પછી એક કલાક બાદ ચુડેલોની ઝૂંપડીમાં રહેનારાંઓથી મેં રજા લીધી.

"તમારી સાથે થોડી દૂર સુધી હું આવું તો તમને વાંધો છે?" ઓલેસ્યાએ સૂઝાવ મૂક્યો.

"તેમની સાથે જવાની વળી શી જરૂર છે? પળવાર પણ ચેનથી નથી બેસી શકતી તું," માનુઇલિખા ગુસ્સામાં બબડી.

પણ ઓલેસ્યા લાલ કાશ્મીરી શાલ ઓઢીને તૈયાર ઊભી હતી; અચાનક તેણે દાદીમા તરફ દોડીને પોતાના હાથ તેની ફરતે વીંટાળી જોરથી ચુંબન ભરી લીધું.



"દાદીમા! મારાં વ્હાલાં દાદીમા, મને માત્ર એક મિનિટ જ લાગશે. આમ ચપટી મારતાંમાં જ હું પાછી આવું છું."

"ભલે, ભલે," દાદીમાએ હળવો વિરોધ કર્યો. "સાહેબ મહેરબાની કરીને તેની વાતો ધ્યાનમાં ન લેતાં. તે હજી મૂરખ છે."

સાંકડા રસ્તા તરફથી અમે કાદવવાળી કાળી જંગલની સડક ઉપર આવ્યાં. તેની ઉપર ઘોડાંની ખરીઓનાં અને ગાડાંનાં પહિયાનાં નિશાન અંકાયેલાં હતાં. પાણીનાં ખાબોચિયાંઓ ઉપર સૂર્યાસ્તનાં રક્તિમ કિરણો પ્રતિબિંબિત થઈ રહ્યાં હતાં. અમે ગયા વર્ષનાં ભૂખરાં પડી ગયેલાં પાંદડાંઓ કે જે હજી પણ બરફ પડ્યા પછી ભેજવાળાં હતાં તેનાથી ઢંકાયેલાં રસ્તાની એક બાજુ ચાલતાં હતાં. પોલેસ્યેમાં સૌથી પહેલાં ઊગનારાં મોટાં મોટાં કામપનુલાનાં ફૂલો આમતેમ ક્યાંય પીળાં પડી ગયેલાં પાંદડાંઓની વચ્ચેથી ડોકાતાં હતાં.

મેં બોલવાનું શરૂ કર્યું: "સાંભળ ઓલેસ્યા, હું તને કંઈક પૂછવા ઇચ્છું છું પણ મને ડર છે કે કદાચ તું મારી ઉપર ગુસ્સે થઈ જશે. મને એટલું કહે કે શું તે સાચી વાત છે કે તારી દાદીમા... ઓહ, સમજણ નથી પડતી કે કેવી રીતે કહું..."

"તે ચુડેલ છે?" ઓલેસ્યાએ શાંત ભાવે વાક્ય પૂરું કર્યું.

"ના, ચુડેલ નહિ," હું ખમચાયો. "ભલે, ચુડેલ જ કહો, જો તને વાંધો ન હોય તો. ન જાણે લોકો કેવી કેવી મૂર્ખામીભરી વાતો તેના સંબંધમાં કહે છે. કદાચ તે કેટલીક જડીબુટ્ટીઓ, ઉપચારો અને મંત્રો જાણે છે, તો એમાં આટલો શોરબકોર કરવાની શી જરૂર છે? જો તું ઇચ્છતી ન હો તો જવાબ આપવા હું તારી ઉપર દબાણ નહિ કરું."

"શા માટે નહિ? મને કંઈ વાંધો નથી," તેણે સરળતાથી જવાબ આપ્યો. "હા, તે ચુડેલ છે. પણ હવે તે ઘરડી થઈ ગઈ છે અને પહેલાં જે તે કરતી હતી તે હવે નથી કરી શકતી."

"તે શું કરી શકતી હતી?" મેં ઉત્સુકતાથી પૂછ્યું.

"બધાં જ પ્રકારની વસ્તુઓ કરી શકતી હતી. તે લોકોને પળવારમાં સાજા કરી દેતી હતી, દાંતનાં દુઃખાવાને ઓછો કરી નાંખતી, લોહી નીકળતું અટકાવી દેતી, ગાંડા કૂતરા કે સાપનાં કરડ્યાના ઝેરને મંત્રો દ્વારા છૂમંતર કરી લેતી, ખજાનાઓ શોધી કાઢતી—એવી કોઈ વસ્તુ નથી કે જે તે કરી ન શકતી."

"ઓલેસ્યા, માફ કરજે કદાચ તને ખોટું લાગે તો પણ હું આવી બધી

14—985

વસ્તુઓમાં માનતો નથી. નિખાલસતાથી મને કહે કે શું આ બધું લોકોની આંખોમાં ધૂળ નાંખવા માટે નથી? હું કોઈને નહિ કહું."

તેણે પોતાના ખભા ઊંચક્યા.

"તમને જેમ યોગ્ય લાગે તેમ વિચારી શકો છો. ચોક્કસપણે ગામડાની સ્ત્રીની આંખોમાં ધૂળ નાંખવી સહેલી વાત છે પણ તમને છેતરવાની વાત તો હું સ્વપ્નમાં પણ નથી વિચારી શકતી."

"તો તું ચુડેલનાં જાદૂમંતરમાં દૃઢતાથી માને છે?"

"બેશક, હું માનું છું! અમારું આખું કુટુંબ તે કરતું આવ્યું છે. હું પોતે પણ ઘણું બધું કરી શકું છું."

"ઓલેસ્યા, કાશ જો તું એટલું જાણી શકે કે મને એ બધાંમાં કેટલો રસ છે. શું તું મને કોઈ ચમત્કાર મારી આંખો સામે કરી નહિ બતાવે?"

"શા માટે નહિ?" તેણે તત્પરતાથી જવાબ આપ્યો. "તમે હમણાં જ તે જોવા ઇચ્છો છો?"

"હા, જો સંભવ હોય તો."

"તમે બી તો નહિ જાઓ?"

"કેવી વાત કરે છે. જો રાત પડી ગઈ હોત તો કદાચ હું ડરી જાત પણ હજી તો અજવાળું છે."

"ભલે. તમારો હાથ આપો."

મેં તેમ કર્યું. તેણે ઝડપથી મારા કોટની બાંયો ઊંચી ચઢાવીને કફનાં બટણ ખોલી કાઢ્યાં; પછી તેણે પોતાના ખિસ્સામાંથી લગભગ પાંચ ઈંચ લાંબી કટારી કાઢી. અને તેને ચામડાની મ્યાનમાંથી ખેંચી.

"તું શું કરવાની છે?" મેં પૂછ્યું. મારા દિલમાં અંદરને અંદર જ ભયનો થડકારો થડકતો હતો.

"જરા થોભી જાઓ. તમે જ તો કહ્યું હતું કે તમે નહિ ડરી જાઓ!"

અચાનક તેનો હાથ ઝડપથી હવામાં વીંઝાયો. કટારીની તીક્ષ્ણ ધાર મારા કાંડાની નાડીને સ્પર્શી ગઈ. ઘા પડવાથી લોહીનો ફૂવારો જાણે છૂટી ગયો અને કાંડા પરથી ટપ ટપ લોહીનાં ટીપાં જમીન પર ટપકવાં લાગ્યાં. અચાનક મારાં મોંમાંથી તીણી ચીસ નીકળી ગઈ. મારો ચહેરો પીળો પડી ગયો.

"ગભરાઓ નહિ. તમે મરી નહિ જાઓ." ઓલેસ્યા હસી.

તેણે મારા ઘાની ઉપર મારા હાથને સખત રીતે પકડી લીધો અને પોતાનું માથું નીચે ઝુકાવીને ઝડપથી કંઈક ફુસફુસ કરતી બોલવા લાગી.



તેનો ગરમ શ્વાસ મારી ચામડીને દઝાડતો હતો. થોડીવાર પછી તે સીધી થઈ ગઈ. તેણે મારો હાથ છોડી દીધો હતો. મેં જોયું કે જ્યાં પહેલા ઘાવ હતો ત્યાં હવે કેવળ લાલ ઉઝરડો જ શેષ બચ્યો હતો.

"કેમ, હવે તો વિશ્વાસ થઈ ગયો કે પછી હજી કંઈક વધારે જોવા ઇચ્છો છો?" કટારીને પછી મ્યાનમાં મૂકતાં ભેદભર્યા સ્મિત સાથે તેણે પૂછ્યું.

"હા... પણ મને આટલી ભયાનક સાબિતી નથી જોઈતી. કોઈ એવો ચમત્કાર બતાવ કે જેમાં ખૂનરેજીની સંભાવના ન હોય!"

"શું બતાઉં તમને?" કંઈક વિચારતાં તેણે મનમાં જ સવાલ કર્યો. "ભલે, એમ કરો કે તમે સીધા સીધા રસ્તા પર ચાલવા લાગો. પણ માત્ર એક વાત ધ્યાનમાં રાખજો કે પાછા વળીને ન જોતા."

"ઓલેસ્યા, જો હોં કોઈ ખતરનાક કામ ન કરી બેસતી," કોઈ અપ્રત્યાશિત આશંકાના ભયને છુપાવતા હસવાનો પ્રયત્ન કરતાં મેં કહ્યું.

"ના ના, ચિંતા ન કરો. ચલો આગળ વધો."

હું ચાલવા લાગ્યો. ઉત્સુકતા અને કતુહલથી મારું દિલ ધક્ ધક્ કરતું હતું. હર ક્ષણ મને એમ લાગતું હતું કે ઓલેસ્યાની ભેદક નજરો મારી પીઠ ઉપર ચોંટેલી છે. પણ વીસેક ડગલાં ચાલ્યા પછી સાફ સમતલ જમીન પર અચાનક મારા પગ લથડવા લાગ્યા અને હું ઊંધા મોંએ પડ્યો.

"આગળ વધો, આગળ, રોકાઓ નહિ." ઓલેસ્યાએ બૂમ પાડી. "પાછળ ફરીને ન જોતાં! ગભરાઓ નહિ તમને કંઈ નહિ થાય. જ્યારે તમે પડી જાઓ ત્યારે જમીનને કસીને પકડી રાખજો."

હું ઊભો થઈને ફરીથી ચાલવા લાગ્યો. દસ ડગલાં ચાલ્યા પછી હું ફરીથી જમીન પર પડ્યો હતો.

ઓલેસ્યા તાળીઓ પાડતી ખડખડાટ હસતી હતી.

"કેમ, હવે તો મન ભરાઈ ગયું કે હજી કંઈ વધારે જોવાની ઇચ્છા બાકી બચી છે?" તેનાં સફેદ દાંત ચમકતા હતા. "હવે તો વિશ્વાસ થઈ ગયો કે નહિ? એમ કહો કે તમે માત્ર નીચે જ પડી ગયા, પણ ઉપર ન ઊડ્યા."

"તેં કેવી રીતે આમ કર્યું?" મારા કપડાં ઉપરથી સૂકા ઘાસનાં તણખલાં અને નાની નાની ડાળીઓ ઝડપતા મેં આશ્ચર્યથી પૂછ્યું. "કોઈ એવું રહસ્ય તો નથી કે જે તું છુપું રાખવા ઇચ્છતી હોય?"

"તેમાં કોઈ રહસ્ય નથી. હું તમને બધું જ ખુશી ખુશી જણાવીશ.

પણ મને માત્ર એક જ ડર છે કે તમે મારી વાત સમજી નહિ શકો. કદાચ હું તમને સારી રીતે સમજાવી પણ નહિ શકું."

તેણે સાચું જ કહ્યું હતું. જે કંઈ પણ તેણે કહ્યું તે હું સારી રીતે ન સમજી શક્યો. પણ હું જે કંઈ સમજ્યો હતો તેમાં જો કંઈ ભૂલ ન ખાધી હોય તો તે માત્ર આમ હતું કે તે મારાં ડગલાં પર ડગલાં ભરતી ધીરે ધીરે મારી પાછળ ચાલતી આવી હતી. તેની નજરો એકધારી મારી પીઠ ઉપર ચોંટેલી હતી અને તે મારી ચાલઢબ, હાવભાવ તથા દરેકે દરેક નાનામાં નાની હરકતો અને ભાવભંગિમાની નકલ કરતી હતી. જેથી મારી અને એની વચ્ચે કોઈ ભેદ ન રહી જાય. બીજા શબ્દોમાં કહીએ તો તે પોતાનું વ્યક્તિત્વ મિટાવીને અમારાં બંનેની વચ્ચે પૂર્ણ રૂપે ઐક્ય સ્થાપવાની ચેષ્ટ કરતી હતી. થોડાંક પગલાં ચાલીને તેણે કલ્પના કરી કે મારાથી થોડે દૂર જમીનથી દસ ઈંચ ઉપર એક દોરડું બાંધેલું છે. આગળ ચાલીને જ્યારે મારા પગ તે કલ્પિત દોરડા સાથે અથડાયા ત્યારે ઓલેસ્યાએ પણ પડવાનો અભિનય કર્યો. કોઈ વ્યક્તિ ભલે ને ગમે તેટલી તાકતવર કેમ ન હોય, પણ તે તે ક્ષણે પડ્યા વિના નથી રહી શકતી. આ ઘટનાના ઘણા વર્ષો પછી મને ડો. શારકોની એક ચોપડી વાંચવાની તક મળી. સાલ્પેત્રિયરની વાતોન્માદથી પીડિત બે પેશાવર જાદુગરણીઓનો ઈલાજ કરતી વખતે ડો. શારકોને જે અનુભવો મળ્યા તેનું તે પુસ્તકમાં વર્ણન વાંચતાં મને ઓલેસ્યાની ગૂંચવાણભરી સમજૂતીઓ યાદ આવી ગઈ. મને એ જાણીને ખૂબ આશ્ચર્ય થયું કે ફ્રેંચ જાદુગરણીઓનાં કરતવો અને કારનામાઓની પાછળ તે જ ભેદ છુપાયેલો હતો, જેનો ઉલ્લેખ પોલેસ્યેની સુંદર જાદુગરણીએ કર્યો હતો.

"હું હજી બીજા ઘણા વધારે ચમત્કારો કરી શકું છું," ઓલેસ્યાએ ખાતરીપૂર્વક કહ્યું. "કહો તો તમને હું ડરાવી પણ શકું છું."

"તારો કહેવાનો અર્થ શો છે?"

"હું તમને એટલી હદ સુધી ડરાવી શકું છું કે તમારા હોશહવાસ લુપ્ત થઈ જાય. એમ માની લો કે કોઈક દિવસ સાંજના સમયે જ્યારે તમે તમારા ઓરડામા બેઠાં હોય, ત્યારે અચાનક તમે ભયના માર્યે નિસ્તેજ થઈ જશો. જૂતાની અંદર જ તમારા પગ થરથર; કાંપવા લાગશે. તમારામાં એટલી પણ હિમ્મત નહિ હોય કે તમે પાછળ ફરીને જોઈ શકો. પણ આમ કરવા માટે એ જાણવું જરૂરી છે કે તમે ક્યાં રહો છો. એક વાર તમારો ઓરડો પણ જોવો જોઈએ."



"ઓહ, આ તો બહુ સરળ છે," મેં તેની હાંસી ઉડાવતાં કહ્યું. "કોઈક દિવસ તું મારા ઓરડાની બારી પાસે આવીને જોરથી બારી ખખડાવશે કે જોરથી ચીસો પાડવા લાગશે."

"ના, ના... હું આ જંગલમાં અહીં મારી ઝૂંપડીમાં જ રહીશ... પણ ત્યાં બેસીને હું એ વિચારતી રહીશ કે રસ્તો ઓળંગીને હું તમારા ઘરમાં ઘૂસી ગઈ છું. તમારા ઓરડાનું બારણું ખોલીને ધીરે ધીરે જરા પણ અવાજ કર્યા વિના હું અંદર ચાલી આવી છું... કદાચ તમે તમારી મેજ પાસે બેઠા હશો... હું ચૂપકીદીથી તમારી પાછળ ચાલી આવીશ... તમને ખબર પણ નહિ પડે... પછી પોતાના હાથ વડે તમારા ખભા દબાવવા લાગીશ જોરથી, ખૂબ જ જોરથી... અને હું એકધારી તમને તાકતી ઘૂરતી રહીશ... આમ, જુઓ આમ..."

તેણે અચાનક પોતાની પાતળી ભ્રમરો સંકોરી લીધી અને આંખો મારા ચહેરા ઉપર જડી દીધી. તેની આંખોમાં એક ભયાનક અટલ સમ્મોહન છવાઈ ગયું હતું. તેની આંખોની પૂતળીઓ ફેલાઈને નીલી પડી ગઈ હતી. ઘણા સમય પહેલાં મોસ્કોની ત્રેત્યાકોવ કલા ગેલેરીમાં કોઈ કલાકારનું ચિત્ર 'મેદૂઝાનું માથું' જોયું હતું. કલાકારનું નામ હવે યાદ નથી રહ્યું પણ તે ક્ષણે ઓલેસ્યાની મુખમુદ્રા જોઈને અચાનક મારી આંખો સામે તે ચિત્ર તરવરવા લાગ્યું. તે અમાનુષિક નેત્રો વડે મને એકટક જોઈ રહી હતી. મને લાગ્યું કે જાણે એક રહસ્યમયી અલૌકિક શક્તિએ પોતાની પોલાદી આંગળીઓ વડે જકડી લીધો હતો.

"ઓલેસ્યા, મહેરબાની કરીને આમ ન જો," મેં બળજબરી હસતાં કહ્યું. "જ્યારે તું હસે છે ત્યારે તારો ચહેરો બાળક જેવો અબોધ અને આકર્ષક થઈ જાય છે અને મને તારી એ જ ભાવમુદ્રા વધારે સારી લાગે છે."

અમે આગળ ચાલવા લાગ્યાં. હું ઓલેસ્યાની અભણ હોવા છતાં પણ આટલી સુસંસ્કૃત તથા ગૌરવ સમ્પન્ન બોલચાલની ઢબ વિષે વિચારતો હતો. મેં તેને કહ્યું: "ઓલેસ્યા, તું જાણે છે કે તારા વિષે મને કેટલું આશ્ચર્ય થાય છે? તારું લાલનપાલન આ વેરાન જંગલમાં થયું છે. તું કોઈને પણ મળતી નથી અને જ્યાં સુધી મારું માનવું છે ત્યાં સુધી તું વધારે ભણેલી ગણેલી પણ નહિ હોય."

"હું બિલકુલ અભણ છું." ઓલેસ્યાએ કહ્યું.

"હા. પણ તેમ છતાં બોલચાલમાં તું કોઈ પણ ભદ્ર મહિલાથી જરા

પણ ઊતરતી નથી. તેનું કારણ શું છે? હું શું પૂછી રહ્યો છું તે તું સમજી?"

"હા, હું સમજું છું. તેના માટે બધો શ્રેય દાદીમાને ફાળે જાય છે. તેમના ચહેરાને જોઈને સામાન્યપણે તેમના વિષે ગેરસમજૂતી થઈ જાય છે. જ્યારે તે તમને વધારે સારી રીતે ઓળખવા લાગશે ત્યારે કોઈક દિવસ તમારી સાથે કદાચ દિલ ખોલીને વાત કરશે. તે ખૂબ જ હોશિયાર છે! તેમ તમે પણ માનવા લાગશો. તે બધું જ જાણે છે. તમે ગમે તે વિષય ઉપર તેમને પૂછજો તે તમને તેના વિષે બધું જ જણાવશે. બેશક હવે તે ખૂબ ઘરડાં થઈ ગયાં છે."

"તો પછી તેમને જીવનનો ખૂબ ઊંડો અનુભવ હશે? તે ક્યા વિસ્તારમાંથી આવ્યાં છે, પહેલાં ક્યાં રહેતાં હતાં?"

આ પ્રશ્નો ઓલેસ્યાને કંઈક અરુચિકર લાગ્યા હોય તેમ મને લાગ્યું. તેણે તરત જ મારા પ્રશ્નોનો ઉત્તર ન આપ્યો.

તેણે ઉડાઉ જવાબ આપતાં કહ્યું: "હું નથી જાણતી... તેઓ તેના વિષે વાત કરવી પસંદ નથી કરતાં અને જો ક્યારેક તેઓ એ વિષે કંઈક કહે પણ છે તો તેઓ તરત જ તે બધું ભૂલી જવા અને ફરીથી કોઈ વખત તેનો ઉલ્લેખ ન કરવા મને કહે છે." તેણે ઉતાવળ કરતાં ઉમેર્યું: "હવે મારે પાછા જવું જોઈએ નહિ તો દાદીમા મારા ઉપર નારાજ થશે. આવજો. મને ખેદ છે કે હું હજી સુધી તમારું નામ નથી જાણતી."

મેં મારું નામ જણાવ્યું.

"ઈવાન તિમોફેયેવિચ? સરસ, તો ભલે આવજો, ઈવાન તિમોફેયેવિચ. અમારા ઘરને ભૂલી ન જતા. કોઈક કોઈક વખત આવતા રહેજો."

મેં પોતાનો હાથ લંબાવ્યો. તેણે ખુશી ખુશી પોતાના નાના અને મજબૂત હાથ વડે મારો હાથ મૈત્રીપૂર્વક પકડ્યો.

## ૬

તે દિવસથી હું અવારનવાર તે ચુડેલની ઝૂંપડીમાં જવા લાગ્યો. ઓલેસ્યા પહેલાંની જેમ શીલ અને મર્યાદાની મૂર્તિ જેવી એક ખૂણામાં ચૂપચાપ બેસી રહેતી. પણ મને જોઈને તેના ઉપર જે સહજ, સ્વાભાવિક પ્રતિક્રિયા થતી તેનાથી હું સમજી જતો કે મારા આવવાથી તે ખુશ થઈ



ગઈ. માનુઈલિખા મને જોઈને મનમાં ને મનમાં કંઈક બડબડવા લાગતી હતી પણ હવે મારા પ્રત્યે તેમનો વ્યવહાર પહેલાં જેટલો અશિષ્ટતા ભર્યો અને કઠોર નહોતો. કદાચ મારી અનુપસ્થિતિમાં તેમની પૌત્રીએ મારા પક્ષમાં કોઈ પેરવી કરી હશે. તદુપરાંત અવારનવાર હું તેમના માટે જે ભેટો લાવતો હતો—ગરમ શાલ, મુરબ્બાના ડબ્બા, ચેરીના દારૂની બોટલો વગેરે વગેરે—તેનાથી અવશ્ય તે મારી વધારે તરફદારી કરવા લાગી હતી. જાણે એક મૂક સમજૂતી થઈ હોય તેમ જ્યારે હું તેમની વિદાય લઈને જવા તૈયાર થતો ત્યારે ઓલેસ્યા મને ઈરીનોવા સડક સુધી છોડવા આવતી. દરેક વખત પાછા જતી વખતે અમારી વચ્ચે કોઈ મજેદાર રોચક ચર્ચા છેડાઈ જતી. અમારી ચાલ અનાયાસ ધીમી પડી જતી અને અમે ઘણી વાર સુધી જંગલના રસ્તાઓ ઉપર એક સાથે ફરતાં રહેતાં. ઈરીનોવા સડક સુધી પહોંચતા હું પાછો ફરીને અડધા એક માઈલ સુધી તેની સાથે ચાલતો રહેતો અને એકબીજાથી જુદા પડતાં પહેલાં અમે ઘણી વાર સુધી ચીડની શાખાઓની સુવાસિત છાયામાં ઊભાં ઊભાં વાતો કરતાં રહેતાં.

ન માત્ર ઓલેસ્યાનું સૌંદર્ય મને તેની તરફ આકર્ષિત કરતું હતું પણ તેના ચરિત્રબળ અને વિશિષ્ટ તથા સ્વતંત્ર વ્યક્તિત્વ, તેના મસ્તિષ્ક કે જે એકદમ સ્પષ્ટ હોવા છતાં પણ પોતાનાં પૂર્વજોનાં અડગ અંધવિશ્વાસોથી ભરેલું હતું, જે બાળકના મન જેવું નિર્દોષ હોવા છતાં પણ એક નવયૌવના સુંદરીની માદક ચંચળતાથી અછૂતું ન હતું, આ બધાં ગુણોએ મને મંત્રમુગ્ધ કરી લીધો હતો. તેના આદિમ કલ્પનાશીલ મસ્તિષ્કમાં ઊઠનારા પ્રશ્નોનો કોઈ અંત નહોતો અને મને ઘણીવાર તેના વિચિત્ર પ્રશ્નોનો વિસ્તારપૂર્વક જવાબ આપવો પડતો. દુનિયાના વિભિન્ન દેશો, તેના નિવાસી, પ્રાકૃતિક શક્તિઓ, વિશ્વ અને પૃથ્વીની રૂપરચના, વિદ્વાન પુરુષ, મોટાં શહેર, વગેરે વગેરે જેવા દરેક સંભવ વિષય વિષે તે મારા ઉપર પ્રશ્નોની ઝડી વરસાવી દેતી. ઘણી બધી વસ્તુઓ તેને અત્યધિક આશ્ચર્યજનક, અદ્ભુત અને અસંભવ લાગતી. તે જે કંઈ પણ પૂછતી તે હું ખૂબ જ સીધી સાદી સ્પષ્ટ રીતે સમજાવતો કદાચ મારી આ ઈમાનદારી અને નિશ્ચ્છલતાએ તેને એટલી બધી પ્રભાવિત કરી હતી કે મારા મોંમાંથી જે પણ શબ્દો નીકળતા તેને તે નિર્વિવાદ રૂપે બ્રહ્મ વાક્ય સમજી સ્વીકારી લેતી. કોઈક કોઈક વખત જ્યારે મને લાગતું કે કોઈ વાત એટલી ગૂંચવણભરી છે કે તેનાં અર્ધઆદિમ મગજમાં યોગ્ય રીતે નહિ ઘૂસે અથવા જ્યારે તે કોઈ એવો સવાલ પૂછતી કે જેનો ઉત્તર આપવામાં હું

પોતાને અસમર્થ સમજતો ત્યારે હું સ્પષ્ટપણે કહી દેતો: "જો ઓલેસ્યા, હું તમને આ પ્રશ્નનો ઉત્તર યોગ્ય રીતે નહિ આપી શકું. મને ડર છે કે કદાચ તું હજી તે નહિ સમજી શકે."

મારી વાત સાંભળી તેનો આગ્રહ વધી જતો. "મહેરબાની કરીને મને કહો. હું પોતે સમજવાનો પ્રયત્ન કરીશ. જો તમને એમ લાગતું હોય કે હું નહિ સમજી શકું તો પણ મને કહો."

ક્યારેક ક્યારેક તેને કોઈ વાત સમજાવવા માટે મને અદ્ભુત ઉદાહરણોનો આશરો લેવો પડતો હતો, અસાધારણ દાખલાઓ આપવા પડતા. બોલતી વખતે જ્યારે પણ હું કોઈ ઉપયુક્ત શબ્દ શોધવાની ચેષ્ટા કરવા લાગતો ત્યારે તે મને પ્રોત્સાહિત કરવા માટે અધીરાઈથી પ્રશ્નોની ઝડી વરસાવવા લાગતી. આવી ક્ષણોમાં મારી અવસ્થા એ તોતડી વ્યક્તિના જેવી થઈ જતી જે બિચારો કોઈ શબ્દ ઉપર અટકી ગયો હોય અને બીજાં લોકો પોતાની સહાનુભૂતિ પ્રકટ કરવા માટે તેને પ્રોત્સાહિત કરી રહ્યાં હોય. ખરેખર વાસ્તવમાં તેની તીક્ષ્ણ અને સર્વતોમુખી બુદ્ધિ તથા પારદર્શી કલ્પના મારા જેવાં નૌશિખિયા શિક્ષક ઉપર વિજય પ્રાપ્ત કરી લેતી. મારે એ માનવું જ પડ્યું કે જે વાતાવરણમાં ઓલેસ્યાનું લાલનપાલન થયું હતું, જ્યાં શિક્ષા પ્રાપ્ત કરવાની સુવિધાઓનો સર્વથા અભાવ હતો તે જોતાં તેની બુદ્ધિ અને પ્રતિભા સાચે જ વિલક્ષણ હતાં.

એક વાર વાતચીત કરતાં મેં પીટર્સબર્ગનો ઉલ્લેખ કર્યો. તરત જ તેણે મને પૂછ્યું. "પીટર્સબર્ગ શું છે? નાનકડું શહેર છે?"

"ના, તે નાનું શહેર નથી. તે રશિયાનું સૌથી મોટું શહેર છે."

"સૌથી મોટું? તમારો કહેવાનો ભાવાર્થ છે ખૂબ ખૂબ મોટું શહેર? અને તેનાથી વધારે મોટું બીજું કોઈ શહેર નથી?" તેણે અબોધ ભાવે પૂછ્યું.

"ના. બધાં જ મોટા મોટા માણસો ત્યાં રહે છે. ત્યાં એક પણ મકાન લાકડાનું નથી. બધાં જ મકાનો પથ્થરનાં બનેલાં છે.

"તો તો પછી કદાચ તે અમારાં સ્તેપાનથી પણ મોટું હશે. કેમ ખરુંને?" તેણે વિશ્વાસપૂર્ણ સ્વરે પૂછ્યું.

"ઓ હા, તેનાથી થોડુંક વધારે મોટું—લગભગ પાંચસો ગણું મોટું હશે. આખા સ્તેપાનમાં જેટલાં લોકો રહે છે તેનાથી બમણાં માણસો પીટર્સબર્ગનાં કેટલાંક મકાનોમાં સમાઈ જાય છે.



"અરે બાપરે! કેવાં મોટાં હશે તે મકાનો?" તેણે લગભગ આતંકિત થઈને પૂછ્યું.

હંમેશની જેમ મને ફરી તુલનાનો આશ્રય લેવાની જરૂર પડી.

"અરે ખૂબ જ વિશાળ મકાનો. તેમની ઊંચાઈ જોઈને આંખો પહોળી થઈ જાય. પાંચ, છ કે ક્યારેક ક્યારેક સાતમાળનાં મકાનો હોય છે. તું પેલાં ચીડનાં વૃક્ષોને જુએ છે ને?

"પેલાં સૌથી ઊંચાં વૃક્ષો? હા, જોઈ રહી છું."

"પેલાં મકાનો પણ આ વૃક્ષો જેટલાં ઊંચાં છે. ઉપરથી નીચે સુધી લોકોથી ઠસાઠસ ભરેલાં. પાંજરામાં પૂરાયેલાં પક્ષીઓની જેમ આ મકાનોનાં નાનાં નાનાં ઓરડાઓમાંથી એક એકમાં લગભગ બાર બાર માણસો રહે છે. જ્યાં શ્વાસ લેવો પણ મુશ્કેલ થઈ જાય છે. કેટલાંક લોકો ધરતીની નીચે ઠંડી અને ભેજમાં ઠરતાં જીવન વીતાવે છે. ઠંડી હોય કે ગરમી, તેઓ આખા આખા વર્ષ દરમિયાન સૂર્યનાં તાપના દર્શન નથી કરતાં હોતાં."

"કેવા છે તમારા આ શહેર! હું તો આવા શહેર માટે કોઈ પણ કિંમતે આ જંગલ ન છોડું." ઓલેસ્યાએ માથું હલાવતાં કહ્યું. "જ્યારે પણ મને સામાન ખરીદવા બજાર જવું પડે છે ત્યારે સ્તેપાન પણ મને ખૂબ ત્રાસદાયક લાગે છે. ચારે બાજુ ભીડ ભડક્કમ, શોરબકોર અને ધક્કામુક્કી જોઈ માથું ધૂમવા લાગી જાય છે. જંગલમાં પાછાં જવા માટે મને એટલી તીવ્ર ઈચ્છા થતી કે હું બધું જ ત્યાંને ત્યાં ફેંકી જંગલ તરફ દોડી જઈ શકતી... હું કદી શહેરમાં રહેવા રાજી ન થાઉં.

"પણ ધારો કે તારો પતિ શહેરમાંથી આવ્યો તો?" મેં હસતાં હસતાં પૂછ્યું.

તેનાં ભવાં ચઢી ગયાં. તેનાં નસકોરાં ફફડવાં લાગ્યાં. "છી!" તેણે તિરસ્કારપૂર્ણ ભાવે કહ્યું. "મને કોઈ પતિની જરૂર નથી."

"ઓલેસ્યા, વિવાહ પહેલાં બધી છોકરીઓ આમ જ કહે છે અને પાછળથી બધાંનાં લગ્ન થઈ જાય છે. કોઈકની સાથે તું પ્રેમમાં પડે ત્યાં સુધી થોભી જા—પછી તો તું શહેરની વાત તો છોડ પણ પોતાના પ્રેમીની પાછળ દુનિયાના બીજા છેડા સુધી જવા તૈયાર થઈ જશે."

"મહેરબાની કરીને આ વિષય પર કોઈ વાત ન કરો", તેણે ચીડભર્યા સ્વરે અનુરોધ કર્યો. "આ વાતોમાં વળી શું કસ છે?"

"ઓલેસ્યા, તું પણ બહુ વિચિત્ર છોકરી છે. શું તું સાચે જ એ

વિચારે છે કે તું જીવનમાં કોઈ પુરુષને પ્રેમ નહિ કરે? તારા જેવી સુંદર, સ્વસ્થ, અને જુવાન છોકરીના મોંમાંથી નીકળેલી આવી વાત કંઈક વિચિત્ર લાગે છે. એક વાર તારા લોહીમાં ગરમાવો આવ્યો કે તારી લીધેલી બધી જ પ્રતિજ્ઞાઓ તું ભૂલી જશે."

"જો હું પ્રેમમાં પડું તો પડું તેનું તમને શું? હું તેના માટે કોઈની રજા લેવા નહિ જાઉં," તેણે જવાબ આપ્યો. તેની આંખોમાં તુચ્છકાર ધસી આવ્યો.

"તો એનો અર્થ કે તું લગ્ન પણ કરશે," મેં તેને ચીડાવવા કહ્યું.

"તમારો કહેવાનો ભાવાર્થ છે કે દેવળમાં?"

"બેશક. મોટા પાદરીની સાથે તું લેક્ટર્ન*ની આસપાસ ફેરો લગાવશે અને ડીકન આનંદોત્સવ, ઇસા મસીહ! નાં ગીતો ગાશે. દેવળમાં લગ્નનાં શુભ અવસર પર તારા માથા પર તાજ મૂકવામાં આવશે."

ઓલેસ્યાએ પોતાની પાંપણો ઝુકાવી લીધી. તેના હોઠો પર ફિક્કું હાસ્ય છવાઈ ગયું. તે પોતાનું માથું હલાવી રહી હતી.

"ના, મારા મિત્ર, આ બધાંમાંથી કંઈ જ નહિ થાય. તમને કદાચ આ સાંભળીને ખરાબ લાગશે કે અમારા કુટુંબમાં કોઈનો પણ વિવાહ દેવળમાં નથી થતો. મારી મા અને દાદીમાને પણ વિવાહ માટે દેવળમાં નથી જવું પડ્યું. વિવાહની વાત તો રહી દૂર, અમે દેવળની અંદર પગ પણ નથી મૂકી શકતાં.

"એટલા માટે કે તમે લોકો જાદૂમંતર કરો છો?"

"હા, તમારું અનુમાન સાચું છે." તેણે શાંત ગંભીર ભાવે જવાબ આપ્યો. "જન્મ થતાં જ મારો આત્મા શેતાનના હાથમાં વેચી દેવામાં આવ્યો છે. શું ત્યાર બાદ પણ હું દેવળમાં પગ મૂકવાનું દુઃસાહસ કરી શકું છું?"

"પ્યારી ઓલેસ્યા, તું પોતાની જાતને છેતરી રહી છે. મારું માને તો તું જે કંઈ કહી રહી છે તે એક હાસ્યાસ્પદ વાત છે. તેમાં લેશમાત્ર પણ સત્ય નથી."

એક રહસ્યમયી નિયતિની વેદી પર પોતાને અર્પણ કરવાના વિચિત્ર ભાવ તેના ચહેરા ઉપર ઘેરાઈ આવ્યા, જે એક વાર પહેલાં પણ હું જોઈ ચૂક્યો હતો.

---

*દેવળમાં વાંચવા માટે બાઈબલ મૂકવાનું ઢળતું ટેબલ.—અનુ.



"ના, ના. તમે એ નહિ સમજી શકો પણ હું તે અનુભવું છું. હું તેને અહીં અનુભવું છું," તેણે પોતાનો હાથ છાતી સાથે દબાવતાં કહ્યું. "મારા દિલમાં અમારું કુટુંબ સદા સદાને માટે અભિશાપી છે. તમે પોતે જ કહો, 'તેના' સિવાય બીજું કોણ અમને મદદ કરે છે. હું જે કંઈ પણ કરી શકું છું તે કોઈ એક સાધારણ વ્યક્તિ કેવી રીતે કરી શકે? અમારામાં આ બધી શક્તિ 'તેના'માંથી જ આવે છે."

જ્યારે જ્યારે અમે આ અસાધારણ વિષયની ચર્ચા કરતાં ત્યારે દરેક વખતે અમારી વાતચીત આ રીતે જ પૂરી થતી. તેની આ ભ્રાંતિપ્રદ ધારણાઓની નિરર્થકતા સાબિત કરવા માટે હું બહુ મથતો. સીધા સાદા શબ્દોમાં તેને મોહનિદ્રા, સ્વપ્રેરિત શક્તિઓ, ઝાડ ફૂંક કરનારાં ઓઝાઓ અને હિન્દુસ્તાની ફકીરોના વિષે વિસ્તારપૂર્વક વાતો કહેતો પણ તેના અંધવિશ્વાસની સામે મારા બધા જ તર્ક હારી જતા. મેં તેને કહ્યું કે તે પોતાના જે ચમત્કારોમાં દૈવી શક્તિનો હાથ જુએ છે તેનો ભેદ સહેલાઈથી શરીરવિજ્ઞાન દ્વારા ઉદ્‌ઘાટિત કરી શકાય છે. દાખલા તરીકે કુશળ હાથ વડે નાડી દબાવતાં રક્ત સ્રાવ બંધ કરી શકાય છે. પણ મારા આ તર્કોનો તેની ઉપર કોઈ પ્રભાવ ન પડ્યો. તે બીજી વાતો પર મારા ઉપર પૂરો વિશ્વાસ રાખતી હતી પણ આ વિષય ઉપર તેનો વિશ્વાસ ડગમગાવવો અસંભવ હતો.

"ભલે, જ્યાં સુધી રક્તસ્રાવ બંધ કરવાનો સવાલ છે હું તમારી વાત માની લઉં છું. પણ હું તો બીજું ઘણું બધું કરી શકું છું. તેના માટે મારી પાસે શક્તિ ક્યાંથી આવે છે?" તે પોતાનો અવાજ ઊંચો કરતાં દલીલ કરતી. "હું માત્ર રક્ત સ્રાવ રોકવાનું જ તો નથી જાણતી. કહો તો એક જ દિવસમાં તમારા ઘરનાં ખૂણાઓમાં છુપાયેલાં બધાં ઉંદરો અને વંદાઓને બહાર ભગાવી દઉં? જો તમે ચાહો તો હું કોઈ દરદીને ખરાબમાં ખરાબ તાવથી મુક્તિ અપાવી દઉં. પછી ભલેને બધાં દાક્તરો તેનો ઇલાજ કરવામાં પોતાની અસમર્થતા પ્રગટ કરી ચૂક્યા ન હોય. જો હું ઇચ્છું તો તમે કોઈ શબ્દ બિલકુલ ભૂલી જશો. અને વળી હું સ્વપ્નોનું ઘટન શા માટે કરી શકું છું? ભવિષ્યમાં શું થવાનું છે એ કેવી રીતે જાણી લઉં છું? કહો મારામાં આ બધી શક્તિ ક્યાંથી આવે છે?"

અમે બંને વાદવિવાદને બંધ કરવા હંમેશાં વિષય બદલી લેતાં પણ એકબીજા પ્રત્યે અમારો રોષ અંદર ને અંદર ધુમડાતો રહેતો. તેના કાળા જાદૂમાં એવી અનેક વાતો હતી જે સમજવી મારી અલ્પબુદ્ધિની સીમા

બહારની વાત હતી. નિર્વિવાદ રૂપે એ કહેવું પણ અસંભવ હતું કે જે ચમત્કારો વિષે તે આટલા આત્મવિશ્વાસ સાથે પોતાનાં જ્ઞાન વિષે જણાવે છે, વાસ્તવમાં તેનાથી અડધા ચમત્કારો પણ બતાવવાનું તેનામાં સામર્થ્ય હતું કે નહિ. પણ તેના સંપર્કમાં રહીને મને એ વાતનો દૃઢ વિશ્વાસ થઈ ગયો હતો કે તેની અંદર ક્યાંક આત્માનુભૂત, ધૂંધળું અને વિચિત્ર જ્ઞાન છુપાયેલું છે જે છુટપુટ અનુભવો દ્વારા ધીરે ધીરે પનપી રહ્યું છે. અભણ અશિક્ષિત જનતાની આ વિચિત્ર જ્ઞાનનિધિમાં સત્યનાં એવાં તત્ત્વો સમાયેલાં હોય છે જેને વૈજ્ઞાનિકો શતાબ્દીઓ પછી જ પકડી પાડી શકે છે. ક્યારેક ક્યારેક તો એ જોઈને ખૂબ આશ્ચર્ય થાય છે કે અનેકાનેક હાસ્યાસ્પદ અને અદ્‌ભુત અંધવિશ્વાસોમાં લપટાયેલાં જ્ઞાનનાં આ તત્ત્વો કોઈક રીતે ગુપ્ત ધરોહર રૂપે પેઢી દર પેઢી ચાલતાં આવે છે.

આ વિષય પર અમારાં બંનેની વચ્ચે તીવ્ર મતભેદ હોવા છતાં પણ અમે એક બીજાની વધારે ને વધારે નજીક જઈ રહ્યાં હતાં. હજી સુધી અમે પ્રેમનો એક શબ્દ પણ એકબીજાને કહ્યો નહોતો પણ તેમ છતાં અમને જુદાઈની ક્ષણોમાં એકબીજાની કમી બેહદ અખરતી હતી. જ્યારે અમે એકબીજાની સમીપ હોતાં તો ત્યારે ક્યારેક ક્યારેક એવી મૂક ક્ષણો પણ આવતી કે જ્યારે અમારી આંખો એક થઈ જતી. આવી ક્ષણોમાં ઓલેસ્યાની આંખો ભીની થઈ જતી અને તેની કનપટીની પાતળી નીલી નસ ઝડપથી ફડકવા લાગતી.

પણ બીજી બાજુ યાર્મોલાની સાથે મારા સંબંધો હંમેશાં માટે બગડી ગયા. ચુડેલની ઝૂંપડીની મારી મુલાકાતો અને ઓલેસ્યા સાથે મારાં સાંજના સેર સપાટાનો ભેદ તેનાથી છૂપો ન રહી શક્યો. એ એક આશ્ચર્યજનક વાત હતી કે "તેના" જંગલમાં થનારી પ્રત્યેક ઘટનાની તે પૂરેપૂરી જાણકારી રાખતો હતો. તે મારાથી દૂર રહેવા લાગ્યો હતો. જ્યારે જ્યારે હું જંગલ તરફ જવા ઘેરથી નીકળતો ત્યારે ત્યારે મને લાગતું કે દૂરથી તેની અપ્રસન્ન ફરિયાદભરી નજર મારી પર મંડાયેલી છે. જોકે મારી સામે તે અણગમાનો એક શબ્દ પણ હજી સુધી બોલ્યો નહોતો. હાસ્ય વિનોદમાં મેં તેને ભણાવવાનો જે કાર્યક્રમ બનાવ્યો હતો તે બંધ થઈ ગયો હતો. ક્યારેક ક્યારેક જ્યારે કોઈક સાંજે હું તેને ભણવા માટે બોલાવતો ત્યારે તે લાપરવાઈથી હાથ હલાવી મારી વાત ટાળતો.

"ભણીગણીને શું ફાયદો છે સાહેબ? વ્યર્થ સમય વેડફવાની વાત છે, બીજું શું." તિરસ્કારપૂર્ણ આળસભર્યાં સ્વરમાં તે કહેતો.



ન તો અમે વધારે ફરી કોઈવાર શિકારે ગયા. જ્યારે પણ હું યાર્મોલા સામે શિકાર કરવા જવાની વાત છેડતો ત્યારે તે કોઈ ને કોઈ બહાનું કાઢી વાત ટાળી દેતો. ક્યારેક સમયનો અભાવ હોતો તો ક્યારે બંદૂક ખરાબ હોતી તો ક્યારેક અચાનક કૂતરો માંદો પડી જતો.

"માલિક, હજી તો આખું ખેતર ખેડવાનું છે ત્યાં વળી શિકારને માટે સમય ક્યાંથી કાઢું?" ઘણી વાર તે આમ કહીને મારું આમંત્રણ ટાળતો. હું બહુ સારી રીતે જાણતો હતો કે ખેતર ખેડવાનું તો એક બહાનું માત્ર જ છે. તે આખો દિવસ દારૂપીઠાની આસપાસ એ આશામાં આંટા મારતો રહેતો કે કદાચ કોઈ મફતમાં તેને દારૂ પીવડાવી દેશે. તેના હૃદયમાં મારા પ્રત્યે જે વૈરભાવ ધૂંધવાતો હતો તેને હું આખરે ક્યાં સુધી સહન કરી શકતો હતો? હું જલ્દી જ એવા અવસરની શોધમાં હતો કે તેને છૂટો કરી દઈ શકું... પણ તેના ભૂખ્યાં નાંગા કુટુંબની કલ્પના કરતાં જ મારો વિચાર ઢીલો પડી જતો. તેના જીવન નિર્વાહનો એકમાત્ર આધાર પેલાં ચાર રૂબલ હતાં જે હું યાર્મોલાને પગારના રૂપે આપતો હતો.

## ૭

એક દિવસ હંમેશાંની જેમ સૂર્યાસ્ત થતાં પહેલાં જ જ્યારે હું ચુડેલની ઝૂંપડીમાં પહોંચ્યો ત્યારે જોયું કે બંને સ્ત્રીઓના ચહેરા ઉતરેલા હતા. માનુઇલિખા પથારી પર પગ વાળીને બેઠી હતી. આમ તેમ ઝૂલતી દબાયેલા અવાજે કંઈક બબડતી હતી. પોતાનું માથું તેણે હાથમાં પકડ્યું હતું. મારા અભિવાદનનો તેણે જવાબ ન આપ્યો. ઓલેસ્યાએ પોતાની ટેવ પ્રમાણે સ્નેહ ભાવે મારું સ્વાગત કર્યું. પણ અમારી વચ્ચે વાતચીતનો કોઈ તાર ન જોડાયો. તેનું મન રહી રહીને ક્યાંક ભટકી જતું લાગતું હતું કારણ કે તે મારા પ્રશ્નોના સંપૂર્ણપણે અસંગત જવાબો આપતી હતી. કોઈ અજ્ઞાત ચિંતાની છાયાથી તેનો સુંદર ચહેરો મલિન થઈ ગયો હતો.

"ઓલેસ્યા, મને લાગે છે કે તમે કોઈ મુશ્કેલીમાં પડી ગયાં છો," મેં કહ્યું અને બાંકડા પર પડેલા તેના હાથને મૃદુતાથી સ્પર્શ કર્યો.

તે ઝડપથી પાછી ફરી બારીમાંથી બહાર જોવા લાગી. તે શાંત દેખાવાનો પ્રયત્ન કરતી હતી પણ તેની સંકોચાયેલી ભ્રમરો કાંપતી હતી અને હોઠ દાંત નીચે ભીંચેલા હતા.

"ના, ના, અમને વળી શું થઈ શકવાનું હતું?" તેણે નિષ્પ્રાણ જેવા અવાજે કહ્યું. "બધું જ જેમનું તેમ જ છે."

"ઓલેસ્યા, તું શા માટે મને સાચી વાત નથી જણાવતી? આ તારો ન્યાય નથી. હું તો વિચારતો હતો કે આપણે મિત્રો છીએ."

"સાચું કહું છું, કોઈ એવી ખાસ વાત નથી... વળી તમને અમારી નાની મોટી પરેશાનીઓ વિષે શું કહું... એ તો અમારી જિંદગી સાથે વણાયેલી જ છે."

"ના ઓલેસ્યા. કોઈ બીજી જ વાત છે. જો કોઈ નાની મોટી મુશ્કેલી આવી પડી હોત તો તું આટલી ચિંતિત ન દેખાતી હોત."

"તે તમારો ભ્રમ માત્ર છે."

"ઓલેસ્યા, કૃપા કરીને મારી સાથે નિખાલસતાથી વાત કર. હું નથી જાણતો કે હું તમને મદદ કરી શકીશ કે નહિ પણ ઓછામાં ઓછી તમને કંઈક સલાહ તો આપી જ શકીશ. અને એમ પણ કદાચ ન હોય તો ઓછામાં ઓછું દુ:ખ વહેંચવાથી ઓછું થાય છે અને મન પરનો ભાર હળવો થાય છે."

"ઉફ, હું સાચું જ કહું છું તેના વિષે તમને કહેવાનો કોઈ ફાયદો નથી. તમે અમને કોઈ પણ જાતની મદદ નહિ કરી શકો." તેણે બેચેનીથી કહ્યું.

અચાનક ડોસી તેની વાત કાપતાં ગુસ્સામાં બરાડી ઊઠી.

"તું હવે મૂરખ બનવાનું રહેવા દઈશ? આ મહાશય આપણા ફાયદાની વાત કરે છે અને તું છે કે ઘમંડની મારી તેમની વાત જ નથી સાંભળતી. એમ વિચારે છે કે તારા કરતાં વધારે હોશિયાર આ પૃથ્વી ઉપર કોઈ છે જ નહિ? જુઓ સાહેબ, હું જ તમને આખી વાત કહીશ." મારી તરફ ફરતાં તેણે કહ્યું.

તેની વાત સાંભળીને મને પરિસ્થિતિ ઘણી ચિંતાજનક લાગી. અભિમાની ઓલેસ્યાના હાવભાવ અને અસ્પષ્ટ સંકેતો દ્વારા તેની ગંભીરતાનું સાચું અનુમાન હું ન લગાવી શક્યો હતો. ઉર્યાદ્નિક ગઈકાલ રાત્રે ચુડેલની ઝૂંપડીમાં આવ્યો હતો.

"પહેલાં પહેલ તો તે સારી રીતે વર્ત્યો. તેણે અમારી પાસે વોદ્કા માંગી," માનુઇલિખાએ કહ્યું. "થોડી વાર પછી તેનું અસલી રૂપ સામે આવ્યું. 'તમે ચોવીસ કલાકની અંદર અંદર તમારાં બોરિયા બિસ્તરા લપેટીને અહીંથી ચાલ્યા જાઓ,' તે અમને કહે છે, 'જો હું ફરીથી



તમને અહીં જોઈશ તો દેશવટાની સજા અપાવીને જ રહીશ. બે સિપાઈઓને તમારી સાથે મોકલીશ જે તમને જબરજસ્તી તે જગ્યાએ લઈ જશે જ્યાંથી તમે આવ્યાં છો. મારી વાત ગાંઠે બાંધી લેજો.' સાહેબ હવે આપ જ કહો અમચેન્સ્ક શહેર કે જ્યાં મારું ઘર છે તે તો અહીંથી બહુ દૂર છે. ત્યાં જઈને અમે શું કરીશું? હવે અમને ત્યાં કોઈ જાણતું પણ નથી. વળી અમારાં પાસપોર્ટ પણ લાંબા વખત પહેલાંનાં છે. શરૂમાં પણ એ ક્યાં ઠીક હતાં? સમજણ નથી પડતી કે શું કરીએ અને ક્યાં જઈએ!"

"પણ તમે તો અહીં ઘણા લાંબા સમયથી રહો છો. જો તેને તમારા અહીં રહેવામાં પહેલાં કોઈ આપત્તિ નહોતી તો હવે કેમ તમને પરેશાન કરે છે?" મેં પૂછ્યું.

"એ જ તો અમારી સમજમાં નથી આવતું. તેણે આ વિષે કંઈક કહ્યું હતું. પણ હું તેનો અર્થ ન સમજી શકી. વાસ્તવમાં આ ઝૂંપડી અમારી નથી. અમે તેના માલિકને ભાડુ આપીને અહીં રહીએ છીએ. પહેલાં અમે ગામમાં રહેતાં હતાં, પણ..."

"હું જાણું છું, દાદીમા. મેં તે વિષે સાંભળ્યું હતું... કે ગામના ખેડૂતો તારા પર રોષે ભરાયા હતા."

"હા ભાઈ, વાત એમ જ હતી. ગામથી નીકળીને હું ઘરડા જમીનદાર શ્રી અબરોસિમોવ પાસે જઈને ખૂબ રડી અને બરાડી. છેવટે તેમણે મારી ઉપર દયા ખાઈને આ ઝૂંપડી આપી. પણ હવે મને ખબર પડી છે કે કોઈ બીજા જમીનદારે આ જંગલ ખરીદી લીધું છે અને તે આ કળણવાળી જગ્યાને સાફ કરાવવા ઇચ્છે છે. પણ મને તેમાં એ સમજાતું નથી કે શા માટે અમે આ ઝૂંપડીમાં રહી નથી શકતાં?"

"દાદીમા, કદાચ આ આખી વાત ઉર્યાદ્નિકે ઘડી કાઢી હોય? કદાચ તે સીધે સીધાં તમારી પાસેથી થોડા રૂપિયા એંઠવાની વેતરણમાં પડ્યો હોય." મેં કહ્યું.

"મેં તે પણ પ્રયત્ન કરી જોયો, ભાઈ, તમે વિશ્વાસ નહીં કરો પણ તેણે તે પણ ન લીધાં! મેં પચીસ રૂબલ આપવા માંડ્યા પણ તેણે તેય ન લીધાં. તે તો ક્રોધના માર્યે એવો ગાંડો થઈ ગયો હતો કે મારાં તો હોશ હવાસ જ ગુમ થઈ ગયાં હતાં. તે તો માત્ર એક જ રટ લગાવતો રહ્યો કે: 'તમે અહીંથી ચાલ્યા જાઓ!' અમારો કોઈ આશરો નથી. સમજણ નથી પડતી કે શું કરીએ, ક્યાં જઈએ? ભલા સાહેબ, તમે જ અમારી

કંઈ મદદ કરી શકો તો કરી શકો, અને પેલા લોભી કૂતરાને સમજાવી શકો તો અમે આખું જીવન તમારાં ઋણી રહીશું."

"દાદીમા!" ઓલેસ્યાનો સ્વર ઠપકાભર્યો હતો.

"દાદીમા શું?" ડોસીએ વળતો સવાલ કર્યો. "તને તારી દાદીમાની સાથે રહેતાં આજે ચોવીસ વરસ થવા આવ્યાં: આ ઉંમરે હવે આપણે ઘરઘર ભીખ માંગતા ફરીશું. સાહેબ, એની વાતો પર ધ્યાન ન આપો. મહેરબાની કરીને જો આપ અમારી કંઈ મદદ કરી શકો તો અમે તમારાં આભારી રહીશું.

હું તેમના માટે વિનંતી કરવનો ઢીલોપોચો વાયદો તો કરી આવ્યો પણ તેમ છતાં સાચું કહો તો તેની આશા બહુ ઓછી હતી. જો ઉર્યાદ્નિકે લાંચ લેવાનો ઈનકાર કર્યો હોય તો તેનો અર્થ એ થતો હતો કે પરિસ્થિતિ સાચે જ ગંભીર હોવી જોઈએ. તે સાંજે ઓલેસ્યાએ વિરક્ત ભાવે મને ઘેરથી જ વિદાય આપી અને હંમેશાંની જેમ મારી સાથે બહાર ન આવી. મેં જોયું કે એ ઘમંડી છોકરીને પોતાના ઘરેલુ મામલામાં મારો હસ્તક્ષેપ ગમ્યો નથી. અને તેની દાદીમાએ જે રીતે કરગરીને મને યાચના કરી હતી તેનાથી તેના આત્મસંમાનને ઊંડી ઠેસ પહોંચી હતી.

## ૮

તે આકાશમાં વાદળાંઓથી ઘેરાયેલો અને હૂંફાળી સવાર હતી. મોતી જેવાં મોટાં મોટાં ટીપાં ધરતી પર વેરતાં વરસાદનાં કેટલાંક ઝાપટા પડી ચૂક્યાં હતાં. વસંતની આ જીવનદાત્રી વર્ષામાં જોત જોતામાં ઘાસ ઊગવા લાગે છે, નવી કૂંપળો ફૂટવા લાગે છે. મેઘની દરેક જડી વરસ્યા પછી સૂરજનાં ઉલ્લાસિત કિરણો વાદળાની આડમાંથી બહાર ડોકાતાં હોતાં. મારા ઘરની સામેના બગીચામાં વર્ષાથી ધોવાયેલાં લાઈલાકનાં કોમળ લીલાં પાંદડાં ક્ષણભર માટે ઊજળાં તડકામાં ચમકી ઊઠતાં હતાં. મારા ઘરની પાછળ ઘરેલુ વાટિકાની ક્યારીઓ ઉપર ચકલાં ગર્વથી માથું ઉઠાવી આમ તેમ ઊડતાં જોર જોરથી ચીંચીં ચિચિયારીઓ કરતાં હતાં. પોપ્લારની ભૂખરી કળીઓની ઉત્તેજક સુગંધ હવામાં ફેલાઈ રહી હતી. જ્યારે યાર્મોલા અંદર આવ્યો ત્યારે હું એક વન કુટીરનું ચિત્ર બનાવતો બેઠો હતો.

"ઉર્યાદ્નિક અહીં આવ્યો છે," તેણે મોઢું ચઢાવીને કહ્યું.

હું એ વાત તદ્દન ભૂલી ગયો હતો કે બે દિવસ પહેલાં મેં યાર્મોલાને



કહ્યું હતું કે જો તેને ઉર્યાદ્નિક ગામમાં ક્યાંક નજરે પડે તો તરત મને જણાવે. એટલે જ્યારે યાર્મોલાએ મને ઉર્યાદ્નિકના આગમનની સૂચના આપી ત્યારે હું આશ્ચર્યચકિત થઈને તેની સામે તાકવા લાગ્યો. "સરકારી ઓફિસરને વળી મારાથી શું કામ હોઈ શકે?" હું વિચારવા લાગ્યો.

"કેમ, શી વાત છે?" વિસ્મય પામતાં મેં પૂછ્યું.

"મેં આપને કહ્યું કે ઉર્યાદ્નિક ગામમાં પધાર્યા છે," યાર્મોલાએ વિદ્રૂપભર્યા ભાવે કહ્યું. પાછલાં કેટલાક દિવસોથી તે મારી સાથે આવા જ સ્વરમાં વાતો કરતો હતો. "મેં એક મિનિટ પહેલાં તેમને નદીના બંધની પાસે જોયા હતા. તે આ બાજુ જ આવી રહ્યા છે."

બહાર પૈડાંનો ગડગડાટ થઈ રહ્યો હતો. મેં તે તરફ દોડીને ઝડપથી બારી ઉઘાડી. ચોકલેટ રંગનો એક દૂબળો પાતળો ઘોડો જેનું માથું ઝૂકેલું હતું અને જડબા લટકતા હતા, કલાંત મુદ્રામાં એક ઊંચી જીર્ણ જર્જરિત બગી ઘસેડતો ધીમી ગતિએ દોડતો હતો. બગીનો એક ધોરિયો ગાયબ હતો અને તેના સ્થાને એક જાડું દોરડું બાંધેલું હતું. ગામના વાતોડિયા લોકો કહેતા હતા કે ઉર્યાદ્નિક જાણી બૂઝીને આવી બગી વાપરે છે જેથી તેઓ લાંચખોરીના સંબંધમાં આખા ગામમાં ફેલાતી એ અફવાઓને જૂઠી સાબિત કરી શકે. ઉર્યાદ્નિકની ભીમકાય કાયાએ બગીની બંને સીટો ઘેરી લીધી હતી. કિમતી ખાકી કપડાનો લાંબો કોટ પહેરીને તેઓ પોતે બગી ચલાવી રહ્યા હતા.

"નમસ્કાર, યેવ્યસીખી આફ્રિકાનોવિચ!" બારીમાંથી ડોકું બહાર કાઢી મેં બૂમ પાડી.

"નમસ્તે! કેમ છો?" તેમણે પ્રસન્ન મુદ્રામાં રોબદાર મોટાઈ ભર્યા અવાજે જવાબ આપ્યો.

તેમણે ઘોડાની લગામ ખેંચી અને અત્યધિક સૌજન્ય સાથે નીચા નમીને મને પ્રણામ કર્યા.

"શું આપ એક સેકંડ માટે અંદર પધારશો? મારે તમારી સાથે નાનકડી વાત કરવી છે."

તેણે માથું ધુણાવ્યું.

"અસંભવ. હું ફરજ પર જઈ રહ્યો છું. વોલાશામાં એક માણસ ડૂબીને મરી ગયો છે. તેની લાશને તપાસવાની છે."

પણ હું તેની કમજોરીઓથી વાકેફ હતો. ચહેરા પર લાપરવાહીના ભાવ દેખાડતા મેં કહ્યું: "આ તો બહુ ખરાબ કહેવાય. અગર રોકાઈ

જતા તો સારું થાત... હમણાં જ કાઉન્ટ વોર્ત્સલની જાગીરથી ઉત્તમ પ્રકારની દારૂની બે બોતલો આવી છે. મેં વિચાર્યું હતું..."

"ના હું નહીં રોકાઈ શકું. તમે જાણો છો ફરજ એ ફરજ છે..."

"જેની પાસેથી મેં શરાબ ખરીદી તે માણસ મારો જૂનો પરિચિત હતો. તેણે આ શરાબ પોતાની કોઠરીમાં જાણે પૂર્વજોનો ખજાનો હોય તેમ સાચવી રાખી હતી. કદાચ તમે થોડી વાર માટે રોકાઈ જશો. ઘોડા માટે પણ જુવારની સગવડ થઈ જશે."

"વધારે આગ્રહ ન કરવો જોઈએ તમારે." તેણે કહ્યું. "સાચું કહો તો મારા માટે સૌથી પહેલાં મારું કર્તવ્ય છે. બાકી બધું પછી. ખેર, પણ એ તો કહો કે એ બોતલોમાં છે શું? પ્લમબ્રૉન્ડી?"

"પ્લમબ્રૉન્ડી! કેવી વાત કરો છો તમે પણ સાહેબ! જૂની વોદ્કા છે સાહેબ! એવી કે ચાખતાં જ નશો ચઢી જાય!"

"સાચું પૂછો તો હું ઘેરથી પીને જ નીકળ્યો છું." તે અફસોસ પ્રગટ કરતાં પોતાના ગાલ ખંજવાળવા લાગ્યો.

મેં પહેલા જેટલી જ શાંતિથી આગળ કહ્યું: "હોઈ શકે છે કે તે માણસ જૂઠ્ઠું બોલી રહ્યો હોય, પણ તેણે શરત મારતા કહ્યું હતું કે આ દારૂ બસ્સો વર્ષ જૂની છે. શુદ્ધ કોન્યાક*ની સુગંધ તેમાંથી આવે છે અને રંગ તો તૃણમણિ જેવો પીળો ચટ્ટ છે."

"તમે પણ કેવી વાત કરો છો, ભાઈ! છેવટે મને ફોસલાવી જ લીધો ને?" તેણે થોડાક ઉદાસ થવાનો અભિનય કરતાં કહ્યું. "મારાં ઘોડાને કોણ સંભાળશે?"

વાસ્તવમાં મારી પાસે જૂની વોદ્કાની ઘણી બોતલો પડી હતી. એ વાત સાચી છે કે તે મેં બડાઈ મારી હતી તેટલી જૂની નહોતી. પણ જો થોડી ઘણી અતિશયોક્તિ દ્વારા બીજા માણસને આકર્ષિત કરી શકાય તો તેમાં નુકસાન શું છે? જો મારા એ જૂનાં પરિચિતની સંપત્તિ લૂટાઈ ન ગઈ હોતી તો કદાચ એ તે વોદ્કા કદી ન વેચતો. તેને એ વોદ્કા ઉપર બહુ ગર્વ હતો. ગમે તેમ પણ તે અસલી ઘરની બનેલી દેશી વોદ્કા હતી. જેની અસર વીજળીની જેમ થતી હતી. ઉરયાદ્નિકનો જન્મ એક પાદરીના પરિવારમાં થયો હતો. ઓરડામાં અંદર આવતાં જ તેણે વોદ્કાની એક બોતલ હાથમાં લઈ લીધી અને કહ્યું. "ઠંડીના તાવથી બચવા

---

*એક જાતની ફ્રાંસીસી બ્રૉન્ડી.—અનુ.



માટે હું આને દવાની જેમ પીશ." વોદ્કાની સાથે ખાવા માટે તાજાં મૂળાં અને તાજુ જ મથેલું માખણ તેની સામે મૂક્યાં.

"હાં તો તમારે મારું શું કામ હતું?" પાંચમો પ્યાલો પીધાં પછી તેણે મને પૂછ્યું. તે આરામ-ખુરશીમાં પાછળ ટેક લગાવી આરામથી બેસી ગયો. તેની ભારે ભરકમ કાયાના ભાર તળે દબાતાં બિચારી ખુરશી કણસી ઊઠી.

મેં તેનું ધ્યાન ડોસીની વિવશતા અને તેની દુ:ખી દયનીય અવસ્થાની તરફ આકર્ષિત કર્યું અને વાત વાતમાં ઈશારાથી એ પણ કહી દીધું કે કાયદાઓને ધ્યાન બહાર પણ કરી શકાતાં હતાં. તે નત્‌મસ્તકે મારી વાત સાંભળતો રહ્યો. અને લાલ, સખત મૂળાંનાં મૂળિયાં જુદાં કરીને મસ્ત થઈને ચાવતો જતો રહ્યો હતો. ક્યારેક ક્યારેક તે પોતાની ભાવહીન ધૂંધળી નીલી અને કોડીઓ જેવી આંખો ઊંચી કરી મારી તરફ જોઈ લેતો હતો પણ તેના લાલ પહોળા ચહેરા ઉપર મને સહાનુભૂતિ કે વિરોધનાં કોઈ પણ ચિહ્નો ન દેખાયાં.

"તો તમે મારાથી શું કરાવવા ઇચ્છો છો?" છેવટે જ્યારે હું બોલતો રોકાયો ત્યારે તેણે માત્ર આટલું પૂછ્યું.

"હું શું ઇચ્છું છું?" મેં ઉત્તેજિત થતાં જવાબ આપ્યો. "શું તમે પોતે એ જોઈ નથી શકતા કે તેઓ કેવી મુસીબતમાં છે? બે ગરીબ અસહાય સ્ત્રીઓ..."

"અને જેમાંથી એક ગુલાબની કળી જેવી ખૂબસૂરત છે!" તેણે વ્યંગાત્મક સ્વરે કહ્યું.

"કદાચ એમ હશે પણ મારી વાતનો તેની સાથે કોઈ સંબંધ નથી. હું તો આપને માત્ર એ જ પૂછવા ઇચ્છું છું કે શું આપ તેમના પ્રત્યે થોડીઘણી પણ દયા દાખવી નથી શકતા? સમજમાં નથી આવતું કે તમે તેમને ઝૂંપડીમાંથી આટલી જલ્દી કેમ બહાર કાઢવા ઇચ્છો છો? ઓછામાં ઓછાં તમે ત્યાં સુધી રાહ જુઓ કે જેથી હું તેમના વતી જમીનદારની સાથે કંઈક વાતચીત કરી શકું. જો આપ એકાદ મહિનો રોકાઈ જશો તો શું મોટું જોખમ આવી પડવાનું છે?"

"કયું જોખમ?" તે આરામ ખુરશીમાંથી એકદમ ઉછળ્યો. "શા માટે નહીં, આપ જાણતા નથી કે તેના કારણે મારી ઉપર કેટલી મોટી આફત આવી પડી શકે છે. સૌથી પહેલાં તો સંભવ છે કે મારી નોકરી જ જતી રહે. ભગવાન જાણે આ નવા જમીનદાર શ્રી ઇલ્યાશેવિચ કેવાં છે? સંભવ છે કે તેઓ એ માણસોમાંથી હોય જેમને બીજાંઓની ચાડી

ખાવામાં જ આનંદ મળતો હોય, જેઓ નાક પર માખી પણ નથી બેસવા દેતાં. જરા કંઈક વાત થઈ કે તાબડતોબ પીટર્સબર્ગમાં ફરિયાદભર્યા કાગળો મોકલવા લાગી જાય છે. અહીં આવાં લોકોની કોઈ ખોટ નથી, સાહેબ!"

મેં ક્રોધે ભરાઈ ઊઠેલા ઉર્યાદ્નિકને શાંત કરવાનો પ્રયત્ન કર્યો.

"હવે શાંત થાઓ યેવ્પસીખી આફ્રિકાનોવિચ. તમે તો વાતનું વતેસર બનાવી રહ્યાં છો. જો વળી થોડું જોખમ વહોરવું પણ પડ્યું તો તેમાં શું થઈ ગયું? જરાક તો વિચારો તે લોકો આપનાં કેટલાં કૃતજ્ઞ રહેશે?"

"અંહ!" પોતાનાં પહોળાં પાટલૂનના ખિસ્સામાં હાથ ખોસતાં તે જોરથી બરાડ્યો. "શું તમે એમ સમજો છો કે તેમનાં પચ્ચીસ રૂબલની પાછળ હું મારી નોકરીને જોખમમાં મૂકીશ? ના સાહેબ, ના! જો આપ મારા વિષે આમ વિચારતા હોય તો તમે ભૂલ ખાઓ છો."

"કેવી વાત કરો છો યેવ્પસીખી અફ્રિકાનોવિચ! અહીં રૂપિયા પૈસાનો તો સવાલ જ ક્યાં ઊભો થાય છે! આ તો આપનું માનવતાભર્યું કૃત્ય થશે."

"મા-ન-વ-તા-?" તેણે ચીપી ચીપીને દરેક અક્ષર જુદો પાડતાં કટાક્ષભર્યું ઉચ્ચારણ કર્યું. "તમારી માનવતા તો મારા ગળાની ફાંસીનો ફંદો બની જશે." તેમણે પોતાની ગરદન પર હાથ ફેરવતાં કહ્યું.

"યેવ્પસીખી અફ્રિકાનોવીચ, મને લાગે છે કે તમે સીધી સાદી વાતને બહુ વધારીને જોઈ રહ્યા છો."

"બિલકુલ નહીં સાહેબ. સુપ્રસિદ્ધ વાર્તાકાર શ્રી ક્રીલોવે એક જગ્યાએ 'સંઘાતક રોગ'ના મુહાવરાનો પ્રયોગ કર્યો છે. સાહેબ, આ બંને સ્ત્રીઓ સાચે જ સંઘાતક રોગ જેવી છે. શું તમે પ્રિંસ ઉરુસોવનું શાનદાર પુસ્તક 'પોલીસ ઓફિસર' વાંચ્યું છે?"

"ના, મેં નથી વાંચ્યું."

"સાહેબ, એ ન વાંચીને તમે ઘણી બધી માહિતીથી વંચિત રહી ગયાં છો. તે તો ખૂબ સરસ અને જ્ઞાનવર્ધક ચોપડી છે. જ્યારે પણ આપને સમય મળે ત્યારે તે જરૂર વાંચજો."

"સારી વાત છે, હું ખુશીથી એ ચોપડી વાંચીશ પણ હજી સુધી મને એ સમજમાં નથી આવતું કે પેલી બે સ્ત્રીઓનો આ ચોપડી સાથે શો સંબંધ છે."

"તમે પૂછો છો કે શો સંબંધ છે? હું કહું છું કે બહુ ગાઢ સંબંધ છે. પહેલો મુદ્દો..." તેમણે પોતાના ડાબા હાથની વાળવાળી જાડી



આંગળી વાળતાં ગણાવ્યું: 'પોલીસ ઓફિસરે બહુ સતર્કતાથી એ વાત જોવી જોઈએ કે બધાં લોકો નિયમિત રૂપે પ્રાર્થના ગૃહમાં જાય છે કે નહીં. કોઈ એવી વ્યક્તિ તો નથી કે જે આ કર્તવ્યનું પાલન માત્ર ભાર સ્વરૂપ સમજીને કરે છે અને ઈશ્વરમાં તેને નિષ્ઠા નથી.' હું તમારી પાસેથી એ જાણવા ઈચ્છું છું કે તે સ્ત્રી—માનુઈલિખા જ છે ને એનું નામ?—શું કદી દેવળમાં જાય છે?"

હું કંઈ ન બોલ્યો. અમારી વાતચીત આવો વળાંક લેશે એમ મેં નહોતું ધાર્યું. હું અવાક્ થઈ ગયો. તેણે વિજયોલ્લાસથી ચમકતી આંખો વડે મને જોયો અને પોતાની વચલી આંગળી વાળતાં કહ્યું: "બીજો મુદ્દો 'જૂઠી ભવિષ્યવાણી કરવી કે જૂઠા શુકન વિચારવા નિષિદ્ધ છે.' જોયું તમે સાહેબ? હવે આવે છે ત્રીજો મુદ્દો: 'નજરબંધી કે જાદુ મંતર કે છળકપટથી ભરેલો આ પ્રકારનો વ્યવસાય કાનૂન દ્વારા નિષિદ્ધ છે.' આ વિષે આપ શું કહો છો? માની લો કે કોઈક દિવસ અચાનક આ લોકોની પોલ ઉઘાડી પડી ગઈ કે કોઈ આડીઅવળી વાત ગમે તે રીતે ઓફિસરોના કાને પડી તો? તેના માટે દોષ કોના માથે આવશે? નોકરીથી હાથ કોને ધોવા પડશે? મારે. હવે આપ કંઈક સમજ્યા કે નહીં?"

તેઓ ફરીથી ખુરશીમાં બેસી ગયા. પોતાની આંગળીઓ વડે મેજ ઉપર જોર જોરથી ડમ ડમ કરતાં તેઓ ભાવશૂન્ય આંખો વડે દીવાલો ઉપર નજર દોડાવવા લાગ્યા.

"યેવ્પસીખી અફ્રિકાનોવીચ, જો હું આપની પાસે એના માટે વિશેષ તરફેણ કરતાં કહું તો?" મેં ફરીથી વિનંતીભર્યા સ્વરે તેમની ખુશામત કરતાં કહેવાનું શરૂ કર્યું. "નિશંકપણે તમે હંમેશાં જટિલ અને મુશ્કેલીભર્યાં કામમાં ડૂબેલા હોય છો. પણ હું એ પણ જાણું છું કે આપ અત્યંત ભલા અને દયાળુ સ્વભાવના છો. તમારું દિલ તો સો ટચના સોના જેવું છે. તમે બહુ સહેલાઈથી પેલી સ્ત્રીઓને હેરાન ન કરવા માટે વચન આપી શકો છો. હું આપનો ખૂબ ખૂબ આભારી રહીશ."

પોલીસ ઈંસ્પેકટરની આંખો મારા માથાની ઉપર કોઈ વિશેષ સ્થાનની આસપાસ ચકળવકળ ફરી રહી હતી.

"તમારી પાસે તો અતિ ઉમદા બંદૂક છે," તેમણે સહજ ભાવે કહ્યું. હજી પણ તેઓ મેજ પર થપથપાવતાં હતાં. "અદ્ભુત અજોડ બંદૂક છે. ગઈ વખતે જ્યારે હું આવ્યો ત્યારે તમે ઘેર નહોતા. એ વખતે

પણ હું મનમાં ને મનમાં આ બંદૂકની પ્રશંસા કરતો હતો... અદ્ભુત બંદૂક છે!"

મેં પણ પાછા ફરીને બંદૂક જોઈ.

"હા, તમે સાચું કહો છો, ખૂબ જ સરસ બંદૂક છે." મેં તેનાં વખાણ કર્યાં. "બહુ જૂની બંદૂક છે. અને આપ જાણો છો ખાસ યુરોપમાં બનેલી છે. ગયા વર્ષે જ તેની મરમ્મત કરાવડાવી હતી. જરા તેની નળીઓ તો જુઓ."

"બેશક બેશક... તેની નળીઓ જ તો ખાસ છે, જેની હું સૌથી વધુ પ્રસંશા કરું છું. અદ્ભુત વસ્તુ છે... હું તો કહું છું કે અદ્ભુત અમૂલ્ય ખજાનો છે. ખજાનો."

અમારી આંખો મળી. મેં જોયું કે તેમના હોઠ પર એક અર્થપૂર્ણ સ્મિત રમતું હતું. હું ઊભો થયો. બંદૂકને દીવાર ઉપરથી ઉતારી અને તેમની તરફ આગળ વધ્યો.

"સર્કેશિયન લોકોની એક સુંદર પ્રથા છે. તેઓ તે વસ્તુને ભેટ સ્વરૂપે પોતાના મહેમાન સામે ધરી દે છે, જે તેને ગમી જાય છે." મેં મીઠા સ્વરે કહ્યું. "યેલ્પસીખી અફ્રિકાનોવીચ, તમે અને હું આપણાં બંનેમાંથી કોઈ સર્કેશિયન નથી પણ તેમ છતાં હું આપને નમ્ર વિનંતી કરું છું કે તમે આ બંદૂકને મારા તરફથી ભેટ સ્વરૂપે સ્વીકારો."

તેમણે એવો ઢોંગ કર્યો કે જાણે તે સંકોચમાં પડી ગયા હોય.

"આ તો ઠીક ન કહેવાય. આટલી સુંદર વસ્તુ તમે આમ જ ન આપી શકો! આ પ્રથા ભલે ગમે તેટલી સારી હોય પણ હું આમ જ તે નહિ લઉં."

પણ મારે લાંબો વખત દબાણ ન કરવું પડ્યું. તેમણે મારી પાસેથી બંદૂક લઈને પોતાનાં ઘૂંટણોની વચ્ચે ઊભી કરી દીધી અને તેના ઘોડા ઉપર જામેલી ધૂળને પોતાના સાફ હાથરૂમાલ વડે લૂછવા લાગ્યા. તે બંદૂક ચલાવવામાં પ્રવીણ લાગતો હતો અને મને એ જોઈને આનંદ થયો કે કંઈ પણ હોય મારી બંદૂક કોઈ નૌશિખિયાના હાથમાં નથી ગઈ.

પોલીસ ઈન્સ્પેક્ટર બંદૂક સ્વીકાર્યા પછી લગભગ તરત જ ઊભા થઈ ગયા અને જવા માટે ઉતાવળ કરવા લાગ્યા.

"મારે તો બહુ જરૂરી કામે જવાનું છે પણ હું તો અહીં જ ગપ્પાં મારવા બેસી ગયો, હવે હું રજા લઈશ," તેમણે ફર્શ પર પગ પછાડતાં



લાંબા બૂટ પહેરી લીધાં." જ્યારે તમે અમારી બાજુ આવો ત્યારે મારા ઘેર જરૂર આવશો."

"સાહેબ, માનુઈલિખા વિષે તમે શું નક્કી કર્યું?" મેં તેમને યાદ દેવડાવતાં કહ્યું.

"જોયું જશે," તેમણે અનિશ્ચિત ભાવે કહ્યું. "અરે હાં, હું તમને એક વાત બહુ વારથી કહેવા ઈચ્છતો હતો. તમારાં આ મૂળાં બહુ સરસ છે."

"મેં જાતે ઊગાડ્યાં છે."

"બહુ સ્વાદિષ્ટ છે તમારાં મૂળાં. મારી પત્નીને દરેક પ્રકારના શાકનો શોખ છે. હું વિચારી રહ્યો હતો... કે શું તમારે માટે એ સંભવ હશે કે મૂળાંની એક ગઠ્ઠી... એટલે કે માત્ર એક ગઠ્ઠી જ..."

"યેલ્પસીખી અફ્રિકાનોવીચ, ખૂબ ખુશીથી! એને તો હું મારું સૌભાગ્ય માનીશ. આજે જ મારા માણસ સાથે ટોપલીભરી મૂળાં આપને ત્યાં મોકલાવી દઈશ. અને જો આપને કોઈ વાંધો ન હોય તો થોડું માખણ પણ... મારી પાસે ઉમદા પ્રકારનું માખણ છે."

"એમ, સારું તો થોડું માખણ પણ મોકલાવી દેજો," તેમણે એવી રીતે કહ્યું કે જાણે મારી ઉપર કોઈ ઉપકાર કરી રહ્યા હોય. "અને હાં, પછી સ્ત્રીઓને તમે કહી શકો છો કે, થોડા સમય સુધી હું તેમને હેરાન નહીં કરું." પછી અચાનક અવાજ થોડો ઊંચો કરતાં કહ્યું: "પણ તેમને એ વાત પણ સાફ સાફ સમજાવી દેવી જોઈએ કે માત્ર મને ધન્યવાદ આપવાથી જ તેમને છુટકારો નહીં મળી જાય. તો પછી હવે હું રજા લઈશ. આવજો. ફરીથી એકવાર મારી આટલી ભાવભીની આવભગત માટે અને આટલી સુંદર કિમતી ભેટ માટે ફરીથી એકવાર આપનો ખૂબ ખૂબ આભાર."

તેણે ફોજી ઢબે એડીઓ ખટખટાવી અને એક હૃષ્ટપુષ્ટ પ્રભાવશાળી આદમીની જેમ છાતી ફૂલાવતા પોતાની બગી તરફ ચાલવા લાગ્યા. જેની નજીક ગામના સોત્સ્કી*, ચોધરી અને યાર્મોલા ટોપીઓ હાથમાં લઈને તેમના સંમાનમાં ઊભા હતા.

---

*ગામનો પોલીસ. — અનુ.

## ૯

પોલીસ ઇન્સ્પેક્ટરે પોતાના શબ્દો રાખ્યા અને જંગલની ઝૂંપડીમાં રહેનારી સ્રીઓને થોડા વખત સુધી હેરાન ન કરી. પણ ન જાણે કેમ મારા અને ઓલેસ્યા વચ્ચેનાં સંબંધમાં એક બાધા આવી પડી. અમારા સંબંધમાં એક ક્ષેવું વિચિત્ર અપ્રત્યાશિત પરિવર્તન થઈ ગયું કે જે મને રાત દિવસ કોરવા લાગ્યું. મારા પ્રતિ તેના વ્યવહારમાં જે અકૃત્રિમ સૌહાર્દ સહજ વિશ્વાસની સ્નેહ્સિકત ભાવના અને મૈત્રી હતી, હવે તેનો અભાવ મને સાલતો હતો. તેનામાં એક સુંદર છોકરીની ચંચળ ઠઠ્ઠામશ્કરી કરવાની ક્ષમતા અને એક શેતાન છોકરીની જિંદાદિલીનું જે આકર્ષક સંમિશ્રણ હતું તેનું હવે ચિહ્‌ન માત્ર પણ શેષ નહોતું બચ્યું. એકબીજા સાથે વાતચીત કરતાં અમારી વચ્ચે સંકોચની એક અદૃશ્ય દીવાલ ઊભી થઈ જતી હતી. જેને અમારાં બંનેમાંથી કોઈ લાંઘી શકતું નહોતું... ઓલેસ્યા હવે તે બધાં દિલચસ્પ વિષયોને ટાળતી હતી જે ક્યારેક અમારી વચ્ચે અસીમ કુતૂહલનાં કેંદ્ર રહી ચૂક્યાં હતાં.

મારી હાજરીમાં તે એકાગ્રચિત્તે પોતાના કામમાં લાગી જતી હતી અને પોતાનું બધું જ ધ્યાન તેની ઉપર એવી રીતે કેંદ્રિત કરી દેતી હતી જાણે તેને દીન દુનિયાની કોઈ સુધ બુધ જ નથી. પણ તેમ છતાં ઘણીવાર હું એ જોઈ શકતો હતો કે તે પોતાના હાથ ખોળામાં ઢીલા મૂકી એકીટશે ભોંયતળિયા તરફ તાકતી રહેતી હતી. આવી ક્ષણોમાં જો હું તેને નામ લઈને બોલાવતો કે જાણીબૂઝીને કોઈ પ્રશ્ન પૂછતો તો તે એકદમ ગભરાઈને ચોંકી ઊઠતી અને પોતાનો ભયભીત ચહેરો મારી તરફ ફેરવી. એવી રીતે જોતી કે જાણે મારા શબ્દોનો અર્થ સમજવાનો પ્રયત્ન કરતી હોય. ક્યારેક ક્યારેક મને એમ લાગતું કે મારી હાજરી તેના માટે બલારૂપ અને કષ્ટદાયક હતી. પણ માત્ર થોડાક દિવસો પહેલાં જ મેં બોલેલા દરેક શબ્દોમાં અને મેં કરેલી દરેક ટીકામાં તેણે જે ઊંડો રસ દાખવ્યો હતો તે મને કંઈક વિચિત્ર લાગ્યો... મારું અનુમાન હતું કે પોલીસ ઇંસ્પેટરને વિનંતી કરીને મેં તેને જે સહાય કરી હતી તેના માટે ઓલેસ્યા મને કદી માફ નહીં કરે. તેના સંરક્ષક તરીકેનું કૃત્ય કરીને મેં અણજાણે જ તેની સ્વાતંત્ર્ય ભાવનાને ઠેસ પહોંચાડી હતી. પણ ક્યારેક ક્યારેક હું મારા અનુમાન ઉપર જ શંકા કરવા લાગતો. એક સીધી સાદી જંગલમાં સભ્યતાથી કોસો દૂર ઊછરેલી છોકરી શું પોતાનાં આત્મસંમાનને આટલું અધિક ગૌરવ કે મહત્ત્વ આપી શકતી હતી?



હું મારી આ શંકાનું સમાધાન ઓલેસ્યા પાસે કરાવવા ઇચ્છતો હતો પણ તે દિલ ખોલીને વાત કરવાની દરેક તકને હઠપૂર્વક ટાળતી હતી. અમારી સાંજની સહેલ બંધ થઈ ગઈ. દરરોજ તેના ઘેરથી નીકળતી સમયે હું તેની સામે અભ્યર્થનાભરી દૃષ્ટિએ જોતો પણ તે બધું વ્યર્થ હતું. તે આંખો એવી રીતે ફેરવી લેતી જાણે કંઈ સમજી જ ન હોય. બીજી બાજુ ઝૂંપડીમાં ડોસીની હાજરી મને બહુ અખરતી હતી. જોકે તે હતી તો બહેરી.

એક પણ દિવસ ખાલી પાડ્યા વિના રોજ રોજ ઓલેસ્યાને ઘેર જવાની મારી જે આદત પડી ગઈ હતી તે છોડવાની મારી અસમર્થતા ઉપર મને ચીડ ચડતી હતી. મને તે સમયે પેલાં અદૃશ્ય તાંતણાનો કોઈ અણસારો પણ નહોતો થયો, જેણે મારા દિલને પેલી આકર્ષક અદ્‌ભુત છોકરીની મોહજાળમાં બાંધી દીધો હતો. હજી સુધી મારા મનમાં તેને પ્રેમ કરવાનો વિચાર તો આવ્યો નહોતો પણ તેમ છતાં હું પ્રેમનાં એક એવા અશાંત સમયના કાળમાંથી પસાર થઈ રહ્યો હતો જે પ્રેમ ઉદિત થવા પહેલાં દરેક વ્યક્તિના જીવનમાં આવે છે. એક અજીબ વ્યાકુળતા અને તડફડાટથી ભરેલું મારું દિલ હરઘડી તડપતું રહેતું હતું. અસ્પષ્ટ અને ઉદાસ અનુભૂતિઓ રાત દિવસ હૃદયમાં વલોવાતી રહેતી હતી. હું ગમે ત્યાં જાઉં કે પછી મારા મનને વાળવા ગમે તેટલો અથાગ પ્રયત્ન કરું પણ કેમે કરીને ઓલેસ્યાની છબી મારા મનમાંથી પળવાર માટે પણ દૂર નહોતી થતી. મારું સમગ્ર અસ્તિત્વ ઓલેસ્યા માટે તડપતું હતું. તેના શબ્દોનું —પછી ભલે ને તે ગમે તેટલા મહત્ત્વહીન કેમ ન હોય—તેનાં પ્રત્યેક હાવભાવ કે તેના સ્મિતનું સ્મરણ થતાં જ દિલમાં એક કોમળ મીઠાં દર્દની ટીસ ઊઠતી. પછી સાંજ ઘેરાઈ જતી અને હું તેની બાજુમાં નીચા ડગમગતાં બાંકડા ઉપર બેસી રહેતો. મને પોતાના ઉપર ચીડ ચડતી—ભય અને સંકોચથી આક્રાંત હું તેની સામે દિગ્‌મૂઢ બની કેમ બેસી રહું છું?

એકવાર હું ઓલેસ્યાની સામે આમને આમ આખો દિવસ બેઠો રહ્યો. સવારથી મારી તબિયત થોડી ખરાબ હતી પણ મને તેનું કોઈ કારણ મારી સમજમાં નથી આવતું. સાંજ પડતાં પડતાં મારી તબિયત વધારે ખરાબ થઈ ગઈ. મારું માથું ભારે થઈ ગયું, કાનમાં નિરંતર સીટીઓ વાગતી હતી અને માથા પાછળ ધીમું ધીમું દર્દ થઈ રહ્યું હતું જાણે કોઈ પોતાના કોમળ અને મજબૂત હાથ વડે જોર જોરથી દબાવી રહ્યું હોય. મારું મોં વારંવાર સૂકાઈ જતું હતું, આખા શરીરમાં પ્રસરી રહેલ આળસ અને થાકને કારણે વારંવાર હું બગાસા ખાતો અને આળસ મરડતો હતો. મારી

આંખો દર્દને કારણે બળતી હતી જાણે કોઈ ચમકતી વસ્તુ તરફ જોતાં અંજાઈ ન ગઈ હોય.

તે રાત્રે જ્યારે હું ઘેર પાછો જઈ રહ્યો હતો ત્યારે અચાનક મારા શરીરમાં તીવ્ર ધ્રૂજારી છૂટી ગઈ. મારા દાંત જોરજોરથી કકડતા હતા. મને રસ્તાનું ભાન જ ન રહ્યું કે હું ક્યાં જઈ રહ્યો હતો. એક દારૂડિયાની જેમ લથડિયા ખાતો હું કોણ જાણે ક્યાંય સુધી જંગલમાં ભટકતો રહ્યો.

આજ સુધી હું એ ન જાણી શક્યો કે કોણ મને ઘેર લઈ આવ્યું હતું... પોલેસ્યેના ભયંકર તાવમાં પૂરા છ દિવસો હું તપતો રહ્યો. દિવસના સમયે તાવ થોડો ઓછો થઈ જતો લાગતો અને હું ભાનમાં આવી જતો. માંદગીના કારણે હું સંપૂર્ણપણે અશક્ત થઈ ગયો હતો. હું ઓરડામાં ફરતો હતો, મારા ઘૂંટણિયાં દુઃખતાં અને નબળાં હતાં, હું જરા પણ જોર કરીને ફરતો કરતો તો મારા માથાની લોહીની નસો ફૂલીને ગરમ થઈ જતી, મારી આંખો સામે અંધારાં છવાઈ જતાં. પણ સાંજ પડતાં જ સામાન્યપણે લગભગ સાતેક વાગ્યે મારી ઉપર રોગનો ફરીથી હુમલો થતો. આખી રાત હું અસહ્ય પીડામાં તરફડતાં ભયંકર રીતે વિતાવતો. મને તે વખતે એમ લાગતું કે જાણે એક રાત એ શતાબ્દી જેટલી લાંબી છે. રાત દરમિયાન ક્યારેક ક્યારેક કામળાની અંદર પણ ઠંડીથી થરથર કાંપતો તો ક્યારેક ક્યારેક આખું શરીર અસહ્ય ગરમીથી બળતું. જરા વાર માટે પણ થોડી આંખ મીંચાતાં અનેક ભયાનક અને વિચિત્ર દુઃસ્વપ્નો મારા મસ્તિષ્કમાં યાતના પહોંચાડતાં. નાની નાની વાતોનો જાણે તાંતો લાગી જતો અને પછી એક બીજા ઉપર પડતાં આથડતાં એક વિશાળ ઢગલામાં પરિણીત થઈ જતાં. મને એમ લાગતું કે હું વિલક્ષણ આકારના કેટલાક રંગબેરંગી દાબડાઓને જુદાં પાડી રહ્યો હતો. મોટા દાબડામાંથી નાનો દાબડો, આ નાના દાબડામાંથી વધારે નાનો દાબડો બહાર કાઢી રહ્યો હતો અને આ અંતહીન કાર્યને રોકવા અસમર્થ હતો. જે કામ મારા માટે અત્યંત કંટાળાજનક બની ગયું હતું. ત્યારબાદ ભીંત-કાગળની લાંબી રંગબેરંગી પટ્ટી ફડફડાતી મારી આંખો સામેથી ઊડી જતી. આશ્ચર્યકારક અસંદિગ્ધતા સાથે તેમની ઉપર હું વેલા બુટ્ટાની ભાતને બદલે માનવ ચહે ચહેરાની વાસ્તવિક શૃંખલા જોતો. જેમાંના કેટલાક ખૂબસૂરત, માયાળુ તથા હસતા ચહેરા હતા તો બીજા જીભો બહાર કાઢેલા, દાંતિયાં દેખાડતા કે આંખોના મોટા મોટા ડોળા ચકળવકળ ફેરવતાં ભયંકર વિકૃત ચહેરા બનાવતા હતા. ક્યારેક વળી એમ લાગતું કે યાર્મોલા અને હું કોઈ અત્યંત જટિલ



અને ગૂંચવણભર્યાં વિષય ઉપર સૈદ્ધાંતિક ચર્ચા કરી રહ્યાં છીએ. અમે બંને પોતપોતાના પક્ષોમાં અત્યંત ઝીણવટભર્યાં અને ગંભીર તર્કો આગળ ધરતા. કેટલાક શબ્દો અને વળી અક્ષરો પણ અચાનક રહસ્યમય અગાધ અર્થ પકડી લેતા. મને લાગતું કે એક અજ્ઞાત દૈવી શક્તિ મને ક્ષણપ્રતિક્ષણ આતંકિત કરી રહી હતી અને તેના નિર્દેશન પર મારા ઉદ્ભ્રાંત મસ્તિષ્કમાંથી અનેક આડીઅવળી મિથ્યાવાદી વાતો એક પછી એક કરતી બહાર નીકળતી રહેતી અને મને લંબાયેલાં તિરસ્કારપૂર્ણ વાદવિવાદને રોકવા નહોતી દેતી...

હું એક ભ્રમરમાં ફસાઈ ગયો હતો એમ મને લાગતું. મારી ચારે બાજુ માનવીય અને પાશવિક ચહેરા, વિલક્ષણ અને અદ્ભુત રંગો તથા આકૃતિઓના પ્રાકૃતિક દૃશ્યો તથા વિભિન્ન પ્રકારના ભૌતિક પદાર્થો ઘુમરાઈ રહ્યાં હતાં. મારી સામે કેટલાક એવા શબ્દો અને મુહાવરા ઘૂમતાં હતાં જેમના અર્થ હું મારી સંપૂર્ણ ઇંદ્રિયો વડે અનુભવી શકતો... હજી વધારે વિચિત્ર વાત એ હતી કે તે સમયે આ બધી વસ્તુઓની સાથે પ્રકાશનું એક વર્તુળ પણ જોઈ રહ્યો હતો. તે મારાં લીલા બળી ગયેલા કાચથી ઢંકાયેલા લેમ્પમાંથી નીકળીને છત પર ટમટમતું હતું. ગમે તેમ કરીને હું એ જાણતો હતો કે ધૂંધળી રેખાવાળા પેલા શાંત વર્તુળની અંદર સ્તબ્ધ, રહસ્યમય અને ભયંકર જીવ છૂપાયેલો હતો. જે મારાં સ્વપ્નાંઓના કલ્પિત અમૂર્તત સ્થિતિ કરતાં વધારે ત્રાસદાયક અને અસહ્ય હતો.

પછી ત્યાં જ હું જાગી જતો અથવા તે જ સમયે પોતાને જાગૃત અવસ્થામાં જોતો. ધીરે ધીરે મને પોતાની સ્થિતિનું ભાન થતું અને એ અનુભવ તો કે હું માંદો હતો. પથારીમાં પડ્યો હતો અને થોડી વાર પહેલાં મને સંનિપાત ચઢ્યો હતો. પણ ચેતનાવસ્થામાં આવ્યા પછી હજી પણ મને ઘણી વાર સુધી ઘેરી છત ઉપર ટમટમાતા પ્રકાશના એ વર્તુળની બીક લાગતી. કાંપતાં દુર્બળ હાથે ઘડીયાળ ઉઠાવીને સમય જોતો અને એ જાણીને વિક્ષુબ્ધ અને વિસ્મિત થઈ જતો કે મારા ભયાનક દુઃસ્વપ્નોની અંતહીન શૃંખલા બે ત્રણ મિનિટ કરતાં વધારે નહોતી ચાલતી. "હે ભગવાન! સવાર ક્યારે પડશે!" ગરમ ઓશિકા ઉપર માથું પટકતાં નિરાશામાં હું વિચારતો. પોતાના જ ગરમ શ્વાસના સ્પર્શ હું મારા ઉપલાં હોઠો પર અનુભવતો. ત્યારબાદ ફરી એક વધારે વાર હળવી ઊંઘ મારી ઉપર જીત મેળવી જતી અને મારું મસ્તિષ્ક ફરીથી એકવાર ગૂંચવણભર્યાં નઠારાં સ્વપ્ન માટે રમકડું બની જતું. બે મનિટ પછી જ ફરીથી અસહ્ય પીડાનો શિકાર બની હું જાગી જતો.

છ દિવસ પછી કિવનીન અને કદલીના ઉકાળાની મદદ દ્વારા મારી મજબૂત કાયાએ માંદગી ઉપર જીત મેળવી. જ્યારે હું પથારીમાંથી ઉભો થયો ત્યારે અશક્તિને કારણે મારાં હાથપગ એકદમ લથડી ગયાં હતાં. પણ હું બહુ ઝડપથી સ્વસ્થ થઈ ગયો. છ દિવસોનાં ભીષણ જ્વર અને માનસિક સન્નિપાતથી ઘેરાયેલ મારું મસ્તિષ્ક હવે એકદમ વિચારમુક્ત થતાં હળવું ફૂલ થઈ ગયું હતું. મારી ભૂખ પહેલાં કરતાં બમણી થઈ ગઈ. મારા દેહનાં અણુ એ અણુ હર ઘડી સ્વાસ્થ્ય અને જીવનના આનંદને પોતાનામાં સમાવી રહ્યાં હતાં. જંગલની એ એકાકી તૂટેલી ફૂટેલી ઝૂંપડીમાં જવા મારું મન વિહ્વળ થઈ ઊઠ્યું. માંદગીને કારણે હું હજી સંપૂર્ણ શક્તિ પાછી મેળવી શક્યો નહોતો અને જ્યારે જ્યારે ઓલેસ્યાનો ચહેરો અને સ્વર યાદ આવતાં ત્યારે ત્યારે મારું મન એટલું વિચલિત થઈ ઊઠતું કે મારી અંદર આંસુઓનું પૂર ઊભરાઈ આવતું.

## ૧૦

બીજા વધારે પાંચ દિવસ પસાર થઈ ગયા. હવે હું જરાપણ થાક અનુભવ્યા વિના ચુડેલની ઝૂંપડી સુધી પહોંચવા જેટલો તાકતવર થઈ ગયો હતો. જેવો હું ઉંબરાની નજીક પહોંચ્યો કે મારું દિલ બીકના કારણે ધક્ ધક્ કરવા લાગ્યું. લગભગ એક પખવાડિયાથી મેં ઓલેસ્યાને જોઈ નહોતી અને હવે હું ખાસ સ્પષ્ટતાથી અનુભવતો હતો કે તે મને કેટલી વ્હાલી હતી. દરવાજાની મૂઠ ઉપર મારો હાથ રાખીને થોડીક ક્ષણો માટે હું અસમંજસમાં પડી ગયો. મહામુશ્કેલીએ હું શ્વાસ લઈ રહ્યો હતો અને વળી બારણું ખોલવા ધક્કો મારતાં પહેલાં ખમચાટમાં આંખો પણ મીંચી લીધી હતી...

મારા ઝૂંપડીમાં પ્રવેશ કરતાં જ બંને સ્ત્રીઓ ઉપર જે પ્રતિક્રિયા થઈ તેનું વર્ણન કરવું ઘણું મુશ્કેલ છે. લાંબા સમય પછી મા અને પુત્ર, પતિ અને પત્ની કે બે પ્રેમીઓની મુલાકાતની પહેલી ક્ષણોના બોલાયેલા શબ્દો શું સાચે જ યાદ રાખવા સંભવ છે? તે બોલાયેલા શબ્દો ખૂબ સાધારણ હોય છે. પણ જ્યારે પછી તેને યાદ કરવામાં આવે ત્યારે હકીકતમાં હાસ્યાસ્પદ લાગે છે. તેમ છતાં દરેક શબ્દ યથોચિત અને અત્યંત મૂલ્યવાન છે કારણ કે તે દુનિયામાં સૌથી પ્રિયજનના મુખે ઉચ્ચારાયેલા છે.

મને યાદ છે અને બહુ સારી રીતે યાદ છે કે મારાં પગલાંનો



અણસારો પામતાં જ ઓલેસ્યાનો નિસ્તેજ ચહેરો ઝડપથી મારી તરફ ફર્યો, અને તે મીઠો ચહેરો કે જે મને નવો ભાસ્યો, તેની ઉપર ક્ષણભરમાં વિસ્મય, ભય અને સ્નિગ્ધ કોમળતાભર્યાં ભાવ એક સાથે પ્રતિબિંબિત થયાં હતાં. ડોસીએ બડબડતાં મારા વિષે કંઈક કહ્યું પણ હું તેનું અભિવાદન સાંભળી શક્યો નહોતો. ઓલેસ્યાનો સૂરીલો અવાજ મારા કાનોમાં મીઠાં સંગીતની જેમ ગૂંજી ઊઠ્યો.

"શું થઈ ગયું હતું તમને? માંદા પડી ગયા હતા કે શું! અર્‌ર્‌ર્... કેટલા દૂબળા પાતળા થઈ ગયા છો તમે તો?"

લાંબા સમય સુધી જવાબમાં હું એક શબ્દ પણ બોલી ન શક્યો. અમે એકબીજાના હાથ પકડી ઉલ્લાસિત નજરે એકબીજાની આંખોમાં આંખો પરોવી ચૂપચાપ સામસામે ઊભાં રહ્યાં. તે મૂક ક્ષણો કદાચ મારા જીવનની સહુથી મધુર ક્ષણો હતી. આટલો વિરાટ, પવિત્ર અને અનિર્વચનીય આનંદ મેં તે પહેલાં કે ત્યારબાદ આજ સુધી કદી અનુભવ્યો નથી. ઓલેસ્યાની મોટી મોટી કાળી આંખોમાં મેં ઘણાં બદલાતાં ભાવો વાંચ્યાં—મારી સાથેના મિલન પર ભાવનાઓની ઉથલપાથલ, લાંબા ગાળાની અનુપસ્થિતિ માટે ઠપકો, પ્રેમની ભાવોન્માદિત અભિવ્યક્તિ!.. મને એમ લાગ્યું કે આ નજરોની સાથે કોઈપણ જાતની શરત વિના, કોઈપણ જાતના ડગમગાટ વિના તે આંખો આંખોમાં જ પોતાનું સર્વસ્વ સહર્ષ મને સમર્પિત કરી રહી હતી.

ઓલેસ્યાએ સૌથી પહેલાં પાંપણનાં ધીમા પલકારા વડે માનુઈલિખા તરફ ઈશારો કરતાં શાંતિ ભંગ કરી. અમે એક બીજાની નજીક બેસી ગયાં. તેણે મારી માંદગી વિષે ચિંતાપૂર્ણ સવાલો પૂછવાનું શરૂ કર્યું કે તાવ કેવી રીતે ચઢ્યો, કઈ કઈ દવાઓ લીધી, ડૉક્ટરે શું કહ્યું (તે શહેરમાંથી બે વખત મને જોવા તપાસવા આવ્યા હતા), વગેરે વગેરે. ડૉક્ટર વિષેની વાત તેણે વારંવાર મને પૂછી. તે સમયે મેં તેના હોઠ ઉપર એક વ્યંગાત્મક સ્મિત ફરકતું જોયું.

"તમે પોતાની માંદગીની ખબર મને કેમ ન આપી?" તેણે અધીરાઈભર્યાં અફસોસ સાથે કહ્યું. હું તમને એક જ દિવસમાં પથારીમાંથી ઊભા કરી દેત. તમે એવાં લોકો ઉપર વિશ્વાસ કેવી રીતે કરી શકો છો જે કશું જ નથી જાણતાં—જેમનામાં જ્ઞાનનો રત્તીભર પણ છાંટો નથી? શા માટે તમે મને બોલાવવા કોઈને ન મોકલ્યો?"

હું મૂંઝવણમાં પડી ગયો.

"ઓલેસ્યા, વાત એમ હતી... કે આ બધું એકદમ અણધાર્યું જ બની ગયું... તદ્ઉપરાંત હું તને હેરાન કરવાની હિમ્મત ન કરી શક્યો. પાછલા કેટલાક દિવસોથી તું મારી સાથે વિચિત્ર રીતે વર્તી રહી હતી. એમ લાગતું હતું કે તું મારાથી કોઈ વાત ઉપર નાખુશ થઈ ગઈ હતી કે પછી મારાથી એકદમ કંટાળી ગઈ હતી... ધ્યાનથી સાંભળ ઓલેસ્યા," મેં અવાજ ધીમો કરતાં ઉમેર્યું, "આપણે ઘણી ઘણી બાબતો ઉપર વાત કરવી જોઈએ... પણ જ્યાં માત્ર આપણે બંને જ હોઈએ... મારો કહેવાનો ભાવાર્થ તું સમજી ગઈ ને?"

તેણે સંમતિમાં પાંપણો ઝુકાવી. પછી બીતાં બીતાં દાદીમાની તરફ નજર નાંખતાં ઝડપથી ગુસપુસ બોલી: "હા, હું પોતે પણ તે જ ઈચ્છતી હતી. પણ હમણાં નહીં... પછી. ફરી કોઈ વાર."

જ્યારે ઓલેસ્યાએ મને ઘેર જવા માટે કહ્યું ત્યારે હજી સૂર્યાસ્ત થવામાં જ હતો.

"જલદી ઊભા થાઓ," બાંકડા ઉપરથી મને હાથ પકડીને ખેંચતા તેણે કહ્યું. "જો હવે ઠંડી લાગી જશે તો પાછા તમે ફરી માંદા પડી જ જશો."

"ઓલેસ્યા, તું ક્યાં જઈ રહી છે?" માનુઈલિખા જ્યારે પોતાની પૌત્રીને ભૂખરી ઊની શાલ ઉતાવળે ઓઢતી જોઈ ત્યારે પૂછ્યું.

"હું... થોડેક દૂર સુધી તેમની સાથે જઈશ." ઓલેસ્યાએ જવાબ આપ્યો.

ઓલેસ્યાએ માનુઈલિખા તરફ ન જોતાં બારીની બાહર જોતાં લાપરવાઈભર્યા સ્વરે કહ્યું. પણ તેના સ્વરમાં હળવી ચીડના ભાવનો મને આભાસ થયો.

"તો છેવટે તું જઈ રહી છે?" ડોસીએ ભારપૂર્વક કહ્યું.

ઓલેસ્યાએ પ્રજ્વલિત આંખો વડે માનુઈલિખા તરફ જોયું.

"હા, હું જાઉં છું!" તેણે તોરથી કહ્યું. "આપણે તે વિષે ઘણી વાત કરી લીધી છે. હવે એ મારું કામ છે અને તેના જે પરિણામ આવશે તે હું પોતે ભોગવીશ."

"તો એમ વાત છે!" માનુઈલિખા ચીડ અને ઠપકાભર્યા સ્વરે બરાડી ઊઠી.

તે કંઈક કહેવા જઈ રહી હતી પણ કોણ જાણે શું વિચારીને ચુપ થઈ



ગઈ. તેણે નિરાશા ભર્યા ભાવે પોતાના હાથ હવામાં હલાવ્યા, લથડાતે પગે ઓરડાના ખૂણામાં જઈ ટોપલી બનાવવામાં વ્યસ્ત થઈ ગઈ.

હું એટલું સમજી ગયો કે માનુઈલિખા અને ઓલેસ્યા વચ્ચે આ વિદ્રૂપપૂર્ણ વાર્તાલાપ આપસી ઝઘડાની એક લાંબી શૃંખલાની કડી છે.

"તારી દાદીમાને કદાચ મારી સાથે તારું બહાર આવવું ગમતું નથી, એમ ખરું ને?" જંગલની તરફ ઊતરતાં મેં ઓલેસ્યાને પૂછ્યું.

તેણે ચીડમાં ખભા મરોડ્યા.

"હાં, પણ તમે તેની પ્રત્યે ધ્યાન ન આપો. હું તેમની ઈચ્છાની કોઈ ગુલામ તો નથી, જે મારા મનમાં આવશે તે હું કરીશ!"

પાછલા દિવસોમાં તેના મારા પ્રતિ જે સખતાઈભર્યો વ્યવહાર રહ્યો હતો તેના માટે આલોચના કર્યા વિના હું ન રહી શક્યો.

"તો મારી માંદગી પહેલાં તેં પોતાની ઈચ્છાથી જ મારો સાથ છોડી દીધો હતો!.. ઓલેસ્યા, જો તું માત્ર એટલું જ જાણી ગઈ હોત કે તેના કારણે મને કેટલું દુઃખ થયું હતું!.. દરરોજ સાંજે હું આશા રાખતો કે આજે તું મારી સાથે આવશે... પણ તું તો એવી ઠંડીગાર અને ગુમસુમ થઈ મોં ફુલાવીને બેસી રહેતી હતી. ઓહ ઓલેસ્યા, કદાચ તું એ સમજી શકી હોત કે અણજાણે તું મને કેટલું કષ્ટ પહોંચાડતી હતી!"

"કૃપા કરીને એ બધું રહેવા દો. ભૂલી જાઓ એ બધી વાતોને," તેણે ક્ષમાયાચનાના વિનીત ભાવસભર સ્વરે વિનંતી કરી.

"ઠીક છે. હું તેના માટે તને દોષ નથી દઈ રહ્યો. પણ મારા મોંમાંથી અનાયાસ જ નીકળી ગઈ વાત... હવે હું કારણ જાણું છું... જો કે હવે એ વિચારીને પણ હસવું આવે છે કે પહેલાં પહેલાં તો મને એમ લાગ્યું હતું કે તું પોલીસ ઈંસ્પેક્ટરની વાતને કારણે મારા ઉપર ગુસ્સે ભરાઈ હતી. મેં વિચાર્યું કે તું મને એટલો પારકો સમજે છે કે મારા તરફથી મૈત્રીપૂર્ણ સહાય અને સહાનુભૂતિ સ્વીકારવી પણ તારે માટે મુશ્કેલ છે... અને આ વાતથી મને કેટલો ઊંડો માનસિક આઘાત પહોંચ્યો હતો હતો... ત્યારે મને શી ખબર હતી કે તું દાદીમાને કારણે મારાથી દૂર દૂર રહે છે..."

અચાનક ઓલેસ્યાનો ચહેરો લાલ થઈ ગયો.

"ના, વાત એમ નહોતી. દાદીમાએ મને નહોતી રોકી!.. હું પોતે જ તમારાથી દૂર રહેવા ઈચ્છતી હતી!" તે અચાનક તત્પરતાથી મોટેથી બોલી ઊઠી.

મેં તેની તરફ એક પડખેથી જોયું. તેના થોડાક નમેલા ચહેરા ઉપર કોમળ કાંતિમય રૂપરેખા ઝલકતી હતી. મેં માત્ર હમણાં જ જોયું કે તે પોતે પણ દૂબળી પાતળી થઈ ગઈ હતી અને તેની આંખો નીચે વાદળી છાયા ઊભરાઈ આવી હતી. તેણે અનુભવ્યું કે હું તેની તરફ જોઈ રહ્યો હતો. તેણે પોતાનો ચહેરો ઊંચો કરી મારી તરફ જોયું. પણ તરત જ શરમાઈને હસતાં ફરીથી આંખો નીચી કરી દીધી.

"ઓલેસ્યા, શા માટે તું મારાથી દૂર રહેવા ઇચ્છતી હતી?" મેં ભરાયેલા તૂટક અવાજે પૂછ્યું અને તેનાં હાથ પકડીને તેને ત્યાં જ રોકી લીધી.

અમે એક લાંબી, સાંકડી તીરના જેવી સીધી પગદંડીની વચ્ચોવચ્ચ ઊભાં હતાં. પગદંડીની બંને બાજુ પાતળાં લાંબા ચીડનાં વૃક્ષ દૂર દૂર સુધી વીથિ બનાવતાં ફેલાયેલાં હતાં. તેની ખુશબોદાર, એકબીજા સાથે ઉલઝાયેલી ડાળીઓનું જાણે છત્ર બની ગયું હતું. સૂર્યાસ્તનાં આથમતાં રક્તિમ કિરણો ચીડનાં ઉઘાડાં થડ પર પરાવર્તીત થઈ રહ્યાં હતાં.

"શા માટે ઓલેસ્યા, શા માટે?" તેના હાથની પકડને વધારે મજબૂત કરતાં મેં ફરીથી અને ફરીથી ધીમા અવાજે તેને પૂછ્યું.

"હું નથી કહી શકતી... હું ડરતી હતી..." તેણે મહા મુશ્કેલીથી સાંભળી શકાય એવા અવાજે કહ્યું. "મેં વિચાર્યું હતું કે હું મારી નિયતિથી છુટકારો પ્રાપ્ત કરી શકીશ... પણ હવે..."

સહસા તેનો શ્વાસ ઝડપી થઈ ગયો. અચાનક તેણે પોતાની ભુજા મારા ગળામાં નાંખી અને મને પોતાના ભુજાપાશમાં જકડી લીધો. મને લાગ્યું કે મારા હોઠ ઉપર તેના કાંપતાં શબ્દોની ગરમ મીઠાશ ભળી રહી હતી.

"હવે હું આ દુનિયામાં વધારે એક પળ માટે પણ બીજી કોઈ વાતની પરવા નથી કરતી. ના, હું સાચે જ પરવા નથી કરતી!... કારણ કે હું તને ચાહુ છું, પ્રિયે! મારા સર્વસ્વ, મારા પ્રાણ, મારી ખુશી, હું તને સાચા દિલથી પ્રેમ કરું છું!"

તે મને વધારે નજીકથી વળગી રહી હતી. તેની સ્વસ્થ ગરમ કાયા મારા હાથોમાં પાંદડાની જેમ કાંપી રહી હતી. તેનું દિલ ધમણની જેમ મારી છાતી પર ધક્ ધક્ કરતું હતું. તેનાં પ્રેમોન્માદિત ચુંબનો નશીલી શરાબની જેમ મને ઉન્મત્ત કરી રહ્યાં હતાં. માંદગીની અશક્તિ પણ હજી



પૂરી રીતે ખલાસ થઈ નહોતી. મારો આત્મસંયમ ઢીલો પડવાનો શરૂ થઈ ગયો.

"ઓલેસ્યા, શું કરી રહી છે? ભગવાનને ખાતર મને જવા દે," તેના હાથની મજબૂત પકડને છોડાવવાનો પ્રયત્ન કરતાં મેં કહ્યું. "હવે મને પણ ડર લાગે છે, મારા પોતાનાથી ડર લાગે છે ઓલેસ્યા, મને જવા દે!"

તેણે પોતાનો ચહેરો ઉપર ઉઠાવ્યો. જેની ઉપર એક મંદ સ્મિત બંધાઈ રહ્યું હતું.

"મારા વ્હાલા, ડર નહીં," મૂક આંખોમાં અદ્ભુત સાહસ અને અસીમ સ્નેહ છલકાવતાં તેણે કહ્યું. "હું તને કદી કોઈ પણ વાત માટે ઠપકો નહીં આપું કે ન તો તારી અદેખાઈ કરીશ. બસ મને માત્ર એટલું જ કહે કે તું મને પ્રેમ કરે છે કે નહીં?"

"હા, ઓલેસ્યા હા. એક લાંબા સમયથી હું તને દિલોજાનથી પ્રેમ કરું છું. તારા પ્યારે તો મને લગભગ ગાંડો જ બનાવી મૂક્યો છે. પણ હવે વધારે ચુંબન ન કર. હું હજી બહુ અશક્ત છું અને મારું માથું પણ ચકરાય છે. મને મારા પોતાના ઉપર વિશ્વાસ નથી..."

એક વાર ફરી તેના હોઠોએ મારા હોઠોને એક લાંબા મધુરા મીઠા ચુંબનમાં જકડી લીધા. તે સમયે તેણે શું કહ્યું તે હું સાંભળી શક્યો નહોતો પણ મારી ધારણા છે કે હોઠો હોઠોમાં જ તે કહી રહી હતી: "તો પછી ગભરાય નહીં અને વધારે કોઈ ચિંતા કરવી ત્યજી દે. આજનો દિવસ એ આપણો છે. અને તેને કોઈપણ આપણી પાસેથી છીનવી નહીં શકે..."

. . . . . . . . . . . . . . . . . ..

તે આખી રાત પરીઓની વાર્તા જેવી સુંદર અને મોહક હતી. ચંદ્ર ખીલ્યો હતો. ચાંદનીના વિચિત્ર અને રહસ્યમય રંગોમાં આખું જંગલ ડૂબેલું હતું. પ્રકાશના ઝાંખા વાદળી ધબ્બાઓ, ગાંઠાળા ઠૂંઠાઓ, વાંકીચૂકી શાખાઓ અને કળણના નરમ ગલીચા ઉપર ઝગમગતા હતા. ભોજવૃક્ષના પાતળાં સફેદ પડની રૂપરેખા અંધકાર અને ચાંદની વચ્ચે સ્પષ્ટ રૂપે દેખાતી હતી. જ્યારે વિખરાયેલાં પાંદડાં રૂપેરી જીર્ણ જાળીમાં સંતાઈ ગયાં હોય તેમ લાગતું હતું. આમ તેમ ચોતરફ જ્યાં જ્યાં ચાંદની ચીડની શાખાઓને ભેદવામાં અસમર્થ હતી ત્યાં ત્યાં ઘોર અને અભેદ્ય અંધકારનું સામ્રાજ્ય ફેલાયેલું હતું. પરંતુ કેટલાંક એવાં તિમિરાચ્છાદિત

સ્થળ પણ હતાં, જ્યાં કોઈ ભૂલી ભટકી પ્રકાશ રેખા વૃક્ષોની ઘટાઓને ચીરતી કોઈ નાનકડી પગદંડીને પ્રકાશમય કરતી હતી. ચાંદનીથી ચમકતી તે સુંદર પગદંડી છાયાદાર વૃક્ષોથી ઘેરાયેલ એક સડક જેવી લાગતી હતી. જેની ઉપર જાણે ઓબેરોન અને તિતાનિયાનું ભવ્ય આગમન થવાનું હોય તેને માટે યક્ષોએ કાપી કૂપીને વ્યવસ્થિત કરી દીધી હોય તેવી લાગતી હતી. બંને હાથમાં હાથ પરોવી ચુપચાપ તે સ્વપ્ન લોકના જીવંત અને ઉલ્લાસપૂર્ણ વાતાવરણમાં ચાલતાં જઈ રહ્યાં હતાં. જંગલની માયાળુ નિસ્તબ્ધતા તથા એક અદ્વિતીય અલૌકિક આનંદે અમને બંનેને પોતાનામાં સમેટી લીધાં હતાં.

"અરે હું તો તદ્દન ભૂલી જ ગઈ હતી કે તારે જલદી ઘેર પાછા જવું જોઈએ પ્રિયે," અચાનક ઓલેસ્યાએ કહ્યું. "હું પણ કેટલી સ્વાર્થી છું! તું હમણાં જ તો હજી તાવમાંથી સાજો થયો છે અને અહીં હું છું કે તને આટલા લાંબા સમય સુધી જંગલમાં રોકી રાખ્યો છે."

મેં તેને બાથમાં ભીડી આલિંગન આપ્યું. અને તેનાં ઘના કાળા વાળ ઉપરથી શાલ પાછી ખેંચી લીધી.

"ઓલેસ્યા, તને દુઃખ તો નથી થયું ને?" મેં તેના કાન ઉપર ઝૂકતાં એકદમ નરમાશથી કહ્યું. "તું હવે પસ્તાતી તો નથી ને?"

તેણે ધીમેથી પોતાનું માથું ધુણાવ્યું.

"ના. મને કોઈ દુઃખ નથી. પછી ભવિષ્યમાં ભલેને કંઈપણ થાય. ઓહ, હું કેટલી ખુશ છું."

"શું થશે ભવિષ્યમાં?"

તેની આંખોમાં એ જ પરિચિત રહસ્યપૂર્ણ ભય ઘેરાઈ આવ્યો.

"હા, તે જરૂર થશે. મેં તને ફુલ્લીની રાણી વિષે શું કહ્યું હતું તે યાદ છે? હું જ એ રાણી છું. પત્તાંઓએ જે વિપત્તિ વિષે ભવિષ્યવાણી કરી હતી તે મારા જ ભાગ્યમાં લખાયેલી છે. તું જાણે છે, મેં તને મારા ઘેર બિલકુલ ન આવવા કહેવાનો નિશ્ચય કર્યો હતો. પણ એ જ સમયે તું માંદો પડી ગયો. અને લગભગ પખવાડિયાં સુધી મેં તને ન જોયો. તે દિવસોમાં તારી અનુપસ્થિતિમાં મેં પોતાને એટલી એકલી અટૂલી અને ઉદાસ અનુભવી કે જે કહેવું અસંભવ છે. મેં વિચાર્યું કે જો માત્ર એક જ ક્ષણ માટે તારા દર્શન કરવા બદલ આ ધરતી ઉપરની કોઈપણ વસ્તુ ત્યજવાની જરૂર પડે તો પણ હું કદી નહીં ખમચાઉં. તારા પળવારના મિલન માટે હું પોતાનું સર્વસ્વ ન્યોછાવર કરવા તૈયાર હતી. તે જ સમયે



મેં મન પાકું કરીને મારા નિશ્ચયને દૃઢ કર્યો હતો. મેં મનમાં કહ્યું, ભલે જે વિપત્તિઓ આવવાની હોય તે આવે પણ હું મારા આત્માની ખુશી કોઈપણ વસ્તુ માટે કોઈપણ સંજોગોમાં નહીં છોડું."

"તું સાચું કહે છે ઓલેસ્યા. હું પણ તેમ જ અનુભવતો હતો." તેનાં લમણાંને મારા હોઠ વડે સ્પર્શતાં મેં કહ્યું." હું તારાથી જુદો પડ્યો ત્યાં સુધી એ જાણતો નહોતો કે હું તને પ્રેમ કરતો હતો. જેણે પણ એ કહ્યું હોય તે સાચું છે કે પ્રેમ માટે વિયોગ બિલકુલ એવી જ રીતે છે જેવી રીતે આગ માટે પવન. ક્ષુદ્ર પ્રેમને તે ઓલવી નાંખે છે અને સાચા પ્રેમને વધારે પ્રજ્વલિત કરે છે."

"શું કહ્યું તેં? ફરીથી કહે તો જરા," ઓલેસ્યાએ ઉત્સુકતાથી કહ્યું.

મેં તે કહેવત ફરીથી કહી. ધ્યાનમગ્ન ઓલેસ્યા ચુપ થઈ ગઈ. તેના હાલતા હોઠ જોઈને હું સમજી ગયો કે તે મનમાં ને મનમાં એ શબ્દો ફરીથી ઉચ્ચારી રહી છે.

હું તેના ઉપર ઊઠેલા નિસ્તેજ ચહેરાને ધ્યાનથી જોતો હતો. તેની મોટી મોટી કાળી આંખોમાં ચાંદનીનો ઉજ્જવળ પ્રકાશ ઝગમગતો હતો. તે જ ક્ષણે ભાવિ અનિષ્ટની અસ્પષ્ટ આશંકાએ અચાનક મારા હૃદયને નાઉમેદ કરી દીધું.

## ૧૧

કેવા સરસ હતા તે દિવસ! પરીદેશની કલ્પના જેવા માદક સંમોહનથી ભરેલ અમારો અબોધ નિશ્છલ પ્રેમ એક મહિના સુધી ચાલતો રહ્યો હતો. આજે પણ જ્યારે જ્યારે ઓલેસ્યાની અદ્‌ભુત છબી હું યાદ કરું છું ત્યારે ત્યારે તેનાથી સંબંધિત અનેક સુંદર સ્મૃતિઓ મનમાં તાજી થઈ આવે છે—પેલા ઝગમગતાં સૂર્યાસ્ત, ખીણનાં મધુ અને પુષ્પોની સુગંધથી મહેકતી, ઝાકળ ભીની ઉષાઓ, મદમસ્ત તાજગી ભર્યું, પક્ષીઓના કલરવથી ગુંજતું વાતાવરણ, જૂનની ગરમ, ઉનીંદી આળસભરી બપોરો—આ બધું જ મારા મનમાં જેમનું તેમ સચવાયેલું છે... તે આખા સમય દરમિયાન એક એવો વિચિત્ર નશો મારી ઉપર છવાયેલો રહેતો હતો કે જેમાં હું કદી કંટાળો, થાક કે રખડપટ્ટી અનુભવતો નહોતો. કોઈ આદિ દેવના કે સ્વસ્થ જુવાન પ્રાણીની જેમ હું પ્રકાશ અને હૂંફમાં, જીવનની સરસતા અને શાંતિમાં, સ્વસ્થ પ્રેમ અને ઐન્દ્રિય સુખનો રસ ભોગવી રહ્યો હતો.

મારા માંદગીમાંથી સાજા થયાં પછી ઘરડી માનુઈલિખા એટલી તો ચીડિયણ થઈ ગઈ હતી કે મારા પ્રતિ ખુલ્લા તિરસ્કાર અને ઘૃણાભર્યાં ભાવે તે મને મળતી. જેવો હું ઝૂંપડીમાં જઈને બેસતો તેવી જ તે ભઠ્ઠીમાં વાસણ એટલા જોર જોરથી પછાડીને આમ તેમ ખસેડતી કે છેવટે પરેશાન થઈને ઓલેસ્યા અને હું જંગલમાં મળવાનું વધારે પસંદ કરતાં હતાં... લીલાંછમ પાંદડાથી લદાયેલ ચીડનાં ભવ્ય વૃક્ષોની પૃષ્ઠભૂમિમાં અમારો પ્રગાઢ પ્રેમ વધારે ખીલી ઊઠ્યો.

દરરોજ હું વિસ્મય અને કુતૂહલથી ઓલેસ્યાનાં નવાં ગુણો જોતો રહી જતો. અનેક કામોમાં તેની કુશળતા વિલક્ષણ સૂઝબૂઝ અને મૃદુલ શાલીનતા જોઈને એ વાત પર વિશ્વાસ નહોતો થતો કે તે બિલકુલ અભણ છે અને તેનો ઉછેર જંગલમાં થયો છે. પ્રેમનાં કેટલાંક એવાં બાહ્ય અને વિકૃત લક્ષણ હોય છે જે કોમળ ભાવુક વ્યક્તિઓને હંમેશાં લજ્જિત અને પીડિત કરી મૂકે છે. પણ ઓલેસ્યા કેવી રીતે તેમને ટાળવા તે જાણતી હતી. અને તે કામ તેણે એટલા નિખાલસ પાવિત્ર્યથી કર્યું કે એક વખત પણ અમારા સંબંધોને કલુષિત કરતી ભદ્દી સરખામણીની કે શાંકાશીલતાની તક ઊભી થઈ નહોતી. ઓલેસ્યાનાં શુદ્ધ આચરણે અને સદ્‌વ્યવહારે અમારા પ્રેમની પવિત્રતાને કલુષિત થતી હંમેશાં બચાવી હતી.

ધીરે ધીરે ગામ છોડીને જવાનો મારો દિવસ નજીક આવી રહ્યો હતો. હકીકતમાં પેરેબ્રોદની મારી સત્તાવાર ફરજ પૂરી થઈ ગઈ હતી. પણ હું જાણીબૂઝીને મારા શહેરમાં પાછા ફરવાની તારીખ ઠેલતો જતો હતો. મેં હજી સુધી ઓલેસ્યાને આ વિષે એક શબ્દ પણ કહ્યો નહોતો. મારી આવનારી વિદાયના સમાચાર સાંભળીને તેની પ્રતિક્રિયા શી હશે તેની માત્ર કલ્પના કરતાં જ હું ગભરાઈ ઊઠતો હતો. હું કફોડી સ્થિતિમાં હતો. રોજની ટેવે મારામાં ઊંડી જડ ઘાલી લીધી હતી. દરરોજ ઓલેસ્યાને મળવા જવું, તેનો મીઠો અવાજ અને ગૂંજતું હાસ્ય સાંભળવા, તેનાં લાડપંપાળની આહલાદક ક્ષણોનો આનંદ માણવો મારા માટે આવશ્યક જ નહીં પણ અનિવાર્ય બની ગયું હતું. વરસાદના કારણે જ્યારે પણ હું તેને મળવા નહોતો જતો ત્યારે હું પોતાને એટલો અસહાય અને એકાકી અનુભવતો કે મને એમ લાગતું કે જાણે કોઈએ મારી પાસેથી કોઈ અમૂલ્ય નિધિ ન છીનવી લીધી હોય! મને કોઈપણ કામ નીરસ અને નિરર્થક લાગતું. કોઈ કામમાં મન જ ન લાગતું. મારો આત્મા જંગલના વાતાવરણ, તેની હૂંફ



અને પ્રકાશ માટે તથા ઓલેસ્યાના મધુર પરિચિત ચહેરાને જોવા માટે તડપી ઊઠતો.

મારા મનમાં ઘણી વાર ઓલેસ્યા સાથે લગ્ન કરવાનો વિચાર આવ્યો. પહેલાં પહેલાં તો આ વિચાર મારા મગજમાં ક્યારેક ક્યારેક આવતો હતો અને હું વિચારતો કે અમારા સંબંધની અંતિમ પરિણતિ લગ્નમાં પરિણમે તે જ પ્રામાણિક નિવારણ છે. એક જ પરિસ્થિતિ એવી હતી કે જે મને આ નિર્ણયથી પાછો હઠાવતી હતી: હું ઓલેસ્યાને અદ્યતન પોશાકોમાં સજાવીને મારા દીવાનખાનામાં સહકાર્યકરોની પત્નીઓ સામે લઈ જવાની કલ્પના કરવાની હિમ્મત કરી શકતો નહોતો. ઓલેસ્યાની સાથે તેનું જૂનું જંગલનું મોહક વાતાવરણ, તેની પ્રચલિત દંતકથાઓ અને રહસ્યપૂર્ણ બધાં એટલાં અભિન્ન રૂપે જોડાયેલાં હતાં કે તેમને ઓલેસ્યાથી જુદાં પાડી જોવાં મારા માટે અસંભવ લાગતાં હતાં.

પણ જેમ જેમ મારા પ્રસ્થાનનો દિવસ નજીક આવતો ગયો તેમ તેમ હું ઊંડી ઉદાસીનતા અને એકાકીપણાના વધતા ભયની ભાવનાથી ઘેરાવા લાગ્યો. દિવસે દિવસે ઓલેસ્યા સાથે લગ્ન કરવાનો મારો નિર્ણય વધારે દૃઢ બનતો ગયો. પહેલાં તો હું બીતો હતો કે ઓલેસ્યા સાથે લગ્ન કરવાં સમાજને એક દંભપૂર્ણ પડકાર આપવા જેવું હતું પણ હવે મારા મનમાંથી આ બીક પણ દૂર થઈ ગઈ હતી. "ગમે તેમ પણ અમારા સમાજમાં એવા અનેક સદાચારી અને વિદ્વાન પુરુષો છે જેઓએ પોતાની દરજાણો અને નોકરાણીઓ સાથે લગ્ન કર્યાં છે. શું એ ખોટી વાત છે?" આમ વિચારી મેં મારા મતને ફરીથી દૃઢ કર્યો. "અને આવી દંપતીઓનું વૈવાહિક જીવન એટલા આનંદથી વીતે છે કે તેઓ પોતાના જીવનની છેલ્લી ઘડીઓ સુધી પોતાની નિયતિના વખાણ કરે છે. જેણે તેમને આવો નિર્ણય લેવા માટે પ્રેરિત કર્યાં હતાં. હું પણ આશા રાખું છું કે મારું નસીબ પણ કોઈ ખરાબ નથી."

મધ્ય જૂન મહિનામાં એક દિવસ હું હંમેશની જેમ જંગલની પેલી પગદંડીનાં વળાંક પર ઊભો ઊભો ઓલેસ્યાની રાહ જોઈ રહ્યો હતો જે ચીડોની ખિલતી ઝાડીઓની વચ્ચે વાંકો ચૂકો રસ્તો બનાવતી જતી હતી. દૂરથી જ હું તેની હળવી પણ ઝડપી પદચાપને આવતી ઓળખી ગયો.

"મારા પ્રિયતમ, કેમ છે," ઓલેસ્યાએ હાંફતાં હાંફતાં કહીને પોતાના હાથ મારા ગળામાં ભરેવી દીધા. "બહુ લાંબો વખત રાહ જોવડાવી મેં

કેમ ખરુ ને? હું બહું મુશ્કેલીથી આવી શકી છું. દાદીમા સાથે ઝઘડો થઈ ગયો હતો."

"શું તે હજી પણ તારાથી નારાજ છે?"

"અરે હાં! તે કહે છે: 'તે તારું સર્વનાશ કરશે. તારી સાથે ખિલવાડ કરીને અને તારો મન ભરીને રસ લૂટયા પછી તને ત્યજી દેશે. તે તને રત્તીભર પણ પ્રેમ નથી કરતો.'"

"શું તેનો સંકેત મારી તરફ છે?"

"હા, પ્રિયે. પણ હું તેની વાતમાં એક શબ્દ ઉપર પણ વિશ્વાસ નથી કરતી."

"શું તે બધું જાણે છે?"

"ચોક્કસપણે હું કંઈ નથી કહી શકતી. પણ મારું માનવું છે કે તે જાણે છે. જો કે મેં કદી તેની સાથે આ વિષે વાત નથી કરી. પણ તે પોતાની જ અટકળો લગાવે છે. અરે છોડ એ વાતને. ચિંતા કરવાની કોઈ જરૂર નથી. આવ ચાલ."

તેણે હોથોર્ન પરથી એક નાની ડાળી જેની ઉપર કળીઓનો એકગુચ્છો લટકતો હતો તે તોડી ને પોતાનાં વાળમાં ભરાવી. અમે એ પગદંડી ઉપર ધીરે ધીરે લટાર મારવા લાગ્યાં. જ્યાં બપોરનો હળવો ગુલાબી તડકો ફેલાતો હતો.

ગઈ કાલે રાત્રે મેં નિર્ણય કર્યો હતો કે કોઈપણ જોગે ભાગે હું આજે સાંજે તેને બધું જ જણાવી દઈશ. પણ એક વિચિત્ર ભીરુતાએ મારી જીભ સીવી લીધી હતી. મને આશ્ચર્ય થતું હતું કે જો હું ઓલેસ્યાને મારા પ્રસ્થાન વિષે અને તેની સાથે લગ્ન કરવાના મારા નિર્ણય વિષે કહીશ તો શું તે મારી વાતમાં વિશ્વાસ કરશે કે નહીં. ક્યાંક તે એ તો નહીં સમજે કે પ્રસ્થાનના સમાચારથી તેના દિલ પર જે ઊંડો આઘાત પહોંચશે તેની પીડાને ઓછી કરવા માટે જ હું લગ્નનો પ્રસ્તાવ મૂકું છું? "જેવાં અમે પેલા વૃક્ષની નજીક પહોંચીશું કે તરત જ હું કહેવાનું શરૂ કરીશ," મેં મનમાં નિર્ણય કર્યો. અમે તેની નજીક પહોંચ્યાં. મારું દિલ જોર જોરથી ધડકવા લાગ્યું. ગભરાટને કારણે ચહેરો ધોળો પૂણી જવો થઈ ગયો અને ગળું સૂકાવા લાગ્યું. મેં બોલવા માટે ઊંડો શ્વાસ લીધો પણ અણધાર્યે જ મારી હિમ્મત તૂટી ગઈ. થોડી ક્ષણો પછી મેં વિચાર્યું: "મારો ભાગ્યાંક સત્યાવીશ છે. હું સત્યાવીશ સુધી ગણતરી કરીશ અને પછી..." મેં મનમાં ને મનમાં ગણતરી કરવાનું શરૂ કર્યું. પણ સત્યાવીશ ઉપર



પહોંચતાં જ મેં અનુભવ્યું કે મારો નિર્ણય હજી પાકો નહોતો થયો. "ના," મેં મનમાં કહ્યું, "હું સાઠ સુધી ગણું તે વધારે સારું રહેશે... તેથી બરાબર એક મિનિટ પૂરી થશે અને ત્યારબાદ હું ચોક્કસપણે શરૂ કરીશ."

"શું થઈ ગયું છે તને પ્રિયે?" ઓલેસ્યાએ અચાનક મને પૂછ્યું. "તું કંઈક દુ:ખદાયક અપ્રિય વાત વિષે વિચારી રહ્યો હોય એમ લાગે છે. શી વાત છે?"

ત્યારબાદ હું બોલ્યો. એક કૃત્રિમ, અસ્વાભાવિક લાપરવાઈભર્યા સ્વરે. એમ લાગતું હતું કે જાણે હું કોઈ અત્યંત તુચ્છ અને મહત્ત્વહીન વિષયનો ઉલ્લેખ કરી રહ્યો હોઉં. તે સમયે મને પોતાના સ્વર અને શબ્દો પ્રત્યે તિરસ્કાર છૂટી રહ્યો હતો.

"હા, તારું અનુમાન સાચું છે. તે થોડીક અપ્રિય જ વાત છે, ઓલેસ્યા... વાત એમ છે કે આ ગામમાં મારું કામ પૂરું થઈ ગયું છે. મારા ઉપરી અધિકારીઓ મને શહેરમાં પાછો બોલાવવા ઈચ્છે છે."

મેં ત્રાંસી નજરે ઓલેસ્યા તરફ જોયું. તેના ચહેરા ઉપરની રંગત ઊડી ગઈ હતી અને તેના હોઠ થરથર કાંપતા હતા. પણ જવાબમાં તે એક શબ્દ પણ ન બોલી. હું થોડી મિનિટ સુધી તેની સાથે સાથે ચાલતો રહ્યો. તીતીઘોડા જોર જોરથી ટીં ટીં કરતા હતા. દૂર દૂરથી આવતો લેન્ડ્રેલ પક્ષીની ચીંચીંનો એકધાર્યો અવાજ હું સાંભળી શકતો હતો.

"ઓલેસ્યા, હું ચોક્કસપણે માનું છું કે તું એ સમજે છે," મેં ફરીથી નવેસર શરૂ કર્યું. "કે હું હંમેશાં માટે અહીં નહીં રહી શકું. ન તો મારી પાસે અહીં રહેવા માટે કોઈ જગ્યા છે. અને વળી મારે મારી કામની જવાબદારી ફરજોની પણ અવગણના ન કરવી જોઈએ."

"ના, હું માનું છું... કે ન જ કરવી જોઈએ... તું સાચું કહે છે— તે તો એકદમ સ્પષ્ટ વાત છે." શાંત દેખાવાનો પ્રયત્ન કરતાં તેણે જવાબ આપ્યો. પણ તેના અવાજમાં એટલી ભાવહીનતા અને એવી શૂન્યતા ભરાયેલી હતી કે હું ભયભીત થઈ ગયો. "સૌથી પહેલાં પોતાનું કર્તવ્ય. પછી બીજું બધું... તારે અવશ્ય જવું જ જોઈએ."

તે એક વૃક્ષના સહારે ઊભી રહી ગઈ. તેનો ચહેરો હળદર જેવો પીળો પડી ગયો હતો. નિર્જીવ, નિષ્પ્રાણ જેવા હાથ લટકતા હતા અને તેના હોઠો ઉપર દયનીય વ્યથા ભર્યું સ્મિત રમતું હતું. તેના ચહેરાની

પીળાશને જોઈને હું ગભરાઈ ગયો. મેં ઝડપથી તેની પાસે જઈને તેના હાથ પકડી લીધા.

"ઓલેસ્યા! આ શું થઈ ગયું, ઓલેસ્યા પ્રિયે? તને આ શું થઈ ગયું?"

"કંઈ નહિ... ચિંતા ન કરો... મને ખેદ છે... પણ હું હમણાં જ ઠીક થઈ જઈશ. જરા માથું ભમવા લાગી ગયું હતું."

તેણે પગલું ઉપાડીને આગળ વધવાનો પ્રયત્ન કર્યો. પોતાનો હાથ તેણે મારા હાથમાં જ પડ્યો રહેવા દીધો.

"ઓલેસ્યા, કોણ જાણે હમણાં જ તારા મનમાં મારા પ્રતિ કેટલા ખરાબ વિચારો આવ્યા હશે," મેં ઠપકાભર્યા સ્વરે કહ્યું. "છી: છી: ઓલેસ્યા! તું પણ એમ વિચારે છે કે હું તને છોડીને જતો રહીશ? ના, મારી વ્હાલી. ના. એ સંભવ નથી. પ્યારી ઓલેસ્યા, હકીકતમાં આજે રાત્રે જ હું તારી દાદીમાને કહેવા ઇચ્છું છું કે તું મારી પત્ની બનવા જઈ રહી છે અને તે કારણે જ મેં આ વાત છેડી હતી."

મને એ જોઈને ઊંડું આશ્ચર્ય થયું કે તે મારી વાત સાંભળીને જરા પણ વિસ્મિત ન થઈ.

"તારી પત્ની?" ઉદાસીનતાથી ધીરે ધીરે તેણે પોતાનું માથું ધુણાવ્યું. "ના, પ્યારા વાન્યા, ના, તે અસંભવ છે!"

"પણ શા માટે, ઓલેસ્યા? શા માટે?"

"ના, કદી નહિ. તું પોતે જાણે છે કે તે વિષે વિચાર કરવો પણ મૂર્ખામીભર્યું છે. શું હું તારી પત્ની બનવા યોગ્ય છું? તું એક સદ્‌ગૃહસ્થ છે. તું હોશિયાર અને ભણેલોગણેલો છે, જ્યારે હું? શા માટે? હું તો વળી વાંચી પણ શકતી નથી અને એ પણ નથી જાણતી કે કેવી રીતે ઊઠવું, બેસવું..." મને પોતાની પત્ની બનાવીને શરમના માર્યે તું પોતાનું માથું પણ ઊંચું નહિ ઉઠાવી શકે..."

"કેવી વાહિયાત વાતો કરે છે, ઓલેસ્યા!" મેં ઉત્તેજિત થઈને તેનો પ્રતિવાદ કર્યો. "આજથી છ મહિનાની અંદર અંદર તું એટલી બદલાઈ જશે કે તું પોતે પોતાને નહિ ઓળખી શકે. તું એ વાત જરાપણ નથી જાણતી કે તું કેટલી ચતુર અને બુદ્ધિમાન છે. ઓલેસ્યા, આપણે બંને સાથે મળીને ઘણાં સારાં સારાં પુસ્તકો વાંચીશું, ભલાં અને બુદ્ધિમાન લોકોને મળીશું, વિશાળ વિશ્વની સહેલ કરીશું. આપણે હમણાં જ જેવાં છીએ તેવાં જ આપણી આખી જિંદગી સુધી એક સાથે જ રહીશું. તારા



કારણે શરમ આવવાની વાત તો ક્યાંય દૂર રહી પણ ઊલટાનો મને તારા ઉપર ગર્વ થશે. હું જીવનભર તારા પ્રતિ કૃતજ્ઞ રહીશ, ઓલેસ્યા!"

મારા મર્મસ્પર્શી ભાષણના ઉત્તરમાં ઓલેસ્યાએ ભાવાકુળ થઈ મારો હાથ પકડી લીધો પણ પોતાના નિશ્ચય ઉપર અડગ રહી.

"પણ આટલું જ પૂરતું નથી!.. બીજી પણ એવી ઘણી વાતો છે જે કદાચ તું જાણતો નથી... મેં આજ સુધી કદી તને કહ્યું નથી... મારા પિતા નથી... હું જારજ સંતાન છું."

"ઓલેસ્યા, બસ હવે એ બધું મને કહેવાનું રહેવા દે... મને તેમાં કોઈ દિલચસ્પી નથી. મારા માટે સૌથી મહત્ત્વની વાત છે—તારો પ્રેમ. તારાં માબાપ ભલે ગમે તે હોય કે ન હોય મારે તેની સાથે કોઈ લેવા દેવા નથી. મને બીજી કોઈ વાતની ચિંતા નથી કારણ કે તું મને મારાં માતાપિતા તથા આખી દુનિયાથી પણ વધારે વ્હાલી છે. આ બધાં વાહિયાત અને તુચ્છ બહાનાં છે. આનો સહારો લઈ મને ટાળવાનો પ્રયત્ન ન કર!"

તેણે કોમળ વિનીત ભાવે પોતાના ખભા મારા ખભા સાથે દબાવ્યા.

"મારા વ્હાલા! જો તેં આ વાત છેડી જ ન હોત તો વધારે સારું થયું હોત. તું હજી જુવાન છે અને મુક્ત છે. શું તું એમ વિચારે છે કે હું તને આખી જિંદગીભર હાથ પગ બાંધીને રાખી શકતી હતી? તું પાછળથી બીજી કોઈ સ્ત્રીને પ્રેમ કરવા લાગે તો શું થશે? એ સમયે તું મારાથી નફરત કરવા લાગશે. હું તને તારા રસ્તામાં રોડા જેવી લાગીશ અને જ્યારે હું તારી સાથે લગ્ન કરવા તૈયાર થઈ હતી એ ઘડીને શાપ આપવા લાગશે. પ્રિયે નારાજ ના થઈશ!" મારા ચહેરા ઉપર વ્યથાના ભાવ જોતાં તેણે અભ્યર્થનાભર્યા સ્વરે કહ્યું. "હું તને દુ:ખ પહોંચાડવા નથી ઇચ્છતી. હું તો માત્ર તારા સુખ અને ખુશી વિષે વિચારું છું. તું દાદીમા વિષે તો બિલકુલ ભૂલી જ ગયો લાગે છે. તું પોતે જ વિચાર—શું તને એકલી છોડીને મારા જતા રહેવું એ ઉચિત છે?"

"આપણે તેના માટે પણ કોઈ સગવડ કરી લઈશું." સાચું પૂછો તો દાદીમા વિષેનો વિચાર મારા મનમાં પણ આવ્યો નહોતો. "જો તે આપણી સાથે રહેવા નહિ ઇચ્છે તો કોઈપણ શહેરમાં ધર્મશાળામાં રહી શકશે. જ્યાં તેના જેવી ઘરડી સ્ત્રીઓને જરૂરી સુખ સગવડ અને આરામ આપવામાં આવે છે.

"ના, ના, એ અસંભવ છે. એ જંગલ છોડીને બીજે કોઈ ઠેકાણે નહિ જાય. તે લોકોથી બહુ ડરે છે."

"ઓલેસ્યા, છેવટે આનો નિર્ણય તો તારે જ કરવો પડશે. દાદીમા અને મારી વચ્ચે તારે એકની પસંદગી કરવી પડશે. માત્ર એક વાતનું ધ્યાન રાખજે કે તારા વિના મને જીવન અસહ્ય બોજારૂપ લાગશે."

"મારા પ્રિયતમ!" તેણે ઊંડી કોમળતા સભર સ્નેહમય સ્વરે કહ્યું. "મારા માટે આટલા શબ્દો કહેવા માટે હું તારી ખૂબ ખૂબ કૃતજ્ઞ છું... નેં મારા દિલને અત્યંત હૂંફ આપી છે. પણ તેમ છતાં હું તારી સાથે લગ્ન નહિ કરી શકું. જો તને કોઈ વાંધો ન હોય તો જેવી હું આજે છું તેવી જ આજીવન તારી સાથે રહેવા તૈયાર છું. પણ માત્ર થોડી રાહ જો, આટલી ઉતાવળ ન કર. વિચારવા માટે મને થોડો સમય આપ. મારે આ વિષે દાદીમા સાથે પણ વાત કરવી જોઈએ."

"ઓલેસ્યા, આમ જો," અચાનક વીજળીની જેમ ચમકી ઊઠેલો નવો વિચાર આવતાં મેં કહ્યું. "લગ્નને માટે જે આનાકાની કરી રહી છે તે શું એટલા માટે તો નથી કે તને દેવળમાં જવાની બીક લાગે છે?"

વાસ્તવમાં મારે લગ્નની વાત કદાચ આ જ વિષયને લઈને શરૂ કરવી જોઈતી હતી. આના સંબંધમાં હું ઓલેસ્યા સાથે પ્રાયઃ દરરોજ ચર્ચા કરતો હતો અને તેને એ સમજાવવાનો પ્રયત્ન કરતો હતો કે તેનો આ ભય તદ્દન નિરાધાર અને નિરર્થક છે કે જાદુમંતર કરવાને કારણે તેનું કુટુંબ અભિશાપ ગ્રસ્ત થઈ ગયું છે. રુસમાં લગભગ પ્રત્યેક બુદ્ધિજીવી જ્ઞાન પ્રચારક હોય છે. પાછલાં દાયકાઓથી રુસી સાહિત્યએ આ તત્ત્વો અમારા લોહીમાં ઘોળી દીધાં છે. જો ઓલેસ્યા કટ્ટર ધાર્મિક વિચારો ધરાવતી સ્ત્રી હોત, જો તે એકપણ ઉપવાસ પાડ્યા વિના બધાં જ ઉપવાસ મક્કમપણે કરતી હોત અને જો નિયમિત રૂપે દેવળમાં દર્શને જતી હોત તો હું તેના ધાર્મિક વિચારો ઉપર હળવો કટાક્ષ (હળવો કટાક્ષ એટલા માટે કે હું પોતે ધર્મમાં વિશ્વાસ રાખું છું) કરવામાંથી કદી ન ચૂકતો અને હર ઘડી તેની બૌદ્ધિક જિજ્ઞાસા અને ચેતનાને જાગૃત કરવાનો સતત પ્રયત્ન કરત. પણ ઓલેસ્યાએ મારાથી પોતાના મનની કોઈ વાત છુપાવી નહોતી. તેનો એ અબોધ અને દૃઢ વિશ્વાસ હતો કે તેના કુળનાં લોકોએ ભગવાનથી સંબંધ તોડીને પૈશાચિક શક્તિઓ સાથે પોતાના સંબંધ જોડી લીધા છે. તે ભગવાનનું નામ લેવામાં પણ બીતી હતી.

તેના અંધવિશ્વાસને હચમચાવી મુકવાનાં મારા પ્રયત્નો વ્યર્થ હતા. ક્યારેક ક્યારેક ખૂબ કઠોર અને ક્રૂર પણ થઈ જતાં મારાં બધાં તર્ક અને



જ્ઞાન એક રહસ્યમયી અને દૈવાધીન નિયતિ પર તેના વિનમ્ર વિશ્વાસની સામે ચૂરે ચૂરા થઈ જતાં હતાં.

"ઓલેસ્યા, તું દેવળમાં જવાથી બીએ છે?" મેં ફરીથી પૂછ્યું.

તેણે ચુપચાપ માથું નમાવ્યું.

"તું વિચારે છે કે ભગવાન તને નહિ સ્વીકારે?" મેં ઉત્તેજિત થઈને આગળ કહ્યું. "તું એમ વિચારે છે કે તે તને પોતાની દયાથી વંછિત રાખશે? લાખો દેવદૂતો જેને આધીન છે, ધરતી પર અવતરીને માનવકલ્યાણ માટે જેણે અપમાનજનક અને ભયાનક મૃત્યુને ગળે લગાડ્યું છે, શું તે તને ક્ષમા નહિ આપે? તું તે પરમાત્મામાં વિશ્વાસ નથી કરી શકતી કે જેણે ડાકુ અને હત્યારાને સ્વર્ગમાં સ્થાન આપ્યું, જેણે પતિત પથભ્રષ્ટ નારીના પ્રાયશ્ચિતને ગૌરવ આપ્યું હતું?.."

ઓલેસ્યા માટે આ બધી વાતો કંઈ નવી નહોતી. પહેલાં અમે ઘણીવાર આ વિષે વાત કરી ચૂક્યાં હતાં. પણ આ વખતે તેણે મારી એક વાત ન સાંભળી. તેણે ઝડપથી પોતાની શાલ ઉતારી ગૂચમૂચ વાળીને મારા ચહેરા પર ફેંકી મારી. પછી તો એક રમતિયાળ ગમ્મતમાં અમારી વચ્ચે ગુત્થમ ગુત્થા શરૂ થઈ ગઈ. મેં તેના વાળમાંથી હોથોર્નનાં ફૂલ ખેંચવાનો પ્રયત્ન કર્યો. ખેંચાતાણીમાં તે પડી ગઈ અને સાથે મને પણ નીચે ખેંચી ગઈ. અમે બંને ખુશીથી હસતાં હતાં. તેણે હાંફવાને કારણે થોડાક ખૂલી ગયેલા પોતાના ગરમ મીઠા હોઠ મારા હોઠ પર મૂકી દીધાં.

તે દિવસે મોડી રાતે જ્યારે અમે એકબીજાથી જુદા પડીને ખાસ્સાં એટલાં દૂર પહોંચી ગયાં હતાં ત્યારે મેં ઓલેસ્યાને મને બોલાવતો સાંભળી. "વાન્યા, એક મિનિટ ઊભો રહે. હું તને કંઈક કહેવા ઈચ્છું છું!"

હું તેને મળવા પાછો ફર્યો. તે મારી તરફ દોડી. આભમાં બીજનો રૂપેરી ચાંદ ઊગ્યો હતો. તેની ઝાંખી ચાંદનીમાં મેં જોયું કે ઓલેસ્યાની આંખો મોટાં મોટાં આંસુઓથી ભરેલી હતી.

"ઓલેસ્યા, આ શું છે?" મેં ચિંતિત સ્વરે પૂછ્યું.

તેણે મારા હાથ પકડી લઈને વારાફરતી તેમને ચૂમવાનું શરૂ કર્યું.

"વાન્યા, પ્યારા વાન્યા! તું કેટલો સારો છે! કેટલો માયાળુ છે!" તેણે કાંપતા સ્વરે કહ્યું. "હું હમણાં વિચારતી હતી કે તું મને કેટલો પ્રેમ કરે છે. મારી હાર્દિક ઈચ્છા છે કે કોઈ પણ રીતે હું તારા કામે આવી શકું. કોઈપણ રીતે તને ખૂબ ખૂબ મદદ કરી શકું."

"ઓલેસ્યા, મારી પ્યારી પગલી, શાંત થા... આમ પોતાને હેરાન પરેશાન ન કર!.."

"સારું, મને એક વાત કહે," તેણે આગળ કહ્યું. "જો હું કોઈક દિવસ દેવળમાં જાઉં તો તને ખુશી થશે? મને માત્ર એકદમ સાચી વાત કહેજે. તારા દિલની સાચી વાત."

હું વિચારમાં પડી ગયો. મારા મનમાં એક વિચિત્ર વહેમ ઊઠી રહ્યો હતો: શું દેવળમાં તેનું જવું કોઈ અનિષ્ટકારી તો નહિ બને?

"તું ચૂપ કેમ થઈ ગયો? મને જલ્દી કહે, શું તું ખુશ થશે કે પછી તું તેને કોઈ મહત્ત્વ ન આપતાં દરકાર નહિ કરે?"

"ઓલેસ્યા, સમજણ નથી પડતી હું કેવી રીતે કહું, શું કહું," હું ખમચાયો. "હા, હું માનું છું કે હું ખુશ થઈશ. મેં ઘણી વાર તને કહ્યું છે કે પુરુષ કદાચ ધર્મ અને પરમાત્મામાં વિશ્વાસ ન કરે, કે પછી ભલે તે તેની હાંસી કેમ ન ઉડાવે. પણ સ્ત્રી, સ્ત્રીની વાત જ જુદી છે. સ્ત્રીએ કોઈપણ જાતની શંકાઆશંકા વિના ધાર્મિક હોવું જોઈએ. હું હંમેશાં એમ અનુભવું છું કે જ્યારે સ્ત્રી સહજ અને મધુર આસ્થા સાથે ઈશ્વરનાં આશ્રમની સામે પોતાનું સર્વસ્વ અર્પણ કરે છે ત્યારે જ તેના નારીત્વની સુંદર પુનિત અભિવ્યક્તિ થાય છે."

હું પળવાર રોકાયો. ઓલેસ્યાએ કોઈ જવાબ ન આપ્યો. તેણે પોતાનું માથું મારી છાતી પર ઢાળેલું હતું.

"પણ શા માટે તેં મને આ વિષે પૂછ્યું?" મેં પૂછતાછ કરી.

તે ચોંકી ઊઠી.

"કંઈ નહિ. હું માત્ર જાણવા ઇચ્છતી હતી. ભૂલી જા એ વાત. સારું તો બસ હવે હું જાઉં છું. પ્રિયે, કાલે ચોક્કસ આવજે."

તે જતી રહી. હું બહુ વાર સુધી ઝડપથી ક્ષીણ થતાં પદચાપને સાંભળતો અંધારામાં આંખો ફાડી તાકતો ઊભો રહ્યો. અચાનક એક ભયંકર અનિષ્ટની આશંકા મારા આત્મામાં ઘેરાઈ વળી મારા મનમાં એક અદમ્ય પ્રેરણા ઊઠી કે હું ઓલેસ્યાની પાછળ દોડીને રસ્તામાં વચ્ચે જ તેને રોકી લઉં અને તેને વિનંતી કરું કે તે દેવળમાં ન જાય. જો તે મારી વિનંતી ન માને તો જબરદસ્તી તેની પાસેથી વચન લઈ લઉં. પણ મેં મારા આવેશને કાબૂમાં લીધો. અને ઘર તરફ જવાં પાછળ ફરતાં મોટેથી કહ્યું: "પ્યારા વાન્યા, એમ લાગે છે કે તું પોતે અંધવિશ્વાસોનો શિકાર બની રહ્યો છે."



અરે ભગવાન! શા માટે મેં તે દિવસે મારા અંતઃમનનો અવાજ ન સાંભળ્યો? આજે મારો દૃઢ વિશ્વાસ થઈ ગયો છે કે ગુપ્ત ભાવિની પ્રેરણા ભલેને ગમે તેટલી ધૂંધળી અને અસ્પષ્ટ હોય પણ કદી મિથ્યા નથી હોતી.

## ૧૨

સંજોગવશાત્ એવું બન્યું કે અમારી મુલાકાતના બીજા દિવસે ટ્રિનિટિ* રવિવાર હતો. ધાર્મિક પર્વની ઉજાણી તે વર્ષે શહીદ તીમોફેઈ દિવસ ઉપર થવાની નિશ્ચિત થઈ હતી. પ્રચલિત દંતકથા અનુસાર તે દિવસે પાક ખરાબ થવાનાં ચિહ્નો પ્રગટ થાય છે. પેરેબ્રોદ ગામમાં દેવળ તો હતું પણ પાદરી નહોતો. લેંટ અને બીજાં ધાર્મિક ઉત્સવોનાં મુખ્ય અવસરો પર વોલ્યે ગામનો પાદરી જ અહીં પ્રાર્થના કરવા આવતો હતો.

તે દિવસે કંઈ કામ માટે મારે પડોશના ગામમાં જવું પડે તેમ હતું. હું સવારે આઠ વાગ્યે જ ઘોડા ઉપર સવાર થઈ નીકળી પડયો. તે સમયે સાંજ ઠંડી હતી. ઘણા વખત પહેલાં જ મેં આસપાસના ગામની મુલાકાતો પર જવા માટે છ સાત વરસનો નાનો ઘોડો ખરીદ્યો હતો. ઘોડો સ્થાનીય નસલનો હતો પણ તેના ભૂતપૂર્વ માલિક જમીન સર્વેક્ષક હતા. તેમણે ખૂબ હોશિયારીથી તેનું લાલનપોષણ કર્યું હતું. ઘોડાનું નામ હતું તારાન્ચીક. મને તે ઘોડો બહુ ગમી ગયો હતો. તેની મજબૂત સુઘડ ટાંગો, માથા પર ઝૂલતા ભરાવદાર વાળ, તેની નીચે કોપાયમાન, શંકિત આંખો ચમકતી રહેતી હતી, તથા તેના જોરથી ભીંચેલા હોઠ મને બહુ આકર્ષક લાગતા હતા. તેનો રંગ પણ સામાન્ય અને રમૂજકારક હતો—ઉંદર જેવો ભૂખરો રંગ હતો પણ તેના શરીરના પાછલા ભાગ ઉપર સફેદ અને કાળા ધબ્બા પડેલા હતા.

મારે ગામના એક છેડેથી બીજા છેડા સુધી જવું પડયું. દેવળ અને કાપીઠા વચ્ચેના વિશાળ લીલાછમ ચોક વોલોશા, ઝુલ્ન્યા અને પેચાલોવ્કા પડોશી ગામોમાંથી આવેલા ખેડૂતોની ગાડીઓની લાંબી કતારોથી સંપૂર્ણપણે ભરાઈ ગયો હતો. ખેડૂતો પોતાની પત્નીઓ અને બાળકો સાથે ઉજાણી

---

*ખ્રિસ્તી ધર્મમા પિતાં, પુત્ર અને પવિત્ર આત્મા એ ત્રણે મળીને બનેલો એક ઈશ્વર.—અનું.

મનાવવા આવ્યા હતા. ગાડીઓની વચ્ચે લોકો ધાંધલધમાલ મચાવી રહ્યાં હતાં. વહેલી સવાર તથા કડક નિયમો હોવા છતાં પણ કેટલાંક લોકો પીધેલાં હતાં. (તહેવારો અને રાતના સમયે દારૂપીઠાંનો ભૂતપૂર્વ માલિક ગ્રૂલ ચોરીછૂપી વોદ્કા વેચતો હતો) સવારથી જ બિલકુલ પવન નહોતો અને હવામાં બફારો હતો. હવા ભેજવાળી હતી અને દિવસે અસહ્ય ગરમી પડશે તેનું અનુમાન કરી શકાતું હતું. ચાંદી જેવી ચમચમતી સફેદ ધૂળથી ઢંકાયેલ અતિ ઉષ્ણ આકાશમાં નાનકડું પણ વાદળું ભટકતું નજરે નહોતું પડતું.

શહેરમાં મારું કામ પતાવીને હું જમવા માટે એક વીશીમાં ગયો. યહૂદીઓની ઢબે રાંધેલી પાઈક માછલી જ જલદી ખાઈ લીધા પછી એકદમ ખરાબ મટિયાળા રંગની બીયર પીને હું ઘર તરફ નીકળ્યો. પણ રસ્તામાં લુહારની દુકાન પાસેથી પસાર થતાં મને યાદ આવ્યું કે કેટલાક દિવસથી તારાન્ચીકની આગલી ડાબી ટાંગની નાળ ઢીળી થઈ ગઈ છે. હું તે બદલાવવા માટે ત્યાં જ રોકાઈ ગયો. તે કામમાં મારી બીજો કલાક કે દોઢ કલાક નીકળી ગયો. તેથી જ્યારે હું પેરેબ્રોદ પહોંચ્યો ત્યારે બપોરના લગભગ ચારથી પાંચ વચ્ચેનો સમય થયો હતો.

ચોકમાં દારૂડિયાઓનાં ઝુંડનાં ઝુંડ શોરબકોર મચાવતાં, હસતાં બોલતાં ફરી રહ્યાં હતાં. દારૂપીઠાનું આંગણું અને ગલીયારું ધક્કામુક્કી કરતાં ગ્રાહકોની અપાર ભીડથી ખચાખચ ભરાયેલું હતું. પેરેબ્રોદનાં રહેવાસીઓ પણ પાસ પડોશનાં ગામોમાંથી આવેલાં ખેડૂતોમાં મળી ગયાં હતાં અને પોતાની ગાડીઓની નીચે છાયામાં ઘાસ ઉપર બેસી આરામ કરી રહ્યાં હતાં. દરેકે દરેક જગ્યાએ પાછળ વળેલાં માથાં અને હવામાં ઊઠેલી બોતલો દેખાતી હતી. તે ભીડમાં એક પણ વ્યક્તિ એવી નહોતી કે જેનાં હોશ હવાસ દુરસ્ત હોય. લોકોનો નશો એક એવી ચરમ સીમા ઉપર પહોંચી ચૂક્યો હતો કે દરેક ખેડૂત છાતી ઠોકીને ગર્વોન્મત ભાવે પોતાના છાકટાપણા વિષે મીઠું મરચું ભભરાવીને સંભળાવવા લાગે છે, ભારે કદમોથી લથડાતાં લથડાતાં ઝૂલતાં ચાલે છે, માથું હલાવતાં જ સાથળ ડગમગી જાય છે, ઘૂંટણ ઝૂકી જાય છે અને અચાનક પોતાનું સમતોલન ગુમાવીને પાછળની તરફ પડવા લાગે છે. ઘોડા ઉદાસીન ભાવે ભૂસું ખાઈ રહ્યા હતા અને તેમની આસપાસ બાળકો ઉછળકૂદ કરતાં ઘોંઘાટ કરી રહ્યાં હતાં. ક્યાંક ક્યાંક કોઈ રડતી કણસતી સ્ત્રી નશામાં ચૂર પોતાના પતિ ઉપર ગાળોની વર્ષા વરસાવી રહી હતી અને તેને બાંયોથી પકડીને ઘસેડતી ઘર તરફ



ખેંચીને લઈ જઈ રહી હતી... એક વાડની છાયામાં વીસેક સ્ત્રીપુરુષો એક આંધળા ગાયકની ફરત બેઠાં હતાં. જે વાજું વગાડી ગાતો હતો. ગાવાની સાથે તે કાંપતા અવાજે ગણગણતો પણ હતો. તેના ભારે ગૂંજતા સ્વર ભીડના કોલાહલને ચીરતાં ચારે બાજુ પ્રસરી રહ્યા હતા. તે એક પ્રાચીન અને પરિચિત ગીત ગાઈ રહ્યો હતો:

હો, સાંજનો સૂરજ ડૂબી ગયો,
રાત અંધારી છવાઈ ગઈ.
તુર્કી લૂટેરા ચઢી આવ્યા,
પ્રેતલોકનાં શ્યામલ વાદળાં સરીખાં.

કથાકાવ્યમાં આગળ કહેવામાં આવ્યું છે કે જ્યારે તુર્કી સેનાઓ પોચાયેવ મઠ પર હુમલો કરી અધિકાર ન જમાવી શકી ત્યારે તેમણે છળકપટનો આશ્રય લીધો. તેમણે મઠમાં એક મીણબત્તી ભેટરૂપે મોકલી જેમાં બંદૂકનો દારૂ ભરેલો હતો. બળદોની બાર જોડીઓ દ્વારા એ મીણબત્તી પહોંચાડવામાં આવી હતી. ખુશ થયેલાં યતિઓ દેવીની પ્રતિમા સામે પોચાયેવની મીણબત્તી સળગાવવા જવામાં જ હતા પણ ભગવાને અ ઘોર અપરાધથી તેમને ઉગારી લીધાં:

પાદરીને થયાં સાક્ષાત્કાર—
પ્રભુએ તેને ચેતવ્યો હતો
લઈ જા મીણબત્તી મેદાનમાં
કરી દે ટૂકડે ટૂકડા તલવારથી.

અને યતિઓએ તેમ કર્યું:

લઈ ગયા મીણબત્તી મેદાનમાં
કર્યા ટૂકડે ટૂકડા તલવારથી
નીકળ્યા અંદરથી દારૂગોળા
જે વિખરાઈ ગયા ચોતરફ.

મેદાનની ગરમ હવામાં વોદ્કા, ડુંગળી, ઘેટાંના ચામડાંના કોટ, ઘેર ઉગાડેલા તમાકુની તીવ્ર વાસ અને ગંદા પરસેવાવાળા માણસોનાં શરીરની મિશ્રિત દુર્ગંધ પ્રસરેલી હતી. ભીડમાંથી સાવધાનીથી રસ્તો કરતો અને

વચકેલા તારાન્ચીકને મહામુશ્કેલીએ પુચકારતાં પુચકારતાં હું આગળ વધતો હતો. લોકો ચુપચાપ રસ્તાની એક તરફ ઊભા રહી મને અશિષ્ટાચાર, કુતૂહલ અને દુશ્મનાવટ ભર્યા ભાવે ઘૂરી રહ્યાં હતાં. ગામની પ્રાચીન પ્રથાથી વિપરીત તેઓમાંથી કોઈએ મને જોઈને પોતાની ટોપી નહોતી ઉતારી પણ મારા આવતાંની સાથે ભીડનો શોરબકોર ઘણો ઓછો થઈ ગયો હતો. અચાનક ભીડની વચ્ચે ક્યાંકથી દારૂડિયાની ખોખરા અવાજવાળી બૂમ ગૂંજી ઊઠી. હું તેના શબ્દો સાંભળી શક્યો નહોતો પણ તે સાંભળીને લોકો જોર જોરથી અટ્ટહાસ્ય કરવા લાગ્યાં. એક ભયભીત સ્ત્રીએ બરાડા પાડનાર એ વ્યક્તિને રોકવાનો પ્રયત્ન કર્યો.

"ઓ મૂરખ, મોં બંધ કર! શા માટે ગળું ફાડીને બરાડી રહ્યો છે? કદાચ તે તને સાંભળી જશે તો?"

"સાંભળી લેશે તો શું થઈ જશે?" માણસ નીડરતાપૂર્વક જોરથી બરાડયો. "તે કોઈ મારો ઓફિસર કે વડો છે? આ કોઈ જંગલ થોડું છે કે જ્યારે મન થયું ત્યારે પોતાની..."

. . . . . . . . . . . . . . . .

એક લાંબુ અશ્લીલ અને ભયાનક વાક્ય હવામાં ગૂંજી ઊઠયું. જે સાંભળીને ભીડનાં લોકો શોરબકોર મચાવતાં હસવા લાગ્યાં. મેં ઝડપથી ઘોડો વાળી લીધો અને હાથમાં ચાબુક પકડી લીધી. તે સમયે હું ગુસ્સાથી ગાંડોતૂર થઈ ગયો હતો. મારા હૃદયમાં એવો પ્રચંડ ક્રોધાગ્નિ પ્રજ્વલિત થવા લાગ્યો હતો જેમાં ભય અને તર્ક બળીને ભસ્મ થઈ જાય છે. અચાનક મારા મનમાં એક વિચિત્ર વિષાદપૂર્ણ વિચાર ઊદ્ભવ્યો: "આ બધું મારા જીવનમાં પહેલાં કદી પણ થઈ ચૂક્યું છે." મને લાગ્યું કે જાણે મેં આ દૃશ્ય ઘણાં વર્ષો પહેલાં પણ ક્યાંક જોયું હતું. આજની જેમ જ ધોમ ધખતો સૂરજ હતો. એક વિશાળ મેદાનમાં જોર જોરથી શોરબકોર કરતાં ઉત્તેજિત લોકોની ભીડમાં આજની જેમ જ ઘેરાઈ વળ્યો હતો. ગુસ્સામાં ધૂઆંપૂઆં થતો આજની જેમ જ હું પાછો ફરી ગયો હતો. "પણ ક્યાં આ ઘટના થઈ હતી? ક્યારે? "મેં ચાબુક નીચી કરીને ઘોડાને ઘર તરફ દોડાવાનું શરૂ કર્યું.

યાર્મોલા ધીમે ધીમે રસોડામાંથી બહાર આવ્યો. તેણે ઘોડો સંભાળ્યો અને કર્કશ અવાજે કહ્યું: "સાહેબ, મારીનોવકાની જાગીરનો કારભારી ઓરડામાં તમારી રાહ જુએ છે."

મને લાગ્યું કે તે કોઈ કડવી અને મહત્ત્વપૂર્ણ વાત મને કહેવા જઈ



રહ્યો હતો. એક વિદ્વેષપૂર્ણ, વ્યંગાત્મક હાસ્યની હળવી છાયા તેના ચહેરા ઉપર ઉભરાઈ આવી હતી. હું થોડીવાર સુધી જાણીબૂઝીને ઉંબરામાં રોકાઈ ગયો. ઓરડામાં દાખલ થતાં પહેલાં મેં પાછળ ફરીને ઉધ્ધત ભાવે તેની તરફ જોયું. પણ તે તો મોં ફેરવીને ઘોડાને તબેલા તરફ લઈ જઈ રહ્યો હતો. તારાન્ચીક પોતાની ગરદન ઉપર ઉઠાવીને તેની પાછળપાછળ સંભાળીને જતો હતો.

મારા ઓરડામાં પડોશની જાગીરનો કારભારી નિકીતા મીશ્ચેન્કો બેઠો હતો. તેણે ભૂખરા રંગનુ ટૂંકું જાકીટ, જેની ઉપર કત્થઈ રંગની ધારીઓ પડેલી હતી, અને સાંકડું વાદળી પાટલૂન અને ભડકીલા રંગની ટાઈ પહેરેલી હતી. પોતાનાં તેલથી લથપથ વાળોની વચ્ચોવચ્ચ પાંથી પાડેલી હતી અને તેના કપડામાંથી 'પર્શિયન લાયલક' સુગંધ આવી રહી હતી. મને જોતાં જ તે ખુરશીમાંથી એકદમ ઊછળીને ઊભો થયો અને પ્રણામ કરવા માટે પોતાની કમર બમણી કરતો ઝૂક્યો. તે દાંત ફાડીને હસતો હતો જેથી તેના બંને જડબાનાં પીળાં અવાળાં દેખાતાં હતાં.

"નમસ્તે," પ્રસન્ન ભાવે તેણે વાતચીત કરવાનું શરૂ કર્યું. "તમને મળીને ઘણો આનંદ થયો... પ્રાર્થના પૂરી થયા બાદ હું અહીં આવી ગયો હતો અને ત્યારથી તમારી રાહ જોઉં છું. તમને મળ્યાને ઘણો લાંબો સમય વીતી ગયો હતો તેથી મને થયું કે ચાલ, આજે આપને મળી લઉં. શા માટે આજકાલ તમે અમારી બાજુ કદી આવવાનું જ છોડી દીધું છે? જુવાન સ્ત્રીઓ તો તમારો મજાક ઉડાવી રહી છે."

અચાનક કંઈક યાદ આવતાં તે બેકાબૂપણે જોર જોરથી હસવા લાગ્યો.

"આજે જ એક ખૂબ મજેદાર તમાશો થયો. હું તમને કહી શકું છું!" હસતાં હસતાં બેવડાં વળતાં તે લગભગ બરાડી ઊઠયો. "હા—હા—હા!"

"શું કહો છો તમે? કેવો તમાશો?" મારી ચીડને છુપાવવાનો જરાપણ પ્રયત્ન ન કરતાં મેં તેને વચ્ચે જ ટોક્યો.

"આજે અહીં પ્રાર્થના પછી કોલાહલ મચી ગયો હતો," હાસ્યને કારણે તેનાં વાક્યો વચ્ચે વચ્ચે તૂટતાં જતાં હતાં. "પેરેબ્રોદની કેટલીક છોકરીઓએ... હા... હા... હા... ના, હે ભગવાન, હંસીને કારણે હું કહી નથી શકતો! પેરેબ્રોદની કેટલીક છોકરીઓએ ચોકમાં જ એક [illegible] પકડી પાડી. મારો કહેવાનો ભાવાર્થ છે કે પેલી મૂરખ ગમાર સ્ત્રીઓ તેને ચુડેલ સમજી બેઠી. બસ પછી તો શું! તેમણે તેની હાલત ભૂંડી કરી

નાંખી! તેઓ તો તેનું મોં ડામરથી કાળું કરવા જઈ રહી હતી પણ કોઈ પણ રીતે તે છટકી ગઈ."

તેના આમ કહેતાં જ મારા મનમાં એક ભયંકર વિચાર વીજળીની જેમ ચમકી ઊઠ્યો. હું ગભરાઈ ગયો અને ઝપટીને તે કારકુનના ખભા જોરથી પકડી લીધા.

"આ તમે શું કહી રહ્યા છો?" ક્રોધમાં ધૂંધવાતા હું ગર્જી ઊઠ્યો. "ઓ શેતાન હસવાનું બંધ કર! જલ્દી કહે, ચુડેલથી તમારો શો મતલબ છે? કોણ હતી ચુડેલ? તમે કઈ ચુડેલની વાત કરો છો?"

તેનું હાસ્ય ઊડી ગયું. ભયભીત થતાં આંખો ફાડીને મારી સામે તાકવા લાગ્યો.

"હું... સા... સાચે જ કશું નથી જાણતો, સાહેબ..." ગભરાટ અને મૂંઝવણમાં તે અચકાતાં અચકાતાં બોલ્યો. "મને લાગે છે કે તેનું નામ સામુઈલિખા કે માનુઈલિખા... અરે હાં, એક સેકંડ ઊભા રહો, તે કદાચ માનુઈલિખાની દીકરી છે. ગામના ખેડૂતો તેના વિષે કંઈ વાત કરતાં હતાં પણ તેમણે શું કહ્યું હતું તે હું બિલકુલ ભૂલી ગયો. સાચું કહું છું, સાહેબ."

તેણે જે પણ જોયું અને સાંભળ્યું તેના વિષે શરૂઆતથી જ આખું વિવરણ કરવા મેં તેને કહ્યું. તે ખૂબ વિચિત્ર અને બેઢંગી રીતે બધી વાતો કહેતો હતો. ઘટનાઓની વિગત તે વચ્ચે વચ્ચે ઊલટપુલટ કરી દેતો હતો. શરૂઆતની વાત અંતમાં અને અંતની વાત શરૂઆતમાં કહી નાખતો હતો. હું કુરેદી કુરેદીને તેને પ્રશ્નો પૂછી રહ્યો હતો અને ક્યારેક ક્યારેક તો તેના વિવરણ અને અસંગતિઓ જોઈને હું એટલો બધો તો ચીડાઈ ઊઠતો કે હોઠ સુધી ગાળો આવીને રોકાઈ જતી હતી. તેના વિવરણથી હું બહુ થોડી વાતો જાણી શક્યો. બે મહિના પછી એક કઠિયારાની પત્ની જે પ્રાર્થના સમયે ત્યાં હાજર હતી, તેણે મને વિસ્તારપૂર્વક એ ઘટનાનું વર્ણન કરી સંભળાવ્યું. ત્યારે તના આધાર પર હું આ દુર્ઘટનાના બધાં પાસાંઓના સંબંધમાં યોગ્ય રૂપે માહિતી મેળવી શક્યો.

તે સાંજે ઓલેસ્યાના ચાલ્યા ગયા બાદ મારા મનમાં જે અનિષ્ટની આશંકા ઊઠી હતી છેવટે તે સાચી પડી.

મારી કલ્પિત ધારણા જૂઠી ન પડી. ઓલેસ્યા પોતાના ભય પર કાબૂ મેળવીને બીજા દિવસે દેવળમાં ગઈ હતી. જ્યારે તેણે દેવળમાં પ્રવેશ કર્યો તે સમયે પ્રાર્થના અડધી પૂરી થઈ ગઈ હતી. તે ચુપચાપ પાછળની પંગતમાં આવીને ઊભી રહી ગઈ. પણ ત્યાં હાજર રહેનાર બધાં જ



ખેડૂતોની નજર તેની ઉપર પડી. પ્રાર્થના વખતે સ્ત્રીઓ આપસમાં કાનાફૂસી કરતી રહી અને પાછળ વળી વળીને ઓલેસ્યાને જોતી રહી હતી.

તેમ છતાં પણ ઓલેસ્યા પોતાનું બધું સાહસ એકત્ર કરી પ્રાર્થનાની સમાપ્તિ સુધી દેવળમાં ઊભી રહી. કદાચ તે સ્ત્રીઓની વિદ્વેષપૂર્ણ નજરોનો અર્થ સમજી નહોતી શકી કે કદાચ અભિમાનવશ તેણે તેને ધ્યાન બહાર રાખ્યાં હતાં. પ્રાર્થના પૂરી થતાં જ્યારે ઓલેસ્યા દેવળની બહાર આવી ત્યારે સ્ત્રીઓના એક મોટા ઝુંડે તેને ચારે બાજુથી વાડની જેમ ઘેરી લીધી. અને ધીરે ધીરે આગળ વધવા લાગી. સૌથી પહેલાં તો તેઓ અસહાય છોકરી તરફ આંખો ફાડીને તાકતી જોતી રહી. પછી અચાનક એક જાણે વંટોળ ઊઠ્યો. ચારે બાજુથી ઓલેસ્યા પર ક્રૂર કટાક્ષ, કુત્સિત આરોપો, ગંદી ગાળો અને બીભત્સ અટ્ટહાસ્યોની ઝડી વરસવા લાગી. સ્ત્રીઓનો કોપ ક્ષણ પ્રતિક્ષણ વધતો ગયો અને તેમણે પોતાનાં વ્યંગ બાણોથી બિચારી ઓલેસ્યાને વીંધી નાંખી. બરાડા પાડતી સ્ત્રીઓનાં ઘેરાને તોડીને બહાર નીકળવા માટે ઓલેસ્યાએ અનેક નિષ્ફળ પ્રયાસો કર્યા પણ દરેક વખતે તેને ધક્કા મારીને વચ્ચે ધકેલી દેવામાં આવી. "રાંડને ડામરથી કાળી કરી દો ત્યારે તેની અક્કલ ઠેકાણે આવશે!" અચાનક ટોળાની પાછળથી એક ઘરડી સ્ત્રી બરાડી. (ઉક્રાઈનામાં ડામર ઘૃણાનું સૂચક માનવામાં આવતું હતું. કોઈ છોકરીને બદનામ અને અપમાનિત કરવા માટે તેના ઘરનાં બારણાં ઉપર ડામર લગાડી દેવો, એ પૂરતું હતું.). ડોસીના કહેતાં વેંત જ ડામરની ડોલ અને બ્રશ ક્રોધિત સ્ત્રીઓના માથાઓ ઉપર દેખાવા લાગ્યાં અને એક બીજાનાં હાથમાં આપી આગળ પસાર કરવામાં આવ્યાં.

ત્યારબાદ ઓલેસ્યા વધારે ઝીરવી ન શકી. ક્રોધ, ભય અને નિરાશાનાં આવેશમાં આવી ક્રુદ્ધ સિંહણની જેમ તે પાસે ઊભેલી એક સ્ત્રી ઉપર ઝપટી પડી અને તેને નીચે પાડી દીધી. બસ પછી તો શું થવાનું હતું! મુક્કામુક્કી શરૂ થઈ ગઈ. ધક્કામુક્કીમાં ઘણી સ્ત્રીઓ ધરતી પર છટપટાવા લાગી. કોઈક અદ્‌ભુત ચમત્કાર જ સમજી લો કે છેવટે ઓલેસ્યા તે ગાંડી સ્ત્રીઓના પંજામાંથી છટકી જવામાં સફળ થઈ ગઈ. બેહાલ થયેલી તે સીધી રસ્તા પર ભાગવા લાગી. તેનો રૂમાલ પડી ગયો હતો, કપડાં બ્લાઉઝને ચીંથરે ચીંથરા થઈ ગયાં હતાં અને તેથી ઘણી જગ્યાએથી તેના શરીરનું ઉઘાડું માંસ ડોકાતું હતું. એક મોટું ટોળું જામી ગયું હતું. અટ્ટહાસ્યો, ગાળો અને અપમાનજનક શબ્દોની સાથે સાથે તેની ઉપર પથ્થરની વર્ષા પણ થવા લાગી. પણ તેમાંની કેટલીક સ્ત્રીઓએ જ તેનો

પીછો પકડયો. જે થોડી જ વારમાં પાછી આવી ગઈ. લગભગ પચાસેક ફૂટ દોડયા પછી ઓલેસ્યા અચાનક રોકાઈ ગઈ. પોતાનો નિસ્તેજ, ઉઝરડાયેલો, લોહીથી લથપથ ચહેરો ભીડ તરફ ફેરવીને એટલા જોરથી કે તેના શબ્દો ચોકમાં સ્પષ્ટપણે સાંભળી શકાતા હતા, તે બરાડી: "તમે પણ આ બહુ સારી રીતે યાદ રાખશો! એક દિવસ એવો આવશે જ્યારે રડતાં રડતાં તમારી આંખો ફૂટી જશે!"

આંખે જોનાર સાક્ષીએ મને કહ્યું તે પ્રમાણે ઓલેસ્યાની ધમકીમાં ભવિષ્યવાણીનું ઝેરીલું સત્ય ધ્વનિત થઈ રહ્યું હતું. તેના પ્રત્યેક શબ્દમાં એટલી આવેશમય અને દૃઢ ધૃણાભરેલી હતી કે મેદાનમાં ઊભેલું આખું ટોળું કોઈક ભાવિ અનિષ્ટના ભયને કારણે થીજી જ ગયું. પણ બીજી જ ક્ષણે તેમણે ફરીથી ઓલેસ્યા ઉપર ગાળોની ઝડી વરસાવવાનું શરૂ કરી દીધું.

હું ફરી એકવાર કહું છું કે આ દુર્ઘટનાનું વિસ્તૃત વર્ણન મને ઘણા લાંબા સમય પછી જાણવા મળ્યું. મિશચેન્કોની વાર્તા અંત સુધી સાંભળવાની મારામાં ન તો શક્તિ રહી હતી કે ન ધીરજ પણ. મને લાગ્યું કે કદાચ યાર્મોલાએ ઘોડાની લગામ ઉતારી નહિ હોય. અવાક્ બની ગયેલા કારકુનને એક પણ શબ્દ કહ્યા વિના હું ઉતાવળે ઉતાવળે આંગણા તરફ દોડયો. મારું અનુમાન સાચું નીકળ્યું—યાર્મોલા હજી તારાન્ચીકને વાડની સાથે સાથે લઈ જઈ રહ્યો હતો. હું ઝડપથી ઘોડાને કાબૂમાં લઈ, ઘોડાની તંત્રને કસીને બાંધી અને જંગલની તરફ પૂરપાટ વેગે દોડાવા લાગ્યો. ઓલેસ્યાના ઘેર પહોંચવા માટે મેં બીજો રસ્તો પકડયો હતો જેથી મારે ફરીથી દારૂડિયાઓની ભીડ સામેથી પસાર ન થવું પડે.

## ૧૩

તે જુસ્સાવાળી ઘોડા દોડ દરમિયાનની મારી માનસિક સ્થિતિનું વર્ણન શબ્દોની સીમાથી પર છે. ઘણીવાર તો હું એ પણ ભૂલી જતો હતો કે હું કઈ બાજુ ઘોડો દોડાવી રહ્યો હતો અને શા માટે. હું સંદિગ્ધપણે એ વાતથી સભાન હતો કે કોઈક સુધારી ન શકાય તેવી અમીટ, અર્થહીન અને ભયંકર ઘટના ઘટી ગઈ હતી. મને લાગતું હતું કે હું એક ભયાનક સ્વપ્નજાળમાં ફસાઈ ગયો હતો. મારી સભાનતા ઊંડી પાયા વિનાની ચિંતા જેવી હતી. જે ઘણી વાર ભયંકર સ્વપ્નમાં પણ માણસને ઘેરી વળે છે, વિચિત્ર વાત એ હતી કે પેલા આંધળા ગાયકનો તીણો સૂર ઘોડાની



ટાપના ટપ ટપ અવાજ સાથે સૂર મેળવતો મારા મસ્તિષ્કમાં ગૂંજી રહ્યો હતો :

તુર્કી લૂટેરા ચઢી આવ્યા,
પ્રેતલોકનાં શ્યામલ વાદળાં સરીખાં.

માનુઇલિખાની ઝૂંપડી તરફ સીધાં જતાં સાંકડા રસ્તા સુધી પહોંચીને હું ઘોડા ઉપરથી ઊતરી ગયો અને તેને લગામ પકડીને દોરવા લાગ્યો. તેના જીનના કાઠાના કપડાની કિનાર અને ચામડીના કેટલાક ભાગ ફીણથી લથપથ થયેલા હતા. દિવસની પ્રચંડ ગરમી અને અત્યંત ઝડપી ઘોડેસવારીને કારણે મારા માથાની નસોમાં લોહી એવી રીતે ધસી રહ્યું હતું જાણે કોઈ વિશાળ પંપ નિર્દયતાથી દબાવી રહ્યું હોય.

ઘોડાને વાડ સાથે બાંધીને હું ઝૂંપડીમાં ગયો. પહેલાં તો મને લાગ્યું કે ઓલેસ્યા ત્યાં નહોતી અને આ વિચાર માત્રથી હું બીકના માર્યો થીજી જ ગયો. પણ એક મિનિટ પછી મેં તેને પથારીમાં પડેલી જોઈ. તેનો ચહેરો દીવાલ તરફ હતો તથા તેનું માથું ઓશીકાઓમાં દબાયેલું હતું. બારણું ખુલતાં તેણે મોં ફેરવીને જોયું નહિ.

પથારીની પાસે બેઠેલી માનુઇલિખા મને જોતાં જ ઊભી થઈ ગઈ અને દૂરથી જ જોર જોરથી હાથ હલાવવા લાગી.

"બિલકુલ શાંત રહો! ચુપચાપ અહીંથી ચાલ્યા જાઓ, સત્યાનાશ જાય તારું!" ધમકીભર્યા સ્વરે તે ગુસપુસ બોલીને મારી નજીક આવી. ક્રોધે બળતી તેની ફિક્કી કઠોર આંખો સીધી મારા પર જડાઈ ગઈ. "જોઈ લીધું ને! મારા મિત્ર, તેં અમને કેવી દશામાં પહોંચાડી દીધાં એ જુઓ છો? "હવે તો તને શાંતિ મળી ગઈ? હવે શું લેવા આવ્યો છે અહીં?"

"જુઓ દાદીમા," મેં કઠોરતાથી જવાબ આપ્યો. "આ વખત ખરા ખોટાનો હિસાબ કરવાનો અને ભૂલો શોધવાનો નથી. પહેલાં એ કહે કે ઓલેસ્યાને કેમ છે?"

"હિસ્સ્સ્! ધીમેથી! તું જાણવા ઇચ્છે છે તે કેમ છે તો સાંભળ અત્યારે તે બેભાન પડી છે... જો તું અમારી ઘરેલૂ વાતોમાં વચ્ચે ટાંગ ન અડાડતો તો અને જો આ છોકરીને પોતાની બધી જ મૂર્ખામીભરી આવી અવળી વાતો કહીને ન ભંભેરતો તો આજે અમારી આ દશા ન થઈ હોત. પણ તને દોષ દેવાથી શું ફાયદો. હું પોતે પણ કેવી બેવકૂફ કે બધું જ પોતાની આંખો વડે જોતી રહી તેમ છતાં તેના પ્રત્યે આંખો મીંચેલી રાખી... હું જાણતી હતી કે અમારે માથે કોઈને કોઈ વિપદા આવી પડવાની હતી. પહેલા દિવસે જ્યારે તું જબરદસ્તી અમારી

ઝૂંપડીમાં ઘૂસી આવ્યો હતો ત્યારથી જ હું તે જાણતી હતી. સાચું કહે, શું તેં જ તેને દેવળમાં જવા કહ્યું ન હતું?" અચાનક તે જોરથી બરાડી ઊઠી. તિરસ્કારને કારણે તેનો ચહેરો વિકૃત થઈ ગયો હતો. "હા, હું તને જ પૂછી રહી છું. ઓ આળસુનાં પીર, શું તું જ એને ફોસલાવનાર નહોતો? ઓ બેશરમ હલકટ, હવે જૂઠ્ઠું ન બોલતો. લુચ્ચા શિયાળની જેમ વાત આઘી પાછી ન કરતો, તેં તેને દેવળમાં જવા શા માટે કહ્યું?"

"દાદીમા, મેં નહોતું કહ્યું... હું સમ ખાઈને કહું છું મારા શબ્દો ઉપર વિશ્વાસ રાખ. મેં તેને નહોતું કહ્યું. તે પોતે જ જવા ઇચ્છતી હતી."

"અરેરે ભગવાન!" પોતાના હાથ મસળતાં તેણે કહ્યું. "જ્યારે તે દેવળથી પાછી આવી ત્યારે તેનો ચહેરો કેવો ભયંકર દેખાતો હતો. તેનો બ્લાઉઝ ચીંથરેહાલ થઈ ગયો હતો... તેનો રૂમાલ ક્યાંય જતો રહ્યો હતો... અને જ્યારે તેણે મને આખી ઘટના કહી સંભળાવી ત્યારે તે ખૂબ જોર જોરથી હસી અને રડી... જાણે ગાંડી ન થઈ ગઈ હોય. તે પથારીમાં પડીને રડતી રહી... રડતી જ રહી. ત્યારબાદ થોડી વાર પછી મેં જોયું કે તે ઝોકે ચઢી હતી. હું, ઘરડી મૂરખ, એમ વિચારીને એટલી ખુશ થઈ હતી કે તે સૂઈ ગઈ હતી અને હવે તેથી તેનું મન હળવું થઈ જશે. મેં તેના હાથને નીચે લટકતો જોયો તેથી મેં મનમાં કહ્યું: 'લાવ હું તેનો હાથ પલંગ ઉપર મૂકી દઉં નહિ તો તે અકડાઈ જશે... મેં તેના હાથને સ્પર્શ્યો. તે ગરમ લાય જેવો હતો... મારી બિચારી છોકરી તાવમાં પટકાઈ હતી... તે લગભગ સતત એક કલાક સુધી ખૂબ જ ઝડપથી અને દયાજનક રીતે બબડાટ કરતી રહી... તે પળવાર પહેલાં જ શાંત થઈ હતી. જોયું તેં, શું કર્યું છે, કેવા હાલ કર્યા છે તેના!" વિષાદની નવી છોળ ઊભરાતાં તેની આંખો છલકાઈ ગઈ.

અચાનક તે જોર જોરથી રડી પડી. રડવાને કારણે તેનો ચહેરો વિકૃત અને બીભત્સ થઈ ગયો. તેના હોઠ લંબાઈને નીચે તરફ ઝૂકી આવ્યા હતા. તેના ચહેરાની ખેંચાયેલી માંસપેશીઓ કાંપી રહી હતી. ભ્રમરો ઉપર ચઢી ગઈ હતી. કપાળ પર કરચલીઓ વડે ખાંચા પડી ગયા હતા. વટાણાના દાણા જેટલાં મોટાં મોટાં આંસુ તેની આંખોમાંથી ટપટપ સરકી રહ્યાં હતાં. માથાને બંને હાથો વચ્ચે પકડીને કોણીઓ મેજ ઉપર મૂકતાં તેણે આખા શરીરને આગળ પાછળ હલાવવાનું શરૂ કર્યું.

"મારી નાનકડી દીકરી! મારી વ્હાલી દીકરી! અરેરેરે, મારાં તો કરમ ફૂટી ગયાં છે!" ડોસીએ આક્રંદ કરવાનું શરૂ કર્યું.



"તારી આ હાયવોય બંધ કર," મેં કર્કશતાથી તેને વચ્ચે જ અટકાવી. "તું તેને જગાડી દેશે!"

તે ચૂપ થઈ ગઈ. પણ તેની કાયા હજી પણ રહી રહીને કાંપી ઊઠતી હતી. ચહેરા પર તે જ બીભત્સ મુદ્રા કાયમ હતી. આંખોમાંથી આંસુનાં મોટાં મોટાં ટીપાં મેજ ઉપર પડતાં હતાં. આમને આમ લગભગ દસેક મિનિટ વીતી ગઈ. હું માનુઇલીખાની બાજુમાં બેઠો બેઠો માનસિક વેદનામાં બારીના કાચ ઉપર ઊડતી માખીના બણબણાટનો એકધાર્યો સ્વર સાંભળતો રહ્યો...

"દાદીમા," અચાનક અમે ભાગ્યે જ સાંભળી શકાય તેટલા ધીમા અવાજવાળી ઓલેસ્યાની બૂમ સાંભળી. "દાદીમા, અહીં કોણ છે?"

માનુઇલિખા લથડાતી ચાલે ઉતાવળે ઉતાવળે પથારી પાસે ગઈ અને તરત જ વિલાપ કરવા લાગી.

"અરેરે મારી વ્હાલી દીકરી! મારી વ્હા-લી! અરે મારાં તો કરમ જ ફૂટી ગયાં, હું શું કરું? કેટલી દુઃખી દરિદ્ર છું હું!"

"દાદીમા, મહેરબાની કરીને શાંત થાઓ!" ઓલેસ્યાએ દયનીય ભાવે, અવાજમાં વ્યથાની પીડા સાથે કહ્યું. "આપણી ઝૂંપડીમાં કોણ છે?"

હું ખચકાતાં ઓલેસ્યાની પથારી પાસે ગયો. કોઈ માંદી વ્યક્તિની સન્મુખ પોતાના સ્વસ્થ ભારે શરીર પ્રતિ જે લજ્જાપૂર્ણ સભાનતા ઉત્પન્ન થાય છે, તે જ હું પણ અનુભવી રહ્યો હતો. સંકોચમાં ડૂબેલો હું બાઘાની જેમ તેની સામે ઊભો રહ્યો.

"ઓલેસ્યા, એ તો હું છું," મારા અવાજને ધીમો કરતાં મેં કહ્યું. "હું હમણાં જ ગામમાંથી આવ્યો છું... આખી સવાર હું શહેરમાં ગયો હતો... કેમ છે તારી તબિયત, ઓલેસ્યા?"

ઓશીકામાંથી ચહેરો બહાર કાઢ્યા વિના જ તેણે પોતાના હાથ અવાજની તરફ લંબાવી દીધા. જાણે હવામાં કંઈ શોધી રહી હોય. હું તેનો ભાવ સમજી ગયો. તેના ગરમ હાથ મેં મારા બંને હાથોમાં લઈ લીધા. એક કાંડાની ઉપર અને બીજો કોણીની ઉપર એમ બે વાદળી ડાઘા તેની સફેદ કોમળ ચામડી ઉપર ખેંચાઈ આવ્યા હતા.

"મારા વ્હાલા..." ઓલેસ્યાએ મહા મુશ્કેલીએ શબ્દોચ્ચાર કરતાં ધીરે ધીરે કહેવાનું શરૂ કર્યું. "હું તને જોવા ઇચ્છું છું... પણ હું જોઈ શકતી નથી... તેમણે મારો ચહેરો બગાડી નાંખ્યો છે... તને યાદ છે... એ ચહેરો તને કેટલો ગમતો હતો?.. પ્રિયે, ગમતો હતો ને તને?.. મને પણ હંમેશાં એ વાતથી ખૂબ ખુશી થતી હતી... પણ હવે તું મને જોશે

તો મારા પ્રતિ નફરત પેદા થશે... એટલા માટે જ હું નથી ઈચ્છતી કે તું મારો ચહેરો જુએ..."

"ઓલેસ્યા, મને માફ કરી દે," તેના કાન ઉપર નીચા નમતાં હું ગુસપુસ અવાજે બોલ્યો.

તેણે તાવમાં તપતા હાથો વડે મારા હાથને લાંબા સમય સુધી મજબૂતીથી જ પકડી રાખ્યા.

"તું આમ કેવી રીતે કહી શકે છે? કેવી વાત કરે છે, પ્રિયે?.. તને આમ વિચારતાં પણ શરમ ન આવી?.. શું એ તારી ભૂલ હતી? હું જ મૂરખી હતી... જો મેં મારા હાથે આફત માથે લીધી... મારે એ બધું કરવાની જરૂર જ શી હતી?.. ના મારા વ્હાલા ના, તું પોતાને દોષ ન આપ."

"ઓલેસ્યા, મારી એક વાત માન—પણ સૌથી પહેલાં વચન આપ કે હું જે કહું તે તું કરશે."

"હું વચન આપું છું પ્રિયે... તું જે કહેશે તે બધું કરીશ..."

"તો મને દાક્તરને બોલાવવાની રજા આપ. હું તને આજીજી કરું છું! જો તારે તેની વાત ન માનવી હોય તો ન માનતી. તે કહે તેમાંથી કોઈપણ વસ્તુ ન કરવી હોય તો ન કરતી. પણ ઓછામાં ઓછું મારી ખાતર હા કહી દે, ઓલેસ્યા."

"ઓહ પ્યારે!.. પોતાની જાળમાં કેવી રીતે ફસાવી દીધી મને! ના, કૃપા કરીને મને મારું વચન પાછું લઈ લેવા દે. હું દાક્તરને મારી નજીક પણ ફરકવા નહિ દઉં. પછી ભલે ને હું સાચે જ માંદી હોઉં કે મરતી હોઉં. અને હું માંદી તો નથી. હું તો માત્ર ગભરાઈ ગઈ હતી. એટલી જ વાત છે. રાત સુધી તો હું એકદમ ભલીચંગી થઈ જઈશ. અને કદાચ જો ન પણ થઈ તો દાદીમા મને ખીણની લીલીનો રસ કે રાસબરીવાળી ચા આપી દેશે. દાક્તરને બોલાવવાની શી જરૂર છે? તું જ મારો સર્વશ્રેષ્ઠ દાક્તર છે. મને હવે ઘણું સારું લાગે છે કે તું અહીં છે... માત્ર મને એક જ વાતનું દુ:ખ છે: હું તારો ચહેરો મન ભરીને જોવા ઈચ્છું છું માત્ર એક નજરે, પણ મને બીક લાગે છે!.."

ધીરેથી મેં તેનું માથું ઓશીકામાંથી ઊંચું કર્યું. તાવથી તેનો ચહેરો તપતો હતો. કાળી આંખોમાં એક અસ્વાભાવિક ચમક હતી. તાવથી સૂકાયેલા હોઠ ખેંચાતા હતા. તેના ચહેરા અને ગરદન ઉપર લાંબા લાલ નિશાન ઊભરાઈ આવ્યાં હતાં. કપાળ ઉપર અને આંખોની નીચે કાળા ધબ્બા દેખાતા હતા.



મારી તરફ ન જો... કૃપા કરીને ન જો... હું હવે બદ્સૂરત થઈ ગઈ છું." પોતાના હાથ વડે મારી આંખો બંધ કરવાનો પ્રયત્ન કરતાં યાચનાભર્યા સ્વરે તેણે કહ્યું.

મારું હૃદય કરુણાથી છલકાઈ ઊઠયું. કામળા ઉપર નિશ્ચલ પડેલા તેના હાથ સરસા મારા હોઠ મેં ચાંપી દીધા. અને લાંબા મૃદુ ચુંબનોથી તેને ઢાંકી દીધા. મેં પહેલાં પણ તેના હાથે ચુંબન કર્યા હતા પણ તે હંમેશાં શરમાઈને હાથ પાછા ખેંચી લેતી. પણ હમણાં તેણે મારા પ્રેમનો પ્રતિકાર ન કર્યો. બીજા હાથ વડે મારા વાળ પંપોળવા લાગી.

"તું બધું જ જાણે છે?" તેણે દબાયેલા સ્વરે મને પૂછ્યું.

મેં સંમતિ દર્શાવતાં માથું ધુણાવ્યું. મીશ્ચેન્કોએ મને જે કહ્યું હતું તેના ઉપરથી હું બધું જ તો સમજી શક્યો નહોતો પણ ઓલેસ્યાના મોંઢે સવારની દુર્ઘટના વિષે કંઈ પણ કહેવડાવી તેને અસ્વસ્થ કરવા હું નહોતો ઈચ્છતો. તેમ છતાં તેની સાથે કરવામાં આવેલાં અન્યાચારના વિચાર માત્રથી હું ગાંડા ઝનૂનની મજબૂત પકડમાં જકડાઈ ગયો.

"અરેરેરે, શા માટે હું તે સમયે અહીં હાજર નહોતો!" મેં સીધા વાળતાં મુઠ્ઠીઓ વીંઝતાં બરાડીને કહ્યું. "જો હું અહીં હોત તો મેં... મેં..."

"આમ ન કહે... સાચે જ બધું ઠીક થઈ જશે... ગુસ્સે ન થા, પ્રિયે." ઓલેસ્યાએ વિનીત ભાવે મને વચ્ચે જ રોકી દીધો.

મારી આંખોમાં ભરાઈ આવેલાં આંસુઓને હું વધારે લાંબો સમય ખાળી ન શક્યો. મારી આંખોમાં બળતરા થવા લાગી હતી. મારો ચહેરો ઓલેસ્યાના ખભા ઉપર મૂકતાં હું ધ્રૂસકે ધ્રૂસકે રડી પડ્યો. ડૂસકાંઓને કારણે મારું આખું શરીર ધ્રૂજતુ હતું.

"તું રડી રહ્યો છે?" વિસ્મય, લાગણી અને સહાનુભૂતિભર્યો તેનો સ્વર ગૂંજી ઊઠયો. "મારા વ્હાલા, બસ કર... આમ મનમાં ઓછું ન આણ... પોતાની જાતને આમ ન રિબાવ. તારી સાથે રહેતાં હું કેટલું સુખ અને આનંદ અનુભવું છું. જ્યાં સુધી આપણે સાથે છીએ ત્યાં સુધી ચાલ હવે રડવાનું બંધ રાખીએ. અને આ છેલ્લા દિવસ ખુશી સાથે વીતાવીએ. જેથી એક બીજાંથી જુદાં પડતાં એટલું દુ:ખ નહિ થાય."

મેં આશ્ચર્યમાં માથું ઊંચું કર્યું. કોઈ અચોક્કસ ભાવિ આશંકા ધીરે ધીરે મારા દિલને ઘેરી વળી.

"ઓલેસ્યા, છેલ્લો દિવસો? શા માટે છેલ્લા? શા માટે આપણે જુદાં પડવું જોઈએ?"

તેણે પોતાની આંખો મીંચી લીધી અને થોડીક ક્ષણો સુધી કંઈ ન બોલી.

"વાન્યા, આપણે જુદાં પડવું જ પડશે," તેણે દૃઢ નિર્ણય સાથે કહ્યું. જ્યારે હું થોડીક સ્વસ્થ થઈ જઈશ ત્યારે આપણે જુદાં પડવું જ પડશે. અમે અહીં હવે વધારે સમય નહિ રહી શકીએ.

"શું તું કોઈનાથી બીએ છે?"

"ના વ્હાલા ના, હું કોઈનાથી બીતી નથી કે ન કદી બીશ. પણ વાત માત્ર એમ છે કે શા માટે લોકોને ગુનો કરવાની તક આપવી? કદાચ તું એ નથી જાણતો... પેરેબ્રોદમાં તેમનાં વ્યવહારથી હું એટલી ક્રોધે ભરાઈ ગઈ હતી અને લજ્જિત થઈ ગઈ હતી કે મેં તેમને ધમકી આપી હતી. હવે તેઓ કોઈપણ વિપત્તિઓ માટે પણ અમને દોષ આપવા લાગશે. પછી ભલેને ઢોરઢાંખર મરી જાય કે ઘરમાં આગ લાગે તો પણ તેમાં અમારો દોષ. નાની નાની વિપત્તિઓ માટે પણ તેઓ અમને લાંછિત કરશે. કેમ ખરું કહું છું ને હું, દાદીમા?" તેણે મોટા અવાજે પૂછ્યું.

"તું શું કહી રહી છે મારી દીકરી? મેં સાંભળ્યું નહિ?" માનુઈલિખા પાસે ખસી આવી. હથેળીથી ગોળ કરીને કાન પર મૂકતાં પ્રશ્નયુક્ત દૃષ્ટિએ ઓલેસ્યા તરફ જોવા લાગી.

"હું એમ કહેતી હતી કે હવે પેરેબ્રોદમાં કોઈપણ અણઘટિત ઘટના ઘટશે તો તેના માટે લોકો આપણને જ દોષ દેશે."

"ઓલેસ્યા, એમ તો થશે જ. તેઓ આપણને ગરીબને બધી જ વસ્તુઓ માટે દોષ દેશે. આ મૂરખ શેતાન લોકો હવે આપણને અહીં શાંતિથી જીવવા નહિ દે. તેઓ જેમ ઈચ્છશે તેમ આપણી સાથે વર્તશે અને કોઈને કોઈ મુશ્કેલી ઊભી કરતાં રહેશે. યાદ નથી પેલી વખતે જ્યારે મને ગામમાંથી ધકેલી દેવામાં આવી હતી. ત્યારે શું આવી જ વાત નહોતી? મેં એક મૂરખ ચસકેલ સ્ત્રીને જરા ધમકી આપી હતી. સંજોગવશ ત્યારબાદ તેનું બાળક મરી ગયું. એકલો ભગવાન જાણે છે કે મારે તેની સાથે કોઈ લેવા દેવા નહોતાં પણ તેમ છતાં તેઓ એ મને તો અધમૂઈ જ કરી નાખી હતી, નખ્ખોદ જાય તેમનું! જેવી હું દોડીને ભાગી તેવી તેમણે મારી ઉપર પથ્થર ફેંકવાનું શરૂ કર્યું. તે સમયે હું માત્ર પોતાની દરકાર કર્યા વિના તને બચાવવાનો પ્રયત્ન કરતી હતી. તું મારી એકની એક દીકરીની દીકરી હતી. મેં મનમાં કહ્યું: 'તેઓ ને મારવું હોય તો ભલે મને મારે, પણ આ બિચારા નિર્દોષ બાળકને શા માટે કોઈ ઈજા



પહોંચે? તેઓ બધાં ને બધાં જ એકદમ જંગલી અને અસંસ્કારી લોકોનાં ભૂંડ જેવાં છે. દયાધર્મનો તો તેમનામાં છાંટોય નથી. બધાંનાં બધાં જ ફાંસીએ લટકાવવા યોગ્ય છે. એવાં છે એ લોકો!"

"પણ તમે જશો ક્યાં? ક્યાંય તો તમારાં કોઈ સગાં સંબંધી નથી. તદુપરાંત કોઈ નવી જગ્યામાં સ્થિર થવા માટે પૈસાની જરૂર પડશે."

"તે તો અમે ગમે તેમ કરીને ફોડી લઈશું," ઓલેસ્યાએ બેદરકારીથી કહ્યું. "દાદીમાએ થોડાંક પૈસા બચાવી રાખ્યા છે. તે કામમાં આવશે."

"તેને તું ધન કહે છે?" માનુઈલિખાએ તેની પથારીમાંથી દૂર ખસતાં કરુણાભર્યા સ્વરે કહ્યું. "ધન બન કંઈ નથી દીકરી. આંસુઓમાં ડૂબેલાં મુઠ્ઠીભર કોપેક સિવાય કશું જ નથી મારી પાસે. તે જ આપણી સંપત્તિ છે, આપણું સર્વસ્વ છે."

"ઓલેસ્યા, મારા વિષે શું? તું મારા માટે તો વિચારતી જ નથી! તારા વિના મારું શું થશે એ તેં વિચાર્યું છે કદી?" ક્રૂર અને કટુ કપકાભર્યા શબ્દે હું લગભગ બરાડી ઊઠ્યો. તે બેઠી થઈ ગઈ. માનુઈલિખાની હાજરીની દરકાર કર્યા વિના તેણે મારું માથું પોતાનાં હાથમાં લીધું અને કપાળ તથા ગાલો ઉપર અગણિત ચુંબન ચોડી દીધાં.

"મારા વ્હાલા, મારા પ્રેમ, હું બીજાં કોઈના પણ કરતાં સૌથી વધારે તારા વિષે જ વિચારું છું. માત્ર વાત એમ છે કે ભાગ્યએ આપણાં રસ્તાં એકબીજાંથી જુદાં જ ઘડ્યાં છે જે કદી એક સાથે નહિ ચાલે. યાદ છે, મેં એકવાર તારા માટે પત્તાં ખોલીને ભાગ્ય જોયું હતું? ત્યારબાદથી પત્તાંઓએ જે જે વાતો કહી હતી તે બધી જ આબેહૂબ એક પછી એક સાચી પડતી ગઈ. જેનો અર્થ છે કે નસીબ આપણને બંનેને સાથે મળીને સુખી રાખવા નથી ઈચ્છતું... શું તું એ નથી જાણતો કે જો મને આ વિષે ખબર ન હોત તો ભલા હું કોઈથી બીવાવાળી હતી?"

"તું ફરીથી નસીબની વાત લઈને બેઠી?" મારી ધીરજ ખૂટી જતાં હું લગભગ બરાડી ઊઠ્યો. "હું ભાગ્ય ઉપર કદી વિશ્વાસ કરવા ઈચ્છતો નથી અને ન કદી કરીશ!"

"ના, ના,.. આમ ન કહે," તેણે બીકના માર્યે ધીમે ધીમે કહ્યું. "હું તો માત્ર તારા કારણે જ કહું છું. મને માત્ર તારી જ ચિંતા છે, મને મારી કોઈ ચિંતા નથી. તારી ઉપર કોઈ સંકટ ન આવે. ખેર, છોડ તું આ વિષે કંઈ વાત ન કરે એ જ વધારે સારું રહેશે."

મારા બધા જ પ્રયત્નો વ્યર્થ ગયા. મેં તેને એ વિશ્વાસ અપાવવા

ઘણું સમજાવ્યું કે ભાગ્ય અને નિર્દયી વ્યક્તિઓની ક્રૂરતાથી આપણો વાળ પણ વાંકો નહિ થાય. પણ ઓલેસ્યા મારી વાતો સાંભળીને માત્ર માથું હલાવતી રહી અને વારંવાર મારા હાથ ચૂમતી રહી.

"ના, ના. હું જાણું છું. હું જોઈ પણ શકું છું," તેણે આગ્રહપૂર્વક કહ્યું. "આપણને દુઃખ સિવાય કંઈ જ નહિ મળે."

અંધવિશ્વાસને કારણે તેના મનમાં જે ભય અને વહેમ ઉત્પન્ન થઈ ગયાં હતાં તે જોઈને હું સ્તબ્ધ થઈ ગયો. હતાશ થતાં છેવટે મેં પૂછ્યું: "શું તું મને એ પણ નહિ કહે કે ક્યારે તેં જવાનો નિર્ણય કર્યો છે?"

તે વિચારમાં પડી ગઈ. થોડી વાર પછી તેના હોઠો પર એક ફિક્કુ સ્મિત ફરકી ગયું.

"હું તને એક નાનકડી વાર્તા કહીશ. એક દિવસ જંગલમાંથી એક વરુ દોડતું જઈ રહ્યું હતું. તેણે એક સસલું જોયું. વરુએ સસલાને કહ્યું: 'હું તને ખાઈ જઈશ.' સસલાએ આજીજી કરી: 'વરુ, મારી ઉપર દયા ખાઓ. હું જીવવા ઇચ્છું છું. મારા ઘેર મારાં બાળુડાં મારી રાહ જુએ છે.' વરુએ તેની એકે વાત સાંભળી. તેથી સસલાએ કહ્યું. 'ભલે, તો પછી ઓછામાં ઓછા ત્રણ દિવસ વધારે મને જીવવા દે. પછી ભલે તું મને ખાઈ જજે. તે પ્રમાણે મરવું તે મારા માટે વધારે સહેલું થશે.' વરુએ તેને ત્રણ દિવસ માટે જીવનદાન આપ્યું. તે તેને ખાઈ ન ગયો માત્ર તેની ઉપર નજર રાખતો રહ્યો. એક દિવસ પસાર થયો, બીજો દિવસ પસાર થઈ ગયો અને છેવટે ત્રીજો છેલ્લો દિવસ આવ્યો. 'હવે તૈયાર થઈ જા સસલા,' વરુએ કહ્યું, 'હું તને ખાઈ જવાનો છું.' સસલાએ ધ્રુસકે ધ્રુસકે રડવાનું શરૂ કર્યું. 'વરુ, શા માટે તેં મને એ ત્રણ દિવસ જીવતો રહેવા દીધો. જેવો તેં મને જોયો તેવો તરત જ તમારે મને ખાઈ જવો જોઈતો હતો. આ ત્રણ દિવસો મારા માટે મૃત્યુ કરતાં પણ વધારે ખરાબ હતા!' સસલું સાચું બોલ્યો હતું. પ્રિયે કેમ ખરુંને, તું શું વિચારે છે?"

આવનારા એકાકીપણાની કલ્પના માત્રથી ઉદાસ થયેલ હું કંઈ ન બોલ્યો. સહસા ઓલેસ્યા પથારીમાં બેઠી થઈ ગઈ. તે વધારે ગંભીર દેખાતી હતી.

"વાન્યા, મને એક વાત કહેશે." તેણે ભારપૂર્વક કહ્યું. "જ્યારે આપણે બંને સાથે હતાં ત્યારે તું ખુશ હતો?"

"ઓલેસ્યા! આ તે કેવો સવાલ છે?"



"જરા ઊભો રહે. તને એ વાતનું દુઃખ કદી થયું હતું કે શા માટે તું મને મળ્યો? તું જ્યારે મારી સાથે હતો ત્યારે કોઈ બીજી સ્ત્રી વિષે કદી વિચાર્યું હતું?"

"એકવાર માટે પણ નહિ! ન માત્ર તારી હાજરીમાં પણ જ્યારે હું એકલો રહેતો ત્યારે પણ, હું બીજાં કોઈ વિષે નહિ પણ માત્ર તારા વિષે જ વિચારતો હતો."

"કદી તેં મારા પ્રતિ દ્વેષભાવના અનુભવી હતી? તું કદી મારાથી નારાજ કે નાખુશ થયો હતો? મારા સંગાથમાં તેં કદી કંટાળો અનુભવ્યો હતો?"

"કદી નહિ, ઓલેસ્યા, કદી નહિ!"

તેણે મારા ખભા ઉપર હાથ મૂકીને આંખોમાં અવર્ણનીય પ્રેમ સાથે મારી આંખોમાં આંખો પરોવી.

"મારા પ્રિય વાન્યા, હવે મને પાકો વિશ્વાસ થઈ ગયો કે તું કદી મારા વિષે ક્રોધ કે રોષની લાગણી સાથે નહિ વિચારે". તેણે એટલા દૃઢ અને અસંદિગ્ધ સ્વરે કહ્યું જાણે મારી આંખોમાં મારું ભવિષ્ય ન વાંચતી હોય. "મારાથી જુદા પડ્યા પછી પહેલાં પહેલ તો તું ઉદાસ રહેશે, ખૂબ જ ઉદાસ રહેશે. તને પોતાનું દુઃખ એટલું અસહ્ય લાગશે કે તું થઈ પડશે. પણ તેમ છતાં તારા આત્માને ક્યાંય શાંતિ નહિ મળે. પણ થોડા સમય પછી મારી સ્મૃતિ વિસ્મૃત થતી જશે અને તું ધીરે ધીરે બધું ભૂલી જશે. ત્યારબાદ એવો સમય આવશે જ્યારે તું કોઈ દુઃખ અનુભવ્યા વિના મને યાદ કરશે. અને મારી સ્મૃતિ તારા હૃદયમાં હળવી ખુશી ભરી દેશે."

તેણે પોતાનું માથું પાછું ઓશીકા ઉપર મૂક્યું.

"પ્રિયે હવે તું જા", તેણે ધીમા સ્વરે કહ્યું. "ઘેર પાછો જતો રહે... હું જરાક થાકી ગઈ છું. જરા ઊભો રહે... જતાં પહેલાં મને એક વાર પ્યારભર્યું ચુંબન આપશે? દાદીમાની ચિંતા ન કર—તે કંઈ નહિ કહે. કેમ દાદીમા, તને કંઈ વાંધો તો નથી ને?"

"ઠીક છે, ઠીક છે હવે. સારી રીતે એકબીજાથી વિદાય લઈ લો," માનુઇલિખાએ નાખુશીથી કહ્યું. "મારાથી છુપાવવાનો શો ફાયદો? હું તો ઘણાં વખતથી જાણતી હતી."

"અહીં ચૂમ, અહીં અને અહીં," પોતાની આંગળી આંખો, ગાલ અને મોં ઉપર મૂકતાં ઓલેસ્યાએ કહ્યું.

"ઓલેસ્યા! તું તો એવી રીતે વિદાય લઈ રહી છે જાણે કદી આપણે હવે

મળવાનાં જ નથી!" હું આશ્ચર્યચકિત થઈ ગયો અને ગભરાઈ પણ ગયો.

"પ્રિયે, હું નથી જાણતી. હું કંઈ પણ નથી જાણતી. ઠીક તો હવે શાંતિથી ઘેર જા. ના જરા એક ક્ષણ રોકા. તારા કાન જરા મારી પાસે લાવ... તું જાણે છે મને કઈ વાતનું દુઃખ છે?" તેણે ખૂબ ધીરેથી કહ્યું. તેના હોઠ મારા ગાલને સ્પર્શતા હતા. "હું તારા બાળકની મા ન બની શકી. કાશ, જો એમ થયું હોત તો..."

હું માનુઈલિખાની સાથે બહાર આવ્યો. અડધું આકાશ કપાયેલ તૂટેલ કિનારીવાળા એક વિશાળકાય વાદળ વડે ઘેરાયેલું હતું. પણ પશ્ચિમમાં ડૂબતો સૂજ હજી પણ ચમકી રહ્યો હતો. પ્રકાશ અને ઘેરાતા અંધકારની તે મેળવણી કંઈક અપશકુનિયાળ લાગતી હતી. ડોસીએ આંખો પર હાથની છાજલી કરતાં ઉપર જોયું અને ભેદભરી મુદ્રામાં માથું હલાવવા લાગી.

"આજે પેરેબ્રોદમાં મૂશળધાર વરસાદનું તોફાન આવશે," તેણે વિશ્વાસ સાથે કહ્યું. "કદાચ કરા પણ વરસે. ભગવાન જ બચાવે."

## ૧૪

હું પેરેબ્રોદ પહોંચ્યો જ હતો કે ત્યાં જ અચાનક વાવંટોળ શરૂ થયો. ધૂળનાં ગોટે ગોટાં સડક ઉપર ઊડવા લાગ્યાં. વરસાદની પહેલી મૂશળધાર ધારા વરસવા લાગી.

માનુઈલિખાએ સાચું કહ્યું હતું. તાપના બફારા ભર્યા દિવસે સવારથી જ આકાશમાં કાળાં વાદળ ઘેરાઈ રહ્યાં હતાં. તે અચાનક પેરેબ્રોદ ઉપર અદ્‌ભુત જોરથી તૂટી પડ્યાં. આકાશમાં વારંવાર વીજળીઓ ચમકતી હતી અને વાદળાંનાં કર્ણભેદી ગડગડાટથી મારી બારીઓનાં કાચ ધ્રૂજી ઊઠતાં અને ગૂંજી ઊઠતાં હતાં. રાતનાં લગભગ આઠેક વાગ્યે વાવંટોળની પ્રચંડતા થોડીક ઓછી થઈ. પણ થોડીવાર પછી તે નવાં જોમ સાથે ફરીથી શરૂ થયો. અચાનક મારા જૂના ઘરની છત ઉપર અને દીવાલો ઉપર કોઈ જોર જોરથી ઠોકવા લાગ્યું. જેનો અવાજ એટલા જોરથી થતો હતો કે કાન બહેરા થઈ જાય. હું બારી તરફ ધસ્યો. અખરોટ જેટલાં મોટાં મોટાં કરા જમીનથી અથડાઈ અથડાઈને ઉપર ઉછળી રહ્યાં હતાં. ઘરની નજીક ઊગેલા શેતૂરના ઝાડ તરફ મેં જોયું. જોરદાર કરા પડવાને કારણે તેનાં બધાં પાંદડા એક એક કરીને ખરી પડ્યાં હતાં. તેની બધી જ શાખાઓ એકદમ પાંદડા વિહીન થઈ ગઈ હતી... બારીની નીચે



ધૂંધકારમાં મેં યાર્મોલાની કાળી આકૃતિ જોઈ. બારીઓનાં બારણાં બંધ હતાં તે માથા અને ખભા ઉપર કોટ નાખીને રસોડામાંથી બહાર દોડી આવ્યો હતો. પણ યાર્મોલાને આવવામાં ઘણું મોડું થઈ ગયું હતું. બરફનો પ્રચંડ ગઠ્ઠો એટલા જોરથી મારી બારીના કાચ સાથે અથડાયો હતો કે કાચનાં ટુકડે ટુકડાં થઈ ગયાં અને મારા ઓરડામાં ભોંયતળિયા પર ફેલાઈ ગયાં.

થાક અનુભવતાં કપડાં બદલ્યા વગર જ હું પથરારીમાં આડો પડ્યો. મને લાગ્યું કે તે રાત્રે હું જરાપણ ઊંઘી નહિ શકું. અને સવાર સુધી આખીરાત માનસિક વેદનામાં તડપતાં પડખાં ઘસતો રહીશ. તેથી કરીને મેં કપડાં ન બદલવાનો નિર્ણય કર્યો જેથી થોડી વાર પછી પડ્યાં પડ્યાં થાકી જતાં ઓરડામાં આંટા મારી શકું. પણ એક વિચિત્ર વાત બની ગઈ. મને એમ લાગ્યું કે મારી આંખો માત્ર એક ક્ષણ માટે મીંચાઈ ગઈ હતી. પણ જ્યારે મેં ફરીથી તે ઉઘાડી ત્યારે બારીનાં બારણાંની તડોમાંથી સૂરજના કિરણોનો પ્રકાશ અંદર આવી રહ્યો હતો. આ પ્રકાશમાં અસંખ્ય સોનેરી રજકણો ધૂમરાઈ રહ્યાં હતાં.

યાર્મોલા મારી પથારી પાસે ઊભો હતો. તેના ચહેરા ઉપર ગંભીર ચિંતા અને અધીર અપેક્ષાના ભાવ દેખાતા હતા. તે લાંબા સમયથી મારા જાગવાની રાહ જોતો હોવો જોઈએ.

"માલિક," તેણે સંકેતસૂચક સ્વરે કહ્યું, "માલિક, તમારે અહીંથી તરત જ જતા રહેવું જોઈએ."

હું એકદમ સફાળો ઊભો થયો અને આશ્ચર્યમાં તેની તરફ જોયું.

"જતો રહું? ક્યાં જઉં? શા માટે! તું ગાંડો તો નથી થઈ ગયો?"

"ના, બિલકુલ નહિ," તે ઘૂરકીને બોલ્યો. "તમે જાણો છો ગઈ કાલે રાત્રે કરાએ કેટલું નુકસાન કર્યું છે? અડધાં કરતાં વધારે પાકનો એકદમ વિનાશ થઈ ગયો છે. કાણો મેક્સીમ, કોઝ્યોલ, મુત, પ્રોકોપ્યુક, બોદી ઓલેફિર સહિત કોઈનો પાક લેશ માત્ર બચ્યો નથી. છેવટે પેલી બદમાશ ચુડેલ મુસીબત ઊભી કરીને જ જંપી. ભગવાન કરે તેનો સત્યાનાશ થાય!"

વીજળીના ઝબકારાની જેમ મારા મનમાં ગઈ કાલે બની ગયેલી ઘટનાની સ્મૃતિ ઝબૂકી ગઈ. દેવળ પાસે ઓલેસ્યાએ આપેલી ધમકી અને તેના ભય એ બધું જ મને યાદ આવી ગયું.

યાર્મોલાએ આગળ કહ્યું, "હવે આખાં ગામનાં લોકો ગુસ્સામાં ગાંડાતૂર થઈ ગયાં છે. સવારથી તેઓ દારૂ ઢીંચી રહ્યાં છે અને હવે મોટે

મોટેથી બૂમરાણો મચાવી રહ્યાં છે... માલિક, તેઓ તમારા વિષે પણ ગંદી ગંદી વાતો ઉછાળી રહ્યાં છે. અને તમે જાણો છો અમારાં લોકો કેવાં છે?.. પેલી ચુડેલોને તેઓ કોઈપણ સજા આપે તે તેમના માટે ન માત્ર યોગ્ય થશે પણ તે જ સાચો ન્યાય થશે. માલિક, પણ જ્યાં સુધી તમારી વાત છે, હું માત્ર આટલું જ કહીશ: જેટલી જલ્દી તમે અહીંથી જઈ શકો તેટલી જલ્દી જતા રહો."

ઓલેસ્યાનો ભય છેવટે સાચો પડયો. મારે તરત જ તેને તથા માનુઈલિખાને આવી પડનાર ભય સંકટની ચેતવણી આપવી જોઈએ. મેં ઉતાવળે ઉતાવળે કપડાં પહેર્યાં, મોં પર પાણીની છાલક મારી અને અડધાએક કલાક પછી પૂર ઝડપે ઘોડો દોડાવતો શેતાનની કુટિર તરફ નીકળી પડયો.

જેમ જેમ હું ચુડેલની ઝૂંપડીની નજીકને નજીક પહોંચતો ગયો તેમ તેમ મારું દિલ એક અનિશ્ચિત ભય અને ચિંતાથી ધક ધક ધડકવા લાગ્યું. હું મનમાં ને મનમાં કહી રહ્યો હતો કે કોઈ નવા અણધાર્યા દુ:ખના પહાડ મારી ઉપર તૂટી પડવાના છે.

રેતાળ ઢોળાવ પરથી ઊતરતા રસ્તા પર એકધાર્યો હું દોડતો રહ્યો. ઝૂંપડી પાસે પહોંચતાં જોયું કે બારીઓ ઉઘાડી હતી. અને બારણું અધખુલ્લું હતું.

"ઓ, મારા ભગવાન! અહીં હવે શું બની ગયું છે?" હું ગણગણ્યો. જેવો હું અંદર જવા આગળ વધ્યો તેવું મારું દિલ બેસતું ગયું.

ઝૂંપડી ખાલી હતી. કૂડો કચરો વેરાયેલો હતો. જે જોઈને એમ લાગતું હતું કે કોઈ અચાનક ઉતાવળમાં અહીંથી પ્રસ્થાન કરી ગયું હતું. ભોંયતળિયા ઉપર ફાટેલા ચીંથરાનો ઢેર લાગેલો હતો. એક ખૂણામાં લાકડાના પલંગનું ચોકઠું ઊભું હતું.

મારું દિલ ભારે થઈ ગયું. આંખોમાં આંસુ ઉભરાવા લાગ્યાં. હું ઝૂંપડીમાંથી બહાર નીકળવામાં જ હતો કે અચાનક મારી નજર એક ચમકતી વસ્તુ ઉપર પડી. જે બારીના એક ખૂણામાં લટકતી હતી. સ્પષ્ટપણે એમ લાગતું હતું કે જાણે જાણીબૂઝીને ત્યાં લટકાવી હોય. તે સસ્તા લાલ મોતીની એક માળા હતી. એ મોતી પોલેસ્યામાં મૂંગા કહેવાતાં હતાં. ઓલેસ્યા અને તેના કોમળ ઉદાર પ્રેમની એકમાત્ર નિશાની તરીકે આ લાલ મૂંગાની માળા જ રહી ગઈ હતી.

૧૮૯૮



# ઈવાન બૂનિન

## ઈવાન બૂનિન

## (૧૮૭૦-૧૯૫૩)

"તેઓ તે સમયના સર્વોત્તમ વિશિષ્ટ શૈલીવાળા લેખક છે," મેક્સીમ ગોર્કીએ ઈવાન બૂનિન વિશે આ પ્રમાણે લખ્યું હતું. આ શબ્દોમાં કોઈ અતિશયોક્તિ નથી. ખરેખર બૂનિન શુદ્ધ સાહિત્યિક લખાણોની શૈલીમાં પારંગત હતા. તેમની કૃતિઓ સ્વરૂપનાં સંપૂર્ણપણા અને સુંદર ઢબને કારણે દંગ કરી દે એવી છે. આ કૃતિઓ આંતરિક લયથી ભરપૂર એવી વિશિષ્ટ શૈલીમાં લખાયેલી છે. તેમની કૃતિઓ સુસંસ્કૃત ટૂંકા લખાણ, અસામાન્ય લવચીકપણાં, આબેહૂબ પાત્રો અને આશ્ચર્યકારક સુમૃદ્ધતા અને ભાષાની વિવિધતાને કારણે લાક્ષણિક છે.

બૂનિન એક ગામમાં ગરીબ કુટુંબમાં જન્મ્યા હતા. તેમનું બાળપણ ઓરલોવ ગુબેરનીયા નામના નાનકડા ગામમાં વીત્યું હતું. તેમના પોતાના શબ્દો પ્રમાણે "સૌથી સમૃદ્ધ રશિયન ભાષા ત્યાં વિકસી હતી. અને ત્યાં જ તેમની પહેલા થઈ ગયેલા તુર્ગેનિવ અને તોલ્સ્તોય જેવા મહાન રશિયન લેખકો પેદા થયા હતા." ત્યાં રશિયાના મધ્ય ભાગમાં સામાન્ય લોકોની સાથે એકધાર્યા સંપર્કને કારણે તેમની ચોક્કસ અને આબેહૂબ ભાષા સર્જાઈ હતી.

બૂનિને પોતાની સાહિત્યિક પ્રવૃત્તિઓ કવિતાઓ દ્વારા શરૂ કરી હતી અને પાછળથી તેઓ ગદ્યલેખન ઉપર આવ્યા હતા. પણ તેમણે પોતાની જિંદગીના અંત સુધી કવિતાલેખનનું કાર્ય પડતું નહોતું મૂક્યું. તેઓએ ન માત્ર પોતાની કવિતાઓ લખી હતી. પણ બણા વિદેશી કવિઓની કવિતાઓના અદ્દભુત અનુવાદો પણ કર્યા હતા.

બૂનિન મહાન ઓક્ટોબર ક્રાંતિમાં કટ્ટર વિરોધી તરીકે લડયા હતા. ૧૯૨૦માં તેઓ ફ્રાન્સ ચાલ્યા ગયા હતા. ત્યાં તેમનું મૃત્યુ થયું. પણ તેમ છતાં બૂનિને રશિયન વ્યકિતની યાદ હંમેશાં તાજી રાખી અને પોતાની જિંદગીના અંતિમ દિવસ સુધી પોતાની માતૃભૂમિ અને રશિયન લોકોની સુંદરતાના વખાણ કર્યા. રશિયાથી બણે દૂર રહને લખાયેલ તેમની વા વાર્તાઓ અત્યંત દર્દભર્યાં વિયોગથી ભરેલી છે

# હળવો નિસાસો

કબ્રસ્તાનમાં માટીના તાજા જ બનાવેલા ટેકરા ઉપર મજબૂત, ભારે અને સપાટ એવો ઓકનો નવો ક્રૉસ ઊભો છે.

એપ્રિલ મહિનામાં દિવસો ઉદાસીનતાનાં વાદળોથી ઘેરાયેલાં હોય છે. પર્ણવિહીન વૃક્ષોમાંથી આ વિશાળ પ્રાન્તીય કબ્રસ્તાનમાંના સ્મારક પથ્થરો દૂર દૂરથી નજરે પડે છે. ક્રૉસના તળિયે ચિનાઈમાટીમાં વણથંભ્યા ઠંડા પવનનો સૂસવાટો ગૂંજી રહ્યો છે.

કંઈક વધારે પ્રમાણમાં બહારની બાજુ ઊપસી આવેલો ચિનાઈ માટીનો અંડાકાર ક્રૉસમાં ગોઠવેલો છે. જેમાં ખુશીથી ચમકતી અને દંગ કરે એવી ઉલ્લાસ સભર આંખોવાળી શાળાની વિદ્યાર્થીનીની તસવીર છે.

તેનું નામ છે ઓલ્યા મેશ્ચેસ્કયિા.

નાની છોકરી તરીકે કથ્થઈ ફ્રૉકવાળી શાળાની વિદ્યાર્થીનીઓના ટોળામાંથી તેને જુદી પાડી શકાય એમ નહોતું. તે સિવાય તેના વિષે કોઈ માત્ર એટલું જ કહી શકતું હતું કે તે અભ્યાસ કરવામાં હોશિયાર પણ બહુ તોફાની અને વર્ગશિક્ષિકાના ઉપદેશોને બિલકુલ કાન પર ન ધરનાર અસર વિનાની પેલી સુંદર, તવંગર અને ભાગ્યશાળી છોકરીઓમાંથી એક હતી. સમયની સાથે તે પાંગરવા લાગી અને ખૂબ જ ઝડપથી વધવા લાગી. ચૌદ વર્ષની થતાં સુધીમાં તેની પાતળી નાજુક કમર અને પાતળાં પગ, તેનાં વક્ષસ્થળો અને તે બધાંનાં નકશાનું આકર્ષણ શબ્દો દ્વારા કદી ન કહી શકાય. તેની જુવાની સોળે કળાએ ખીલી ઊઠી હતી. પંદર વર્ષની થતાં તે સૌંદર્યની મૂર્તિ તરીકે જાણીતી હતી. જરા વિચારો તેના શાળાનાં સહવિદ્યાર્થીઓમાંથી કેટલાંક કેટલી કાળજીપૂર્વક પોતાનાં વાળ ઓળતાં હતાં, તેઓ પોતાનાં વ્યક્તિત્વ માટે કેટલાં ચીવટ અને ચોક્સાઈવાળાં હતાં, તેઓ પોતાની દરેક અંકુશિત હલચલ ઉપર કેવી રીતે નજર રાખતાં હતાં! પણ

તેને કોઈ પણ વસ્તુનો ભય નહોતો — ન તો તે પોતાની આંગળીઓ ઉપર સહીના ધબ્બાની પરવા કરતી, ન તો રાતા ચહેરા તરફ લક્ષ આપતી, ન તો વિખરાયેલાં વાળની દરકાર કરતી, કે ન તો દોડતાં દોડતાં જો તે પડી જાય તો અચાનક ઉઘાડાં થયેલાં ઘૂંટણો પ્રત્યે ધ્યાન આપતી હતી. છેલ્લાં બે વર્ષોમાં કોઈપણ જાતના ખાસ પ્રયત્ન વિના ધીમે ધીમે તે એ બધું જ ધારણ કરવા લાગી કે જેણે તેને બીજી છોકરીઓથી ઘણી જ ભિન્ન કરી દીધી. તેની આંખોમાં મોહકતા, લાલિત્ય, ચંચળતા અને સ્પષ્ટ તેજસ્વીતા ચમકતાં હતાં...

નૃત્યના જલસામાં ઓલ્યા જેટલું સુંદર રીતે કોઈ નહોતું નાચતું, તેના જેટલી સારી રીતે બીજું કોઈ સ્કેટીંગ નહોતું કરતું, નૃત્યમાં બીજું કોઈ તેનાં કરતાં વધારે પ્રખ્યાત નહોતું, અને કોઈક કારણસર તેના કરતાં વધારે બીજું કોઈ ઊતરતાં વર્ગો દ્વારા અતિશય ચહાયેલું ન હતું. અને વળી તે હવે બાળકી નહોતી રહી તથા અદૃશ્યપણે તેને શાળામાં નામના મળી હતી, એ વાત શરૂ થઈને ફેલાવા લાગી હતી કે તે મોજીલી છોકરી હતી, તે પ્રશંસકો વિના રહી શકતી નહોતી, શેન્શીન નામનો છોકરો ગાંડાની જેમ તેના પ્રેમમાં હતો, ઓલ્યાએ પણ તેને પ્રેમ કરવાનું વિચાર્યું હતું પણ તે પોતાના પ્રેમમાં એટલી તો ચંચળ હતી કે એક વખત શેન્શીને પોતાની જિંદગીનો અંત લાવવાનો પ્રયત્ન કર્યો હતો...

આ છેલ્લા શિયાળા દરમિયાન ઓલ્યાએ પોતાનું મગજ મોજીપણાના વમળમાં તદ્દન જ ગુમાવી દીધું હતું, શાળામાં લોકો એમ કહેતાં હતાં. સૂર્ય અને હિમપાતથી ઘેરાયેલ શિયાળો: બરફાચ્છાદિત મેદાનોમાં ઊંચા ફર વૃક્ષોની પાછળ સૂરજ વહેલો ડૂબી જતો હતો, તે એકધાર્યો પ્રસન્ન ગંભીર અને હસતો હતો. તે હિમ અને આવતા દિવસની તેજસ્વીતા, સાબોરનાયા ગલીની સહેલ, શહેરના બગીચામાં સ્કેટીંગ, સાયંકાળનાં આસમાનમાં ગુલાબી લાલી, સંગીત, અને આમ તેમ બરફ ઉપર સરકતા સ્કેટરોના ટોળાઓની ભાવિ આશાસ્પદતા લાવતો હતો. સ્કેટરોના આ ટોળા વચ્ચે ઓલ્યા મેશ્ચેર્સ્કાયા કરતાં બીજું કોઈ વધારે ચિંતામુક્ત અને આનંદી દેખાતું નહોતું. પણ એક દિવસ બપોરની રીસેસ દરમિયાન જ્યારે તે ખુશીથી ચીચિયારીઓ મારતી પહેલા વર્ગની છોકરીઓના ઝુંડથી ભાગીને સભા ખંડ તરફ દોડી ત્યારે અચાનક મુખ્યશિક્ષિકાએ તેને બોલાવી. એકાએક તે રોકાઈ ગઈ. માત્ર એક ઊંડો શ્વાસ લીધો. ઝડપી અને લાક્ષણિક રીતે સ્ત્રીના હાવભાવ સાથે તેણે વાળ સીધાં કર્યાં, ખભા ઉપરનાં



પોતાનાં એપ્રનનાં ખૂણાં આંચકો મારી ખેંચ્યા અને આનંદથી પ્રસન્ન આંખે ઉપર દોડી ગઈ. દેખાવે જુવાન પણ ધોળા વાળવાળી મુખ્યશિક્ષિકા ઝારની છબી નીચે પોતાના ઢાળિયાં પાસે બેસીને સ્વસ્થતાથી ગૂંથી રહી હતી.

"કેમ છે, માદમુઆઝેલ મેશ્ચેર્સ્કાયા", ગૂંથવા ઉપરથી નજર કર્યા વિના જ ફ્રેંચ ભાષામાં તેણે કહ્યું. "મને એ કહેતાં દુ:ખ થાય છે કે આ માત્ર પહેલી વાર જ નથી કે તમને તમારા વર્તાવ વિષે કહેવા માટે બોલાવવી પડી."

"હા, મદામ, હું સાંભળું છું," ઢાળિયાની નજીક આવતાં ઓલ્યાએ જવાબ આપ્યો. તેણે તેજસ્વી અને ચેતનવંતી આંખો વડે મુખ્ય શિક્ષિકા તરફ જોયું. પણ તેના ચહેરા ઉપર કોઈ હાવભાવ નહોતાં. તેણે એટલી ધીમેથી અને મોહકતાથી સલામ કરી કે જે તે એકલી જ કરી શકતી હતી.

"કમનસીબે, મને ખાતરી છે કે તમે સારી રીતે નહિ સાંભળો," મુખ્ય શિક્ષિકાએ કહ્યું. ઊનને ખેંચતાં દડો પૉલિશ કરેલ ભોંયતળિયા ઉપર ગબડી ગયો. ઓલ્યાની જિજ્ઞાસુ નજર તેની તરફ ખેંચાઈ, તેણે ઉપર જોઈને કહ્યું: "મારે હવે ફરીથી આવું ન કરવું જોઈએ, કે ન તો વધારે ખોટું બોલવું જોઈએ."

ઓલ્યાને આ વિશાળ અને ઝણવટથી સાફ કરાયેલ, હિમયુક્ત દિવસમાં હૂંફ ભરી ગરમી આપતી ભઠ્ઠીની ચળકતી લાદીઓવાળો અને ઢાળિયા ઉપર પડેલાં શીતળ સોડમ છોડતાં પોયણાંનાં ગુચ્છાથી સજાયેલ આ ઓરડો, ખૂબ જ ગમ્યો. તેણે કોઈક પ્રખ્યાત ખંડમાં સંપૂર્ણ ઊંચાઈ પૂરી ચિતરેલા જુવાન ઝારની તરફ જોયું. પછી મુખ્યશિક્ષિકાની સુઘડતાથી ઓળેલ વાળમાં એક સરખી રીતે પડતી પાંથી તરફ જોયું અને કંઈક અપેક્ષા સાથે ચૂપ રહી.

"હવે તમે નાની બાળા નથી રહ્યાં," મુખ્યશિક્ષિકાએ ભારે અવાજે કહ્યું. તેની ચીડ વધતી જતી હતી.

"ના, મદામ", ઓલ્યાએ એકદમ સરળતાથી અને લગભગ હસતા મોઢે જવાબ આપ્યો.

"પણ તમે હજી સ્ત્રી પણ નથી," મુખ્યશિક્ષિકાએ વધારે ભારે અવાજે કહ્યું. તેના ચહેરા ઉપરની ઓપહિન ચામડી થોડીક રાતી થઈ ગઈ.

"સૌથી પહેલાં તો આ પ્રમાણે વાળ ઓળવાની તમારી હિંમત કેવી રીતે ચાલી? આ તો પુખ્ત સ્ત્રીની ઢબ છે!"

"મારાં વાળ સારાં છે એમાં, મદામ, કંઈ મારી ભૂલ નથી," ઓલ્યાએ જવાબ આપીને સુંદર રીતે સજાયેલા પોતાનાં વાળને સ્પર્શવા બંને હાથ ઊંચા કર્યા.

"એમ, તો તે તમારી ભૂલ નથી!" મુખ્યશિક્ષિકાએ કહ્યું. "તમારી વાળ ઓળવાની ઢબ એ તમારી ભૂલ નથી, મોંઘા કાંસકા એ તમારી ભૂલ નથી, એ પણ તમારી ભૂલ નથી કે તમે પેલાં વીસ રૂબલનાં જૂતાં પહેરીને તમારાં માબાપને પાયમાલ કરી રહ્યાં છો! પણ હું ફરીથી કહું છું કે તમે હજી માત્ર નરી શાળાની વિદ્યાર્થીની છો એ હકીકતને લગભગ ભૂલી રહ્યાં છો..."

સરળતા અને સ્વસ્થતાના ભાવ જાળવી રાખનાર ઓલ્યા મેશ્ચેસ્કર્યાએ અચાનક નમ્રતાથી તેને બોલતી અટકાવી:

"મને માફ કરજો, મદામ, પણ તમે ભૂલ કરો છો. હું સ્ત્રી છું. અને તમે જાણો છો તે કોની ભૂલ છે? તે હતો અલેક્સેઈ મિખાઈલોવિચ માલ્યૂતિન, મારા પિતાનો મિત્ર અને પડોશી તથા તમારો ભાઈ. ગયા ઉનાળામાં ગામમાં આ બન્યું હતું..."

આ વાર્તાલાપના એક મહિના પછી ઓલ્યા જે સમાજની હતી તેની સાથે કોઈ પણ જાતના સંબંધ વિનાનો, અનાકર્ષક અને નીચા કુળમાં જન્મ્યો હોય તેવા દેખાવવાળા કઝ્ઝાકે રેલગાડીમાંથી ઊતરેલા લોકોના વિશાળ સમુદાયની નજર સામે સ્ટેશન પ્લેટફોર્મ ઉપર ઓલ્યા મેશ્ચેસ્કર્યાને ઠાર કરી. મુખ્યશિક્ષિકાને મૂંઝવણમાં મૂકેલ ઓલ્યાની માન્યામાં ન આવે તેવી કબૂલાતને પુષ્ટિ મળી. અદાલતના અધિકારીને આ ફોજી ઓફિસરે નિવેદન આપ્યું કે મેશ્ચેસ્કર્યા તેને લલચાવતી હતી અને તેની નિકટની પ્રેમિકા હતી. તેણે તેની સાથે લગ્ન કરવાનું વચન પણ આપ્યું હતું. ત્યાર બાદ ખૂનના દિવસે રેલ્વે સ્ટેશને તે તેને નોવોચેર્કાસ્ક માટે વિદાય આપવા આવી હતી ત્યારે અચાનક તેણે કહ્યું કે તેણે કદી તેને પ્રેમ કરવાનો વિચાર સુદ્ધાં નહોતો કર્યો. તે તો લગ્નની આ બધી વાતો કરી તેની સાથે માત્ર રમત રમી રહી હતી. તેણે પોતાની ડાયરીનું પાનું તેને બતાવ્યું. જેમાં તેણે માલ્યૂતિન વિષે લખ્યું હતું.

"મેં તે લીટીઓ વાંચી. તે વખતે તે પ્લેટફોર્મ ઉપર મારા વાંચવાની પૂરા થવાની રાહ જોતી આમતેમ આંટા મારી રહી હતી. ત્યાં ને ત્યાં જ મેં તેને ઠાર કરી," ફોજી ઓફિસરે કહ્યું. "આ રહી ડાયરી, જુઓ, ગયા વર્ષની ૧૦મી જુલાઈએ તેણે શું લખ્યું હતું..."



તેઓએ આ પ્રમાણે વાંચ્યું:

"સવારનાં લગભગ બે વાગ્યાં હતાં... હું પ્રગાઢ નિંદ્રામાં હતી, અચાનક હું જાગી... આજે હું સ્ત્રી બની ગઉ છું! પપ્પા, મમ્મી અને તોલ્યા બધાં જ શહેરમાં જતાં રહ્યાં અને હું એકલી રહી ગઈ. એકલી પડવાથી હું બહુ ખુશ હતી! સવારે હું બગીચામાં અને બીડમાં ફરવા ગઈ, હું જંગલમાં ગઈ, મને લાગ્યું કે આખી દુનિયામાં હું એકલી હતી. તે વખતે એટલા તો સરસ વિચારો મારા મનમાં આવ્યા કે જે કદી મારી જિંદગીમાં નહોતા આવ્યા. મેં બાપોરનું ખાવાનું પણ એકલા જ ખાધું. ત્યાર બાદ એક આખો કલાક મેં પિયાનો વગાડ્યો. સંગીતે મને એ અનુભવ કરતી કરી કે હું હંમેશ માટે જીવંત રહીશ અને આખી દુનિયામાં કોઈના પણ કરતાં વધારે ખુશ રહીશ. ત્યાર બાદ હું પપ્પાના અધ્યયનકક્ષમાં સૂઈ ગઈ. ચાર વાગે કાત્યાએ મને જગાડીને કહ્યું કે અલેક્સેઈ મિખાઈલોવિચ મળવા આવ્યા હતા. હું તેમને મળવા માટે ખૂબ ખુશ થઈ, તેમને આવકારવામાં અને ખુશ કરવામાં મને આનંદ પણ આવ્યો. તેઓ ખૂબસૂરત ઘોડાઓની જોડીવાળી ગાડીમાં આવ્યા હતા. તેઓ આખો વખત ઉંબરાની સામે જ રહ્યા. તે તરત જ ન જતા રહ્યા કારણ કે તે વખતે વરસાદ પડતો હતો અને તેમને આશા હતી કે સાંજ પડતાં સુધી રસ્તો સુકાઈ જશે. પપ્પાને ન મળી શકવાનો તેમને ખેદ હતો. તે બહુ ખુશ મિજાજમાં હતા અને મારી સાથે સ્ત્રી દાક્ષિણ્યતાવાળો વર્તાવ કર્યો. તે મશ્કરી કરી રહ્યા હતા અને જાણે ઘણા લાંબા વખતથી મારા પ્રેમમાં હોય તેવો ઢોંગ કરી રહ્યા હતા. ચા પીતાં પહેલાં અમે જ્યારે બગીચામાં લટાર મારી રહ્યાં હતાં ત્યારે વાતાવરણ ફરીથી ખુશનુમા થઈ ગયું. ટપ ટપ ટપકતો આખો બગીચો સૂરજનાં કિરણો દ્વારા ચિરાઈ ગયો. જોકે થોડીક ઠંડી થઈ ગઈ હતી. તેમણે મારો હાથ પકડીને કહ્યું કે આપણે ફૌસ્ટ અને માર્ગારીતા હતાં. તે છપ્પન વર્ષના હતા પણ તેમ છતાં દેખાવડા અને હંમેશાં સારી રીતે કપડાં પહેરતા હતા. તેમના વિષે મને માત્ર એક જ વાત નહોતી ગમતી અને તે એ કે તેઓ બાંયવિનાનો ડગલો પહેરીને આવ્યા હતા. તેનામાંથી અંગ્રેજી યુડીકોલોનની વાસ આવતી હતી. તેમની કાળી આંખોમાં નરી જુવાની તરવરતી હતી. જોકે સુંદરતાથી બે લાંબી લટોમાં વિભાજાયેલી તેમની દાઢી] એકદમ રૂપેરી હતી. કાચના વરંડામાં અમે ચા પીધો. મને થોડીક અશક્તિ જેવું લાગ્યું. હું સોફા ઉપર આડી પડી. જ્યારે તેઓ પોતાની ખુરશીમાં બેસી ધૂમ્રપાન કરતા હતા.

પછી તેઓ આવીને મારી બાજુમાં બેસી ગયા. તેઓ ફરીથી મારી સાથે ટોળટપ્પાં કરવા લાગ્યા. પછી તેમણે મારા હાથ તપાસવાનું અને તેને ચુંબન આપવાનું શરૂ કર્યું. રેશમી હાથરૂમાલ વડે મેં મારો ચહેરો ઢાંકી દીધો. અને તેઓએ ફરીથી અને ફરીથી રેશમી રૂમાલવાળા મારાં હોઠો ઉપર ચુંબનની ઝડી વરસાવી... હું સમજી ન શકી કે તે કેવી રીતે બની શક્યું હતું, ચોક્કસ હું ભાન ભૂલી ગઈ હોઈશ, મેં કદી નહોતું વિચાર્યું કે હું તેવી હતી! હવે મારા માટે માત્ર એક જ રસ્તો બાકી રહ્યો હતો... મને તેમના પ્રત્યે એટલી તો નફરત થઈ ગઈ કે હું તેને સહી ન શકી..."

આ એપ્રિલ મહિનાના દિવસોમાં શહેર એટલું તો સ્વચ્છ અને સૂકું તથા રસ્તા પરનાં કાંકરા પણ એટલાં સફેદ થઈ ગયાં છે કે તેમની ઉપર ચાલવું વધારે સરળ અને આનંદદાયક છે. દરેક રવિવારે દેવળનાં સમય પછી કાળાં વસ્ત્રોમાં સજ્જ, કાળાં ચામડાંના દસ્તાના અને અબનૂસના હાથાવાળી છત્રી સાથે ઢીંગણી સ્ત્રી શહેરની બહાર જતી સોબોરનાયા ગલીમાં જાય છે. ધૂમાડાથી કાળી પડેલી ખૂબ બધી ભઠ્ઠીઓથી ઘેરાયેલ અને મેદાનોમાંથી ફૂંકાતા પવનથી બરડ થઈને સાફ થયેલ ગંદા ચોકની નજીકની પગદંડીને અનુસરે છે; વધારે આગળ જતાં મઠ અને જેલની વચ્ચે આ આસમાનમાં વાદળની રૂપેરી રેખા અને મેદાનોનો ભૂખરો ધબ્બો દેખાય છે; ત્યારે બાદનો રસ્તો ખાબોચિયામાંથી આગળ જાય છે, ઝાડની દી દીવાલની નજીક ડાબી બાજુ વળાંક લીધાં પછી દરવાજા ઉપર પવિત્ર કુમારિકાનાં ચિત્રવાળી સફેદ દીવાલની વાડથી આવરાયેલ મોટો, નીચાણવાળો બગીચો છે. ઢીંગણી સ્ત્રી સાદરભાવે અને ઝડપથી પોતાના પર હાથ વડે ક્રૂસની નિશાની કરીને દૃઢ પગલે મુખ્ય રસ્તે નીચે તરફ ચાલવા લાગે છે. ઓકના ક્રૉસની સામે પડતા બાંકડે પહોંચી ત્યાં બેસે છે, વસંતની ઠંડી અને હવામાં જ્યાં સુધી હલકાં જૂતા પહેરેલાં તેનાં પગ અને પાતળાં દસ્તાનામાંનાં હાથ સંપૂર્ણપણે ઠંડા ન થઈ જાય ત્યાં સુધી કલાક કે કદાચ બે કલાક ત્યાં રોકાય છે. કેટલીક વખત આટલી ઠંડીમાં પણ વસંતનાં પક્ષીઓને મધુરતાથી ગાતાં અને ચિનાઈમાટીના ચાંદાકાર વલયમાં ગૂંજતાં પવનને સાંભળતાં તે વિચારે છે, તે દુનિયામાં કોઈ પણ વસ્તુ આવી શકી હોત, પોતાની અડધી જિંદગી પણ, જેથી કરીને તેની સામેના આ મૃત ચાંદાકાર વલયને કદી તે સ્થિતિમાં હોવાની જરૂર ન રહેત. ચાંદાકાર વલય, માટીનો ટેકરો, ઓકનો ક્રૉસ! ક્રૉસની ઉપરનાં ચિનાઈમાટીનાં બાહ્ય ચાંદાકારમાંથી જેની આંખો આટલી ચિરંજીવિતા



સાથે ચમકી રહી હતી તે શું વાસ્તવમાં એ ક્રૉસની નીચે સૂતેલ હોઈ શકતી હતી? કેવી રીતે કોઈ હવે ઓલ્યા મેશ્ચેર્સ્કયાના નામને જોડાયેલ આ સાથે પેલી આંખોની પવિત્રતાની સમજૂતી કરી શકતું હતું? પણ ઢીંગણી સ્ત્રી જે વિકારવશતાથી સ્વપ્ન હૃદયમાં સંઘરી રાખે છે તે બાપાની જેમ દિલમાં ખુશ છે.

આ સ્ત્રી છે ઓલ્યા મેશ્ચેર્સ્કયાની વર્ગશિક્ષિકા, અપરિણત સ્ત્રી કે જે હવે જુવાન નથી. તે લાંબા વખતથી એક નહિ તો બીજાં સ્વપ્નમાં રાચેલી રહે છે. અને તે જ તેની સાચી જિંદગી છે. આ [illegible]નાં સપનાંઓમાંથી સૌથી પહેલું સપનું હતું તેનો ભાઈ—ગરીબ અને કોઈ પણ રીતે ઊતરતી શ્રેણીના નોંધપાત્ર અધિકારી જેવો નહિ. તેણે પોતાની બધી જ આશાઓ તેનામાં, તેના ભવિષ્યમાં મૂકી. જેને કોઈક કારણસર તેણે વિચાર્યું કે તે બહુ તેજસ્વી થશે. મુક્દેનની લડાઈમાં તેના માર્યા જવાયા પછી તેણે પોતાની જાતને એ મનાવવાનો પ્રયત્ન કર્યો કે તે કોઈક આદર્શ માટે કામ કરતી હતી. ઓલ્યા મેશ્ચેર્સ્કયાનું મૃત્યુ તેને નવાં જ સ્વપ્ન તરફ ખેંચી ગયું. હવે તે છોકરી તેના સતત ચાલુ રહેનાર વિચારો અને લાગણીઓનો વિષય હતી. દરેક રજાના દિવસે તે તેની કબરે આવતી હતી, તે ઓકના ક્રૉસની તરફ તાકતી કલાકો સુધી બેસતી, ફૂલોની વચ્ચે કફનમાં જેવી તે પડી છે તેવાં જ નિસ્તેજ ચહેરાને યાદ કરતી અને એક વખત તેને કાને પડેલાં શબ્દોને યાદ કરતી. બપોરની વિરામ દરમિયાન રમત મેદાનમાં ચાલતાં ઓલ્યા મેશ્ચેર્સ્કયા પોતાની સૌથી ખાસ મિત્ર ઊંચી અને ગોળમટોળ સુબ્બોતિનાને ખૂબ ખૂબ ઝડપથી કહેતી હતી:

"મેં પપ્પાના એક પુસ્તકમાં વાંચ્યું—તેમની પાસે ઘણાં બધાં જૂનાં [illegible] પુસ્તકો છે—મેં વાંચ્યું સુંદર થવા માટે સ્ત્રીની પાસે શું હોવું જોઈએ—તું જાણે છે, તે કહેવાતી વસ્તુઓ, હું તે બધાંને પૂરી રીતે યાદ નથી કરી શકતી! તેમ છતાં કુદરતી રીતે તેની પાસે કાળી આંખો હોવી જોઈએ જેની સરખામણી ઊકળતા ડામર સાથે કરવામાં આવી છે. તેમાં બિલકુલ તે જ પ્રમાણે લખવામાં આવ્યું હતું: ઊકળતા ડામર જેવી! રાત જેવી કાળી પાંપણો, લાડ લડાવતાં શરમથી લાલ થઈ જતાં સૌમ્ય ગાલ, નાજુક કાયા, સામાન્ય કરતાં વધારે લાંબા હાથ—તું માની શકે છે, સામાન્ય કરતાં વધારે લાંબા? નાનાં તળિયાં, મધ્યમસરનાં ભરાવદાર વક્ષસ્થળ, યોગ્ય વળાંકવાળી પગની પિંડીઓ, છીપલાંનાં રંગનાં ઘૂંટણો,

ઢળતાં ખભાં, હું તેમાંનું ઘણું બધું પાકે પાયે શીખી. તે બધું એટલું તો સાચું છે!—પણ સૌથી મુખ્ય વસ્તુ તું જાણે છે સૌથી મહત્ત્વની કઈ વસ્તુ છે?—હળવો નિસાસો! અને મારી પાસે તે છે, તું જાણે છે,—સાંભળ, હું કેવી રીતે નિસાસો નાખી શકું છું! હું બહુ હળવેથી નાખું છું, કેમ ખરું ને?"

હવે આ હળવો નિસાસો દુનિયા ઉપર હવામાં ક્યાંય દૂર ફંગોળાઈ ગયો છે, વાદળાંથી ઘેરાયેલાં આકાશમાં દબાઈ ગયો છે, વસંતનાં ઠંડા પવને ફૂંકી દીધો છે.

૧૯૧૬



# વ્સેવોલોદ ગાર્શિન

## વ્સેવોલોદ ગાર્શિન

(૧૮૫૫-૧૮૮૮)

વ્સેવોલોદ ગાર્શિનનો જન્મ એક પ્રાંતમાં મધ્યમ વર્ગના સારા કુટુંબમાં થયો હતો.

૧૮૭૭માં બલ્કાન ગુલામોની મુક્તિ માટે તુર્કીઓ સામે યુદ્ધ ફાટી નીકળ્યું. તે સમયે ગાર્શિન પીટર્સબર્ગની સુરંગ ખોદવાની સંસ્થાને છોડીને સ્વયંસેવક તરીકે જોડાયા. ગાર્શિનને ખ્યાતિ આપતી વાર્તા 'ચાર દિવસો' યુદ્ધની મન પર પડેલી તાત્કાલિક છાપની સ્ફૂરણા દ્વારા લખાઈ હતી.

ગાર્શિનની વાર્તાઓના નાયકો રોજ બરોજના ગંભીર પ્રશ્નો ઉઠાવે છે અને તે પણ એવી રીતે કે જાણે તે એકદમ તેના દિલની નજીક પોતાને જ લગતાં હોય. દેશના ભવિષ્ય માટે આ જાતના ઉત્તેજનાત્મક રસમાં ગાર્શિન અને તુર્ગેનેવ વચ્ચે સાદૃશ્યતા છે. ૧૮૮૦માં તુર્ગેનેવે ગાર્શિનને લખ્યું: "દરેક ઉંમરલાયક લેખક જ પોતાના કાર્યને ગંભીરતાથી પ્રેમ કરે છે તે જ્યારે તેને એ જાણવા મળે છે કે તેનો પણ કોઈ વારસ છે ત્યારે અત્યંત ખુશી થાય છે. તમે તેમાંના એક છો."

ગાર્શિને વીસથી વધારે વાર્તાઓ નથી લખી. તેમનું નાની ઉંમરે અકાળ મૃત્યુએ આ બહુક્ષખી બુદ્ધિપ્રતિભાના વિકાસને વચ્ચેથી જ કાપી નાખ્યો. તેમ છતાં રશિયન સાહિત્યના ઈતિહાસમાં તેમનું એક વિશિષ્ટ સ્થાન છે. ગાર્શિને સૌથી છેલ્લે બાળકો માટે રમૂજી વાર્તા લખી 'દેડકો ચાલ્યો પ્રવાસે'.

'લાલ ફૂલ' વાર્તા (૧૮૮૩)માં અન્યાય અને બુરાઈના વિરુદ્ધ સંઘર્ષનું પ્રતીકાત્મક ચિત્રણ છે.

# લાલ ફૂલ

(ઈવાન તુર્ગેનેવની પુણ્ય સ્મૃતિને સમર્પિત)

૧

"મહારાજાધિરાજ, સમ્રાટ પીટર પહેલાના આદેશ ઉપર હું આ ગાંડા ઘરને નિરીક્ષણ માટે ખુલ્લા મૂકાયાની ઘોષણા કરું છું!"

આ શબ્દો બુલંદ ઘોઘરા અવાજે ઉચ્ચારાયેલા હતા. સાહીથી ખરડાયેલી મેજ ઉપર પડેલાં ખૂણે ખાંચેરથી વળેલાં પાનાંવાળા ચોપડામાં દરદીની નોંધ કરનાર ઈસ્પિતાલનો કારકુન હસવું ખાળી ન શક્યો. પણ બે જુવાન અનુચરો ન હસ્યા: હમણાં જ રેલ્વે સ્ટેશનથી લઈને આવેલાં ગાંડા માણસ સાથે એકલા જ નિંદારહિત બે રાતો અને બે દિવસો વિતાવ્યા બાદ તેઓ મહા મુશ્કેલીથી પોતાનાં પગ ઉપર ઊભા રહી શકતા હતા. છેલ્લા એક સ્ટેશન પહેલાં રોગીનો આવેશ એટલો બધો વધી ગયો હતો કે વિશિષ્ટ પ્રકારના ડગલાને કબજામાં લેવા માટે છેવટે ચોકીદારો અને પોલીસની મદદ લેવી પડી. આ પ્રમાણે કાબૂમાં રાખીને તેને શહેરમાં લાવીને ઈસ્પિતાલમાં પહોંચાડવામાં આવ્યો હતો.

તે બિહામણો લાગતો હતો. ગાંડપણના આવેશ દરમિયાન ચીંથરે ચીંથરા કરી નાંખેલાં ભૂખરા કપડાં ઉપર તેણે ખુલ્લા ગળાવાળા ગંદા શણના કપડાનો કસકસતો ડગલો પહેર્યો હતો, ડગલાંની લાબી બાંયો તેના હાથને છાતી સરખા ટેકવીને પીઠ પાછળ બાંધી દેવામાં આવી હતી. તેની સૂજેલી રાતીચોળ આંખો (તે દસ દિવસ સુધી નહોતો ઊંઘ્યો) નિશ્ચલ ચિનગારીની જેમ ચમકી રહી હતી. તેનો નીચલો હોઠ ક્ષુબ્ધ તાણથી ખેંચાતો હતો. તેનાં વિખરાયેલાં વાંકડિયા વાળ કેશવાળીની જેમ કપાળ ઉપર ઝૂલતાં હતાં. તે કાર્યાલયના એક ખૂણાથી બીજા ખૂણા સુધી ઝડપી ભારે લાંબા ડગલાં ભરતો આંટા મારી રહ્યો હતો. કાગળની ફાઈલોવાળાં જૂનાં કબાટ

અને મીણિયાં વડે ઢંકાયેલ ખુરશીઓ તરફ તે એકીટશે તાકી રહ્યો હતો. ક્યારેક ક્યારેક તેને અહીં લાવનાર સાથીઓ તરફ ઊડતી નજર નાખતો હતો.

"તેને અંદર લઈ જાઓ. જમણી બાજુના મકાન તરફ."

"હું જાણું છું. ગયા વર્ષે હું અહીં હતો. અમે ઈસ્પિતાલનું નિરીક્ષણ કરતાં હતાં. હું તેના વિષે બધું જ જાણું છું, મને છેતરવો બહુ મુશ્કેલ થશે," દરદીએ કહ્યું.

તે બારણા તરફ ફર્યો. દરવાને તેને ત્યાંથી પસાર થવા માટે બારણું ખોલ્યું. તે જ વેગીલાં, ભારે, દૃઢ, લાંબા ડગલાં ભરતો તે કાર્યાલયમાંથી બહાર જતો રહ્યો. તેનું ચસકેલ માથું ઉન્નત રાખેલું હતું. અને તે જમણી બાજુ પરના માનસિક ચિકિત્સા વિભાગ તરફ લગભગ દોડી ગયો. તેનાં સાથીઓ મહા મુશ્કેલીએ તેની સાથે રહેવા સમર્થ બની શકતાં હતાં.

"ઘંટડી વગાડો. હું પોતે તે નથી કરી શકતો, તમે મારા હાથ બાંધી દીધા છે."

દરવાને બારણું ખોલ્યું. દરદી અને તેને લાવનાર તેના સાથીઓ ઈસ્પિતાલમાં પ્રવેશ્યાં.

તે મોટા પથ્થરોની પ્રાચીન શૈલીની બનાવટવાળું મકાન હતું. બે વિશાળ ખંડો—એક ભોજનાલય અને બીજો શાંત દરદીઓ માટે સામાન્ય કક્ષ હતાં. કાચના બારણાવાળો પહોળો ઓસારો બગીચામાં જઈને ખુલતો હતો. નીચલો માળ લગભગ વીસેક જેટલાં જુદાં જુદાં ઓરડાઓથી આવરાયેલો હતો. જેમાં દરદીઓ રહેતાં હતાં. આ જ માળે બે અંધારિયા ઓરડાઓ હતા. જેમાંનો એક ગાદલાંવાળો અને બીજો બાંકડાવાળો હતો. ત્યાં ઉદ્દંડ દરદીઓને રાખવામાં આવતાં હતાં. કમાનદાર છતવાળો અંધારિયો મોટો ઓરડો સ્નાનગૃહ હતો. ઉપરના માળે સ્ત્રીઓને રાખવામાં આવતી હતી. વચ્ચે વચ્ચે આક્રંદ અને કિકિયારીઓની ભેળસેળ તથા ધમાચકડીના શોરબકોર ભર્યો અવાજ ત્યાંથી આવતો હતો. ઈસ્પિતાલ ઍંસી દરદીઓ માટે હતી. પણ આસપાસનાં કેટલાંક વિસ્તારોમાં આ એક જ ઈસ્પિતાલ હતી તેથી તેમાં ત્રણસો દરદીઓને રાખવામાં આવ્યાં હતાં. નાના નાના ઓરડાઓમાં ચાર ચાર કે પાંચ પાંચ પલંગો રાખવામાં આવતાં હતાં. શિયાળામાં જ્યારે દરદીઓને બગીચામાં જવાની છૂટ આપવામાં નથી આવતી અને લોખંડની ગજો પાછળથી બધી જ બારીઓને એકદમ ભીડીને બંધ કરી દેવામાં આવી હોય ત્યારે ઈસ્પિતાલમાંની હવા અસહ્ય ગૂંગળામણ ભરી થઈ જાય છે.



નવા દરદીને સ્નાનાગૃહવાળા ઓરડામાં લાવવામાં આવ્યો. આ ઓરડાનું દૃશ્ય સમજુ માણસને પણ ઉદાસ કરનારું હતું અને માંદા અસ્થિર મગજ ઉપર તો તે વધારે દુ:ખદાયક હતું. તે ચીકટા પથ્થરની છોવાળો, ખૂણામાં એક બારી દ્વારા પ્રકાશિત કમાનવાળી છતવાળો વિશાળ ઓરડો હતો. દીવાલો અને કમાનો ઘેરા લાલ તૈલરંગે રંગેલી હતી. ગંદગીથી કાળી થયેલી છો પર પથ્થરનાં બે હોજ બનેલાં હતાં. જે પાણીથી ભરેલાં બે અંડાકાર ખાડા જેવાં લાગતાં હતાં. બારીની સામેવાળા ખૂણો પાણી ગરમ કરવા માટે નળાકાર વાસણ સાથેનો તાંબાની ભઠ્ઠી અને તાંબાનાં પાઈપો અને નળોથી ઘેરાયેલો હતો. આ બધું માંદા મગજને માટે વિષાદપૂર્ણ તથા ઉટપટાંગ વાતો વિચારવા માટે ભયાવહ વાતાવરણ ઊભું કરતું હતું. મજબૂત બાંધાવાળો, કઠોર ચહેરાવાળો, ઓછાબોલો ઉક્રાઈની અનુચર આ પ્રભાવને વધારે તીવ્ર કરતો હતો.

દરદીને જ્યારે નહાવા માટે અને મોટા દાક્તરની ચિકિત્સાવિધિ અનુસાર તેની બોચી ઉપર પ્લાસ્તર લગાડવા માટે આ ભયાવહ ઓરડામાં લાવવામાં આવ્યો ત્યારે ભય અને ઝનૂનને કારણે તેમાં હોશ ઊડી ગયાં. બહુ ચિત્રવિચિત્ર અને એકબીજાથી ચડિયાતા ભયાનક વિચારો તેના મગજમાં ઘૂમરીઓ લેવા લાગ્યા. આ શું હતું? યાતનાઘર? દંડ આપવાની ગુપ્ત જગ્યા જ્યાં તેના દુશ્મનોએ તેને ખલાસ કરવાનો નિર્ણય કર્યો હતો? કે પછી તે નરક હતું? ત્યારબાદ તેના મનમાં એ વિચાર આવ્યો કે આ અગ્નિપરીક્ષાનો પ્રકાર હતો. તેના મરણિયા વિરોધ છતાં પણ તેનાં કપડાં ઉતારી લેવામાં આવ્યાં. માંદગીને કારણે બમણી થઈ ગયેલી તાકાત વડે તે પણ અનુચરોને નીચે પાડતો સહેલાઈથી તેમના હાથમાંથી છટકી જતો હતો. છેવટે ચાર અનુચરોએ તેને નીચે પાડી દીધો, અને તેને હાથ પગ વડે ઊંચકીને હૂંફાળા પાણીમાં નીચે ઊતાર્યો. તેને આ ઊકળતા પાણી જેવું ગરમ લાગ્યું અને તેનાં ઊકળતાં પાણી તથા લાલચોળ ગરમ સળિયા દ્વારા અપાતી યાતનાથી બેકાબૂ ગાંડા જેવા વિચારો તેના માંદા મગજમાં ઊભરાઈ આવ્યા. પાણીથી રૂંધાતા શ્વાસે, અનુચરોની પકડમાં ઝનૂની રીતે સંઘર્ષ કરતાં, તે અસંબદ્ધ શબ્દોવાળા અડધા રૂંધાયેલા અવાજે બૂમો પાડતો હતો. જેની પોતાના કાને સાંભળ્યા વિના કલ્પના કરવી કદાચ અસંભવ હતી. તે પ્રાર્થના અને અભિશાપનું સંમિશ્રણ હતું. સંપૂર્ણપણે બલહીન થઈ ગયો ત્યાં સુધી તે ચીસો પાડતો રહ્યો અને લડતો રહ્યો. છેવટે આંસુ

વહેતા ચહેરે તે એક વાક્ય બબડયો. જે તેના પહેલાંના શબ્દો કરતાં વિચિત્ર રીતે ભિન્ન હતું.

"પવિત્ર હુતાત્મા, સંત ગિઓર્ગી! મારી કાયા તારે હવાલે સોંપું છું. પણ મારો આત્મા, ના, ઓહ નહિ!.."

જોકે તે શાંત થઈ ગયો હતો તેમ છતાં પણ અનુચરોએ હજી તેને પકડી રાખ્યો હતો. હૂંફાળા પાણીનાં સ્નાન અને તેના માથા ઉપર રાખેલી બરફની થેલીએ પોતાની અસર બતાવી. પણ જ્યારે લગભગ મૂર્છાવસ્થામાં તેને પાણીમાંથી બહાર કાઢી પ્લાસ્તર લગાડવા માટેના સ્ટૂલ પર બેસાડવામાં આવ્યો ત્યારે તેની રહીસહી શક્તિ અને ઉન્માદી વિચારોનો ઊભરો ફાટી નીકળ્યો.

તે ચીસ પાડી ઊઠયો; "મેં શું કર્યું છે? શા માટે? હું કોઈને કોઈ નુકસાન તો નહોતો પહોંચાડતો! શા તમે મને મારી નાંખવા ઇચ્છો છો? ઓ... એરેરે મારા ભગવાન! મારાં પહેલાં યાતના પામેલાં આત્માઓ! હું વિનંતી કરું છુ કે મહેરબાની કરીને મને છોડી દો..."

બોચી પર કોઈ વસ્તુના સળગતા સ્પર્શે તે ભયાનક રીતે છટપટી ઊઠયો. અનુચરો તેને કાબૂમાં રાખી શકતા નહોતા અને તેમને સમજણ નહોતી પડતી કે શું કરવું.

"કંઈ પણ નહિ થઈ શકે," કારવાઈ કરનાર સૈનિકે કહ્યું, "આને ઘસીને દૂર કરવું જ પડશે."

આ સાદા શબ્દોથી રોગી કંપી ઊઠયો: "ઘસીને દૂર કરવું પડશે! ઘસીને શું દૂર કરવાનું હશે? કોને દૂર કરવાનો હશે? મને!" તેણે વિચાર્યું અને જીવલેણ ભયમાં આંખો બંધ કરી દીધી. સૈનિકે બરછટ ટુવાલ લઈને બે છેડેથી પકડયો. અને તેને જોરથી દબાવતાં ટુવાલને ઝડપથી બોચી ઉપર એટલા જોરથી ઘસ્યો કે પ્લાસ્ટર અને ચામડીની ઉપરની પરત પણ ઘસાઈ ગઈ અને ત્યાં ઘસારાનો લાલ ડાઘ રહી ગયો. આ ક્રિયાથી થનારું દર્દ શાંત અને સ્વસ્થચિત્ત વ્યક્તિને માટે પણ કમકમાં ઉપજાવનાર અને અસહ્ય હતું. આ દરદીને તો પોતાની જિંદગીનો અંત જ આવી ગયો હોય તેમ લાગ્યું. અતિ આવેશવાળા પ્રયત્ન દ્વારા તેણે અનુચરોના હાથમાંથી જોરથી અમળાઈને પોતાને છોડાવ્યો અને તેનું નગ્ન શરીર પથ્થરની ફરસબંધી ઉપર ગબડી ગયું. તેણે વિચાર્યું કે તેનું માથું કાપીને દૂર કરી નાંખે. તે બૂમરાણો પાડવા ઇચ્છતો પણ એમ કરી ન શક્યો. બેભાનાવસ્થામાં તેને પલંગ પર લાવવામાં આવ્યો. જ્યાં તેની બેહોશીમાં ગાઢ મૃત નિંદ્રામાં પોઢી ગયો.



૨

રાત્રે તેને હોશ આવ્યા. ચોમેર નીરવતા હતી. બાજુના મોટા ઓરડામાંથી નિંદ્રામગ્ન દરદીઓનાં નસકોરાં સાંભળી શકાતાં હતાં. ક્યાંક દૂર અંધારિયા ગાદલાંવાળા ઓરડામાં એક દરદી વિચિત્ર એકસરખા સૂરવાળા અવાજ પોતાની સાથે વાતો કરી રહ્યો હતો. જ્યારે સ્ત્રીઓના વિભાગમાં ખોખરા નીચા સ્વરમાં કોઈ સ્ત્રી વિચિત્ર ગીત ગાઈ રહી હતી. દરદી આ અવાજો સાંભળતો પડયો રહ્યો. દર્દના કારણે તૂટતાં અંગેઅંગને લીધે તેને ખૂબ જ અશક્તિ લાગતી હતી. તેની ગરદનમાં પણ ખૂબ જ દુ:ખાવો થઈ રહ્યો હતો.

"હું ક્યાં છું? શું થયું છે મને?" તેને આશ્ચર્ય થયું. અચાનક તેની જિંદગીનો છેલ્લો મહિનો સ્પષ્ટપણે તેની આંખો સમક્ષ તાદૃશ્ય થઈ આવ્યો અને તેણે અનુભવ્યું કે તે માંદો હતો અને તેની માંદગી કઈ હતી. તેને પોતાના ઘણા બધા અસ્થિર વિચારો, શબ્દો અને હરકતોની યાદ આવી. તેના આખા શરીરમાં ધ્રૂજારી દોડી ગઈ.

"હવે તે બધું ખલાસ થઈ ગયું. ભગવાનનો પાડ, એ બધું જ ખલાસ થઈ ગયું!" તે બબડયો અને ફરીથી ઊંઘી ગયો.

લોખંડનાં ગજવાળી ખુલ્લી બારી મોટાં મકાનો અને પથ્થરની વાડ વચ્ચેની નાની ગલી ઉપર ખુલતી હતી. આ ગલીમાં કદી કોઈ આવતું નહોતું. ત્યાં જંગલી ઝાડીઝાંખરા અને લાઈલાકની ઝાડીઓ ઊગી આવી હતી. જેના ઉપર આ વખતે અસંખ્યો ફૂલો ખીલ્યાં હતાં... ઝાડીઓની બીજી બાજુ બારીની એકદમ સામે ઊંચી કાળી દીવાલ ઊભી હતી. જેની પાછળથી વિશાળ બગીચામાંના ઝાડોની ચાંદનીમાં ડૂબેલી ટોચો ડોકાતી હતી. જમણી બાજુ ઇસ્પિતાલનું સફેદ મકાન ઊભું હતું. તેની સળિયાવાળી બારીઓ અંદરથી પ્રકાશિત થયેલી હતી. ડાબી બાજુ મડદાંઘરની ચાંદનીથી ચમકતી ખાલી સફેદ દીવાલ હતી. ઉઘાડી બારીમાંથી ચાંદની ઓરડામાં ફેલાઈ રહી હતી. જે પલંગના એક ભાગ અને દરદીના ફીકા નિસ્તેજ બીડેલી આંખોવાળા ચહેરાને પ્રકાશિત કરી રહી હતી. અત્યારે તે ચહેરા ઉપર ગાંડપણનું નામોનિશાન દેખાતું નહોતું. તે અત્યંત થાકેલા પાકેલા માણસની પ્રગાઢ નિંદ્રા હતી. કોઈ પણ જાતનાં સ્વપ્નરહિત, જરા પણ હલનચલનરહિત, લગભગ શ્વાસરહિત નિંદ્રા. થોડીક ક્ષણો માટે તે જાગતો ત્યારે એમ લાગતું કે જાણે તે સંપૂર્ણપણે સમજદાર અને સ્વસ્થ હતો. પણ સવારે ફરીથી પહેલા જેવા ગાંડાની જેમ જ ઊઠશે.

19—985

"તમારી તબિયત કેમ છે?" બીજા દિવસે દાક્તરે તેને પૂછ્યું.

હમણાં જ જાગેલો દરદી હજી પોતાનો કામળો ઓઢીને જ પડ્યો હતો.

"સરસ, ખૂબ જ સરસ!" તેણે એકદમ ઊછળી ઊઠતાં, પોતાની સ્લીપર પહેરતાં અને ગાઉનને ખેંચતા જવાબ આપ્યો. "સરસ! માત્ર અહીં જ થોડો દુ:ખાવો છે!"

બોચી તરફ ઈશારો કરતાં તેણે જવાબ આપ્યો.

"હું મારી ગરદન આમ તેમ ફેરવી નથી શકતો, તેમ કરતાં મને દુ:ખે છે. પણ તે કંઈ નથી. જ્યારે માણસ બધી વસ્તુને સમજે છે ત્યારે બધું જ સરસ છે અને હું સમજું છું."

"તમે જાણો છો તમે ક્યાં છો?"

"ચોક્કસપણે જાણું છું, દાક્તર! હું ગાંડાની ઈસ્પિતાલમાં છું. પણ એક વખત તમે તે સમજી લો તો પછી તેનાથી કોઈ ફેર નથી પડવાનો. ના, જરા પણ નહિ."

દાક્તરે તેની આંખોમાં જોયું જાણે કંઈક શોધતા હોય. ખૂબ જ સુઘડતાથી સંવારાયેલી સોનેરી દાઢી અને સોનેરી ચશ્માંની જોડીની પાછળની સ્થિર નીલી આંખોવાળો તેનો સુંદર સૌમ્ય ચહેરો અકળ અને સચેત હતો.

"તમે શા માટે મારી તરફ આમ એકીટશે જોઈ રહ્યા છો? મારો આત્મા તમે નહિ વાંચી શકો," દરદીએ આગળ કહ્યું. "પણ હું સ્પષ્ટપણે તમારી આત્મામાં ઝાંકી શકું છું! તમે શા માટે આ પાપ કરી રહ્યા છો! શા માટે તમે આ બધાં જ કમભાગી લોકોની ભીડ એકઠી કરી છે, શા માટે તમે તેમને અહીં રાખો છો? હું દરકાર નથી કરતો: કારણ કે તે બધાં વિષે હું સમજું છું અને તેથી હું શાંત છું. પણ પેલાં લોકો? શા માટે આ બધી યાતનાઓ? જે વ્યક્તિ એ સમજી ચૂક્યો છે કે તેના આ આત્મામાં મહાન વિચાર છે, સારગર્ભિત વિચાર છે, તેના માટે એ વસ્તુથી કોઈ ફેર નથી પડતો કે તે ક્યાં રહે છે, શું અનુભવે છે. તે જીવે કે નહિ તેની પણ પરવા નથી કરતો... કેમ સાચું કહું છું ને હું?"

"કદાચ," દાક્તર ઓરડાના ખૂણામાંની ખુરશી ઉપર દરદીને વધારે સારી રીતે નિહાળી શકે એવી રીતે બેઠા જે ઘોડાના ચામડાની મોટી સ્લીપરોને પટપટાવતા અને પહોળા લાલ ચટાપટા તથા મોટા ફૂલોની છાપવાળા સુતરાઉ ગાઉનને ફફડાવતા ખૂબ જ ઝડપથી ઓરડાના એક છેડાથી બીજા છેડા સુધી આંટા મારી રહ્યો હતો દાક્તરનો મદદનીશ અને દરદીઓની દેખભાળ કરનાર બારણા પાસે જ હોશિયાર થઈને ઊભા રહ્યા.



"મારી પાસે એ મહાન વિચારો છે!" દરદીએ બરાડતાં કહ્યું. "જ્યારે મેં તે શોધી કાઢ્યું ત્યારે મેં એ અનુભવ્યું કે જાણે મારામાં નવા માણસનો જન્મ થયો. મારી સુધબુધ વધારે તીક્ષ્ણ બની અને મારું મગજ પહેલાં કદી નહોતું કર્યું તેવી રીતે કામ કરે છે. જે કંઈ પહેલાં અટકળો અને નિષ્કર્ષની લાંબી પ્રક્રિયા દ્વારા પ્રાપ્ત કરતો હતો તે હવે અંત:સ્ફૂરણા દ્વારા અનુભવું છું. વાસ્તવિકતામાં મેં એ પ્રાપ્ત કર્યું છે કે તાત્ત્વિક સિદ્ધાંતમાં કોઈ ફિલસૂફી પરિપકવ થઈ છે. હું મારા એ મહાન વિચારોનો અનુભવ કરું છું કે સ્થાન અને સમય કોરી કલ્પના માત્ર છે. હું બધાં જ યુગોમાં રહ્યો છું. હું રહ્યો છું વિશ્વની અનંતતાની પેલે પાર દરેક જગ્યાએ કે કોઈપણ જગ્યાએ નહિ. તમે જેમ ઇચ્છો તેમ કહી શકો છો. તેથી કરીને હું તેની દરકાર નથી કરતો કે તમે મને અહીં રાખો છો કે પછી મને જવા દો છો, હું મુક્ત છું કે પછી બંધાયેલો છું. મેં નોંધ્યું છે કે અહીં મારા જેવા બીજા એક બે છે. પણ બાકીની ભીડ માટે આવી પરિસ્થિતિ ભયંકર છે. શા માટે તમે તેમને મુક્ત નથી કરી દેતા? કોણ ઇચ્છે છે..."

દાક્તરે તેને વચ્ચે જ અટકાવતાં કહ્યું: "તમે કહ્યું કે તમે સ્થાન અને સમયથી પર રહો છો. પણ નિશ્ચિતપણે તમે મારી સાથે એ વાત ઉપર સહમત થશો કે તમે અને હું બને આ ઓરડામાં છીએ અને હમણાં," દાક્તરે પોતાની ઘડિયાળ કાઢીને જોયું—"સવારના સાઢા દસ વાગ્યા છે અને આજે સન્ ૧૮** ની છઠ્ઠી મેનો દિવસ છે... આ વિષે તમારો શો ખ્યાલ છે?"

"કંઈ નહિ. હું તેની પરવા જ નથી કરતો કે હું ક્યાં છું અને ક્યારે જીવું છું. જો હું પરવા નથી કરતો તો તે એ નથી સૂચવતું કે હું દરેક જગ્યાએ અને હંમેશાં રહું છું?"

દાકતરનું મોં મલક્યું.

"અદ્ભુત તર્ક," તેમણે કહ્યું. "મારે કહેવું જોઈએ કે તમે સાચા છો. આવજો. સિગારેટ લેશો આપ?"

"આભાર," તે રોકાયો, સિગારેટ લીધી અને વ્યગ્રતાભરી અધીરાઈથી તેની ટોચ દાંત વડે કાપી લીધી. "આ વિચારવામાં મદદ કરે છે," તેણે કહ્યું. "આ દુનિયા બ્રહ્માંડનાં સાર રૂપ માનવપિંડ છે. એક છેડે ક્ષારો, બીજા છેડે તેજાબો... આ દુનિયાનું સમતોલપણું આવું છે જેનાં વિરોધી તત્ત્વો નિષ્ક્રિય બને છે. આવજો, દાક્તર!"

દાક્તર બીજા દરદીઓને જોવા આગળ વધ્યા. ઘણાં દરદીઓ તેમની રાહ જોતાં પોતાનાં પલંગ પાસે અક્કડપણે ઊભાં હતાં. કોઈપણ મુખ્ય સંચાલક પોતાનાં હાથનીચેની વ્યક્તિઓ દ્વારા આટલું માનસમ્માન નથી પામતો જેટલું એક મનોરોગ ચિકિત્સક પોતાનાં ગાંડા દરદીઓ પાસેથી મેળવે છે.

માંદા માણસે એકલા પડતાં ખૂબ જ વેગીલી ચાલે ઓરડાના એક છેડાથી બીજા છેડા સુધી આંટા મારવાનું ચાલું રાખ્યું. તેના માટે ચા લાવવામાં આવી. બેસ્યા વિના જ તેણે મોટો કપ બે ઘૂંટડામાં જ ખાલી કરી નાખ્યો. અને આંખના પલકારા માત્રમાં જ તે સફેદ પાઉંરોટીનો મોટો ટૂકડો ખાઈ ગયો. પછી તે બહાર ગયો અને વણથંભે કેટલાંક કલાકો સુધી સફળતાપૂર્વક ઝડપી ભારે પગલે મકાનના એક છેડાથી બીજા છેડા સુધી આંટા મારતો રહ્યો. વરસાદનો દિવસ હતો. દરદીઓને બહાર બગીચામાં જવાની રજા નહોતી. જ્યારે દાક્તરનો મદદનીશ નવા દરદીને શોધી રહ્યો હતો ત્યારે કોઈકે ઓસરીના એક છેડે તેના તરફ આંગળી ચીંધી. તે બગીચાના કાચના બારણા સામે મોં ટેકવીને ત્યાં ઊભો હતો અને એકીટશે ફૂલાચ્છાદિત પથારીને તાકી રહ્યો હતો. અસાધારણ રૂપે ચળકતા લાલચોળ રંગનાં અફીણના છોડની જાતના ફૂલ તરફ તેનું ધ્યાન આકર્ષાયું.

"મહેરબાની કરીને ચાલો અને વજન કરી લો," દાક્તરના મદદનીશે તેના ખભાને સ્પર્શતાં કહ્યું.

જ્યારે દરદી મદદનીશની તરફ ફર્યો ત્યારે મદદનીશ ભયના ઝટકે પાછો હઠી ગયો—દરદીની ચળકતી આંખોમાં ઘેલછાભરી ઘાતકતા અને દ્વેષભાવનો ભયાનક દેખાવ પ્રતિબિંબિત થતો હતો. ગમે તેમ પણ તેણે તરત જ પોતાનાં ચહેરાનાં ભાવ બદલી લીધાં અને એક શબ્દ પણ બોલ્યા વિના તેની પાછળ પાછળ ચાલ્યો ગયો જાણે કોઈ ગહન વિચારમાં ડૂબી ગયો હોય. તેઓ દાક્તરના ઓરડામાં ગયાં. દરદી કહ્યા વિના જ પોતાની મેળે વજન કરવાના નાના કાંટા ઉપર ઊભો રહ્યો. દાક્તરના મદદનીશે તેનું વજન કેટલું હતું તે જોયું અને ચોપડીમાં તેના નામની સામે લખ્યું: ૧૦૯ પૌંડ. બીજા દિવસે ૧૦૭ પૌંડ થયું થયું અને ત્યાર બાદના દિવસે ૧૦૬ પૌંડ.

"જો તેની હાલત આ જ રહી તો તે લાંબો વખત નહિ જીવે," "દાક્તરે કહ્યું અને સારી રીતે ખવડાવવા પીવડાવવાના આદેશ આપ્યા.



પણ દાક્તરના આદેશ અને દરદીના અસામાન્ય ખોરાક હોવા છતાં પણ તે દિનબદિન વધારે અને વધારે દૂબળો થતો ગયો. અને મદદનીશ જે આંકડા નોંધતો ગયો તે એકધાર્યાં ઘટતાં જ ગયાં. દરદી ભાગ્યે જ ઊંઘતો હતો અને આખો દિવસ આમતેમ આંટા મારીને વિતાવતો હતો.

## ૪

તે સ્પષ્ટપણે જાણતો હતો કે તે ગાંડાની ઈસ્પિતાલમાં હતો; તે એ વાતથી પણ સંપૂર્ણપણે સભાન હતો કે તે માંદો હતો. ક્યારેક ક્યારેક પહેલી રાત્રે થયું હતું તે પ્રમાણે આખો દિવસ એકધારી ઝડપથી આમ તેમ આંટા મારતાં રહેવા પછી રાત્રિની સ્તબ્ધતામાં તે જાગી જતો તેના અંગેઅંગમાં કળતર થતી અને માથું ખૂબ જ ભારે રહેતું પણ આ સિવાય તે સંપૂર્ણપણે સભાન રહેતો. કદાચ સ્તબ્ધ રાત્રિ અને હળવા પ્રકાશ દ્વારા મન પર પડેલી અસરોની અનુપસ્થિતિ અને કદાચ થોડા જ સમય પહેલાં ઊંઘમાંથી જાગેલ મસ્તિષ્કની ધીમી કાર્યક્ષમતા કંઈક એવું પરિણામ સામે આવતી હતી કે એવી ક્ષણોમાં તે પોતાની સ્થિતિને બિલકુલ સ્પષ્ટપણે સમજતો હતો અને એમ લાગતું કે જાણે તે સંપૂર્ણપણે સ્વસ્થ હતો. પણ દિવસ ઊગતાં જ, અજવાળું થતાં ઈસ્પિતાલમાં જીવંતતા આવતાં જ તેના મન પર પડેલી અસરોની લાહેર તેને ફરીથી પોતાની સાથે ઘસડી જતી. તેનું માંદુ મગજ તેને પહોંચી વળી શકતું નહોતું અને તે ફરીથી ભાન ભૂલી ગાંડો થઈ જતો. તેની સ્થિતિ સાચી સુધબુધ અને વાહિયાત વાતોનું વિચિત્ર સંમિશ્રણ હતી. તે સમજતો હતો કે તેની આસપાસના આ બધાં જ લોકો ઈસ્પિતાલનાં દરદીઓ હતાં. પરંતુ સાથે સાથે તેને દરેક કોઈમાં ગુપ્ત રૂપે પોતાના ચહેરાને સંતાડતી કે સંતાયેલા ચહેરાવાળી એક એવી વ્યક્તિ પણ દેખાતી હતી કે જેને તે પહેલાં જાણતો હતો કે જેના વિષે તેણે વાંચ્યું કે સાંભળ્યું હતું. ઈસ્પિતાલમાં બધાં જ સમયનાં અને બધાં જ દેશોનાં લોકો હતાં. અહીં જીવતાં લોકો પણ હતાં અને મરેલાં પણ હતાં. અહીં પ્રખ્યાત અને આવી દુનિયાનાં તાકાતવર લોકો તથા ગયા યુદ્ધમાં માર્યા ગયેલાં અને પુન:જીવિત થઈ ગયેલાં સૈનિકો પણ હતાં. તે પોતાને પૃથ્વીની બધી શક્તિ સંચિત કરી લેવાવાળા જાદુમંતરમાં ફસાયેલાં ચક્રમાં પડેલો જોતો હતો. અને અહંકારનાં ઉન્માદમાં આ ચક્રનાં

કેન્દ્રબિંદુ તરીકે પોતાને માનતો હતો. તેના ઇસ્પિતાલનાં બધાં જ સાથીઓ એક કાર્યની, જેની તે પ્રચંડ સંસ્થા તરીકે અસ્પષ્ટ કલ્પના પોતાના મનમાં કરતો હતો તેની પૂર્તિ માટે, અહીં એકઠાં થયાં હતાં. અને આ કાર્ય દુનિયામાંથી અનિષ્ટનો નાશ કરવાના હેતુલક્ષી હતું. ઇસ્પિતાલનાં બધાં જ સાથીઓ તે કાર્ય કેવું રૂપ લેશે તે જાણતા નહોતા પણ તે એટલું જરૂર અનુભવતો હતો કે એ કાર્ય પૂરું કરવા જેટલું સામર્થ્ય તેનામાં હતું. તે લોકોના મનોભવ વાંચી શકતો હતો. વસ્તુઓ તેમના સંપૂર્ણ ઇતિહાસને તેની સામે ઉઘાડો પાડતી હતી. ઇસ્પિતાલના બગીચામાંનાં ઊંચાં ઊંચાં એલ્મ વૃક્ષો તેને પોતાના ભૂતકાળના જીવનની કથા કહેતાં હતાં. ઇમારત વાસ્તવમાં ખૂબ જ પ્રાચીન હતી, તેનું નિર્માણ પીટર મહાનના સમયમાં થયું હોવું જોઈએ એમ તે માનતો હતો. તેને વિશ્વાસ હતો કે ઝાર પોલ્તાવાની લડાઈના સમયે તેમાં રહ્યો હતો. આ બધું તેણે દીવાલો, ઊખડી ગયેલાં પ્લાસ્તારના ટૂકડાઓ, બગીચામાંથી તેને મળેલી ઈંટો અને લાદીઓનાં ટૂકડાઓ ઉપર વાંચ્યું હતું. આ ઘર અને તેના બગીચાનો આખો ઇતિહાસ તેની ઉપર લખાયેલો હતો. તેણે ક્યારનાંય મરી ચૂકેલા સેંકડો લોકોને મડદા ઘરનાં નાનકડાં મકાનમાં વસાવ્યાં હતાં. તેના ભોંયરાની નાની બારીને તે તાકતો રહેતો. અને જૂના, સપ્તરંગી, અને ગંદા કાચનાં આભાસી પ્રતિબિંબમાં એવો પરિચિત ચહેરો જોતો હતો, જેને તેણે એક વખત પોતાના જીવનમાં કે ચિત્રોમાં જોયો હતો.

તે દરમિયાન આબોહવા ખુશનુમા થઈ ગઈ. સૂર્ય ચમકી ઊઠયો. દરદીઓ બગીચામાં જ આખો દિવસ વિતાવતાં હતાં. બગીચામાં તેમને ફરવા માટેની નિર્ધારિત જગ્યા બહુ નાનકડી હતી. તેમાં ઘીચોઘીચ ઝાડ ઊગેલાં હતાં અને જ્યાં જ્યાં પણ સંભવ હતું ત્યાં ફૂલો ઉગાડવામાં આવ્યાં હતાં. દરદીઓનો રક્ષણ અધિકારી જેઓ કામ કરી શકતા હતા, તે દરેકની પાસે કામ કરાવતો હતો. તેઓ આખો દિવસ બગીચામાં સાંકડી પગદંડીઓ સાફ કરતાં, તેની ઉપર રેત બિછાવતાં, પોતાનાં હાથે બનાવેલી ફૂલોની ક્યારીઓ, ખીરા, ટેટી, તડબૂચનાં બગીચાનું નીંદણ કરવાનું તથા પાણી પાવાનું કામ કરતાં. બગીચાના ખૂણામાં ચેરીનાં બહુ બધાં વૃક્ષો ઊગેલાં હતાં. તેની સાથે સાથે જ એલ્મ વૃક્ષોની વીથિ ફેલાયેલી હતી, તેની વચ્ચોવચ માટીના નાના કૃત્રિમ ટેકરા ઉપર આખા બગીચામાં સૌથી સુંદર પુષ્પવાટિકા બનાવવામાં આવી હતી. તેના ઉપરના ભાગના કિનારા ઉપર ચળકતા રંગનાં ફૂલો ઊગેલાં હતાં જ્યારે તેમની વચ્ચે ઊગેલું લાલ



ટપકાવાળું ભડકીલું પીળું ડેલિઆ વાટિકાને સુશોભિત કરતું હતું. તે આખા બગીચાનું કેન્દ્રબિંદુ હતું, તેની ઉપર પ્રભાવી હતું અને એ પણ જોઈ શકાતું હતું કે અનેક દરદીઓ આને કોઈ રહસ્યપૂર્ણ મહત્ત્વ પ્રદાન કરતાં હતાં. નવા દરદીને પણ તે બગીચા અને ઇમારતના આશ્રય સ્થાન તરીકે તરત ધ્યાન ખેંચે એવું હોવાને લીધે આકર્ષક જેવું લાગ્યું. બાગીચાની બધી જ પગદંડીઓ પર પણ દરદીઓ સામાન્યપણે ઉકાઈની ઘરોમાં જોવા મળે છે તે બધાં જ પ્રકારનાં ફૂલો વાવ્યાં હતાં — જેવાં કે ઊંચા છોડવાળા ગુલાબ, ચમકીલાં રંગનાં પિટુનીઆ, નાનાં નાનાં ગુલાબી મોર લાગેલાં તમાકુનાં ઊંચાં છોડવાઓ, ફૂદીનો, ગલગોટા, નસ્ટ્રશમ અને અફીણનાં છોડ. ઓસરીની બિલકુલ નજીક અફીણનાં ફૂલોની એક ખાસ પ્રકારની જાત ઝાડીઓ ઉગેલી હતી. આ ફૂલ સામાન્ય અફીણનાં છોડનાં ફૂલો કરતાં ખૂબ જ નાનાં હતાં અને અસાધારણ રૂપે લાલચોળ રંગને કારણે તેમનાથી જુદાં પડતાં હતાં. ઇસ્પિતાલમાં આવ્યાના પહેલા દિવસે જ દરદીએ જ્યારે કાચના દરવાજામાંથી બગીચામાં નજર નાંખી હતી ત્યારે આ જ ફૂલે દરદીના ધ્યાનને આકર્ષ્યું હતું.

બગીચામાં બહાર નીકળી આવતાં ઓસરીની નિસરણીઓ ઉપરથી ઊતરતાં પહેલાં સૌથી પહેલું કામ તે પેલાં લાલચોળ રંગના ફૂલોને જોવાનું કરતો. બીજાં બધાંથી જુદાં પડતાં માત્ર બે ફૂલો નીંદણ કર્યાં વિનાની જગ્યા ઉપર ઊગેલાં હતાં જે જંગલી ઘાસ અને ઝાડીઝાંખરામાં અડધાં દબાયેલાં હતાં.

એક પછી એક દરદી બહાર નીકળતો હતો. દરવાજાની પાસે ઊભેલો દરવાન દરેકને સફેદ ગૂંથેલી જાડી ટોપી આપતો હતો. આ ટોપીના અગ્રભાગ ઉપર રેડ ક્રૉસનું નિશાન બનેલું હતું. આ ટોપીઓ મોરચા પરથી આવી હતી અને તેને લિલામીમાં ખરીદવામાં આવી હતી. સાહજિકપણે દરદી પેલા રેડ ક્રૉસના નિશાનને એક વિશેષ રહસ્યપૂર્ણ મહત્ત્વ આપતો હતો. તેણે માથા પરથી ટોપી ઉતારી અને રેડ ક્રૉસ તરફ જોઈને પછી અફીણનાં છોડનાં ફૂલ તરફ જોયું. ફૂલ વધારે ભડકીલા રંગનાં હતાં.

દરદીએ કહ્યું: "હમણાં તો જીત તેની છે પણ પાછળથી જોયું જશે."

પછી તે પગથિયાં ઊતર્યો. તેણે આમ તેમ નજર નાખી, પોતાની પાછળ ઊભેલા અનુચરને જોઈ ન શક્યો. તેણે ક્યારી વટાવીને ફૂલની તરફ હાથ આગળ લંબાવ્યો. પણ તેને તોડી લેવાનો નિર્ણય ન કરી શક્યો. તેને પોતાના આગળ લંબાયેલા હાથમાં જાણે આગ જેવી બળતરા અને

પછી આખા શરીરમાં એવી બળતરા અનુભવી, જાણે લાલ પાંદડીઓમાંથી કોઈ જોરદાર, ગુપ્ત, અજ્ઞાત વિદ્યુત તરંગ નીકળી તેના શરીરમાંથી દોડી ન ગયો હોય! તે થોડોક વધારે નજીક ગયો. તેનાં હાથ ફૂલને લગભગ સ્પર્શતાં હતાં. પણ તેને એમ લાગ્યું કે ઝેરીલો જીવલેણ શ્વાસ છોડતાં આ ફૂલ પોતાનું રક્ષણ કરી રહ્યું હતું. તેનું માથું ભમી ગયું. તેણે પૂરી તાકાત લગાવીને છેલ્લો મરણિયો પ્રયત્ન કર્યો. તેણે ફૂલની દાંડી પકડી પણ લીધી ત્યાં જ અચાનક કોઈક ભારે હાથ તેના ખભા ઉપર પડ્યો. અનુચરે તેને પકડ્યો હતો.

"ફૂલ તોડવાની મનાઈ છે." વૃદ્ધે કહ્યું. "અને આ ક્યારી ઉપર પણ તારે નથી ચાલવાનું. તારાં જેવાં ગાંડાં તો અહીં ઘણાં બધાં છે. જો તેમાંનો દરેકે દરેક ફૂલ તોડે તો પછી બગીચામાં એક પણ ફૂલ નહિ બચે." તેણે તેને સમજાવતાં દૃઢતાથી કહ્યું. તેનો હાથ હજી પણ દરદીના ખભા ઉપર હતો.

દરદીએ તેની તરફ જોયું, ચૂપચાપ તેનો હાથ દૂર કરીને ઊંડી ચિંતામાં ડૂબેલાની જેમ બગીચાના રસ્તા ઉપર ચાલવા લાગ્યો. "ઓ, બિચારાં અભાગી લોકો!" તેણે વિચાર્યું. "તમે કશું જ નથી જોતાં. તમે એટલાં તો આંધળા થઈ ગયાં છો કે તેની રક્ષા કરો છો. પણ ગમે તેમ કરીને પણ હું તેને ખલાસ કરી નાંખીશ. હમણાં નહિ તો થોડા વખતમાં જ આપણે તલવારો સામસામી અથડાવીશું. જો હું તે લડાઈમાં મરી જાઉં તો પણ શો ફેર પડવાનો છે..."

દરદી મોડી સાંજ સુધી બગીચામાં ફરતો રહ્યો. બીજાઓ સાથે પરિચય કરતો અને વિચિત્ર વાતો કરતો રહ્યો. આ વાતચીતમાં દરેક વાત કરનાર અટપટા અને રહસ્યપૂર્ણ શબ્દોમાં વ્યક્ત કરાયેલા પોતાના ઉન્માદી વિચારોમાં પ્રત્યુત્તર સાંભળતો. દરદી ક્યારેક એક તો ક્યારેક બીજા સાથી સાથે ફરતો રહ્યો અને સાંજ પડતાં તેને એ વાતનો પાકો વિશ્વાસ થઈ ગયો કે "બહુ જ તૈયાર છે." તેણે પોતાના મનમાં કહ્યું. જલદી, હમણાં જ ખૂબ જ જલદી પોલાદી સળિયા તૂટીને પડી જશે, અને અહીં કેદ કરાયેલાં બધાં જ લોકો આઝાદ થઈને દુનિયાનાં ખૂણે ખૂણામાં ભાગી જશે અને દુનિયા આખી થથરી ઊઠીને પોતાના જૂના જીર્ણક્ષીણ આવરણને ઉતારી ફેંકી દઈ નવા અનૂઠા અને તેજસ્વી સૌંદર્યમાં પ્રગટ થશે. જ્યાં સુધી તે બગીચામાંથી પસાર થઈ પોતાના રસ્તે પગથિયા ઉપર પાછો ફર્યો ત્યારે તેણે ઘીચોઘીચ, ઘોર કાળા અને ઝાકળથી ભીના થઈ ગયેલા



ઘાસની વચ્ચે બે લાલ અંગારા જોયાં ત્યાં સુધી તે ફૂલ વિષે લગભગ ભૂલી જ ગયો હતો. દરદી ભીડથી પાછળ પડી ગયો હતો. જ્યારે દરવાનની પીઠ ફરી ત્યારે તે એકદમ ફૂલોની ક્યારી ઉપર કૂદ્યો, ફૂલ ઝડપથી આંચકી મારી તોડી લીધું અને ઉતાવળે ઉતાવળે પોતાના ખમીસમાં સંતાડી દીધું. જ્યારે ઝાકળ ભીનાં પાંદડાં તેની કાયાને સ્પર્શ્યાં ત્યારે તેનો ચહેરો મડદા જેવો પીળો ફક્ક પડી ગયો અને તેની આંખો ભયને કારણે પહોળી થઈ ગઈ. તેના કપાળ પર ઠંડો પરસેવો ફૂટી નીકળ્યો.

ઇસ્પિતાલમાં બત્તીઓ સળગી ઊઠી. જ્યારે સાંજના ખાણાની રાહ જોતાં ઘણાં બધાં દરદીઓ પોતાની પથારી ઉપર જઈ આડાં પડ્યાં ત્યારે માત્ર થોડાંક બેચેન જીવો જ ઓસરી અને ખંડમાં ઉતાવળે આમથી તેમ આંટા મારી રહ્યાં હતાં. ફૂલવાળો દરદી પણ એમની વચ્ચે જ હતો. તે ખૂબ જ જોરથી છાતી પર પોતાના બંને હાથ ભીડીને ફરી રહ્યો હતો. એમ લાગતું હતું કે જાણે તે ખમીસની નીચે સંતાડેલાં ફૂલને મસળીને ખલાસ કરતો હોય. તેને મળતાં દરેક રોગીથી તે હટીને દૂર થઈ જતો અને એટલી સાવચેતીથી ચાલતો હતો કે તેના ખમીસની કોર પણ કોઈને ન અડી જાય. "દૂર રહો, દૂર રહો!" તે બૂમ પાડતો. પણ ઇસ્પિતાલમાં આવી બૂમરાણોથી ભાગ્યે જ કોઈનું ધ્યાન આકર્ષાતું. તે વધારે ને વધારે ઝડપથી વધારે લાંબી ને લાંબી ફાળો ભરતો, આવેશના વેગમાં કલાક, બે કલાક સુધી આંટા મારતો રહ્યો.

"હું તને મસળી નાખીશ! હું તારું ગળું દબાવી દઈશ!" તે ભયાનક રીતે બબડ્યો.

ક્યારેક ક્યારેક પોતાનાં દાંત પણ કચકચાવતો હતો.

ભોજનાલયમાં જમવાનું પીરસવામાં આવ્યું હતું. મેજપોશ વગરના મોટા મોટા ટેબલો ઉપર રંગેલાં અને સોનેરી કરેલાં લાકડાના ઘણા બધા મોટા મોટા કટોરા મૂકવામાં આવ્યા હતા. જેમાં બાજરીના ફાડાની પાતળી કાંજી હતી. દરદીઓ બાંકડાઓ ઉપર બેસી ગયાં. તેમને કાળી પાઉંરોટીનો એક એક ટૂકડો આપવામાં આવ્યો. એક જ કટોરામાંથી આઠ માણસો લાકડાનાં ચમચાં વડે ખાતાં હતાં. જેમને વધારે સારી રીતે ખોરાક લેવાની જરૂર હતી તેવાં કેટલાંક દરદીઓને જુદું પીરસવામાં આવ્યું હતું. અમારા દરદી માટે અનુચર તેના ઓરડામાં જ ખાવાનું લાવ્યો હતો, તેને તે ઝડપથી લોઈયાં કરી ગયો. તેને આટલાથી સંતોષ ન થયો. તે સામાન્ય ભોજનાલયમાં ગયો.

"હું અહીં બેસી શકું છું?" તેણે વાર્ડનને પૂછ્યું.

"તમે હજુ સુધી તમારું ખાવાનું ખાધું નથી?" તેણે બાજરીના ફાડાની કાંજી કેટલાંક કટોરાઓમાં રેડી લીધાં પછી પૂછ્યું.

"મને બહુ ભૂખ લાગી છે. વળી મારે મારી તાકાત પણ વધારવી જોઈએ. ખોરાક માત્ર જ મારો સહારો છે. હું જરા પણ ઊંઘતો નથી, એ તમે જાણો છો."

"આવો, ભાઈ ખાઓ. તારાસ, તેને ચમચો અને પાઉંરોટી આપ."

તે એક કટોરા સામે બેસી ગયો અને ખૂબ પ્રમાણમાં બાજરીના ફાડાના કાંજી ખાઈ ગયો.

"બસ, બસ, હવે બહુ થઈ ગયું, એટલાથી ચાલશે," અંતમાં વાર્ડને કહ્યું. તે સમયે બધાં જ દરદીઓએ ખાવાનું પૂરું કરી લીધું હતું. જ્યારે આપણો દરદી હજી પણ કટોરા પાસે બેસી એક હાથે ચમચો ભરી ભરીને કાંજી ખાતો હતો તથા બીજો હાથ જોરથી છાતી સાથે ભીંચેલો હતો. "તમને અપચો થઈ જશે."

"અરેરે, જો તમે માત્ર એટલું જ જાણતા હોત કે મને કેટલી તાકાતની જરૂર છે! આવજો, નિકોલાઈ નિકોલાયેવિચ", દરદીએ ટેબલ પાસેથી ઊભા થઈને વાર્ડનને હાથ મેળવતાં કહ્યું. "વિદાય."

"ક્યાં જઈ રહ્યાં છો તમે?" વોર્ડને હસતાં હસતાં કહ્યું.

"હું? ક્યાંય નહિ. હું અહીં જ રહેવાનો છું. પણ આવતી કાલે કદાચ આપણે એકબીજાને ફરી નહિ મળીએ. તમારી ઉદારતા માટે ખૂબ ખૂબ આભાર."

તેણે ફરી એક વખત વોર્ડનનો હાથ પકડી લીધો. તેના અવાજમાં ધ્રૂજારી અને આંખોમાં આંસુ હતાં.

"હવે શાંત થઈ જાઓ, ભાઈ." વોર્ડને કહ્યું. "શા માટે આવા ઉદાસીભર્યા વિચારો કરો છો? જાઓ અને સૂઈ જાઓ. ખૂબ જ સારી રીતે ઊંઘી જજો. તમારે વધારે ઊંઘવું જોઈએ. જો તમે સારી રીતે ઊંઘશો તો વધારે ઝડપથી સાજાં થઈ જશો."

દરદી ડૂસકાં ભરી રહ્યો હતો. વોર્ડને મોં બીજી બાજુ ફેરવી લીધું અને અનુચરોને ઉતાવળે ટેબલ સાફ કરવા કહ્યું. અડધા એક કલાકની અંદર અંદર ઇસ્પિતાલમાં દરેક વ્યક્તિ સૂઈ ગઈ હતી. માત્ર એક જ માણસ ખૂણાવાળા ઓરડામાં જેમનો તેમ કપડાં પહેરીને તૈયાર થયેલ પોતાની પથારીમાં પડ્યો હતો. તે તાવમાં થર થર કાંપતો હોય તેમ



ધ્રૂજતો હતો, કસ કસીને પોતાની છાતીને દબાવી રાખી હતી. તેને એમ લાગતું હતું કે આ છાતી દારુણ અને પ્રાણઘાતક ઝેરથી તરબોળ હતી.

## ૫

તે આખી રાત ન ઊંઘ્યો. તેણે આ ફૂલ તોડ્યું કારણ કે તે આ કાર્યને બહાદુરીભર્યા કામ તરીકે ગણતો હતો અને તેને તે કામ કરવાનું જ હતું, એમ માનતો હતો. જ્યારે તેણે કાચના બારણામાંથી બહાર જોયું તે જ ક્ષણે લાલચટક પાંદડીઓએ તેના ધ્યાનને ખેંચ્યું હતું. તે વખતે તેને એમ લાગ્યું કે છેવટે આ જ ક્ષણે તે સારી રીતે જાણી ગયો હતો કે આ દુનિયામાં તેનું સૌથી મહત્ત્વનું કાર્ય શું છે. દુનિયાભરનાં બધાં જ અનિષ્ટો પેલાં ભડકીલાં લાલચોળ ફૂલમાં સંકેન્દ્રિત થયાં હતાં. તે જાણતો હતો કે અફીણનાં છોડમાંથી અફીણ બનાવવામાં આવતું હતું. કદાચ આ જ વિચારે આગળ વધીને તથા ભયાનક રૂપધારણ કરીને તેને એક ભયાનક કાલ્પનિક ભૂત બનાવવા પ્રેરિત કર્યો. તેની નજરે આ ફૂલ જ બધાં અનિષ્ટોનું મૂર્તસ્વરૂપ હતું. નિર્દોષપણે વહેલાં બધાં જ લોહીને તેણે પોતાની અંદર ચૂસી લીધાં હતાં (તેથી કરીને તો તેનો રંગ આટલો લાલ હતો), માનવજાતિનાં બધાં જ આંસુઓ અને માનસિક વેદનાઓ તેણે પોતાનામાં સમેટી લીધા હતા. તે વિનમ્રતા અને નિર્દોષતાનું રૂપ ધારણ કરેલ ભગવાન અરીમાનથી વિરુદ્ધ રહસ્યપૂર્ણ અશુભ સર્જન હતું. તેને તોડી પાડીને નષ્ટભ્રષ્ટ કરવું ખૂબ જ જરૂરી હતું. એટલું જ નહિ પણ સાથે સાથે મરતાં મરતાં પોતાની અંદર સમાયેલાં અનિષ્ટોને દુનિયામાં ફેલાવતા રોકવાનું પણ ખૂબ જ જરૂરી હતું. અને તેથી જ તેણે તેને પોતાની અંદર છુપાવી રાખ્યું હતું. તેને આશા હતી કે સવાર પડતાં સુધીમાં ફૂલ પોતાની બધી જ અદ્ભુત શક્તિઓ ગુમાવી દેશે. ફૂલમાં સમાયેલ અનિષ્ટ તેની છાતીમાંથી બહાર થઈ તેના આત્મામાં ચાલ્યું જશે. અને ત્યાં તે કદાચ પરાજિત થઈ જશે કે વિજયી બની જશે. અને ફૂલના વિજયી થયા બાદ દરદી પોતે નાશ પામી જશે, મરી જશે પણ તે એક સાચા પ્રામાણિક લડવૈયા, માનવજાતિના સૌથી પહેલા લડવૈયા તરીકે મૃત્યુ પામશે કારણ કે હજી સુધી કોઈએ પણ દુનિયામાં બધાં જ અનિષ્ટો સામે એકલા હાથે સંઘર્ષ કરવાનું સાહસ કર્યું નથી.

"બીજાંઓએ તેને જોયું નથી. મેં જોઈ લીધું. કેવી રીતે હું તેને જીવતું રહેવા દઈ શકું? ના, મૃત્યુ જ વધારે સારું છે."

તે હતોત્સાહ થયેલો, કાલ્પનિક આભાસરૂપ સંઘર્ષ કે જે તે કરી રહ્યો હતો તેનાથી થાકેલો પડયો હતો. સવારે દાક્તરના મદદનીશે તેને લગભગ અધમૂઆ જેવી દશામાં જોયો. તેમ છતાં પણ થોડા સમય બાદ ઉન્માદી ઉત્તેજના તેની ઉપર હાવી થઈ ગઈ. તે એકદમ ઊછળીને પથારીમાંથી ઊભો થયો અને ફરીથી પહેલાં કરતાં પણ વધારે જોરશોરથી દરદીઓ તથા પોતાની સાથે વાતો કરતો ઇસ્પિતાલમાં દોડી ગયો. તેને બગીચામાં જવા દેવામાં ન આવ્યો. તે દિન પ્રતિદિન વજન ગુમાવી રહ્યો હતો, બિલકુલ ઊંઘતો નહોતો અને આખો વખત આમથી તેમ આંટા મારતો હતો. તે જોતાં દાક્તરે ખૂબ જ મોટી માત્રાવાળી ઘેન લાવનારી દવાનું ઈંજેકશન આપવાનો આદેશ આપ્યો. તેણે કોઈ વિરોધ જાહેર ન કર્યો. સદ્‌નસીબે આ સમયે તેના ઉન્માદી વિચાર આ ક્રિયાને અનુરુપ હતા. તે તરત જ નિદ્રાધિન થઈ ગયો. ઉન્માદી હલચલ બંધ થઈ ગઈ અને તેનાં ઝડપી પગલાંના લયથી જન્મેલો તથા નિરંતર તેનો સાથ આપનાર મોટો અવાજ તેનાં કાનોમાંથી લુપ્ત થઈ ગયો. તે ઘસઘસાટ ઊંઘી ગયો. તેણે દરેક વસ્તુનો, બાકી રહેલા બીજા ફૂલને તોડવાનો પણ વિચાર કરવાનું બંધ કરી દીધું.

પણ ત્રણ દિવસ પછી તેણે વૃદ્ધ દરવાનની આંખો સામે જ, દરવાન તેને રોકે તે પહેલાં જ બીજું ફૂલ પણ તોડી લીધું. દરવાન તેની પાછળ દોડયો. વિજયની કિકિયારીઓ મારતાં દરદી ઇસ્પિતાલમાં દોડી ગયો અને સીધા પોતાના ઓરડામાં ઘૂસી જઈને ફૂલને છાતી પર દબાવી લીધું.

"તું શા માટે ફૂલો તોડે છે?" તેની પાછળ પાછળ દોડી આવેલા દરવાને પૂછ્યું. પણ દરદી, જે હંમેશાની જેમ છાતી પર હાથ બાંધી પોતાની પથારી પર પડયો હતો, એવી ઢંગધડા વિનાની વાતો કરવા લાગ્યો કે દરવાને ચુપચાપ તેના માથા પરથી રેડક્રૉસના નિશાનવાળી ટોપી ઉતારી લીધી, જેને તે ભાગવાની ઉતાવળમાં ઉતારવી ભૂલી ગયો હતો અને દરવાન પાછો જતો રહ્યો. કાલ્પનિક સંઘર્ષ ફરીથી શરૂ થયો. દરદીને લાગ્યું કે ફૂલમાંથી સાપ જેવી લાંબી લાંબી સળવળતી ધારાઓના રૂપમાં અનિષ્ટ બહાર આવી રહ્યું છે. તે ધારાઓ તેની ફરતે વીંટળાઈ રહી છે, તેના અંગેઅંગને નિચોડી અને કચડી રહી છે, પોતાનાં પ્રાણઘાતક ઝેરને તેનામાં ઊંડેલી રહી છે. પોતાનાં દુશ્મનને સતત રીતે અભિશાપ આપતાં વચ્ચે



વચ્ચે તે રડતો અને ભગવાનને પ્રાર્થના કરતો. સાંજ પડતાં ફૂલ કરમાઈ ગયું. દરદીએ કાળા પડી ગયેલા ફૂલને પગ નીચે ચગદી નાંખ્યું, જમીન પરથી તેનાં અવશેષો ઉઠાવ્યાં અને સ્નાનગૃહમાં લઈ ગયો. તેણે આકારહીન કચડાયેલાં ટુકડાઓને ભઠ્ઠીનાં સળગતાં કોલસા ઉપર ફેંકી દીધાં અને લાંબા વખત સુધી પોતાનાં દુશ્મનને સીસકારીઓ કરતો અને ચીમળાતો જોતો ઊભો રહ્યો. છેવટે જ્યારે તે બરફ જેવી સફેદ રાખના નાના ઢગમાં પરિવર્તિત થઈ ગયો ત્યારે તેણે ફૂંક મારી. તેનું અસ્તિત્ત્વ અદૃશ્ય થઈ ગયું.

બીજા દિવસે દરદીની હાલત વધારે ખરાબ થઈ ગઈ હતી. તેનો ચહેરો એકદમ પીળો પડી ગયો હતો, ગાલ એકદમ ઊંડાં ધસી ગયાં હતાં, તેની આંખો પણ ખાડામાં ધસી ગઈ હતી. તે હવે લથડતી ચાલે ઠોકરો ખાતાં પોતાની ઉન્માદી આંટાફેરી ચાલુ રાખી રહ્યો હતો. તે સતતપણે વાતચીત કરતો જ જતો હતો.

"હું બળનો સહારો લેવા ઇચ્છતો નહોતો." મુખ્ય દાક્તરે પોતાના મદદનીશને કહ્યું.

"પણ આ પ્રવૃત્તિ બંધ થવી જ જોઈએ. આજે તેનું વજન ત્રાણું પૌંડ છે. આ દરે તો તે બે દિવસ કરતાં વધારે નહિ ટકી રહે."

દાક્તર વિચારમાં ખોવાઈ ગયો.

"અફીણ? ક્લોરલ?" તેણે અર્ધશંકાસ્પદતાથી કહ્યું.

"અફીણે ગઈકાલે અસર નહોતી કરી."

"તો પછી તેને બાંધી દો. જોકે મને બહુ ઓછી આશા છે કે તે બચશે.

૬

દરદીને બાંધી દેવામાં આવ્યો. તે ગાંડાનો ડગલો પહેરીને અને કંતાનના પહોળા પટ્ટા વડે કસીને પલંગ સાથે બંધાયેલો આડો પડયો હતો. પણ તેની ઝનૂની પ્રવૃત્તિઓ ઓછી થવાને બદલે વધી ગઈ હતી. તે કલાકો સુધી પોતાને બંધનોથી મુક્ત કરવાનો મરણિયો સંઘર્ષ કરતો હતો. છેવટે એક વાર ખૂબ જોર લગાવીને તેણે એક પટ્ટો તોડી નાખી પગ છોડાવી લીધાં. ત્યાર બાદ બાકીનાં પટ્ટાઓમાંથી સરકીને તે નીકળી આવ્યો.

તેના હાથ બાંધેલાં રહ્યાં અને તેણે જંગલીપણે અસ્પષ્ટ શબ્દો બોલતા ઓરડામાં આમતેમ આંટા મારવાનું શરૂ કર્યું.

"અરે બાપરે આ શું!" ઓરડીમાં અંદર આવતાં દરવાન બરાડી ઊઠયો. "લાગે છે કે શેતાનો તને મદદ કરે છે! ગ્રીત્સ્કો! ઈવાન! જલ્દી આવો, તેણે પટ્ટા ખોલી નાંખ્યા છે."

તેઓ ત્રણે દરદી ઉપર ઝપટ્યાં. લાંબો સંઘર્ષ શરૂ થયો. જે દરવાનોને માટે થકાવી દેનાર અને પોતાની વધેલી ઘટેલી ક્ષીણ શક્તિને ખર્ચવાવાળા દરદીને માટે યાતનાપ્રદ હતો. અંતમાં દરવાનોએ તેને પલંગ ઉપર પટકાવ્યો અને પહેલાં કરતાં પણ વધારે કસીને બાંધી દીધો.

"તમે સમજતા નથી કે શું કરી રહ્યાં છે!" હાંફતાં હાંફતાં દરદીએ કહ્યું. "તમે સર્વનાશ કરી રહ્યાં છો! મેં ત્રીજું જોયું જે બસ હમણાં જ ખીલવાનું શરૂ થઈ રહ્યું છે. હવે તે તૈયાર થઈ ગયું છે. મને મારું કામ પૂરું કરવા દો! મારે તેને મારી જ નાંખવું જોઈએ! મારી જ નાંખવું જોઈએ! ત્યાર બાદ બધું જ પૂરું થઈ જશે, બધું જ બચી જશે. હું તમને મોકલી શકતો હતો પણ આ એક જ કામ એવું છે જે માત્ર હું જ કરી શકું છું. તમે તેના સ્પર્શ માત્રથી મરી જશો."

"શાંત થઈ જાઓ ભાઈ!" દરદીના પલંગ પાસે દેખરેખ રાખવા છોડાયેલ વૃદ્ધ દરવાને કહ્યું.

દરદી અચાનક શાંત થઈ ગયો. તેણે દરવાનોને હાથતાળી આપી છટકવાનો નિર્ણય કર્યો. તેને આખો દિવસ અને રાત બાંધેલો રાખવામાં આવ્યો. તેને સાંજના ખાવાનું આપીને તેની સંભાળ લેનાર દરદીના પલંગ પાસે ભોંયતળિયે પથારી પાથરી અને આડો પડયો. પળવારમાં તે ઘસઘસાટ ઊંઘી ગયો. દરદી ફરીથી પોતાના કામમાં પડયો.

તેણે પલંગનાં લાંબા લોખંડના સળિયા સુધી પહોંચવા માટે પોતાનું આખુ શરીર નીચેની તરફ વાળ્યું. ગાંડા માટેના ડગલામાં છુપાયેલાં કાંડા વડે તેને અડક્યા પછી તેણે બાંયો લોખંડના સળિયા સાથે જોર જોરથી ઘસવાનું શરૂ કર્યું. થોડા સમયમાં જાડું કંતાન ફાટી ગયું. તેણે પોતાની તર્જની બંધનમુક્ત કરી ત્યાર બાદ કામ ઝડપથી થવા લાગ્યું. સ્વસ્થ વ્યક્તિ માટે સર્વથા અસંભવ સ્ફૂર્તિ અને કુશળતાથી તેણે બાંયોને બાંધવાવાળી ગાંઠને પોતાની પાછળથી ખોલી દીધી. ત્યાર બાદ બહુ વાર સુધી તેની સંભાળ લેનારનાં નસકોરાં સાંભળતો બેસી રહ્યો. પણ વૃદ્ધ પ્રગાઢ નિંદ્રામાં હતો. દરદીએ ડગલો ઉતાર્યો અને પલંગ સાથે બાંધેલાં



પટ્ટાં ખોલી નાંખ્યા. હવે તે મુક્ત હતો. તેણે બારણું ખોલવાનો પ્રયત્ન કર્યો. તેને અંદરથી તાળું મારેલું હતું. અને નિશંકપણે ચાવી સંભાળ લેનારના ખિસ્સામાં હતી. તેના જાગી જવાના ડરે તેના ખિસ્સામાં શોધવાની તેની હિમ્મત ન ચાલી. તેથી તેણે બારીમાંથી બહાર જવાનો નિર્ણય કર્યો.

હજી હૂંફાળી અંધારી રાત હતી. બારી ઉઘાડી હતી. કાળા આભમાં તારલાં ચમકતાં હતાં. તેણે તેમની તરફ જોયું. પરિચિત તારાનાં ઝુમખાંને સ્પષ્ટપણે જોઈને ખુશી અનુભવી કે જાણે તેઓ તેને સમજતાં હોય અને તેની સાથે સહાનુભૂતિ ધરાવતાં હોય. પોતાની આંખો ઝીણી કરતાં તેણે પલાં પોતાની તરફ આવતાં અંતહીન કિરણો જોયાં. તેનો ઉન્માદી સંકલ્પ વધારે દૃઢ થયો. તેના માટે સળિયાવાળી બારીના જાડા સળિયાને એક તરફ વાળવાનું, સાંકડી બખોલમાંથી ઢસડાઈને બહાર નીકળી ઝાડીઓથી ઢંકાયેલ બગીચારામાં પહોંચવાનું અને પથ્થરની ઊંચી દીવાલ ઉપર ચઢવાનું કામ જરૂરી હતું. ત્યાં તે અંતિમ સંઘર્ષ લડશે. અને ત્યાર બાદ ભલે તેને મોત આવે.

તેણે ઉઘાડા હાથે જ જાડા સળિયાને વાળવાનો પ્રયત્ન કર્યો પણ લોખંડ જરાય વાંકુ વાળ્યું નહિ. ત્યાર બાદ તેણે ગાંડાના ડગલાની મજબૂત બાંયોનું દોરડું બનાવીને સળિયાના છેડે ભાલા જેવી તીક્ષ્ણ અણીમાં ભરાવી દીધું અને પોતાનું આખું વજન તેની ઉપર નાંખી દીધું. તેની વધીઘટી તાકાતને લગભગ ક્ષીણ કરતાં મરણિયા પ્રયત્નો પછી આખરે સળિયો વળ્યો અને બહાર નીકળવા માટે સાંકડી બખોલ બની ગઈ. તે એકદમ સંકોચાઈને તેમાંથી બહાર નીકળી ગયો તે સમયે તેના ખભા, કોણીઓ અને ઘૂંટણોની ચામડી છોલાઈ ગઈ. તે ઝાડીઓમાંથી ભાંખોડિયાભેર સરકીને દીવાલ સામે રોકાયો. ચોમર સન્નાટો છવાયેલો હતો. વિશાળ ઈમારતની બારીઓ રાત્રિની ઝાંખી બત્તીઓ દ્વારા ઝાંખી ઝાંખી પ્રકાશિત થયેલી હતી. ત્યાંય કોઈ નજરે નહોતું પડતું. કોઈએ પણ તેની સામે ધ્યાન ન આપ્યું. તેની બાજુમાં દેખરેખ રાખવા માટે મૂકેલ વૃદ્ધ કદાચ ભર ઊંઘમાં હતો. તારલાંઓ મજાનાં ટમટમી રહ્યાં હતાં. તેમનાં કિરણો સીધાં જ તેનાં હૃદય સુધી પહોંચતાં હતાં.

"હું આવી રહ્યો છું", આકાશ તરફ તાકતાં તે ગુસપુસ અવાજે બબડયો.

પહેલા પ્રયત્નમાં તેણે પોતાનો આધાર ગુમાવ્યો. આંગળાનાં તૂટેલાં

નખ, લોહી વહેતા હાથ અને ઘૂંટણે તેણે વધારે અનુકૂળ જગ્યા શોધવાનું શરૂ કર્યું. બગીચાની દીવાલ મડદાઘરની દીવાલ સાથે જોડાતી હતી તે જગ્યાએ થોડીક ઈંટો નહોતી. દરદીએ દીવાલમાંના આ બાકોરાં જોઈ લીધાં અને તેનો આધાર તરીકે ઉપયોગ કર્યો. તે દીવાલ ઉપર ચઢી ગયો. બીજી બાજુ ઊંચા ઊગેલાં એલ્મ વૃક્ષની ડાળી પકડી લીધી અને ઝાડના સહારે ચુપચાપ નીચે ઊતર્યો.

દરદી ઓસરીની નજીક પરિચિત જગ્યા તરફ દોડયો. પાંખડીઓમાં સમેટાયેલ નાના કાળા ધબ્બા જેવું ફૂલ ઝાકળભીનાં ઘાસમાં સ્પષ્ટપણે દેખાતું હતું.

"છેલ્લું ફૂલ!" દરદી ધીમે અવાજે બોલ્યો. "છેલ્લું ફૂલ! આજે જીત કે મોત. પણ તેનાથી હવે કંઈ વધારે ફેર નથી પડવાનો. થોભી જા," આસમાન તરફ જોતાં તેણે કહ્યું. "બહુ જલ્દી જ હું તમારી પાસે આવી પહોંચીશ."

તેણે ફૂલ તોડી લઈને મસળી નાંખ્યું અને તેને છૂંદી નાંખીને હાથમાં સખત રીતે દબાવીને પકડી લીધું. તે જે રસ્તે આવ્યો હતો તે જ રસ્તે પોતાના ઓરડામાં પાછો ફર્યો. વૃદ્ધ ઊંઘતો હતો. દરદી પોતાના પલંગ પાસે પહોંચ્યો તે જ ક્ષણે બેભાન થઈને તેની ઉપર પડયો.

સવાર સુધીમાં તેનાં પ્રાણપંખેરું ઊડી ગયાં હતાં. તેનો ચહેરો શાંત અને પ્રસન્ન હતો. પાતળાં હોઠ અને ઊંડી ધસેલી બંધ આંખોવાળી કૃશ મુખાકૃતિ ગર્વીલી પ્રફુલ્લતાની અભિવ્યક્તિ કરતી હતી. જ્યારે તેને સ્ટ્રેચર ઉપર મૂકવામાં આવ્યો ત્યારે લાલ ફૂલને લેવા માટે તેની મુઠ્ઠી ખોલવાનો પ્રયત્ન કર્યો. પણ મૃત્યુના કારણે તેની મુઠ્ઠી એકદમ અક્કડ થઈ ગઈ હતી. તે પોતાની જાતના આ પુરસ્કારને પોતાની સાથે જ કબરમાં લઈ ગયો.





# મક્સીમ ગોર્કી

## મકસીમ ગોર્કી

(૧૮૬૮-૧૯૩૬)

ગોર્કીની સાહિત્યિક પ્રવૃત્તિ ૧૯મી સદીની શરૂઆતમાં શરૂ થઈ હતી. તેઓ રશિયન સંસ્કૃતિની સર્વશ્રેષ્ઠ પરંપરાઓને અનુસર્યા હતા.

ગોર્કી સામાન્ય લોકોમાંના એક હતા. રશિયન જીવન તે તેમના માટે વિશ્વવિદ્યાલય સામાન હતું. તેઓ લગભગ આખા રશિયામાં ભમ્યા અને સેંકડો લોકોને મળ્યા તથા તેમના જીવન અને સ્વપ્નોનો અભ્યાસ કર્યો.

તેમની એકદમ શરૂઆતની કૃતિઓ દ્વારા પણ તેમને એક લેખક તરીકે ગણવામાં આવ્યા હતા. જેઓ હંમેશાં બધાં જ લોકોની ખુશી વિષેના સ્વપ્નાં જોતા હતા. તેમની ભાવનાપ્રધાન વાર્તાઓ 'મકાર ચુદરા', 'ઘરડી ઇઝેરગીલ'માં ગોર્કીએ શક્તિશાળી અને બહાદુર લોકો વિષે લખ્ય હતું.

પણ ગોર્કીએ પોતાની કૃતિઓમાં ન માત્ર લોકોની શૂરવીરતાનું જ વર્ણન કર્યું હતું. પણ સાથે સાથે "માલિકો"ની નિંદા પણ કરી હતી અને ઝારવાદની સામે વિરોધ પણ પ્રદર્શિત કર્યો હતો.

નવલકથા 'મા' (૧૯૦૬) ગોર્કી માટે વિશ્વ વિખ્યાતિ લઈને આવી. કામદાર વર્ગ વિષે તે સૌથી પહેલું પુસ્તક હતું જેમાં લેખકે પોતાનો એ આત્મવિશ્વાસ પ્રદર્શિત કર્યો હતો કે કામદાર વર્ગ અવશ્ય ક્રાંતિ જીતશે. "સૌથી અદ્યતન પુસ્તક છે," લેનિને આ નવલકથા વિષે કહ્યું હતું.

ગોર્કીએ મહાન નવલકથા 'ક્લીમ સામ્ગીનનું જીવન' (૧૯૨૫-૧૯૩૬) લખ્યું. જેમાં તેમણે ૧૯મી શતાબ્દીના અંતથી લઈને ૧૯૧૭ સુધીનાં સમયના રશિયાના જીવનનું સંપૂર્ણ ચિત્ર રજૂ કર્યું હતું. તેમણે અરતામોનોવની કાર્ય' (૧૯૨૫), પોતાની આત્મકથાનો ના ત્રજો ભાગો '('બાળ પણ', 'મારું ભણતર' 'મારાં વિશ્વવિખાલય') અને નાટકો 'યેગોર બુલીચેવ અને બીજાંઓ' (૧૯૩૨), 'દોસ્તીગાયેવ અને બીજાંઓ' (૧૯૩૪) રચ્યાં હતાં.

ગોર્કીએ પોતાની સાહિત્યિક કૃતિઓ સામજિક પ્રવૃત્તિઓ સાથે રચી હતી. તેમની પહેલકદમી અને વ્યક્તિગત હિસ્સાને કારણે રશિયામાં કેટલાંક સામાયિકો શરૂ થયાં, જેવાં કે 'અમારી સિદ્ધિઓ', 'સાહિત્યિક અભ્યાસો' અને બીજાં. અને કેટલાંક પુસ્તકોની શ્રેણીમાં આવે છે—'રસપ્રદ લોકોનું જીવન', 'કવિનું પુસ્તકાલય'.

# મકાર ચુદરા

સમુદ્ર તરફથી ઠંડો ભેજવાળો પવન ફૂંકાતો હતો, કિનારા ઉપર અથડાતાં મોજાંઓનો ભેંકાર ઘુઘવાટ અને સૂકી ઝાડીઓનો ખડખડાટ વિસ્તીર્ણ મેદાન ઉપર પ્રસરી રહ્યો હતો. થોડી થોડી વારે પવનના અચાનક ફૂંકાતા ઝપાટા સાથે ચીમળાઈ ગયેલાં પીળાં પાંદડાં ઊડી ઊડીને પડાવમાં ચેતાવેલી આગમાં પડતાં હતાં. જેનાં કારણે આગની લપટો એકદમ ભડકે બળવા લાગતી હતી. ત્યાર બાદ પાનખરની રાતના અંધકાર થથરી ઊઠતો અને ભયમાં પાછો હઠી જતો. અમારી ડાબી બાજુ અંતહીન વિસ્તીર્ણ મેદાન, જમણી બાજુ અંતહીન સમુદ્ર ફેલાયેલાં હતાં અને મારી સામે—એક વૃદ્ધ જિપ્સી મકાર ચુદરાની આકૃતિ નજરે પડતી હતી. જે કોઈક પચાલ ડગલાં દૂરી ઉપર ઊભા કરેલા તેના પડાવના ઘોડાઓ ઉપર નજર રાખી રહ્યો હતો.

તેના કફતાનને ખોલતી અને રૂંવાટીવાળી ઉઘાડી છાતી સાથે અથડાતી ઠંડી હવા પ્રત્યે બેધ્યાન તે મોહક અને ચપળ મુદ્રા ધારણ કરતો મારી તરફ મોં કરી પડ્યો છે. તે પોતાની ખૂબ મોટી ચલમ નિયમિત રીતે પીતાં નાક અને મોંમાંથી ધુમાડાનાં ગોટેગોટા બહાર કાઢે છે. વિસ્તીર્ણ મેદાનનાં નીરવ અંધકારમાં મારા માથાની ઉપરથી એકીટશે તાકી રહ્યો છે. હવામાં ઉગ્ર હુમલાઓથી પોતાને બચાવવાનો જરા પણ પ્રયત્ન કર્યા વિના સતત રીતે તે વાતો કરે છે.

"તો તું આખો મુલક ખૂંદવા જાય છે કેમ ખરું ને? બહુ સરસ! તેં બહુ ચોક્કસ યથાયોગ્ય પસંદગી કરી છે, નૌજવાન. એ એક જ માત્ર સાચો રસ્તો છે. દુનિયાભરમાં જાતભાતની વસ્તુઓ જોવા જા અને જ્યારે તું મન ભરીને તે બધું જોઈ લે ત્યારે પડ અને મોતની નીંદમાં પોઢી જા."

"જિંદગી? તારા સાથીઓ?" તેની વાત ઉપર મારાં વાંધાઓને

સાંભળતાં તેણે સવાલ કર્યો. "તે એક જ માત્ર સાચો રસ્તો છે. શા માટે તારે એની ચિંતા કરવી જોઈએ? શું તું પોતે જ જિંદગી નથી? અને જ્યાં સુધી તારા સાથીઓની વાત છે તો તેઓ તારા વિના જીવી રહ્યા છે અને તારા વિના પણ જીવશે. શું તું સાચે જ એમ વિચારે છે કે તારી કોઈને જરૂર છે? તું ન તો પાઉંરોટી છે કે ન તો લાકડી અને તેથી કોઈને પણ તારો ખપ નથી.

"તું કહે છે પોતે શીખવા અને બીજાંને શીખવાડવા. શું તું એ શીખી શકે છે કે લોકોને સુખી કેવી રીતે કરવાં? ના, તું નથી શીખી શકતો. તું બીજાંને શીખવાડવાનો પ્રયત્ન કરતાં પહેલાં તારા પોતાના વાળ ધોળા થાય ત્યાં સુધી રાહ જો. તું તેમને શું શીખવાડશે? દરેક માણસ જાણે છે કે તેને શેની જરૂર છે. ડાહ્યો માણસ હશે તે જિંદગી જે પણ આપે છે તે લે છે પણ મૂરખને કંઈ નથી મળતું. પણ તેમ છતાં દરેક માણસ પોતાના માટે શીખે છે...

"વિચિત્ર, મૂર્ખામીભરેલાં છે આ તારાં લોકો: તેઓ બધાં એક સાથે ટોળે મળે છે. જ્યારે આટલી અમથી જગ્યા હોય છે ત્યારે એકબીજાને પગ તળે કચડી નાખે છે." અને તેણે વિસ્તીર્ણ મેદાન તરફ અતિવ્યાપ્તિવાળાં હાવભાવ બનાવ્યાં. "અને તેઓ બધાં કામ કરે છે. શેના માટે? કોઈ નથી જાણતું. જ્યારે જ્યારે હું કોઈ માણસને ખેડતો જોઉં છું ત્યારે મનમાં વિચારું છું: ત્યાં તે પોતાની તાકાત અને પરસેવાનું ટીપે ટીપું ધરતીમાં રેડી રહ્યો છે. પણ શેના માટે? માત્ર છેવટે જિંદગીના અંતમાં તે જ પૃથ્વીમાં હંમેશ હંમેશ માટે પોઢવા અને સડવા જ ને!. તે જ્યારે જન્મ્યો ત્યારે હતો તેટલો જ મહા મૂર્ખ, પોતાની પાછળ કંઈ પણ છોડયા વિના, દુનિયામાં માત્ર પોતાના ખેતરો સિવાય બીજું કંઈ પણ જોયા વિના, મૃત્યુ પામશે.

"શું તે તેના માટે જન્મ્યો હતો—કે જમીન ખોદવી અને પોતાને માટે કબર ખોદવાનો સમય પણ ન કાઢી મરી જવું? તેણે કદી સ્વતંત્રતાનો સ્વાદ ચાખ્યો છે? તેને વિસ્તીર્ણ મેદાનની વિસ્તીર્ણતાનું જ્ઞાન છે? સમુદ્રનાં ઘુઘવાટા દ્વારા તેણે દિલમાં કદી ખુશીનો અનુભવ કર્યો છે? તે ગુલામ છે—જન્મના દિવસથી મૃત્યુના દિવસ સુધી ગુલામ. તેના વિશે તે શું કરી શકે? બીજું કંઈ નહિ પણ પોતાને ફાંસીએ લટકાવી દે. જો તેનામાં તેમ કરવાની સમજ હોય તો.

"જ્યાં સુધી મારી વાત છે—અઠ્ઠાવન વર્ષની ઉંમર સુધીમાં મેં એટલું



બધું જોયું છે કે જો તે બધાંને કાગળ ઉપર ઉતારવામાં આવે તો તારી પાસે છે તેવી એક હજાર બેગો પણ તે બધું નહિ પકડી શકે. મેં ન જોયો હોય તેવા એક પ્રદેશનું પણ નામ તું ગણાવી શકે છે? ના. મેં એવી એવી જગ્યાઓ જોઈ છે કે જેના વિષે તેં કદી સાંભળ્યું પણ નહિ હોય. જીવવાનો માત્ર તે જ એક રસ્તો છે: એક જગ્યાએથી બીજી જગ્યાએ ફરતાં રહેવું અને એક જ જગ્યાએ કદી લાંબો સમય ન રોકાવું—શા માટે રોકાવું જોઈએ? માત્ર એટલું જ જો કે કેવી રીતે દિવસ અને રાત એકબીજાની પાછળ પૃથ્વીની ફરતે દોડે છે, બિલકુલ તેવી જ રીતે જો તું જિંદગી પ્રત્યેનો પ્રેમ ગુમાવવા ન ઇચ્છતો હો તો પોતાના વિચારોથી તારે દૂર ભાગવું જોઈએ. જો કોઈપણ જિંદગી વિષે વધારે પ્રમાણમાં ચિંતનમનન કરશે તો તે ચોક્કસપણે તે ગુમાવશે. મેં પણ એક વાર એમ કર્યું હતું. હું તદ્દન સાચું કહું છું, નૌજુવાન!

"તે ત્યારની વાત જ્યારે હું ગાલિચીના*માં જેલમાં હતો. 'હું શા માટે જન્મ્યો હતો?' મારા દુ:ખમાં મેં વિચાર્યું. જેલમાં પૂરાવું એ ખૂબ જ ભારે દુ:ખદાયી છે. ઉફ્! કેવું દુ:ખદાયી! હું બારીમાંથી બહાર ખુલ્લાં ખેતરો તરફ જોતો ત્યારે દરેક વખતે મારું દિલ પકડમાં હોય તેમ સજ્જડ પકડાઈ જતું. કોણ કહી શકે છે કે શા માટે તે જીવે છે? કોઈ પણ નહિ. અને કોઈએ આવો સવાલ કદી પોતાને પૂછવો પણ ન જોઈએ. જીવો અને જીવતા રહેવા માટે આભારી બનો. દુનિયા ભમો અને ત્યાં જોવા જેવું શું છે તે જુઓ તો પછી તમે કદી દયનીય નહિ બનો. ઓહ, પણ તે સમયે તો મેં મારા પટ્ટા વડે મારી જાતને લગભગ ફાંસીએ લટકાવી જ દીધી હતી.

"એક વખત મેં કોઈક માણસ સાથે વાતચીત કરી હતી. તે કઠોર માણસ હતો અને રશિયન હતો, તમારી જેમ. તેણે કહ્યું કે માણસે કદી જેમ પોતે ઇચ્છે છે તેમ ન રહેવું જોઈએ પણ ભગવાનના ઉપદેશોમાં જેવો માર્ગ ચીંધવામાં આવ્યો છે તેમ જીવવું જોઈએ. જો માનવી ભગવાનની

---

*દક્ષિણ પોલેન્ડ અને પશ્ચિમી ઉક્રાઈનના એક ભાગ માટે ઐતિહાસિક નામ છે. ઓસ્ટ્રિયા દ્વારા ૧૭૭૨માં કબજે કરાયેલ ગાલિચીના ગાલિસિયા કહેવાતું હતું.—અનુ.

આજ્ઞાનુસાર જીવે છે તો તે જે પણની માંગણી કરશે તે ભગવાન તેને આપશે. તેણે પોતે ચીંથરેહાલ કપડાં પહેરેલાં હતાં. મેં તેને ભગવાન પાસે કપડાંની નવી જોડ માંગવા માટે કહ્યું. તે ખૂબ જ ક્રોધે ભરાઈ ગયો. મને ગાળો ભાંડવા લાગ્યો અને મને ભગાડી મૂક્યો. પણ બરાબર એક મિનિટ પહેલાં જ તેણે કહ્યું હતું કે માણસે પોતાનાં પડોશીઓને ચાહવા જોઈએ અને તેમને માફ કરવા જોઈએ. જો મેં તેની લાગણી દુભાવી હતી તો શા માટે તેણે મને માફ ન કર્યો? ત્યાં જ છે તમારો પોતાનો ઉપદેશક તમારા પોતાના માટે! તેઓ લોકોને ઓછું ખાવાનો ઉપદેશ આપે છે જ્યારે પોતે દિવસમાં દસ ગણું વધારે ખાય છે."

તે આગમાં થૂંક્યો અને ચલમને ફરીથી ભરતાં ચૂપ થઈ ગયો. હવા નરમાશથી સૂસવાતી હતી. ઘોડાઓ અંધકારમાં હણહણતાં હતાં. જિપ્સીના પડાવ તરફથી ગીતના કોમળ લાગણીસભર સૂરો આવતા હતા. મકારની સુંદર દીકરી નોન્કા ગાતી હતી. હું તેના કંઠના વિશેષ ગુણનું ઊંડાણ ઓળખી ગયો. જેમાં હંમેશાં પ્રભુત્વ અને અસંતોષનાં ચિહ્નો હતાં, પછી ભલેને તે ગીત ગાતી હોય કે પછી અભિવાદનના શબ્દો માત્ર જ કહી રહી હોય. તેના શામળા ચહેરા ઉપર રાણીનો ગર્વ જામેલો હતો અને તેની કાળી આંખોની છાયામાં પોતાના જીરવી ન શકાય તેવાં સૌંદર્યની સભાનતા અને દરેક વસ્તુ માટે તિરસ્કાર ચમકતો હતો કે જે તે પોતે નહોતી.

મકારે મને ચલમ આપી.

"ચલમ પીઓ. તે સારું ગાય છે, કેમ ખરું ને? તેના જેવી કુમારિકા તારી સાથે પ્રેમમાં પડે તો તને ગમે? ના? તારા માટે સારી વાત છે. સ્ત્રીઓમાં જરાપણ વિશ્વાસ ન રાખવો અને તેમનાથી દૂર રહે. હું ચલમ પીવામાં જે આનંદ માણું છું તેના કરતાં વધારે આનંદ એક કુમારિકા માણસને ચુંબન કરવામાં પ્રાપ્ત કરે છે. પણ એક વખત જો તેં તેને ચુંબન કર્યું તો સમજ કે તારું સ્વાતંત્ર્ય ગયું. તે તને એવાં તો અદૃશ્ય બંધનો વડે જકડી રાખે છે કે જેને તોડી નથી શકાતાં અને તું તેના દિલ અને આત્માને સર્વસ્વ અર્પિત કરી દે છે. તે સત્ય છે. કુમારિકાઓથી સાવધ રહેજે. તેઓ હંમેશાં જૂઠ્ઠું બોલે છે! તે સોગન ખાઈને કહે છે કે તે તને બીજાં બધાંથી ખૂબ વધારે ચાહે છે. પણ જો તારે કારણે તેને જરા પણ દુ:ખનો કાંટો ચૂભે તો તે તારા દિલને ચીરી ફાડી નાંખશે. હું શું કહી રહ્યો છું તે હું જાણું છું. હું ઘણી બધી વસ્તુઓ જાણું છું. જો તું ઇચ્છતો હોય તો હું તને એક સાચી વાર્તા કહીશ. તેને ખૂબ સારી રીતે યાદ રાખજે



અને જો તું તેમ કરે છે તો પક્ષીની જેમ તારી આખી જિંદગી તું મુક્ત રહેશ.

"એક વખતની વાત છે. એક હતો જુવાન જિપ્સી. નામે ઝોબાર — લોઈકો ઝોબાર. તે એકદમ નીડર જુવાન હતો અને તેની ખ્યાતિ હંગેરી, બોહેમિયા, સ્લેવોનિયા અને દરિયાની આસપાસ ફરતે બધા જ દેશોમાં ફેલાયેલી હતી. તે વિસ્તારોમાં એવું કોઈ ગામ નહોતું કે જેમાં પાંચ કે દસ માણસોએ ઝોબારની જાન લેવાના સોગંદ ન ખાધા હોય. તેમ છતાં તે જીવી રહ્યો હતો અને જો તેને કોઈ ઘોડો ખૂબ ગમી જતો તો સૈનિકોની આખી ટૂકડી તેને ઘોડો દોડાવી જતો રોકી શકતી નહોતી. એવો કોઈ જીવ હતો કે જેનાથી તે ડરતો હતો? ઝોબાર તો નહિ જ. જો રાક્ષસ પોતે અને તેની આખી ટોળી તેની ઉપર ધસી આવે તો તે બધાંને ચપ્પુ વડે કાપી નાંખે કે પછી ઓછામાં ઓછું તેમના ઉપર સખત રીતે સંકટ નાંખે અને ધપડાકો આપે એ તો ચોક્કસ.

"બધા જ જિપ્સી પડાવો ઝોબાર વિષે જાણતા હતા કે તેના વિષે સાંભળેલ હતું. તે માત્ર એક જ વસ્તુને પ્રેમ કરતો હતો અને તે હતો ઘોડો. પણ તે લાંબા સમય માટે નહિ. જ્યારે તે એક ઘોડા ઉપર સવારી કરતાં કરતાં કંટાળી જતો ત્યારે ઘોડો વેચી દેતો અને જે પણ પૈસા માગે તેને તે પૈસા આપી દેતો. તેના માટે કોઈ વસ્તુની કોઈ કિંમત નહોતી. પોતાની છાતી ચીરીને હૃદય કાઢી આપતાં પણ તે ખચકાતો નહિ જો તેને એમ લાગે કે કોઈને તેની જરૂર હતી. એવા પ્રકારનો માણસ હતો તે!

"હમણાં હું તને કોઈ દસ વર્ષ પહેલાંની વાત કહી રહ્યો છું. અમારો કાફલો બુકોવીનામાં ભટકતો જઈ રહ્યો હતો. એક વસંતની રાતે અમારું જૂથ એક સાથે મળીને બેઠું હતું. જેમાં કોશુત* હેઠળ લડનાર દાનીલો, વૃદ્ધ નુર, રાદ્દા, દાનિલોની દીકરી, અને બીજાં હતાં.

"તેં મારી નોન્કાને જોઈ છે? તે સૌંદર્યની રાણી છે. પણ રાદ્દા સાથે તેની સરખામણી કરવા તે તેને બહુ મોટું માન આપવા જેવું ગણાશે. રાદ્દાની સુંદરતાના વખાણ શબ્દો દ્વારા ન કરી શકાય, કદાચ વાયોલિનના

*લાયોશા કોશુત (૧૮૨૦-૧૮૪૯) — હંગેરીનો રાજનીતિક વ્યક્તિ કે હંગેરીમાં ૧૮૪૯-૧૮૪૯ની ક્રાંતિ દરમિયાન ઓસ્ટ્રિયન સત્તા સામે હંગેરીનાં લોકોના સંઘર્ષનો સંચાલક. — અનુ.

સૂરો તે વર્ણવી શકતા હતા પણ તે તો માત્ર તે જ સમજી શકતો હતો કે જે વાજિંત્રને પોતાના આત્માને જાણે તેટલી હદ સુધી જાણતો હોય તો જ.

"'ઘણા જુવાનો રાદ્દા સાથે પ્રેમ કરવા ઝૂરતા હતા. એક વખત મોરાવામાં* એક શ્રીમંત વૃદ્ધ તેને જોતાં અવાક્ રહી ગયો. તે પોતાના ઘોડા ઉપર ત્યાંનો ત્યાં જ તેને તાકતો બેસી રહ્યો. જાણે ધ્રૂજારી ચઢી હોય તેમ નખશિખ થરથર કાંપતો હતો. તે તહેવારના દિવસે રાક્ષસની જેમ સજેલો-ધજેલો રહેતો હતો. તેના ઉક્રાઈનના કોટ ઉપર સોનાની કસબ લાગેલી હતી, કમર પર લટકતી તલવાર હીરા માણેકથી જડેલી હતી જે ઘોડાના દરેક હલનચલન સાથે ચમકતાં હતાં, તેની ટોપીની વાદળી મખમલ વાદળી આકાશના ધબ્બાની જેવી લાગતી હતી. તે વૃદ્ધ બહુ મહત્ત્વપૂર્ણ વ્યક્તિ હતી. તે રાદ્દા તરફ એકીટશે તાકતો લાંબો વખત બેસી જ રહ્યો અને છેવટે તેણે તેને કહ્યું: 'પૈસાથી ભરેલ બટવો ચુંબન માટે!' રાદ્દાએ મોં બીજી બાજુ ફેરવી લીધું. આથી શ્રીમંત વૃદ્ધે પોતાનો સ્વર જરાક બદલ્યો. 'જો મેં તારું કંઈ અજુગતુ કર્યું હોય તો મને માફ કરજે. પણ કદાચ મને માત્ર જરા એક સ્મિતની ઝલક તો આપ,' આટલું કહીને તેણે પોતાનો બટવો તેના પગ તરફ ફેંક્યો. સાચે જ ખૂબ પૈસા હતાં તેમાં. પણ રાદ્દાએ તો માત્ર તેને પોતાના પગના તળિયા વડે ધૂળમાં એવી રીતે દબાવ્યો જાણે તેણે તેની તરફ કોઈ લક્ષ જ ન આપ્યું હોય.

"'ઓહ! કેવી ગુમાની છોકરી છે!' તે એકદમ હાંફવા લાગ્યો અને પોતાના ઘોડાના પડખા ઉપર ચાબુકને નીચે લાવ્યો જેથી કરીને જેવો ઘોડો પાછલા પગ ઉપર ઊભો થયો તેવા જ રસ્તા પરની ધૂળનાં ગોટે ગોટાં ઊડવા લાગ્યાં.

"તે બીજા દિવસે પાછો આવ્યો. 'કોણ છે તેનો પિતા?' તેણે એવા અવાજે પૂછ્યું કે જેનો પડઘો આખા પડાવમાં ગૂંજી ઊઠયો. દાનિલો આગળ આવ્યો. 'તારી દીકરી મને વેચી દે. કેટલી કિંમત લઈશ બોલ.' 'તે તો માત્ર કોઈ ઉમરાવોનું જ કામ છે કે જે પોતાનાં સૂવરોથી માંડીને પોતાની સુધબુધમાંથી કંઈપણ વેચી દે,' દાનીલોએ કહ્યું. 'જ્યાં સુધી મારી વાત છે હું કોશુત હેઠળ લડ્યો હતો અને કોઈપણ વસ્તુમાં સોદાબાજી નથી કરતો.' શ્રીમંત જોરથી ગર્જ્યો અને તલવાર ઉપર હાથ મૂક્યો. પણ કોઈકે તેના ઘોડાના કાનમાં સળગતો ગુલ ઘૂસાડી દીધો. જેથી પ્રાણી પીઠ

---

*મોરાવા—મધ્ય ચેકોસ્લોવાકિયામાં એક ક્ષેત્રનું નામ.—અનુ.



ઉપર બેઠેલા માલિકની સાથે જ ઊડતું જતું રહ્યું. અમે ત્યાંથી પડાવ ઉઠાવી લીધો અને રસ્તે પડયાં. જ્યારે અમે બે આખા દિવસો સુધી રસ્તે ચાલતાં રહ્યાં ત્યાર બાદ અચાનક અમે તેને અમારી પાછળ આવતો જોયો. 'એય!' તેણે બૂમ પાડી. 'હું ભગવાનના અને તમારા સોગંદ ખાઈને કહું છું કે મારા ઈરાદાઓ પ્રામાણિક છે. આ છોકરીને મારી પત્ની તરીકે આપી દે. હું મારી પાસે જે કંઈ પણ માલમત્તા છે તે બધાંમાંથી તમને ભાગ આપીશ અને હું બહુ ધનવાન છું.' તે મનોવિકારથી ભડકે બળતો હતો. હવામાં ઝૂલતાં પીંછાં જેવા ઘાસની જેમ જીનમાં ઝૂલવા લાગ્યો. તેણે કહ્યું તેના ઉપર અમે વિચાર કર્યો.

"'ભલે, તો દીકરી, તું શું કહે છે.' દાનીલો પોતાની દાઢીમાં બબડયો.

"'જો ગરુડ પક્ષીની માદા કાગડાની સાથે સ્વેચ્છાએ તેના માળામાં જાય તો તમે તેના માટે શું વિચારશો?' રાદ્દાએ કહ્યું.

દાનીલો ખડખડાટ હસી પડયો અને તેની સાથે અમે બધાં પણ.

"'ઠીક કહ્યું, દીકરી! માલિક, સાંભળી લીધું તમે? તમારો કેસ હાથથી ગયો! ટર્ટલ કબૂતરીની સાથે પ્રણયલીલા કરો—તે વધારે કહ્યાગરી છે. અને અમે અમારા રસ્તે આગળ વધ્યાં.'

"આ સાંભળીને તે શ્રીમંતે પોતાની ટોપી ખેંચીને જોરથી નીચે જમીન ઉપર ફેંકી અને એટલા વેગે સવાર થઈ ગયો કે ઘોડાની ખરીઓ નીચેથી આખી ધરતી ધમ ધમ ધ્રૂજી ઊઠી. એવી હતી રાદ્દા, નૌજુવાન!

"ફરીથી એક રાત્રે અમે પડાવમાં બેઠાં હતાં. ત્યાં જ અમે અચાનક વિસ્તીર્ણ મેદાન તરફથી આવતું સંગીત સાંભળ્યું. અદ્ભુત સંગીત. એવું સંગીત કે જે તમારી નસોમાં વહેતાં લોહીને જોર જોરથી ધબકાવી દે અને કોઈક અજાણી અપિરિચિત જગ્યાઓ તરફ લલચાવે. તે સંગીતે કોઈક વસ્તુ માટે એટલી પ્રચંડ આતુરતા અમારામાં ભરી દીધી કે જો એક વખત તેનો અનુભવ કરવામાં આવે તો પછી વધારે જીવતાં રહેવાનું કોઈ કારણ ન રહે અને જો આપણે જીવતાં રહ્યાં તો તે અખિલ વિશ્વના રાજાઓ જેવું હશે.

"ત્યારબાદ અંધકારમાંથી એક ઘોડો બહાર નીકળી આવ્યો. તે ઘોડા ઉપર એક માણસ બેઠો હતો અને તે ફિડલ વગાડતો હતો. તે અમારા પડાવની આગ પાસે આવીને રોકાયો તથા અમારી તરફ જોતાં હસતાં હસતાં ફિડલ વગાડવાનું બંધ કર્યું.

"'ઝોબાર! તો તું છે!' દાનીલો એકદમ આનંદમાં આવી બોલી ઊઠ્યો.

"તો આ હતો લોયકો ઝોબાર. તેની મૂંછો નીચે તેના ખભા સુધી પહોંચતી હતી જ્યાં તે તેના વાંકડિયા વાળ સાથે ભળી જતી હતી, તેની આંખો બે તેજસ્વી તારલાંઓની જેમ ચમકતી હતી, તેનું સ્મિત પોતે રવિ હતું. એમ લાગતું હતું કે જાણે તે તથા તેના ઘોડાને એક જ ટૂકડામાંથી કોતરવામાં આવ્યાં હતાં. તે અગ્નિના પ્રકાશમાં લોહી જેવો લાલ લાગતો હતો. જ્યારે તે હસતો ત્યારે તેના દાંત ચમકી ઊઠતા હતા. જો હું મારી પોતાની જાતને ચાહું છું તેટલો તેને ન ચાહું તો મને ધિક્કર છે, અને તેણે મારી સાથે એકાદ શબ્દ સિવાય કંઈ એટલી બધી વાતચીત નહોતી કરી કે વળી મારા અસ્તિત્ત્વ તરફ લક્ષ પણ આપ્યું ન હતું.

"એવાં પણ લોકો છે, નૌજુવાન. જ્યારે તે તમારી આંખોમાં ઝાંકે છે ત્યારે તમારો આત્મા કુદરતી રીતે તેના તાબે થઈ જાય છે. જેના માટે શરમિંદા થવાને બદલે તમે ગર્વ અનુભવો. તેની હાજરીમાં તમે વધારે સારા થઈ ગયા લાગતા હતા. આવાં લોકો વધારે નથી. કદાચ તેમ હોવું એ વધારે સારું છે. જો દુનિયામાં સારી વસ્તુઓ વિપુલ પ્રમાણમાં હોત તો તેને સારી ગણવામાં જ ન આવત. પણ પછી શું બન્યું તે જરા ધ્યાનથી સાંભળ.

"રાદ્દાએ તેને કહ્યું: 'ઝોબાર, તું ફિડલ ખૂબ જ સરસ વગાડે છે. આવા સ્પષ્ટ અવાજવાળી ફિડલ તને કોણે બનાવી આપી?' 'મેં પોતે બનાવી હતી,' તે હસ્યો. 'અને તે લાકડાની બનેલી નથી પણ એ એક કુમારિકાની છાતીની બનેલી છે જેને હું ખૂબ ખૂબ ચાહતો હતો, ફિડલના તારો તેના દિલના બનેલા છે. મારી ફિડલ કોઈક વખત હજી પણ ખોટી રીતે ઝણકી ઊઠે છે, પણ હું જાણું છું કે તેના ગજને કેવી રીતે કાબૂમાં રાખવા.'

"પુરુષ હંમેશાં તેના માટે તીવ્ર ઇચ્છા વડે છોકરીની આંખમાં ઘેરાઈ વળવાનો પ્રયત્ન કરે છે જેથી કરીને પુરુષનું પોતાનું દિલ પેલી આંખોના બાણથી રક્ષાઈ જશે. અને ઝોબાર પણ તેનો અપવાદરૂપ નહોતો. પણ તે એ જાણતો નહોતો કે આ વખતે તે કોની સાથે બોલી રહ્યો હતો. રાદ્દા માત્ર પાછી ફરી ગઈ અને બગાસું ખાતાં કહ્યું: 'અને લોકોએ મને કહ્યું કે ઝોબાર શાણો અને સમજુ છે. કેવી ભૂલ ભરેલી વાત!' આમ કહી તે ત્યાંથી ચાલી ગઈ.



"'ઓ સુંદર કન્યા, તારા દાંત ખૂબ જ તીક્ષ્ણ છે!' ઝોબારે કહ્યું. જ્યારે તે પોતાના ઘોડા ઉપરથી ઊતરી રહ્યો હતો ત્યારે તેની આંખો ચમકતી હતી. 'કેમ છો, મિત્રો. હું આપને મળવા આવ્યો છું.'

"'આપને અહીં જોતાં અમને ખૂબ જ આનંદ થયો,' દાનીલોએ જવાબ આપ્યો.

"અમે એક બીજાને ચુંબન કર્યાં, થોડી વાર સુધી ગપ્પાં માર્યાં અને સૂઈ ગયાં. અમે શાંતિથી સૂઈ ગયાં. સવારે ઊઠીને અમે જોયું કે ઝોબારને માથે પટ્ટો બાંધેલો હતો. શું બની ગયું? એમ લાગતું હતું કે રાત્રે તેના ઘોડાએ તેને લાત મારી હતી.

"ઓહ, પણ અમે જાણતાં હતાં કે એ ઘોડો તે કોણ હતો! અમે મનમાં ને મનમાં હસ્યાં. દાનીલો પણ હસ્યો. શું તે શક્ય હતું કે ઝોબાર પણ રાદ્દા માટે યોગ્ય નહોતો? બિલકુલ નહિ. કદાચ તે રમણીય રમણી હશે પણ તેનો આત્મા ક્ષુદ્ર અને ઉપરચોટિયો છે. અને દુનિયાભરનાં બધાં જ સોનાનાં ઘરેણાં તેની કિંમતમાં એક કોપેકનો પણ વધારો કરી નથી શકતાં.

"ઠીક તો અમે તે જ જગ્યાએ રહેવા લાગ્યાં. બધું ઠીકઠાક ચાલી રહ્યું હતું. લોઈકો ઝોબાર પણ અમારી સાથે જ રહેતો હતો. તે ખૂબ જ સારો સાથી હતો. વયોવૃદ્ધ જેવો શાણો. ખૂબ જ જાણકારી ધરાવનાર અને રશિયન તથા માગ્યાર ભાષા પણ વાંચી લખી શકનાર. હું તેને આખી આખી રાત બોલતો સાંભળી શકતો હતો. અને જ્યાં સુધી તેની ફિડલ વગાડવાની વાત છે કદાચ જો તેની બરાબરીનો બીજો કોઈ કદી પાક્યો હોત તો વીજળીનો ચમકારો મને મૃતપ્રાય કરી દેત. તે એક વખત સૂરને તારમાં ખેંચી લાવતો અને દિલ તમારી છાતીમાં લપાઈ જતુ; તે ફરીથી સૂર ખેંચતો અને તમારી અંદરની બધી જ લાગણીઓ એકાગ્રતામાં બંધાઈ જતી અને તે માત્ર ફિડલ વગાડતો અને હસતો રહેતો. જે એવી અસર ઊભી કરતી કે તમે એક જ સમયે હસવા અને રડવા ઇચ્છો. હવે કોઈક ખરાબ રીતે કણસતું હતું અને મદદ માટે બૂમો પાડતું હતું. અને એમ લાગતું હતું કે તમારાં પડખાંમાં કોઈકે ચપ્પુ ખૂંપી દીધું હતું, હવે વિસ્તીર્ણ મેદાન આસમાનને એક વાર્તા કહી રહ્યું હતું. કરુણ વાતો હવે પોતાના પ્રેમીને વિદાય કહેતાં કન્યા વિલાપ કરી રહી હતી. હવે તેનો પ્રેમી તેને વિસ્તીર્ણ મેદાનમાંથી બોલાવી રહ્યો હતો. અને ત્યાર બાદ અણધારેલી આફતની જેમ ઉલ્લાસિત અને વ્યાપક ધૂન આવતી કે જેથી

આસમાનમાં સૂરજ પણ નાચી ઊઠતો. એવી રીતે વગાડતો હતો તે ફિડલ, નૌજુવાન!

"તે ધૂનને સાંભળતાં તમે પોતે અનુભવતાં કે તમારા શરીરના દરેક સ્પંદનો તથા સમસ્ત શરીર તેનું ગુલામ બની ગયું હતું. અને જો તે ક્ષણે ઝોબારે હાકલ કરી: 'બિરાદરો, તમારાં ચપ્પુઓ સાથે બહાર આવો!' તો અમારાંમાંની દરેકે દરેક વ્યક્તિ તેણે ચીંધેલા કોઈપણ વ્યક્તિ સામે પોતાનું ચપ્પું ઊઘાડું કરી દેતી. તે કોઈપણ વ્યક્તિને પોતાની ટચૂકડી આંગળી ઉપર નચાવી શકતો હતો પણ તેમ છતાં દરેકે દરેક તેને ખૂબ જ પ્રેમ કરતાં હતાં. તેમ છતાં રાદ્દાને તેની સાથે કોઈ લેવાદેવા નહોતા. તે બહુ ખરાબ હતું પણ વધારામાં રાદ્દા તેનો ઉપહાસ કરતી હતી. તેણે ઝોબારના દિલને ઘાયલ કર્યું હતું અને તે પણ બહુ ખરાબ રીતે ઘાયલ કર્યું હતું. તે પોતાના દાંત કચકચાવતો અને મૂંછો ખેંચી કાઢતો. તેની આંખો કૂવા કરતાં પણ વધારે ગહન હતી. અને કોઈક કોઈક વખત તે કંઈક એવી રીતે ચમકી ઊઠતી કે જેથી તમારું દિલ ભયથી થરથર કાંપી ઊઠતું. રાત્રિ સમયે તે વિસ્તીર્ણ મેદાનમાં દૂર દૂર જતો અને ત્યાં તેની ફિડલ સવાર સુધી કરુણ સૂરે રડતી રહેતી—પોતાની ગુમાવેલી સ્વતંત્રતા માટે રડતી. અમે પડ્યાં પડ્યાં સાંભળતાં અને મનમાં ને મનમાં વિચારતાં: હવે શું થશે? અમે એ બહુ સારી રીતે જાણતાં હતાં કે જ્યારે બે પથ્થરો એકબીજાની તરફ ગબડતાં હોય ત્યારે તેઓ તેમના રસ્તામાં આવનાર કોઈપણ વસ્તુને કચડી નાંખશે. આમ હતી આખી વાત.

"એક રાત્રે અમે તાપણાની ફરતે બેસીને અમારા કામકાજ વિષે લાંબો વખત ચર્ચા કરતાં બેઠાં રહ્યાં. જ્યારે અમે વાતો કરતાં કરતાં થાકી ગયાં ત્યારે દાનીલોએ ઝોબાર તરફ ફરીને કહ્યું: 'ઝોબાર, અમને અમારા દિલને ખુશ કરવા એક ગીત સંભળાવ!' ઝોબારે પોતાનાથી થોડી દૂરી પર જમીન ઉપર આડા પડીને આસમાન તરફ તાકી રહેલી રાદ્દા તરફ નજર નાંખી અને તારના સૂર છેડ્યા. ફિડલના તાર એવી રીતે રણકી ઊઠ્યા કે જાણે એ સૂર સાચે જ કુમારિકાના દિલના તારમાંથી ઝણકી ઊઠ્યા હોય. અને તેણે ગીત ગાયું:

હે હો, હે હો! દિલ મારું જેલ છે,
વિસ્તીર્ણ મેદાન છે સાગર સમાન,
હવાની જેમ પાણીદાર ભવ્ય ઘોડા,
લઈને ઊડે છે તમને અને મને.



"રાદ્દા તેની તરફ મોં ફેરવીને પોતાને એક કોણી ઉપર ટેકવીને તેના ચહેરા તરફ જોઈ હસી. ઝોબારના ચહેરા ઉપર રતાશ ચઢી આવી.

હે હો, હે હો! સાચાં એવાં મારાં બિરાદરો,
પરોઢ થવાની છે તૈયારી,
લપેટમાં છે રાતનાં ઓળાની આ મેદાન
પણ ચઢશું આપણે આસમાન.
થાઈશું સવાર ઘોડે મળવા ચઢતાં દિવસને
જે ઝળહળે છે ખુલ્લાં મેદાન પર
પણ જુઓ પેલી અતિ સુંદર ચંદ્રિકાને,
સ્પર્શાઈ નથી શું કેશવાળીથી!

કેવી રીતે તેણે ગાયું હતું! આજકાલ કોઈ તેના જેવું ન ગાઈ શકે. પણ રાદ્દા જાણે મનમાં ને મનમાં ગણગણી:

"'લોઈકા ઝોબાર, જો તારો અર્થ હું હોઉં તો હું આટલી ઊંચાઈએ નહિ ચઢું. કદાચ તું કોઈ ખાબોચિયામાં પડી જશે અને પેલી તારી સુંદર મૂંછોને વેડફી નાંખશે.'

"ઝોબારે તેની તરફ ક્રોધભરી નજર નાંખી પણ એક શબ્દ પણ ન કહ્યો. તે પોતાના ઉપર અંકુશ રાખવા જેટલો સમર્થ હતો અને તેણે ગાવાનું ચાલુ રાખ્યું:

હે હો, હે હો! જો ચઢી આવે છે દિન,
અને જુએ છે નીંદરમાં આપણ બંનેને.
લાજને મારે થાશે લાલ આપણા ગાલ
ઊઠશું જેવાં આપણ ખોળેથી નીંદરનાં.

"વાહ, અદ્‌ભુત ગીત," દાનીલોએ કહ્યું. આનાથી વધારે સારું ગીત હજી સુધી કદી મેં સાંભળ્યું નથી; જો હું જૂઠ્ઠું બોલતો હોઉં તો શેતાન મને ચલમ બનાવી દે!'

"વૃદ્ધ નુરે પોતાની મૂંછોને તાવ ચઢાવીને ખભાં ઊંચક્યાં. અમે બધાં ઝોબારનું શૂરાતન ભર્યું ગીત સાંભળીને ખુશ ખુશ થઈ ગયાં. પણ રાદ્દાને તે ન ગમ્યું.

"'એક વખત મેં એક મગતરાને ગરૂડ પક્ષીના અવાજની નકલ કરવાનો પ્રયત્ન કરતો સાંભળ્યો હતો', તેણે કહ્યું. આ સાંભળી એમ લાગતું કે જાણે રાદ્દાએ અમારાં બધાંનાં ચહેરા ઉપર બરફ ફેંક્યો.

"'રાદ્દા, કદાચ તને કોરડાનો સ્વાદ ચાખવા માટેની તીવ્ર ઇચ્છા થતી લાગે છે.' દાનીલો ચીપી ચીપીને બોલ્યો. પણ ઝોબારે પોતાની ટોપી ફેંકીને કહ્યું, તેનો ચહેરો ધરતી જેટલો શામળો પડી ગયો હતો:

"'ઊભા રહો દાનીલો! જોશીલા ઘોડાને પોલાદની લગામની જરૂર છે. તમારી દીકરી મને પત્ની તરીકે આપો!'

"દાનીલાએ કહ્યું: 'સુંદર શબ્દો છે. જો તું તેને લઈ જઈ શકે તો લઈ જા."

"'ઘણું સરસ,' ઝોબારે કહ્યું. પછી તે રાદ્દા તરફ ફર્યો અને કહ્યું: 'એ છોકરી, તારું અભિમાન ઊતાર. અને મારે જે કહેવું છે તે ધ્યાનથી સાંભળ. મેં મારી જિંદગીમાં ઘણી છોકરીઓને જોઈ અને જાણી છે પણ તેમાંની કોઈએ મારા દિલને એટલું જીત્યું નથી જેટલું તેં જીત્યું છે. ઓહ રાદ્દા, તેં મારા આત્માને તારો ગુલામ બનાવી દીધો છે. જે થવાનું જ છે તેને કોઈ કાળે રોકી નથી શકાતું. અને ઘોડો એટલે સુધી ટકી નથી શકતો કે તે માણસને પોતાનાથી દૂર કરી શકે. ભગવાન અને મારા અંતરાત્માની સાક્ષીએ તારા પિતા અને આ બધાં લોકોની હાજરીમાં હું તને પત્ની તરીકે સ્વીકારું છું. પણ હું તને ચેતવણી આપું છું કે તું મારી મુક્તિને રૂંધવાનો પ્રયત્ન નહિ કરે, હું મુક્તિ ચાહક વ્યક્તિ છું અને હંમેશાં મને ગમશે તેમ રહીશ.' તે મક્કમપણે ચમકતી આંખો સાથે રાદ્દા તરફ આગળ વધ્યો. અમે તેને રાદ્દા તરફ હાથ લંબાવતો જોયો અને વિચાર્યું: 'છેવટે રાદ્દાએ વિસ્તીર્ણ મેદાનના હિંસક વછેરા ઉપર લગામ મૂકી.' પણ ત્યાં જ અચાનક ઝોબારનો હાથ ઊછળ્યો અને તે ઊંધા માથે જમીન પર પટકાયો.

"શું બની શકવાનું હતું? એમ લાગતું હતું કે જાણે કોઈ બંદૂકની ગોળી તેના દિલને આરપાર વીંધી ગઈ. પણ તે તો હતી રાદ્દા જેણે તેના પગ પાસેથી ચાબુકનો ચાબખો મારી આંચકી હતી. અને તેથી તે પડી ગયો હતો.

"અને ફરીથી રાદ્દા ત્યાં નિશ્ચલ પડી રહી. તેના હોઠ ઉપર તિરસ્કારપૂર્ણ હાસ્ય રમતું હતું. અમે એ જોવા સાવધાન થઈ ગયાં કે હવે



શું થશે. ઝોબાર બેઠો થયો અને પોતાના હાથમાં માથું એવી રીતે પકડી લીધું કે જાણે તે ડરી ગયો હતો કે તે હમણાં જ ફાટી પડશે. ત્યાર બાદ તે ઊભો થયો અને ચૂપચાપ કોઈની પણ તરફ નજર નાંખ્યા વિના વિસ્તીર્ણ મેદાનમાં જતો રહ્યો. નુરે મને કાનમાં કહ્યું: 'તું તેની ઉપર નજર રાખશે તો વધારે સારું રહેશે.' અને તેથી હું પણ તેની પાછળ પાછળ વિસ્તીર્ણ મેદાનમાં રાત્રિના ગહન અંધકારમાં સરક્યો. જરા તે વિષે વિચાર, નૌજવાન."

મકારે પોતાની ચલમના આગળના ભાગ ઉપરથી રાખ સાફ કરીને તેને ફરીથી ભરવાનું શરૂ કર્યું. મેં મારા કોટને વધારે કસીને મારી ફરતે ફરતે વીંટાળી દીધો અને મકારના સૂરજ અને હવાથી તપેલા ટરેલ ચહેરાનો વધારે સારી રીતે અભ્યાસ કરવા આડો પડ્યો. ખૂબ ગંભીરતાથી માથું હલાવતાં તેણે જે કહ્યું તેને પ્રગટ કરતાં તે મનમાં ને મનમાં કંઈક બબડી રહ્યો હતો. તેની ધોળી મૂંછો પર વળ ચઢી ગયાં હતાં અને હવા તેના વાળને વિખેરી રહી હતી. તેણે વીજળીના ચમકારા વડે મૂળ ઘાલેલું જૂનું ઓક મને યાદ કરાવ્યું. પણ તે હજી પણ મજબૂત અને શક્તિશાળી છે તથા પોતાની તાકાતનો ગર્વ ધરાવે છે. સમુદ્ર રેતી સાથે કાનાફુસી કરતો રહ્યો અને પવન તેના અવાજને વિર્સ્તીણ મેદાનમાં ઘસડી લાવતો હતો. નૌન્કાએ ગાવાનું બંધ કર્યું. આકાશમાં ઘેરાયેલાં પેલાં વાદળાંઓએ પાનખરની રાતને વધારે ઘનઘોર બનાવી.

"લોઈકા ચાલતાં ચાલતાં એક પછી એક ડગલું ઘસેડતો હતો. તેનું માથું નીચું નમેલું હતું. તેના હાથ ચાબુકના દોરડાની જેમ લબડતા લટકતા હતા. જ્યારે તે એક નાનકડા ઝરણાના કિનારા પાસે પહોંચ્યો ત્યારે એક પથ્થર ઉપર બેસી ગયો અને વેદનાના ઊંહકારા ભણવા લાગ્યો. વેદનાના ઊંહકારાના પેલા અવાજે તો મારા દિલને લગભગ ભાંગી જ નાખ્યું હતું. પણ હું તેની નજીક ન ગયો. માણસના શોકને શબ્દો દ્વારા કોણ ઓછો કરી શકે છે? આ જ તો મોટી મુસીબત છે. તે ત્યાં જરા પણ હાલ્યા ચાલ્યા વિના નિશ્ચલપણે એક કલાક, બીજો કલાક અને વળી ત્રીજો કલાક પણ માત્ર ત્યાં બેસી જ રહ્યો.

"હું થોડે દૂર આડો પડું છું. આકાશ સ્વચ્છ થઈ ગયું હતું. આખું વિસ્તીર્ણ મેદાન ચંદ્રની રૂપેરી ચાંદનીમાં ડૂબેલું હતું, જેથી તમે દૂર દૂર સુધી જોઈ શકતા હતા.

"અચાનક પડાવ બાજુથી અમારી તરફ ઉતાવળે ઉતાવળે દોડી આવતી રાદ્દા ઉપર મારી નજર પડી.

"હું ખૂબ ખુશ થયો. 'રાદ્દા, ભલું થાય તારું, બહાદુર છોકરી!' મેં વિચાર્યું. તે ચૂપચાપ ઝોબારની નજીક આવી. તેણે તેના ખભા ઉપર હાથ મૂક્યો. ઝોબાર એકદમ ભડકી ગયો. તેણે પોતાના વાળેલા હાથ ખોલીને માથું ઊંચું કર્યું. તે જ ક્ષણે તે એકદમ ઊભો થઈ ગયો અને પોતાનું ચપ્પું પકડમાં લીધું. હે ભગવાન, તે તેને મારી નાંખશે, મેં વિચાર્યું. હું કૂદીને સાવધાન કરવા જવાનો હતો ત્યારે જ મેં સાંભળ્યું:

"'ચપ્પું ફેંકી દે, નહિ તો હું તારું માથું ઉડાવી દઈશ!' મેં તે તરફ જોયું: ત્યાં રાદ્દા લોઇકાના માથા પર નિશાન તાકેલી પિસ્તોલ હાથમાં લઈને ઊભી હતી. એ પાકા શેતાનની સાચી છોકરી હતી તે! સરસ, મેં વિચાર્યું, તાકતમાં તો બંને એકબીજાને મળતાં છે. હવે શું થશે તેનું મને કુતૂહલ છે.

"'હું તને મારી નાખવા નહિ પણ તારી સાથે સુલેહ કરવા આવી હતી,' પોતાની પિસ્તોલને પટ્ટામાં ખોસતાં રાદ્દાએ કહ્યું. 'તારું ચપ્પુ દૂર કર!' તેણે ચપ્પુ દૂર કર્યું અને ક્રોધ ભરી આંખે તેની તરફ તાક્યું. કેવું ભયંકર દૃશ્ય હતું તે! આ બંને જાણાં એકબીજાંની તરફ ક્રોધોન્મત્ત જાનવરોની જેમ તાકી રહ્યાં હતાં. તેઓ બંને કેટલાં સારાં અને બહાદુર હતાં! અને કોઈએ પણ તેમને ન જોયાં પણ ઝળહળતા ચાંદ અને મેં જ તેમને જોયાં.

"'સાંભળ, ઝોબાર, હું તને ચાહું છું,' રાદ્દાએ કહ્યું. ઝોબારે હાથ પગ બાંધેલાં માણસની જેમ માત્ર પોતાના ખભા ઊંચકવા સિવાય કંઈ ન કર્યું.

"'મેં ઘણા બધા પુરુષો જોયા છે. તેઓમાંથી તું સૌથી બહાદુર અને ખૂબસૂરત છે. તેઓમાંનો કોઈપણ પુરુષ મારા એક જ ઇશારે પોતાની મૂંછો મૂંડાવી શક્યો હોત, જો મેં ઇચ્છયું હોય તો તેઓમાંનો કોઈપણ મારે પગે પડ્યો હોત. પણ શા માટે મારે એમ કરવું જોઈએ? તેઓમાંથી એક પણ પુરુષ બહાદુર નહોતો. અને મારી સાથે થોડા જ વખતમાં તેઓ બાયલા થઈ ગયા હોત. ઘણા ઓછા બહાદુર જિપ્સીઓ બાકી રહી ગયા છે, ઝોબાર, ઘણા ઓછા. હજી સુધી મેં કોઈને પણ પ્રેમ નથી કર્યો, ઝોબાર. પણ હું તને ચાહું છું. અને હું પણ સ્વતંત્રતાને પ્રેમ કરું છું. હું તને ચાહું છું તેના કરતાં પણ વધારે મારી સ્વતંત્રતાને ચાહું છું. પણ હવે હું એક પળ પણ તારા વિના જીવી નથી શકતી કે ન તું મારા વિના



જીવી શકે છે. હું તને મારો બનાવવા ઇચ્છું છું, મારા સંપૂર્ણ આત્મા અને શરીરથી મારો બનાવવા ઇચ્છું છું, તું સાંભળે છે, ઝોબાર?'

ઝોબાર હળવું હસ્યો. 'હું સાંભળું છું,' તેણે કહ્યું. 'તું શું કહે છે તે સાંભળતાં મારા દિલને ખૂબ જ આનંદ થાય છે. બોલતી રહે.'

"'હું બીજી એ વાત પણ જ કહેવા ઇચ્છું છું, ઝોબાર: તારી ઇચ્છા જેમ હોય તેમ કર, તું મારી માલિકીમાં રહેશે, તું ચોક્કસ મારો જ થવાનો છે. અને તેથી હવે વધારે સમય ન વેડફી દે: મારાં ચુંબનો અને લાડ તારી રાહ જોઈ રહ્યાં છે. હું તને ખૂબ ખૂબ પ્રેમભર્યાં ચુંબનો કરીશ, ઝોબાર! મારાં ચુંબનોની મોહિની હેઠળ તું ભૂતકાળની વીરતાભરી જિંદગી ભૂલી જશે. જિપ્સીઓ દ્વારા આટલાં ચહાયેલાં તારાં ઉલ્લાસિત ગીતો હવે વધારે સમય વિસ્તીર્ણ મેદાનમાં નહિ ગૂંજે, હવે તું માત્ર મારા માટે—રાદ્દા માટે જ—સૌમ્ય પ્રેમ ગીતો ગાશે... હવે વધારે સમય ન વેડફી નાંખ. મેં આ જે કહ્યું જેનો અર્થ છે કે આવતીકાલથી એક જુવાન મોટા બિરાદરને જેટલી એક નિષ્ઠતાથી સેવા કરે છે તેટલી એક નિષ્ઠતાથી તું મારી સેવા કરશે. તું આખા પડાવની સામે મારા પગે પડશે અને મારા જમણા હાથને ચુંબન કરશે. માત્ર ત્યાર બાદ જ હું તારી પત્ની બનીશ.'

ત્યારે, આમ વાત હતી કે જેની પાછળ પેલી શેતાન છોકરી પડેલી હતી. આવી વાત તો કદી સાંભળવામાં આવી નહોતી. સાચું પૂછો તો ઘરડાં લોકોએ એ કહ્યું હતું કે પ્રાચીન સમયમાં કાળા પર્વતના પ્રદેશમાં મોન્તેનેગ્રીન્સ આવાં રીતિરિવાજો થતાં હતાં પણ તે કદી જિપ્સીઓમાં જોવા નહોતાં મળતાં. આના કરતાં વધારે બેહૂદી કોઈ વાત તું વિચારી શકતો હતો, નૌજુવાન? જો તું આખું વર્ષ તારા મગજમાં ખડકલો કરે તોપણ નહિ.

"ઝોબાર ફરીથી ભડકી ઊઠ્યો. વિસ્તીર્ણ મેદાન તેની ચીસોથી ગૂંજી ઊઠ્યું. એવા માણસની ચીસો કે જે જીવલેણ રીતે ઘવાયો હતો. રાદ્દા થથરી ઊઠી પણ પોતાની લાગણીઓને દગો ન આપ્યો.

"'આવતી કાલ સુધી આવજે અને આવતી કાલે મેં જેમ કહ્યું તેમ તું કરશે, તું સાંભળે છે ઝોબાર?'

"'હું સાંભળું છું. હું તેમ કરીશ!' ઝોબાર ધીમા સાદે કણસ્યો અને રાદ્દા તરફ હાથ લંબાવ્યો. પણ તે તો તેની તરફ નજર સુદ્ધાં નાંખ્યા

વિના ત્યાંથી ચાલી ગઈ. તે પવનથી તૂટેલા વૃક્ષની જેમ ઝૂલવા લાગ્યો. અને ડૂસકાં ભરતો, હસતો નીચે જમીન ઉપર પડી ગયો.

"રાદ્દાએ આવો વર્તાવ તેની સાથે કર્યો હતો, પેલી શાપિત રાદ્દાએ. હું તેને મહામુશ્કેલીએ ભાનમાં પાછો લાવી શક્યો હતો.

"શા માટે લોકોએ આટલું સહેવું જોઈએ? કોઈને પણ તૂટેલા દિલના દર્દની પીડામાં ઊંહકારા સાંભળવામાં આનંદ મળે છે? અફસોસ, એ તો ખૂબ રહસ્યસ્પદ છે.

"જ્યારે હું પડાવ તરફ પાછો ગયો ત્યારે મેં લોકોને જે પણ બન્યું હતું તે જણાવ્યું. અમે આખી હકીકત ઉપર ઊંડો વિચાર કરીને રાહ જોવાનો અને શું બનશે તે જોવાનો નિર્ણય કર્યો. અને આ છે શું બન્યું તે. સાંજે અમે હંમેશની જેમ તાપણા ફરતે એકઠાં થયાં. ઝોબાર પણ અમારી સાથે જોડાયો. તે અત્યંત ખિન્ન લાગતો હતો. એક જ રાતમાં તે જાણે ઝરડાઈ ગયો હતો. તેની આંખો અંદર ધસી ગઈ હતી. જેને તેણે નીચે જમીન ઉપર જડેલી રાખી. અને જ્યારે તેણે કહ્યું ત્યારે એક વખત પણ ઊંચી ન કરી:

"'બિરાદરો, તો વાત આખી આમ છે. આ રાત્રે મેં મારા દિલને તપાસ્યું તો તેમાં મને મુક્તિપ્રેમી જીવન માટે કોઈ જગ્યા ન મળી કે જે હું હંમેશાં જીવતો રહ્યો છું. રાદ્દાએ મારા દિલના એક એક ખૂણામાં પોતાનું સ્થાન લઈ લીધું છે. ત્યાં છે તે સુંદર ખૂબસૂરત રાદ્દા, પોતાનું રાણી જેવું હાસ્ય હસતી. રાદ્દા મારા કરતાં વધારે મુક્તિને ચાહે છે. પણ હું મુક્તિ કરતાં તેને વધારે ચાહું છું અને તેથી મેં તેણે આપેલા આદેશ પ્રમાણે તેની સામે નમવાનો નિર્ણય કર્યો છે કે જેથી બધાં જ જોઈ શકે કે તેની ખૂબસૂરતીએ કેવી રીતે બહાદુર લોઇકો ઝોબારને પોતાનો ગુલામ બનાવ્યો. એ લોઇકો ઝોબાર કે જે રાદ્દાને મળ્યો ત્યાં સુધી સ્ત્રીઓની સાથે બિલાડીઓ ઉંદરોની સાથે રમતી તેમ રમતો હતો. આના માટે તે મારી પત્ની બનશે અને મને ચુંબન કરશે અને પ્રેમ કરશે. તથા મારે તમારા માટે ગીતો ગાવાની બધી જ ઇચ્છાઓ છોડવી પડશે અને મારે મારી સ્વતંત્રતાની ખોટ માટે દુઃખ પણ ન કરવું જોઈશે. આમ જ થવું જોઈએ કેમ ખરું ને, રાદ્દા?' તેણે પોતાની આંખો ઊંચી કરીને તેની તરફ ખિન્નતાપૂર્વક જોયું. તેણે એક શબ્દ પણ કહ્યા વિના સંમતિમાં માથું ધુણાવીને પોતાની સામેની જમીન તરફ આંગળી ચીંધી. આ બધું કેવી રીતે કરવામાં આવ્યું તેની તો અમે કલ્પના પણ કરી શકતાં નહોતાં. વળી અમે ત્યાંથી ઊભા થઈને દૂર જતા રહેવાની ઉત્કટ ઇચ્છા પણ અનુભવી કે જેથી લોઇકો ઝોબારને એક છોકરીના પગે પડતો ન જોઈ શકીએ. પછી ભલેને તે છોકરી રાદ્દા જ કેમ ન હોય. તેમાં કંઈક શરમજનક હતું, કંઈક ખૂબ જ દુઃખદાયક હતું.

'ભલે?' રાદ્દા ઝોબાર તરફ બરાડી.

"'આટલી ઉતાવળ ન કર. હજી તો ઘણો સમય છે—મારાથી થાકીને કંટાળવા માટે ઘણો સમય છે,' ઝોબાર હસ્યો. તેનાં હાસ્યમાં પોલાદનો રણકાર હતો.

"'બિરાદરો, તો વાત આખી આમ છે. મારા માટે હવે શું કરવાનું બાકી રહે છે? મારા કરવા માટે માત્ર એક જ વસ્તુ બાકી એ રહે છે કે મારી રાદ્દાનું દિલ, તેણે આપણને બતાવ્યું છે, તેટલું મજબૂત છે કે નહિ. મારે તેની કસોટી કરવી જ જોઈએ. મને માફ કરશો.'

"અને શું બનવાનું હતું તેની ધારણા કરવા જેટલો સમય મળે તે પહેલાં જ રાદ્દા જમીન ઉપર પડેલી હતી. ઝોબારનું વળેલું ચપ્પું તેના હાથા સુધી રાદ્દાની છાતીમાં ધસેલું હતું. અમે બધાં અવાક્ થઈ ગયાં.

"પણ રાદ્દા એ ચપ્પુ બહાર ખેંચી કાઢીને બાજુમાં ફંગાવી દીધું, ઘાવ તરફ પોતાના કાળા વાળની લટ પકડી અને મોટા સ્પષ્ટ અવાજે હસતાં હસતાં તેણે કહ્યું:

"'વિદાય, ઝોબાર. હું જાણતી હતી કે તું આમ કરશે!..' આટલું કહીને તે મરી ગઈ...

"જોયું, નૌજુવાન, કેવી હતી તે છોકરી? જો સાચે જ આવી કોઈ છોકરી કદી હતી તો તે શેતાન છોકરી હતી. ભગવાન બચાવે.

"'હવે હું તારે પગે પડીશ, મારી ગર્વીલી રાણી!' ઝોબારે એવા અવાજે કહ્યું કે જે વિસ્તીર્ણ મેદાનમાં ચોતરફ ગૂંજી ઊઠ્યો. પોતાની જાતને જમીન ઉપર ફેંકતાં તેણે પોતાના હોઠ મૃત રાદ્દાના પગ પર દબાવ્યા અને ત્યાં નિશ્ચલ પડ્યો રહ્યો. અમે અમારી ટોપીઓ ઉતારીને ચૂપચાપ ત્યાં જ ઊભાં રહ્યાં.

'તેવી ક્ષણે શું કહેવું જોઈએ? કંઈ નહિ. નુર બબડ્યો: 'એને બાંધી દો,' પણ લોઇકો ઝોબારને બાંધવા કોઈએ પણ પોતાનો હાથ ઊંચો ન બાંધવા કર્યો, કે કોઈ તેમ કરશે પણ નહિ. તે વાત નુર જાણતો હતો. તેથી તે પાછો ફરીને ચાલતો થયો. દાનીલોએ રાદ્દાએ ફેંકેલું ચપ્પું ઉપાડ્યું અને થોડી વાર સુધી તેને

તાકતો ઊભો રહ્યો. તેની ધોળી મૂંછો વળ ચઢેલી હતી. ચપ્પુની વાંકી વળેલી તીક્ષ્ણ ધાર ઉપર હજી પણ રાદ્દાના લોહીનાં ચિહ્નો હતાં. ત્યાર બાદ દાનીલો ઝોબાર પાસે ગયો અને તેની પીઠમાં હૃદયની ઉપર ચપ્પુ ઘોંસી દીધું. ગમે તેમ છેવટે તો તે વૃદ્ધ સૈનિક દાનીલો રાદ્દાનો બાપ હતો.

"'તેં તેમ કરી લીધું!' દાનીલો તરફ ફરતાં લોઇકોએ સ્પષ્ટપણે કહ્યું અને ત્યાર બાદ તે રાદ્દાની સાથે જવા ગયો.

"અમે તેમની તરફ જોતાં ત્યાં ઊભાં રહ્યાં. ત્યાં રાદ્દા પોતાના હાથ વડે છાતી સરસા વાળ દબાવતી પડી છે, તેની વિસ્ફારિત ફાટેલી આંખો આસમાની આસમાનમાં તાકી રહી છે. જ્યારે તેના પગ પાસે બહાદુર લોઇકો ઝોબાર પડ્યો છે. તેના વાંકડિયા વાળ તેના ચહેરાને અમારી નજરોથી છુપાવતા હતા.

"થોડા સમય માટે તો અમે ત્યાં વિચારોનાં ખોવાયેલાં ઊભાં રહ્યાં. વૃદ્ધ દાનીલોની મૂંછો ધ્રૂજતી હતી અને તેની ઘની ભ્રૂકુટિઓ અસ્વસ્થ દેખાતી હતી. તેણે આકાશ તરફ જોયું અને એક શબ્દ પણ ન કહ્યો. પણ સફેદ વાળવાળો નુર જમીન ઉપર ફસડાઈ પડ્યો. તેનું આખું શરીર ડૂસકાંને કારણે ધ્રૂજતું હતું.

"આ રડવા માટે સારું કારણ હતું, નૌજુવાન!

"...તાત્પર્ય છે, તેં લીધેલા રસ્તામાં કોઈપણ વસ્તુ તને લલચાવી નથી શકતી સીધા આગળ વધવાનું ચાલુ રાખશે, તો પછી કદાચ તારો ખરાબ અંત નહિ આવે. આમ છે આખી વાર્તા, નૌજુવાન!"

મકારે વાત કરવાની બંધ કરીને તમાકુની કોથળીમાં ચલમ સરકાવી દીધી અને કોટને છાતી ઉપર ચઢાવી દીધો. ધીમે ધીમે વરસાદ પડતો હતો અને જોરદાર પવન ફૂંકાતો હતો. મોજાંઓ નીરસ ક્રોધભર્યા ગડગડાટ સાથે તૂટતાં હતાં. એક પછી એક ઘોડાઓ અમારી ઓલવાતી આગ તરફ આવતા હતા. મોટી બુદ્ધિમાની આંખો વડે અમારી તરફ તાકતા હતા અને પછી અમારી ફરતે કુંડાળામાં હરોળમાં ગોઠવાઈ ગયા.

"હિ, હિ!" મકારે પ્રેમાળપણે તેમને બોલાવ્યા. જ્યારે તેણે પોતાના મનપસંદ કાળા ઘોડાની ગરદનને થપથપાવી ત્યારે તેણે મારી તરફ ફરીને કહ્યું: "સૂઈ જવાનો સમય થઈ ગયો છે." તેણે પગથી માથા સુધી પોતાને કોટમાં લપેટી લીધો અને ત્યાં જ જમીન ઉપર લાંબી તાણીને સૂઈ ગયો.

મને ઊંઘવાની જરા પણ ઇચ્છા નહોતી થતી. હું વિસ્તીર્ણ મેદાનના



અંધકારમાં તાકતો ત્યાં જ બેસી રહ્યો. મારી આંખો સામે આટલી ગર્વીલી, આટલી તોરીલી અને આટલી પ્રેમાળ રાદ્દાની કલ્પનાછબી તરવરતી હતી. તે પોતાની છાતીમાં વાળ સાથેના હાથ દબાવતી પડી હતી. પાતળી ઘેરી આંગળીઓની વચ્ચેથી લોહીનાં ટીપાં ધીમે ધીમે બહાર નીકળતાં હતાં, જે જમીન ઉપર પડતાં જ તેજસ્વી તારલાંમાં પરિવર્તિત થઈ જતાં હતાં.

અને તેની પાછળ તરતી હતી લોઇકો ઝોબારની બહાદુર આકૃતિ; વાંકડિયા કાળા વાળની લટો તેના ચહેરાને ઢાંકતી હતી. વાળની નીચેથી મોટા ઠંડા આંસુનો પ્રવાહ વહેતો હતો...

વરસાદ વધ્યો. સમુદ્રએ આ બે ખૂબસૂરત જિપ્સીઓ લોઇકો ઝોબાર અને વૃદ્ધ સૈનિક દાનીલોની દીકરી રાદ્દા માટે ગંભીર રાજિયો ગાયો.

તેઓ બને રાત્રિનાં અંધકારમાં મૂક્પણે સુંદર રીતે ગોળ ગોળ ચકર ચકર ફરતાં રહ્યાં. અને પોતાની શક્તિ પ્રમાણે પ્રયત્ન કરવા છતાં પણ ખૂબસૂરત ઝોબાર અભિમાની રાદ્દાને ટાંપી શક્યો નહોતો.

૧૮૯૨

## વાચકોને

આ પ્રકાશન વિશે આપને જરૂરી લાગે તે ટીકાટીપ્પણીઓ તથા સલાહસૂચનો આપ મોકલશો તો અમે આભારી થઈશું.

અમને આશા છે કે આપની માતૃભાષામાં રૂસી તથા સોવિયેત સાહિત્યનું વાંચન આપને અમારી જનતાની સંસ્કૃતિ અને જીવનરીતિનો વધારે ઊંડો પરિચય મેળવવામાં સહાયભૂત થશે.

'રાદુગા' પ્રકાશન
૧૭, ઝુબોવ્સ્કી બૂલવાર
મોસ્કો, સોવિયેત સંઘ



## બોરીસ પોલેવોઈ

## સાચુકલા માણસની વાત

૧૯૪૨ના શિયાળામાં ફાસીવાદી લશ્કરો મોસ્કો તરફ ધસી રહ્યાં હતાં ત્યારે એક અસમાન વિમાની લડાઈમાં સોવિયેત પાઈલટ અલેક્સેઈ મેરેસ્યેવનું વિમાન તૂટીને જ જમીન પડી ગયું. મેરેસ્યેવના પગ ભાંગી ગયા. તે ભૂખ અને ઠારથી પીડાતો અઢાર દિવસ સોવિયત સૈન્યની તલાશ કરતો રહ્યો. આખરે તે હોસ્પિટલમાં પહોંચ્યા ત્યારે ડોક્ટરોને તેના થીજી ગયેલા બન્ને પગ કાપી નાખવા પડ્યા. લાગતું કે મેરેસ્યેવ ફરી કદી લશ્કરી પાઈલટ નહિ બની શકે. પરંતુ તેણે મક્કમ નિર્ધાર કરીને મહાવરો શરૂ કરી દીધો, સખત મહેનત કરી અને ફરી કતારોમાં સામલ થઈ જવામાં કામયાબી હાંસલ કરી લીધી. તે અંતિમ વિજયના દિવસ સુધી ફાસીવાદીઓની સામે લડતો રહ્યો. અલેક્સેઈ મેરેસ્યેવને તેની પરાક્રમી જહેમતો બદલ સોવિયેત સંઘના શૂરવીરનો ઈલકાબ એનાયત કરવામાં આવ્યો.

એ કહાણીમાં ઘટના ખરેખર બની હતી, અને અલેક્સેઈ મેરેસ્યેવનું પાત્ર જીવંત માનવી અલેક્સેઈ મરેસ્યેવ ઉપર આધારિત હતું. રાજ્ય પારિતોષિક વિજેતા બોરીસ પોલેવોઈએ (૧૯૦૩-૧૯૮૧) મરેસ્યેવના પરાક્રમનું વર્ણન ઘટનાના સંબંધમાં અત્યંત કાળજીભરી વફાદારીના આધારે કર્યું છે.